# સામાજિક ક્રાંતિના પ્રણેતા
# છગનભા

: લેખક :

**ડૉ. મંગુભાઈ પટેલ**
નિવૃત્ત રીડર, ઈતિહાસવિભાગ, ગુજરાત યુનિવર્સિટી
પૂર્વ મંત્રી, સર્વ વિદ્યાલય કેળવણી મંડળ, ગાંધીનગર

: પ્રકાશક :

**છગનભા પરિવાર**
C/o પાટીદાર હિતવર્ધક ટ્રસ્ટ
૦૨, 'કલિંગ' કોમ્પ્લેક્ષ, માઉન્ટ કાર્મેલ સ્કૂલ પાસે,
આશ્રમરોડ, અમદાવાદ-૯, ● ફોન : ૨૬૫૮૪૯૬૩

**સામાજિક ક્રાંતિના પ્રણેતા છગનભા**
Samajik Krantina Praneta Chhaganbha
by Dr. Mangubhai R. Patel



**આવૃત્તિ પહેલી :** મહાશિવરાત્રી, ૬ માર્ચ, ૨૦૦૮
**આવૃત્તિ બીજી :** મહાશિવરાત્રી, ૨ માર્ચ, ૨૦૧૧

**નકલ :** ૧૦૦૦

**પ્રકાશક :** છગનભા પરિવાર, અમદાવાદ

**કિંમત :** રૂ. ૩૦૦-૦૦

**મુદ્રક :**
હરેશ પટેલ ● પ્રિન્ટોગ્રાફ
૦૨, 'કલિંગ' કોમ્પ્લેક્ષ, માઉન્ટ કાર્મેલ સ્કૂલ પાસે,
આશ્રમરોડ, અમદાવાદ-૯, ● ફોન : ૨૬૫૮૪૯૬૩

# કર ભલા, હોગા ભલા,

**પૂ. છગનભા**

*પૂ. છગનભા અને તેમના સાથીદારોના પ્રબળ પુરુષાર્થથી આપણી કોમ અને સંસ્થાઓમાં જ્ઞાનદીપ પ્રગટ્યો તેના અજવાળામાં દેદીપ્યમાન બનેલી સંસ્થાઓના પૂર્વ અને વર્તમાન દાતા-શ્રીઓ, હોદ્દેદારો અને કડી - ગાંધીનગરની સંસ્થાઓના સમગ્ર પરિવારને પ્રેમપૂર્વક અર્પણ.*

## પ્રાસ્તાવિક

આ પરિવર્તનશીલ સંસારમાં અનેક મનુષ્યો જન્મે છે અને મરણ પામે છે, પરંતુ જે મનુષ્યના પ્રયાસથી, તેની સહાયથી, તેનો વંશ તેમજ તેની જ્ઞાતિને સમાજ ઉન્નતિને પ્રાપ્ત થાય છે તે જ મનુષ્ય ખરેખર જન્મેલો કહેવાય છે. એના જાતિઉદ્ધારક, કુલોદ્ધારક પુરુષપુંગવો સંસારમાં ન હોય છતાં ચિરંજીવી લેખાય છે. અંગ્રેજ કવિના શબ્દોમાં–

No one asks who or what they have been,
More than he asks what waves,
in the moon light solitudes mild
of the ocean have last seen
Form form for a moment and gone.

સમુદ્રના કોઈ એકાન્ત પ્રદેશમાં, ઝાંખાં ચાંદરણાંમાં પ્રતિપળે કેટલાં મોજાં ઊછળી એકબીજામાં અથડાઈ બીજી જ પળે પાછાં સાગરમાં લય પામી જાય છે તે જાણવાની કોઈ દરકાર કરતું નથી; તેમ સામાન્ય મનુષ્યોના જીવનમરણની કોઈ દરકાર રાખતું નથી. પણ, જેમના જીવન વડે ઘણાઓને જીવનનો આધાર મળે છે તથા જેના જીવવાથી ગરીબ માણસો, મિત્રો, સ્નેહીસંબંધી, બંધુજનો અને કુટુંબીઓને આશ્રય મળે છે તેમનું જ જીવન સફળ છે.

This world is not for beggars; it is for those who strugle, fight and conquer.

સંસારમાં જે પુરુષોને પોતાના '**ભાગ્યના સ્રષ્ટ્રાઓ**'ના નામથી ઓળખવામાં આવે છે. તે બધાનાં જીવનચરિત્રો કોઈક ને કોઈક રીતે દરેક મનુષ્યને માટે વાંચવા-વિચારવા તથા અનુકરણ કરવાયોગ્ય હોય છે. વિદ્વાન તેમજ અવિદ્વાન, સાક્ષર તેમજ નિરક્ષર - ઉભયને માટે પુરુષાર્થી પુરુષોનાં જીવનચરિત્રોનું વાંચન અને શ્રવણ એકસરખું હિતાવહ છે. વિદ્વાનો માનવજીવનને '**જીવનસંગ્રામ**' ના નામથી ઓળખાવે છે. સંગ્રામભૂમિમાં જેમ કાયરોના કંઠમાં વિજયલક્ષ્મી વિજયમાળા આરોપતી નથી, તેમ સંસારમાં પણ પુરુષાર્થ રહિત પુરુષપ્રતિભાઓ માનવજીવનના અંતિમ ધ્યેયરૂપ ચતુર્વિધ પુરુષાર્થને સાધી શકતી નથી. એથી વિદ્વાન માણસો કહે છે કે, उद्योगिनं पुरुषसिहमुपैति लक्ष्मी: પ્રમાણે પુરુષાર્થ અનુકૂળ દિશામાં થયા કરે તો મનુષ્ય ધારેલી સિદ્ધિ પ્રાપ્ત કરી શકે.

અહીં શ્રી છગનલાલ પીતાંબરદાસ પટેલ અને તેમના સાથીદારોએ અનુકૂળ દિશામાં

પુરુષાર્થ કરી સમાજસુધારકોનું કાર્ય કર્યું; તેમજ આશ્રમ, ગૌશાળા અને સર્વવિદ્યાલય જેવી સંસ્થાઓનું નિર્માણ કર્યું એમાં પૂ. છગનભા પાયાના પથ્થર બન્યા.

દીર્ઘદૃષ્ટિવાળા સર્વ વિદ્યાલય કેળવણી મંડળના મંત્રીશ્રી વકીલ ધનાભાઈ હ. પટેલના સૂચનથી સંસ્થાએ બે મહાનુભાવોનાં જીવનચરિત્ર લખવાનું નક્કી કર્યું. તે માટેનો શ્રી ભાઈલાલભાઈ જી. પટેલે ઠરાવ લખ્યો. છગનભા અને પુરુષોત્તમદાસ ર. પટેલ (દાસકાકા) જીવનચરિત્ર સમિતિનું ગઠન થયું. છગનભા ચરિત્રકમિટીના કન્વીનર અને એ જ શાળાના પૂર્વઆચાર્ય શ્રી મોહનલાલ બા. પટેલની; અને દાસકાકા ચરિત્રકમિટીના કન્વીનર તરીકે સંસ્થાએ મારી નિમણૂક કરી. આદરણીય શ્રી મોહનલાલ લિખિત '**પ્રજ્ઞાદીપ છગનભા**' અને મેં લખેલું '**કર્મયોગી દાસકાકા**' પ્રગટ થયાં. બંને પુસ્તકો ખૂબ લોકાદર પામ્યાં.

ભાવવાહી શૈલીમાં લખાયેલ આદરણીય શ્રી મોહનલાલના પુસ્તકનો મેં મારા આ પુસ્તકમાં યથાયોગ્ય ઉપયોગ કર્યો છે તે માટે આદર અને આભારની લાગણી પ્રગટ કરું છું.

મારી વિદ્યાર્થીઅવસ્થા બાદ સંસ્થાના ઘણા મહાનુભાવો સાથે જોગાનુજોગ સંબંધો બંધાયા. એમાં શ્રી દાસકાકા, શ્રી સાંકળચંદકાકા, શ્રી ધનાભાઈ વકીલ, પ્રો. રણજીત અનામી, શ્રી ગોપાળકાકા, શ્રી બળદેવ ડોસા, શ્રીમતી સવિતાબેન તેમજ કુન્તાબેન, શ્રી પીતાંબર પટેલ, શ્રી કલ્યાણભાઈ, શ્રી પ્રભાતભાઈ દેસાઈ, લશ્કરીપરિવાર, શ્રી રતિલાલ નાયક, શ્રી શંકરદાસ, (વેકરા) શ્રી પોપટભાઈ, શ્રી નારાયણભાઈ (શેરથા) , શ્રી અંબાલાલભાઈ (વામજ), ડૉ. માણેકલાલ, શ્રી રતિલાલ (છત્રાલ), શ્રી માધવલાલ, શ્રી રસિકભાઈ ગામી, શ્રી રતિલાલ અમીન, શ્રી બાપુદાસ કવિ, શ્રી નરસિંહભાઈ, શ્રી ભોળાભાઈ વગેરે.

આ બધાના સ્વમુખે સાંભળેલો સંસ્થાઓનો રોમાંચક ઇતિહાસ; છગનભા અને અદના કાર્યકરોની ધગશ; આચાર્યોની નિષ્ઠા, ત્યાગ અને સમર્પણની ભાવનાની વાતો વગેરે મારા આ પુસ્તકના સર્જન માટે નિમિત્ત બન્યાં છે.

'**કર્મયોગી દાસકાકા**' પુસ્તકના લખાણ સંદર્ભે ઘણી વ્યક્તિઓને મળવાનું થયેલું. તે વખતે છગનભાની પણ વાતો થતી. ૧૯૫૧માં 'ધરતી' સામાયિકે છગનભા વિશેષાંક બહાર પાડેલો. તેમાં છપાયેલા લેખોની કેટલીક હસ્તપ્રતો મારી પાસે હતી. ૧૯૫૬માં ધરતીના અંકમાં છગનભા ચરિત્રસમિતિના સભ્ય ઈશ્વરભાઈ હ. પટેલે ભાના જીવનના ૧૮ જેટલા પ્રસંગો સુંદર શૈલીમાં લખેલા. કડી સંસ્થાઓમાં સચવાયેલા કેટલાક અહેવાલો જોવાની પણ તક મને મળી હતી ત્યારે પણ મેં છગનભાની નોંધો જુદી તારવી રાખેલી જે આજે ઉપયોગી નીવડી.

**કડવા વિજય, પટેલ**, **પાટીદાર, પટેલબંધુ, કડવા હિતેચ્છુ**, **ચેતન** અને **કિરણ** જેવાં જ્ઞાતિમુખપત્રો મારા અંગત પુસ્તકાલયમાં સચવાયેલાં છે જેમાં સંસ્થાઓ અને છગનભાની વાતો તેમજ સંસ્થાના હેવાલો પ્રગટ થતા એની ભરચક માહિતી આપેલી છે. એના આધારે આ દસ્તાવેજી પુસ્તક તૈયાર થયું છે.



૬૦ વર્ષ પૂર્વે મારા ઘરમાં 'છગનભા'ની નાનકડી છબી લટકતી હતી. આ છબી મોટાભાઈ ઈશ્વરભાઈ લાવ્યા હશે. મને કૌતુક થતું અને મારા બાપુજીને પૂછતો : આ કોની છબી છે? કહેતા. છગનભાની, જેમણે આપણી જ્ઞાતિ માટે બોર્ડિંગ અને શાળા ખોલી હતી. મેં પૂછી નાખ્યું : બાપુજી, તમે છગનભાને જોયા હતા?

હા. તારા મોટાભાઈ શંકરભાઈ અને કેશવભાઈ ખોડીદાસને કડી ભણવા મૂકવા ગયો હતો ત્યારે, છગનભાએ એ બંનેના ખભે હાથ મૂક્યો અને બરડે હાથ ફેરવ્યો હતો. ભાએ પૂછેલું : 'ભાઈ શંકર, દાદીમા શું કરે છે?' ભાઈએ કહ્યું : 'એ તો હમણાં જ મરી ગયાં'. 'તો તો તારા બાપુજીએ બારમું કરી શીરો ખવડાવ્યો હશે?' હા. ભા, બધાને શીરો ખવડાવ્યો હતો. ત્યારે ભાએ મને ઠપકો આપેલો. રામભાઈ, માસ્તર થઈ બારમાં કરો પછી અભણને શું કહેવું? ઝાલાવાડમાં દેવપુરા ગામમાં સારા વિચારો ધરાવનાર ખેડૂત શ્રી લવજીભાઈના 'ભા' મહેમાન થયા. તેમણે કહ્યું : 'ભા, ઓણસાલ વરસ સારું છે એટલે ગામમાંથી બસો મણ દાણા કરી દઉં'. ભાઈ, મને દાણા નહિ, દીકરો ભણવા માટે આપો. તેમણે તેમનો અને સગાનો દીકરો આશ્રમમાં મોકલી આપેલા.

૧૯૫૦માં દિવાળીના વેકેશનમાં ઘરે ગયો. ભાની લટકતી છબી ઉતારી અને મિત્રે મોકલેલ ગાંધીજીનું દિવાળીકાર્ડ એમ બંને ફોટા ભગવાનના ગોખલામાં મૂકી દીધા. મારાં બા મને પૂછે : ભાઈ, આ ભગવાન છે? મેં કહ્યું : 'હા. બા, એકે દેશને ગુલામીમાંથી મુક્ત કર્યો અને બીજાએ આપણી કોમમાં જ્ઞાનદીપ પ્રગટાવ્યો. ત્યાં તારા ત્રણ દીકરા ભણ્યા'. મારાં અભણ શિવકોર બાએ પણ તેમની પૂજા શરૂ કરી.

જેના કુળમાં પ્રતિભાશાળી વ્યક્તિઓ જન્મી હોય તેનાં પેઢીઓ સુધી ગુણગાન ગવાતાં હોય છે. જેમનાં ચરિત્ર-ઇતિહાસ લખાયાં છે એમાં પૂર્વજોનાં ખમીર, ખુમારી ને ખાનદાનીની પૂર્ણ જીવનની કથની જ હોય છે. આપણે એવા પૂર્વજોને આજે પણ યાદ કરીએ છીએ. ઋગ્વેદમાં કહ્યું છે કે, ''આપણા પૂર્વજો એટલે કે પૂર્વોપદેશિત માર્ગનો ઉપદેશ આપનારા અને જીવનનો રાહ ચીંધનારા'' એમને આપણે વંદન કરીએ છીએ. જીવનનું વહેણ કંઈ દિશામાં, કેવી રીતે લઈ જવું એની સાચી સમજ આપનારા આપણા પૂર્વજોને આપણે કઈ રીતે ભૂલી શકીએ?''

આ સંસ્થાને આપણી જ્ઞાતિનાં રત્નો દેશપરદેશમાં રહી પોતપોતાના અનેરા પ્રકાશથી દીપાવી રહ્યાં છે અને વિશ્વ વિદ્યાલયના દરજ્જા સુધી પહોંચાડી દીધી છે અને છગનભાની ભવિષ્યવાણીને સાચી પાડી છે. ''**મને તો શ્રદ્ધા છે કે, આ ભૂમિમાં સેંકડો બાળકો જ્ઞાનનો પ્રકાશ ઝીલશે. પછી આ માતૃસંસ્થાને કયા બળની ખામી રહેશે? ધનની? ધનની તો બિલકુલ કમી નહિ રહે. એક દિવસ એવો આવશે કે આ સંસ્થાના દીકરા પોતાની માતૃસંસ્થાના ચરણે ધનના ઢગલા કરશે. ધનની છોળો ઊડશે... મારી આ શ્રદ્ધા સફળ થઈ છે કે નહિ તેનો નિર્ણય ભાવી પ્રજા કરશે ભાઈ?**''

છગનભાના નિસ્વાર્થ છતાં આત્મશ્રદ્ધાના નિર્ણયો પર આશ્રમના પાયામાં ચણાયેલી એકેએક ઈંટ આજે સ્વપ્નના વિકાસનું ગાન ગાઈ રહી છે.

આ સંસ્થાના પૂર્વવિદ્યાર્થી અને ગુજરાતી ભાષાને ગરીમા અપાવનાર પદ્મશ્રી ડૉ. ભોળાભાઈ પટેલે આ સંસ્થાને 'ઉત્તર ગુજરાતનું કાશી' કહી છે; જ્યારે ભૌતિકશાસ્ત્રના ગણમાન્ય પ્રાધ્યાપકશ્રી પી.સી. પટેલે પૂ. છગનભાને મહારાષ્ટ્રના સુધારક ધોંડો કેશવ કર્વે સાથે સરખાવતાં 'ગુજરાતના કર્વે' તરીકે બિરદાવ્યા છે.

મેં આ પુસ્તક દ્વારા, પૂ. છગનભા, તેમના સાથીદારો, અંધકારમાં ડૂબેલો આપણો સમાજ, આપણી જાજરમાન સંસ્થાઓ, દાતાશ્રીઓ અને ત્યાગી આચાર્યો વગેરેની સાચી ઓળખ આપવાનો નમ્ર પ્રયાસ કર્યો છે.

આ પુસ્તક તૈયાર કરવામાં કડી સંસ્થાના પૂર્વવિદ્યાર્થી અને મારા પરમ મિત્ર અને ગુજરાતના સાક્ષરો સ્વ હરિવલ્લભ ભાયાણી અને પદ્મશ્રી કે. કા. શાસ્ત્રીસાહેબના પ્રીતિપાત્ર એવા પ્રા. ત્રિકમભાઈએ આ પુસ્તકની ભાષાશુદ્ધિ ઉપરાંત એનું નામકરણ તેને રૂપકડું બનાવવાનો સહયોગ આપ્યો છે તેમનો આભાર. ધરતી સંસ્થાની મહિલાપાંખના પૂર્વમંત્રી અને મારાં પત્ની શ્રીમતી પાર્વતીના સહયોગ માટે, તેમજ શ્રી જયંતીભાઈના સુપુત્રો શ્રી હરેશભાઈ અને નયનભાઈનો સુંદર ચીવટ રાખવા માટે આભાર. કડી ગૌશાળાના પૂર્વમેનેજર શ્રી શંકરદાસના પુત્ર શ્રી ચંદુભાઈ અને એમનાં પત્ની શ્રીમતી લક્ષ્મીબહેનનો પણ સવિશેષ આભાર.

આવાં નરરત્નો જે ગામ, જ્ઞાતિ અને સમાજમાં જન્મ્યાં હોય છે તેને ધન્ય છે. તેઓ ભલે આ સ્થૂળ દેહ છોડી ચાલ્યાં ગયાં હોય અને સ્થૂળ ચક્ષુથી આપણે એમને સદેહે જોઈ શકતા ન હોઈએ એવા અને ન દીઠામાં આવે, એવા ભા અને તેમના મિત્રો જીવનઘસારાની ફોરમ મૂકી ગયા છે તે ચિરકાળ રહેવાની છે. પ્રા. ત્રિકમભાઈએ મને પ્રેર્યો ન હોત, તો આ પુસ્તક લખવાનું સાહસ કદાચ મેં કર્યું ન હોત.

***કૌન કહતા હૈ મર ગયે યે લોગ***
***કૌમ કો જિન્દા કર ગયે યે લોગ.***

મને સંસ્થાના અને ભાના ઋણભારમાંથી હળવા થવાનો અવસર આપવા માટે હું પાટીદાર હિતવર્ધક ટ્રસ્ટનો આભારી છું.

૬ માર્ચ, ૨૦૦૮
(મહાશિવરાત્રી)

**– ડૉ. મંગુભાઈ પટેલ**
૪૩૨ બી. 'મંથન' ટ્વીન્સ
જજીસ બંગ્લોઝ, બોડકદેવ,
અમદાવાદ ૩૮૦ ૦૫૪
ટે. નં. ૨૬૮૪૧૪૪૦

# બીજી આવૃત્તિ વેળાએ

'ભા'ની જન્મશતાબ્દીનું દોઢસોમું વર્ષ આવી રહ્યું છે. ૨૧મી સદીમાં 'ભા'ના વિચારો આજે પણ પ્રસ્તુત છે. ભાને કોઈ અલંકારથી નવાજવાની જરૂર નથી. તે માત્ર 'આપણા સૌના ભા' – વંદનીય વિભૂતિ. ઉત્તર ગુજરાતમાં સામાજિક અને શૈક્ષણિક ક્રાંતિની અહાલેક પોકારનાર 'કર ભલા હોગા ભલા'નો જાદુઈ મંત્ર ગુંજતો કરનાર, છગનભા 'સૌના ભા' બન્યા. ગુજરાત વિદ્યાપીઠની પહેલાં સ્થાપેયલી આ સંસ્થામાં મહાત્મા ગાંધીજીએ અને રાજર્ષિ સયાજીરાવ ગાયકવાડે પુનિત પગલાં પાડેલાં.

ઐતિહાસિક પુસ્તક **'સામાજિક ક્રાંતિના પ્રણેતા છગનભા'**ની નકલો ચપોચપ ઊપડી જતાં બીજી આવૃત્તિ અનિવાર્ય બની છે.

'છગનભાના પરિવાર'ના સહયોગથી આ બધું શક્ય બન્યું છે. **આ પરિવારની એક જ નેમ છે : ગુજરાતના લોકો છગનભાના વિચારોને ઝીલે, અમલમાં મૂકે, તો જ સામાજિક અને શૈક્ષણિક ક્રાંતિ બર આવે. 'છગનભા' સામાજિક નેતાનો આદર્શ હતા.**

કચ્છના કડવા પાટીદારો કચ્છમાં અને સિંધ તેમજ કરાંચીમાં વસવાટ કરતા હોવાથી ગુજરાતના પાટીદારો સાથેનો સંપર્ક ઓછો રહ્યો હતો, પરંતુ કડવા પાટીદાર પરિષદો મળતાં કચ્છના ક્રાંતિકારી સુધારક શ્રી નારાયણજી રામજીભાઈ કોન્ટ્રાક્ટર, શ્રી રતનશીભાઈ વગેરે તેમાં હાજરી આપતા થયા અને શ્રી કચ્છ કડવા પાટીદાર પરિષદની સ્થાપના થઈ. કચ્છી પટેલો પરિષદને દેવી ગણે છે. કચ્છના કેટલાક સુધારકો 'ભા'ના પરિચયમાં આવેલા.

૨૮ માર્ચ, ૧૯૨૦ કચ્છ કડવા પાટીદાર જ્ઞાતિની જાહેરસભા વિરાણી મોટીમાં મળેલી. ત્યારબાદ ઓગસ્ટ ૮, ૯, ૧૦-૧૯૨૦ના રોજ કરાંચીમાં મળેલી. આ પરિષદનાં સ્થળ દૂર હોવાથી ગુજરાતના કોઈ પ્રતિનિધિ ગયેલા નહીં. સ્વાગત મંડળના પ્રમુખ નાનજીભાઈ પચાણ અને કરાંચી સભાના પ્રમુખ રાજાભાઈ સામજી ધોળુ, રતનશીભાઈ, ખેતા ડોસાભાઈ પોકાર, નારાયણજી વિરાણી વગેરે કુરિવાજોને નાબૂદ કરવા; સૈયદો, કાકાઓ, ગઢેરાઓના ત્રાસને દૂર કરવા, સામાજિક કુરિવાજો બંધ કરવાના ઠરાવો અને પીરાણા પંથને ત્યજી દેવાના ઠરાવો થયેલા.

તા. ૭, ૮, ૯ ઓક્ટોબર, ૧૯૨૨ના રોજ શ્રી કચ્છ કડવા પાટીદાર પરિષદની બીજી બેઠક કરાંચીમાં થયેલી. સ્વાગતમંડળના પ્રમુખ ખેતાભાઈ ડોસાભાઈ પોકાર હતા. સભાપ્રમુખ માવજીભાઈ પૂંજા હતા અને પરિષદમાં અમદાવાદના શ્રી મગનલાલ

ગોવિંદલાલ એન્જિનિયર પહોંચી ગયેલા. કચ્છ સુધારકોને મદદ કરવામાં શ્રી પુરુષોત્તમ પરીખ, અમરસિંહભાઈ દેસાઈ અને શ્રી વીરમગામવાળા ચંદુભાઈ દેસાઈ તેમજ છગનભા જેવા અનેક નેતાઓ હતા.

શ્રી કચ્છ ક.પા.પ.ની બધી સભામાં સ્ત્રીઓની હાજરી સારી રહેતી અને સ્ત્રીઓ કુરિવાજો છોડવાની તેમજ પીરાણા પંથ ત્યજવાની ત્યાં પ્રતિજ્ઞા લેતી. સાધુ-સંતોની હાજરી પણ ધ્યાન ખેંચતી, સામાજિક ક્રાંતિનો યજ્ઞ ચાલતો હોય અને છગનભા ઝાલ્યા રહે ખરા! શ્રી કચ્છ કડવા પાટીદાર પરિષદની ત્રીજી બેઠક તા.૧૮, ૧૯, ૨૦, ૨૧:-૧૯૨૪ એપ્રિલના રોજ મુંબઈ (ઘાટકોપર) મળી. ગુજરાતમાંથી પૂ. છગનભા અને તેમના સહકાર્યકર પટેલ ધનશાભાઈ જેકણદાસ અને રૂપાલના ચુનીલાલ પટેલ હાજર રહી પોતાના વિચારો રજૂ કરેલા. આ સભામાં કેળવણી પરભાર મૂકવામાં આવ્યો અને પીરાણા પંથમાંથી દેહશુદ્ધિ કરવાનો કાર્યક્રમ ધ્યાન ખેંચે તેવો રહ્યો. આ સભાની વિશિષ્ટતા એ હતી કે, દરબાર ગોપાળદાસ તેમજ શ્રી નરહરિ શર્મા (પરિમલ), શ્રી મહિપતદાસ (ગુરુકુળ), શ્રી વસંત, પંડિત કાર્તાતિક જેવા બ્રહ્મર્ષિ (કડી પણ આવેલા), સ્વામી નિરંજન (સૂરત), શેઠ શિવદાસ ચાંપશી, વસનજી ગણાત્રા અને અન્ય કોમના સુધારકોએ પણ હાજરી આપી હતી. આ સભાના પ્રમુખ શેઠ ચંદુલાલ મણિલાલ દેસાઈ વીરમગામવાળા હતા. જેમણે કડી સંસ્થાને પણ દાન આપેલું છે. કેશવલાલ માધવલાલ વકીલ પણ હાજર હતા. સ્વધર્મવર્ધક મંડળ અને યુવક મંડળ સુંદર કામ કરી રહ્યાં હતાં.

પૂ. છગનભાએ ચારે દિવસ હાજરી આપી હતી. કષ્ટ વેઠીને આવતા ગુજરાતના ભાઈઓનો કચ્છી સુધારકોએ આભાર માન્યો હતો. તમારી હાજરીથી નવો અહેસાસ પેદા થયો તેવું પણ એમણે સ્વીકાર્યું. ત્રીજી બેઠકમાં, ખાસ કરી બાળલગ્નનાં કજોડાં, કન્યાવિક્રય, મરણ પાછળના રિવાજો-ખર્ચાઓ, છૂટાછેડા, કેળવણીનો અભાવ, પીરાણા ધર્મનું કાળું કંલક વગેરે અંગે ચર્ચાઓ થઈ - ઠરાવો થયા. કચ્છના મહારાજા પાસે ડેપ્યુટેશન પણ મોકલવામાં આવ્યું. છગનભા જેવા સુધારકની હાજરીથી કચ્છ સમજાને નવું જોમ મળી ગયું. લોકમાન્ય ટિળક મહારાજ અને મહાત્મા ગાંધીજી તેમજ સ્વ. જ્ઞાતિભક્ત પુરુષોત્તમ પરીખ અને અમરસિંહભાઈની પણ છબીઓ લટકાવવામાં આવી. સ્વ. રામેશ્વરજી મહારાજની પણ છબી મૂકી હતી. **બાળલગ્નના અધમ રિવાજને નાબૂદ કરવાનો ઠરાવ** શ્રી રતનશી ખીમજી ખેતાણી વિરાણીવાળાએ રજૂ કર્યો તેના પર છગનભા બોલ્યા.

૨૦-૪-૨૪ના ત્રીજા દિવસની બેઠકમાં **પા. છગનલાલ પીતાંબરદાસ સરઢવવાળાએ જણાવ્યું કે,** પ્રમુખસાહેબ અને જ્ઞાતિભાઈઓ જ્ઞાતિએ શું કરવાનું છે તેનો વિચાર કરીએ તો, તમારા ભાગમાં બે ફાંટા છે. અમારા ગુજરાત તરફ એક છે. એ આપણે તોડવાના છે. આ લગ્નપ્રથાને આપણે તોડવી જ રહી. હું કહું છું કે, એ ખોટી વાત છે. સંપના બદલે કલેશરૂપ જ એ પ્રથા થઈ પડી છે. ગુજરાતમાં તો ચાણસ્મા-કડી વિભાગ



તરફ એવા દુષ્ટ પુરુષો પડ્યા છે કે જેમનામાં આ રિવાજના કારણને લઈ કુસંપ ઉત્પન્ન થતાં ખેતરોમાં ઘાસ બાળી નાખવાનાં કૃત્યો કરે છે. આ પ્રથાએ આખા દેશની પાયમાલી કરી છે. મને તો મારી આખી ઉંમરનો અનુભવ છે કે આ પ્રકારની પ્રથાથી છોકરો ડાહ્યો હોય, તો છોડી ગાંડી; કન્યા મોટી, તો છોકરો નાનો- એવા પ્રકારનાં અયોગ્ય લગ્નો થાય છે. આ પ્રકારનાં જોડાં જોડવાથી એવા કલેશનાં બીજ વવાયાં છે કે છાપરા ઉપર છૂટું ઘાસ પણ રખાતું નથી. **મારી સમજ પ્રમાણે એક તિથિએ લગ્ન કરવાના કારણે બાળલગ્નો થાય છે માટે તમે એક જ દિવસે લગ્ન થઈ શકે એ વાત સાચી માનશો નહીં. તેમાં નથી કંઈ ધાર્મિકપણું કે નથી કોઈ જાતનો વિવેક સચવાતો.** બ્રાહ્મણો જેવી ઉત્તમ કોમ જે પ્રકારે લગ્ન કરે છે તેમ આપણે પણ શા માટે ન કરવું ? લાંબી મુદતે લગ્નનો દિવસ આવે એટલે ગભરાઈને દોડાદોડી કરવી પડે. નાનાં છોકરાં પરણે છે તેનું મરણ પ્રમાણ ખૂબ મોટું છે. દીકરીને બાળરાંડ આપણાથી કેમ જોઈ શકાય ? એ પાપ આપણે કરીએ છીએ. તે વાત સૌ ભાઈઓ સમજો. જરૂર સિવાય આપણે કંઈ કામ કરતા નથી, તો જ્યારે છોકરાં નાનાં બાળક હોય તેમને સંસાર માંડવાની જરૂર ન હોય તે પ્રસંગે આપણે તેમને શા માટે પરણાવવાં જોઈએ? આપણી એ મૂર્ખતા છે તે સહુ ભાઈઓ સમજો અને એ રિવાજ નાબુદ કરજો એવી મારી વિનંતી છે. (તાળીઓ).

આ ઠરાવ પર શ્રી ધનશાભાઈ અને શ્રી ચુનીલાલે પણ પોતાના વિચારો રજૂ કર્યા હતા.

તા.૨૧-૪-૨૪ની ચોથા દિવસની સભામાં શ્રી શિવજી કાનજી પારસીયાએ ઠરાવ-૬ **છૂટાછેડા એટલે છૂટકાના રિવાજને નાબૂદ કરવા રજૂ કર્યો.** તેની ચર્ચામાં ભાગ લેતાં **પટેલ છગનલાલ પીતાંબરદાસે જણાવ્યું :** મે. પ્રમુખ સાહેબ અને ભાઈઓ, કેટલાક અધમ રિવાજો તમે એવા લઈ બેઠા છો કે જે પશુ-પક્ષીમાં પણ ન હોય! 'ત્યારે મારે તમને ક્યાં ઘટાવવા એ કંઈ સમજાતું નથી. સારસડાં જેવાં પ્રાણી નર કે માદા મરી જાય તો પાછળ રહે તે પોતાનું જોડું બાંધતું નથી. એ પણ તેના નર કે માદાની પાછળ ઝૂરી મરે છે, ત્યારે આપણે કડવા પાટીદારે શું સમજવું ? તમારા કચ્છમાં છૂટકા ઘણા થાય છે. અમારે અમદાવાદમાં પણ થાય છે. આ પાપની હવે હદ વહી ગઈ છે. એટલે હવે તેને કાઢી નાખવું. વર અને કન્યાની અનુકુળતા જોઈને તમે તેનાં લગ્ન કરશો તો આ રિવાજ નીકળી જશે. પોતાને ઠીક ન પડે તેની સાથે જાનવરો પણ જોડાતાં નથી. ઠીક લાગે તેને પકડી રાખે છે. તો આપણે એટલું અવશ્ય કરવું કે પ્રતિકૂળતા દેખાય તેવાંને લગ્નથી જોડવાં નહીં. સેક્રેટરી નારાયણ મિસ્ત્રીએ આ ઠરાવને અનુમોદન આપ્યું. સૌ સહમત થયા અને ઠરાવ પસાર થયેલો જાહેર થયો.

શ્રી મહીપતભાઈ પ્રેમજીએ ઠરાવ નં.૭ રજૂ કર્યો. **જેમાં પુત્ર-પુત્રીઓને કેળવણી આપવી અને જ્ઞાતિફંડ અને પૈસાનો ઉપયોગ જ્ઞાતિમાં કેળવણી માટે થાય એમ કહ્યું.**

**પટેલ છગનલાલ પીતાંબરદાસે જણાવ્યું : આ ઠરાવને ટેકો આપવા હું ઊભો થયો છું. પણ હું ભણેલો નથી એ તમને પહેલેથી કહી દઉં છું. હું કોઈ દિવસ નિશાળોમાં ભણવા ગયો જ નથી. પણ સન્યાસી મહાત્માઓનો મારા ઉપર તે સંબંધી ઉપકાર થયો છે.** અમારા ગુજરાતમાં એવા ઘણા દાખલા છે કે મા-બાપનાં કરજમાં મિલકતો વટાઈ જાય છે અને પાછળ છોકરાંને ભણાવાનાં કોઈ સાધન રહેતાં નથી. આપણી પાટીદારની વાતની પાટીઓ આજે અનેક કારણોને લઈને વીંખાઈ ગઈ છે. બાળલગ્નરિવાજ ઘણો હાનિકર્તા છે. તે અટકાવવા અમે પ્રયત્નો કર્યા છે અને ગુજરાતમાંથી તે નાબૂદ થવા જેવો છે. છતાં બાળકોને કેળવણી આપવાની જરૂર તો છે જ. એ કાર્યની યોજના કર્યા સિવાય અમને સંતોષ થાય તેમ નહોતો. કડી પ્રાંતમાં અમે આપણી નાતના છોકરાં માટે બોર્ડિંગ અને વિદ્યાલય સ્થાપ્યું છે. બોર્ડિંગમાં ૮૦ છોકરાં રહે છે અને ૧૦૫ છોકરા વિદ્યાલયમાં ભણે છે. અંતઃકરણ કેળવાય એ પ્રકારની કેળવણી ત્યાં આપવામાં આવે છે. આપણું પહેલું યુદ્ધ તો જમીન સાથે છે, એટલે ખેતીવાડીની કેળવણી આપવી જ જોઈએ, તેનાં ઓજારોમાં હળ અને કોસની અણીઓ વગેરે કાઢવાનું કામ આપણને આવડવું જોઈએ. બાળકોએ પોતાના વડીલો પ્રત્યેની ફરજ શી છે તે સમજતાં શીખવું જોઈએ. આ પ્રકારની કેળવણી એ જ વિદ્યા છે. **કન્યાઓને કેળવણીની જરૂરિયાત ઘણી છે તે તમે બરાબર સમજીને ધ્યાનમાં રાખશો. છોકરાંને રહેવા અને ભણવાનું સાધન ન હોય તો અમારી કડી બોર્ડિંગમાં મોકલજો. અમારું એ જ્ઞાતિનું કામ જ છે, તમારું જ છે.** જ્ઞાતિહિતાર્થે એક **'કડવાવિજય'** નામક માસિક પ્રગટ થાય છે. તેના તમે ગ્રાહક થજો. આવી હું તમને ભલામણ કરું છું.

'ભા'ના વિચારોનું અનુમોદન આપતાં શ્રી ધનશા ભગતે કેળવણી પર ભાર મૂકી, ચણા ફાકી પગારની દરકાર ન કરે તેવા ત્યાગી શિક્ષકોની વાત કરી. આ સંસ્થાના આદ્યસ્થાપકોના પુણ્યપ્રતાપે આપણને આવા બે આચાર્યો મળ્યા પૂ. બાપુભાઈ ગામી અને પૂ. નાથાભાઈ દેસાઈ.

આ પુસ્તક તૈયાર કરવામાં મારા પરમમિત્ર પ્રા. ત્રિકમભાઈ પટેલ, શ્રી જયંતીભાઈના સુપુત્રો શ્રી હરેશભાઈ અને નયનભાઈ, શ્રી ચંદુભાઈ તથા જાગૃતિ સ્ટુડિયો સૂરતના શ્રી ગણેશભાઈ અને મારાં પત્ની શ્રીમતી પાર્વતીનો આભાર. પૂ. છગનભાના પરિવારનો ખાસ આભાર. મને 'ભા'ના ઋણભારમાંથી મુક્ત થવાનો 'ભા'ના પરિવારે અવસર આપ્યો તે માટે તેમનો ખાસ ઓશીંગણ છું.

**'ભા'ના વિચારોને જીવનમંત્ર બનાવી જીવન જીવનાર એમના વારસદારો જેમણે આ પુસ્તક પ્રકાશનમાં સહાય કરી એમને અર્પણ.**

તા. ૨-૩-૨૦૧૧
મહાશિવરાત્રી

- **ડૉ. મંગુભાઈ પટેલ**
ફોન : (૦૭૯) ૨૬૮૪૧૪૪૦



# અનુક્રમ

૧

## જન્મ - બાળપણ - ઘડતર

સરઢવનિવાસી શ્રી છગનલાલ પીતાંબરદાસની ‘છગનભા’ બન્યા પછીથી કર્મભૂમિ કડી રહેલી છે. કડી મહાલનો પૂર્વઇતિહાસ જાણવાથી આપણા કોઠાસૂઝવાળા સુધારકોએ શિક્ષણસંસ્થાની સ્થાપના માટે કડી ઉપર શા માટે પસંદગી ઉતારી તેનો જવાબ આપોઆપ મળી જશે. સુધારાની હિલચાલ પણ કડી પ્રાંતમાં શરૂ થઈ હતી. ઈ.સ. ૧૯૦૭થી ’૪૦ સુધી છગનલાલ પીતાંબરદાસ પટેલ સુધારાના સમરાંગણમાં ગળાડૂબ હતા. લગભગ ૪૦ વર્ષની ઉંમરે તે આ પ્રવૃત્તિમાં સક્રિય બન્યા હતા.

**કડી :**

શ્રી ગાયકવાડ સરકારના મહેસાણા પ્રાંતમાં કડી મહાલનું આ મુખ્ય શહેર છે અને ગુજરાતનાં જૂનાં શહેરોમાંનું એક છે. રાધનપુર તેમજ પાલનપુર અને વડનગરથી સૌરાષ્ટ્ર અને ખંભાત જતા માર્ગો અહીં મળતા, તેમજ સૌરાષ્ટ્ર અને વીરમગામથી કર્ણાવતી અને ખંભાત અહીં થઈને જવાતું વળી કપડવંજ સાથે સંબધ હોવાથી ઠેઠ માળવા સુધી વહેવાર ચાલતો. આમ, શહેર જૂના વખતથી વ્યપારી અગત્ય ધરાવતું આવ્યું છે.

છતાં સોલંકીઓના વખત સુધી આ ગામ ધોળકા, વીરમગામ, કર્ણાવતી અને પાટણની વચ્ચે હોવા છતાં હાલ જેટલી અગત્ય ધરાવતું નહોતું, દિલ્હીથી સલ્તનતના વખતમાં કડી અર્ધસ્વતંત્ર થયું અને કડીના દેસાઈઓએ તેને રાજકીય મહત્ત્વ આપ્યું. તે પછી આસપાસ ચૂંવાળના કોળી અને વઢિયારના ઠાકરડા જોરાવર થયા અને કાઠિયાવાડના વ્યાપારી માર્ગો પર તે લોકોનો ત્રાસ વધવાથી તે લોકો પર દાબ રાખવાના મથક તરીકે કડીની લશ્કરી અગત્ય ઘણી વધી ગઈ. મુસલમાની રાજ્ય અમલ દરમ્યાન ઉપર જણાવેલા કારણથી તેમને બળવાન બનતા જતા કાઠિયાવાડના ઠાકોરો સાથે મોરચાના સ્થાન તરીકે આ મથક અગત્યનું હતું. મુગલ સલ્તનત વખતે એની લશ્કરી અગત્ય વધતી ગઈ અને મોગલાઈના આખર વખતમાં બાબી વંશે



કડીને રાજધાની કરી. ગુજરાત અને કાઠિયાવાડ વચ્ચે તેને સૌથી અગત્યનું રાજકીય મથક બનાવેલું. પછી મરેઠાઓએ પોતાને દર વર્ષે કાઠિયાવાડમાં મુલકગીરી કરવી પડતી. તેને અંગે આ સ્થળની અગત્ય જોઈ અને તે બાબતે લોકો પાસેથી જાણ મેળવી લશ્કર થાણું સ્થાપ્યું. તે નવી કડી વડોદરાની હકૂમતમાં રહ્યું. પણ સયાજીરાવના વખતમાં તેમના પિતરાઈ મલ્હાવરાવ ગાયકવાડે સૂબાગીરીમાંથી સ્વતંત્રતા ધારણ કરી અને તેને અંતે જબરો વિગ્રહ થયો. આખરે અંગ્રેજોની મદદથી મલ્હાવરાવનો પરાજય કરવામાં આવ્યો.

કડીનો હાલનો કિલ્લો બાબીવંશના લોકોએ બંધાવ્યો છે. તેમાં મલ્હારાવનો મહેલ છે. એમાં ભોંયરાં છે. તેમાં થઈ અમદાવાદ વડોદરા વગેરે સ્થાને જવાય છે.

કડીની આસપાસ ગુજરાતમાં બીજે નંબરે ગણાતું વાગડ રૂ થાય છે. આને માટે આઠ જીનો અને ચાર પ્રેસ છે. એક મિલ પણ છે.

કડીની ખાસ વિશેષતા એ છે કે તેમાં ‘સર્વ વિદ્યાલય’ નામની કેળવણીની સંસ્થા આવેલી છે. સાથે એક વિદ્યાર્થીઆશ્રમ છે. તેમાં બસો વિદ્યાર્થીઓ ભણે છે. એક કન્યા છાત્રાલય છે. એમાં માસિક ચાર રૂપિયામાં કન્યાઓને રહેવાભણવાની સગવડ છે.

કડીમાં પહેલાં જિનિંગ ફેકટરીમાં વપરાતા રોલ્સનાં વાઈસરનો ઘણો ધીંકતો ધંધો હતો, અને લાલા કાના અને નથુ દૂધા એના મોટા વેપારીઓ હતા. આ વાઈસરો કાઠિયાવાડ, માળવા અને ગુજરાતમાં ઠેરઠેર વપરાતાં, પણ પરદેશી હરીફાઈને લીધે આને સજ્જડ ફટકો લાગ્યો છે.

કડીનું ઘી બહુ વખણાય છે અને અમદાવાદ, મુંબઈ અને ઠેઠ કોલકાતા સુધી જાય છે. કડીમાં એક ઓઈલમિલ છે. રૂ, એરંડા, તલ, તેલ અને ઘી પરદેશ જાય છે. વળી સાબુ અને છીંકણી પરદેશ જાય છે. કડી મહાતલ હોવાથી અહીં મહાલ કચેરી શાળાઓ અને બીજી સંસ્થાઓ પણ છે.

શ્રીમંત ખંડેરાવ મહારાજના મરણ બાદ તેમના ભાઈ મલ્હાવરાવ સને ૧૮૭૧માં ગાદીએ આવ્યા. શરૂઆતમાં તેમણે સારી રીતે રાજ્ય ચલાવ્યું. તેઓ મોજીલા પણ હતા અને તેથી સ્ત્રીવર્ગ ગરબામાં ‘શહેરનો સૂબો ક્યારે આવશે રે મલ્હાવરાવ ‘ગીત ગાઈ એ રીતે યાદ કરે છે. રાજ્યવ્યવસ્થામાં અવ્યવસ્થા થવા લાગી.*

આ કસબામાં પીલાજી ગાયકવાડના બીજા પુત્ર મલ્હાવરાવે બંડ કર્યું. પરિણામે ગાયકવાડ અને અંગ્રેજોના લશ્કરે કડીને ઘેરો ઘાલ્યો. સુંદરજી સોદાગરને સમાધાન માટે લવાદ તરીકે મલ્હાવરાવ પાસે અંગ્રેજ સરકારે મોકલ્યો. તેનું કાંઈ પરિણામ

* વડોદરા રાજ્ય ડિરેકટરીઃ સંપાદક : મહાશંકર પાઠક, પ્રકાશક : મનુલાલ ચોકસી, પ્રથમ આવૃત્તિ ૫-૪-’૩૯ વડોદરા; પા. ૨૪૫થી ૨૪૯

આવ્યું નહિ. કર્નલ વોકરે તેના પર ચઢાઈ કરી તેને પકડી કબજે કર્યો હતો. તેની બંધાવેલી હવેલી હાલ પડી ગઈ જે હાલમાં દેખાય છે અને તે વખતનો કિલ્લો વખાણવા જેવો છે. કડીમાં આ પ્રાંતના સૂબા અને વહીવટીદારોની કચેરીઓ, પોસ્ટઓફિસ, પુસ્તકશાળા, હોસ્પિટલ, અંગ્રેજી સ્કૂલ, ગુજરાતી નિશાળ, કન્યાશાળા, મરેઠી શાળા, ઉર્દૂ મદરેસા વગેરે છે. રેલવેના મુસાફરોએ કડી જવું હોય તો તે કલોલ સ્ટેશનથી જઈ શકે છે. આ બે ગામ વચ્ચે ૧૫ માઈલનું અંતર છે. કડી કસબામાં ૧૭૦૦૦ માણસની વસ્તી છે.*

ઉત્તર ગુજરાતમાં આવેલા આ કસબામાં કડવા પાટીદારોની વસ્તી સારી હતી. પરંતુ એ અનેક કુરિવાજોમાં ડૂબેલી હતી. કડી પ્રાંતના સૂબા શ્રી ગોવિંદભાઈ હાથીભાઈ દેસાઈ આ કોમ માટે અને ખેડૂતો માટે કૂણી લાગણી ધરાવતા હતા. કડીમાં વસતા અમીનો અને દેસાઈઓ સરકારમાં સારી વગ ધરાવતા હતા. રાધનપુરના બાબી સરકારના અમલમાં અમદાવાદથી નંદલાલ પ્રેમજીભાઈ નામના કડવા પાટીદાર જ્ઞાતિના પુરુષે કડી આવી વસવાટ કર્યો અને રાજવહીવટમાં સારી મદદ કરવાથી ઈનામી ગામ - ખેરવા, તાબે મહેસાણા - બક્ષિસમાં મેળવ્યું. તદુપરાંત અમીનની પદવિ, છત્રી મશાલનું માન, વતનની ગામે ગામ જમીનો, રોકડ, વતન વગેરે મેળવ્યું. છત્રી મશાલના ખર્ચા માટે એક ગામ હાડવી. તાબે કડી મેળવ્યું. આ પૂર્વ ઇતિહાસને આશરે બે સૈકા વહી ગયા છે. બાબી સરકારને હરાવી શ્રીમંત ગાયકવાડી સરકારનો કડીમાં અમલ શરૂ થયો. તેમણે નંદલાલ પ્રેમજીભાઈના શૌર્ય અને રાજ્ય વહીવટની કુનેહ તથા વફાદારીની કદર કરી પ્રથમના માન અને હોદ્દાઓ ચાલુ રાખી તથા ઈનામી ગામોની બક્ષિસ ચાલુ રાખી. પાછળથી બે હરીફ વચ્ચે જેમ સામાન્ય રીતે બને છે તેમ દેસાઈ અને અમીન બે કારભારીઓ વચ્ચે વૈમનસ્ય ઉત્પન્ન થવાથી કડી છોડવું પડ્યું. અને ગોઝારિયાના વિજાપુર ગામે સંવત ૧૮૩૩ (ઈ.સ. ૧૭૭૭)ના અરસામાં આવી વસવાટ કર્યો. કડવા પાટીદાર જ્ઞાતિમાં મહેસાણા પ્રાંતમાં અમીન કુટુમ્બ આ એક જ છે. તેના મુળ પુરુષ નંદલાલથી છઠ્ઠી પેઢીના વંશ જ તે રામચંદ્ર અમીન. એમનો જન્મ ગોઝારિયામાં સંવત ૧૯૫૧માં થયો હતો. તેઓ અનેક શિક્ષણસંસ્થાઓ સાથે જોડાયેલા હતા અને સુધારાવાદી હતા. છગનભાની દરેક પ્રવૃત્તિમાં તન-મન-ધનથી સહકાર આપતા હતા.

કડી પ્રાંત ખેડૂત સમાજની સભાનું આયોજન કરનાર અને કડી બોર્ડિંગની રચનામાં રસ લેનાર શ્રી માણેકલાલ રાધાભાઈ અમીન. તેમજ ચતુરભાઈ રાધાભાઈ અમીન હતા.

---

* 'ગુજરાત, રાજસ્થાન - વડોદરાનું રાજ્ય' પાન ૧ થી ૫૪



**જન્મ :**

સરઢવના ચુસ્ત કબીરપંથી ભક્ત પીતાંબરલાલ ઝવેરદાસ પટેલને ખોરડે અજવાળું થયું અને ભક્તહૃદયી પ્રેમાળ કૃષ્ણબાની કૂખે સંવત ૧૯૧૯માં - ઈ. સ. ૧૮૬૩માં આસો વદ અમાસને દિવસે પુત્રરત્નનો જન્મ. નામ રાખ્યું છગન. પાછળથી આ કુળ દીપકે છ-ગન જેટલી તાકાત બતાવી પાટીદારનું ખોળિયું ઉજાળ્યું.

૮ વર્ષની ભણવા-ગણવા ને રમવાની ઉંમરે કિનખાબના વણાટના ધંધાનું કામકાજ શીખવા લાગ્યો.* ઘરમાં ધાર્મિક - આધ્યાત્મિક વાતાવરણ હોવાને લીધે આખું ઘર ભક્તિરંગે રંગાયેલું હતું. સાધુ-સંતોની અવરજવરને લીધે અવારનવાર ધાર્મિક ચર્ચાઓ જામતી. કુમળા માનસ પર તેની અસર થતાં છગન નાનપણથી વેદાંતી રંગે રંગાયા અને પાકા વેદાંતી બન્યા. સરઢવ ગામ અને આદરજના કેટલાક સ્વજનો પણ વેદાંતી માર્ગ તરફ વળ્યા. પણ છગનલાલ જેવા પાકા વેદાંતી થોડા. કેટલાક વેદાંતીઓએ એક પર બીજી કરેલી. અને રેલ આવતાં ઢોરોની ગમાણમાં ઊભા રહી. બારમાનો શીરો ખાધેલો. તેઓનાં નામો પણ પાટીદારના મુખપત્રના પાને ચડેલાં.

૧૮ વર્ષ સુધી અભણ રહેનાર યુવાન છગનલાલમાં વ્યવહારુ જ્ઞાનનો વિકાસ સત્સંગથી થયેલો. ચર્ચાઓમાં ભાગ લેતા થયા; પણ છગનલાલને અભણતા સાલતી હતી. પટેલભાઈના શબ્દોમાં કહીએ તો. કાળા અક્ષર ભેંસ બરાબર. યુવાન છગને ભણવાનો દૃઢ નિર્ધાર કર્યો અને તેના જ કારણે આત્મબળથી દશ જ મહિનામાં ચાર ધોરણનો અભ્યાસક્રમ પૂરો કર્યો. અમદાવાદ લુણસાવાડામાં આવેલ ખૂધા મહેતાની પાઠશાળાએ તેમને ગુરુજ્ઞાન આપ્યું. લખતાં-વાંચતાં - નામું લખતાં શીખવ્યું. તેમનું માનસ વેપારીનું હતું જ. કોઠાસૂઝ પણ ગજબની હતી. તેમનાં લખાણો આપણને આ બાબતોની ખાતરી કરી આપે છે. વેપાર અર્થે ઘણાબધા પ્રદેશોની મુલાકાતો લેવી પડતી તેની માતબર નોંધ કડી સર્વ વિદ્યાલયના શિક્ષક છ.કા. પટેલે તેમના લખાણમાં લીધી છે, એટલું જ નહિ પણ 'ભાની વાતો' નામની ચોપડી પણ પ્રગટ કરેલી.

લુણસાવાડાની નિશાળના દશ મહિનાના ગાળાનો ચિતાર સર્વ વિદ્યાલય કડીના પૂર્વઆચાર્ય, સાહિત્યકાર અને 'પ્રજ્ઞાદીપ છગનભા' પુસ્તકના લેખક શ્રી મોહનલાલે સુંદર આપ્યો છે.

આ દશ માસનો સમયગાળો છગનલાલના જીવનમાં જ નહીં, સમગ્ર ગુજરાતના જનજીવનમાં મહત્ત્વનો વળાંક લાવનારો બની રહ્યો. પણ આજે પ્રશ્ન એ થાય કે છગનલાલ ખૂંધા મહેતાની પાઠશાળામાં ન ગયા હોત તો? કદાચ છગનલાલ કિનખાબ વણાટના ધંધામાં જ રહ્યા હોત અથવા તો વતનમાં જઈ ખેતી સંભાળી હોત તો?

---

* કિનખાબ અને વણાટની તેમજ ચાંદીના તાર ખેંચવાની કસબમાં કડવા પટેલોનો આગવો કસબ હતો. વધુ વિગત માટે વાંચો : મગનલાલ વખતચંદ કૃત. અમદાવાદનો 'ઇતિહાસ, '૧૮૮૦. અમદાવાદ.

તેમનામાં રહેલી સૂઝસમજ, સાહસ કે ધૈર્ય જેવા કલ્યાણકારી ગુણો તેમના પોતાના જ ઉપયોગ માટે મર્યાદિત રાખ્યા હોત તો? તો પાટીદાર સમાજને એક સમર્પિત કેળવણીકાર ન મળ્યો હોત, અને આજે પાટીદાર સમાજમાં દેખાતાં ઉત્સાહ, સ્ફૂર્તિ અને ચૈતન્ય કદાચ જોવા ન મળત કદાચ, પાટીદાર સમાજ આજે જે સ્તરે છે તે સ્તરે પહોંચ્યો ન હોત!

હું આ સંસ્થાનો પૂર્વ વિદ્યાર્થી છું તેનું મને ગૌરવ છે. મારે મન આ સંસ્થા તક્ષશિલા, નાલંદા કે શાંતિનિકેતન કરતાં સહેજ પણ ઊતરતી નથી. ગણમાન્ય સાહિત્યકાર ડૉ. ભોળાભાઈ પટેલે આ સંસ્થાને માટે 'ઉત્તર ગુજરાતનું કાશી' શબ્દ પ્રયોજ્યો તે યોગ્ય જ છે.

૧૮ વર્ષથી ૪૦ વર્ષની ઉંમરનો સમયગાળો છગનલાલ માટે મહત્ત્વનો બની રહ્યો. આ સમય દરમ્યાન તેઓએ અમદાવાદની શરાફી પેઢીમાં નોકરી કરી, લાકડાની લાટીનો સ્વતંત્ર ધંધો કર્યો, અનાજ-કરિયાણાનો ધંધો કર્યો. આમ, છગનલાલને દેશાટનને કારણે વિવિધ પ્રકારના અનુભવો થયા, વિવિધ પ્રકારના જનસમુદાયનો સંપર્ક થયો. રઝળપાટમાંથી ઘણું જીવન ભાથું તેમણે મેળવ્યું. સાથે સાથે વેદાંતસત્સંગ, શાસ્ત્રચર્ચા, શાસ્ત્રવાંચન વગેરે તો ચાલુ જ રાખ્યું. મેડા આદરજ અને સરઢવ ગામમાં વેદાંતીઓની સંખ્યા વધવા લાગી. સ્વામી હૃદયાનંદ સાગર પાસે તત્ત્વાનુસંધાન તેમજ અન્ય વેદાંત ગ્રંથોનો અભ્યાસ કર્યો. ધંધાઓ આટોપી માદરે વતન સરઢવ આવ્યા.

કડવા પાટીદાર સમાજ કુરિવાજોથી પીડાતો હતો. છગનલાલે તે નાબૂદ કરવાની ઝુંબેશ પોતાના ઘરથી જ, પોતાના ગામમાં કરી. આપણે સૌ છગનલાલને ૧૯૧૯થી ઓળખીએ છીએ. પરંતુ તેમને તો પોતાની ઓળખ ઊભી કરવાનું કાર્ય ૪૦ વર્ષની ઉંમરે શરૂ કરી દીધું હતું. ભરજુવાનીમાં એ કડવા પાટીદાર શુભેચ્છક સમાજની બેઠકો ગજવવા લાગ્યા હતા. એમણે મૃત્યુ પર્યન્ત સુધારાની મશાલ જલતી રાખી.

તેમને ખાસ કરીને બાળલગ્ન, પ્રેતભોજનનાબૂદી અને કેળવણીની સંસ્થાઓ શરૂ કરવાની હિમાયત કરી હતી. કુરિવાજો, અંધશ્રદ્ધા, વહેમ અને અજ્ઞાનતામાં ડૂબેલા જ્ઞાતિબંધુઓની સ્થિતિ જોઈ તેમનું હૈયું કકળી ઊઠ્યું. તેમના લેખોમાં અને પ્રવાસનોંધોમાં તેમને આ દર્દને વાચા આપી છે. ૧૯૦૭થી સુધારક તરીકે મેદાનમાં આવ્યા. ૧૯૦૩થી કડવા પાટીદાર મેળાવડાઓની અમદાવાદમાં શરૂઆત થઈ હતી તેની અસર પણ છગનલાલે ઝીલી હોય; કારણ કે અમદાવાદના જ્ઞાતિઆગેવાનો અને શેઠિયાઓના તેઓ પરિચયમાં હતા. સામાજિક સેવામાં ખૂપી ગયા તેમ કહીએ તો જરા પણ અતિશયોક્તિ નથી. 'કડવા વિજય' મુખપત્રના તંત્રી અને કડવા પાટીદાર શુભેચ્છક સમાજના મંત્રી વીરમગામના પુરુષોત્તમ પરીખનો મંત્ર હતો : **'કેળવણી વિના જ્ઞાતિનો ઉધ્ધાર નથી.'** આ મંત્ર છગનલાલે હૈયે કોતરી લીધો. ક.પા.શુભેચ્છક



સમાજ, કડવા પાટીદાર પરિષદો, જ્ઞાતિમેળાવડાઓ, ઉમિયામાતાજીના મેળાઓ અને યુવક પરિષદોમાં છગનલાલ અચૂક પહોંચી જતા અને પોતાના વિચારો રજૂ કરી, ઠરાવો પણ મૂકતા. બીજાના સારા વિચારોને અનુમોદન આપતા. દાખલા - દલીલ - દૃષ્ટાંતો સાથે પોતાની વાતો રજૂ કરતા તેની આગવી અસર જ્ઞાતિબંધુઓ પર પડતી. હાજર ન રહી શકે તો છેવટે પોતાનો સંદેશો તો મોકલી જ આપતા.

આ પ્રવૃત્તિને કારણે છગનલાલનું મિત્રમંડળ બહોળું થયું. તેનો વ્યાપ ગુજરાતભરમાં ફેલાયો. વિચારક્રાંતિની આબોહવા જામી. જાતભાતના સુધારકો, વકીલો, ડોક્ટરો, પ્રોફેસરો, ઉદ્યોગપતિઓ અને જ્ઞાતિઆગેવાનોને મળવાનું થતું આ સમયગાળામાં જુદાજુદા પ્રદેશમાં ત્રણ-ચાર બોર્ડિંગ હાઉસ અસ્તિત્વમાં આવ્યાં. કડવા પાટીદાર આશ્રમ, વડોદરા; બેચરભાઈ રાયજીભાઈ; ક.પા. આશ્રમ, સુરત, રાવ સાહેબ પુરુષોત્તમદાસ ફકીરભાઈ; ભરૂચમાં ક. પા. આશ્રમ શ્રી ચુનીલાલ વનમાળીદાસ કડવા પાટીદાર હિતવર્ધક મંડળ દ્વારા એક આશ્રમ શ્રી નગીનદાસ તેમજ હીરાલાલ વસંતલાલ અને કડી આશ્રમ છગનલાલને કારણે આકાર પામ્યા. આ બધી સંસ્થાઓ સાથે છગનલાલ જોડાયેલા હતા. સંસ્થાઓની કારોબારીમાં પણ હતા. નાનુ-મોટું દાન પણ આપતા. આ સમયગાળામાં સ્થપાયેલ કડવા-લેઉવા આશ્રમોના સ્થાપકો રાષ્ટ્રવાદીઓ અને પ્રખર ગાંધીવાદી હતા. એટલે ઘણાખરા આશ્રમોની આચારસંહિતા ગુજરાત વિદ્યાપીઠ અને સાબરમતી આશ્રમના ઢાંચામાં ઢળેલી હતી.

યુવાન છગનલાલ ઉપર ગાંધીનો પ્રભાવ જોવા મળે છે. તેમને અમદાવાદની મજૂરચળવળ પણ જોયેલી. ૧૯૨૧ની અમદાવાદમાં વિદેશી કાપડની હોળીએ તેમને ખાદી પહેરતા કર્યા. તેઓ પોતે કાંતતા અને વણાવીને પહેરતા. પૂરેપૂરા સ્વદેશી રંગે રંગાયેલા હતા. કડી સર્વ વિદ્યાલય અને આશ્રમમાં જોડાયેલા શ્રી બાપુભાઈ ગામી; શ્રી પોપટભાઈ; શ્રી છ. કા. પટેલ; શ્રી ચુનીભાઈ પટેલ; ઉમેદભાઈ પટેલ વગેરે પ્રખર રાષ્ટ્રવાદીઓ હતા. શ્રી બાપુભાઈને બાદ કરતાં આ ત્રણેય શિક્ષકો ગુજરાત વિદ્યાપીઠના સ્નાતકો હતા. શ્રી બાપુભાઈ ઓડમાં રાષ્ટ્રીય શાળા સ્થાપ્યા બાદ કડી આવ્યા. તેઓ શિક્ષક માટે મુખપત્ર ચલાવતા જેનું છાપકામ મહેસાણામાં થતું.

ડૉ. હરિપ્રસાદ દેસાઈના કારણે છગનલાલ ગાંધી બાપુના પરિચયમાં આવ્યા. કડી સંસ્થાની સ્થાપનાનો અને વિદ્યાપીઠની સ્થાપનાનો સમય ઘણો નજીક હતો. કડી સંસ્થા રાષ્ટ્રીય શાળાના આદર્શો પર કામ કરતી હતી.

છગનલાલે પોતે જ પોતાના ગામમાંથી નેતૃત્વ શરૂ કર્યું. શિક્ષણનું પ્રમાણ સરઢવમાં સારું હતું. મોટાબાર કડવા પાટીદારના ગોળમાં પણ સુધારાની હવા ચાલતી હતી. ૧૯૦૭માં કડી પ્રાંત ખેડૂત સભા અને સરઢવમાં મળેલ સભાની નોંધ લઈએ તો સરઢવ અને અન્ય ગામોની સુધારાની લગનનો ખ્યાલ આવશે.

■ ■ ■

## ૨

## શ્રી છગનલાલ પીતાંબરદાસ પટેલ : સુધારાના સમરાંગણમાં (૧૯૦૬ - ૧૯૪૦)

કડવા પાટીદાર કોમમાં લેઉવા પાટીદારો કરતાં ભણતરનું પ્રમાણ ઓછું હોવાથી સુધારાના સમરાંગણમાં કામ કરે તેવા કાબેલ આગેવાનો આંગળીના વેઢે ગણી શકાય તેટલા હતા. આમ તો સુધારાના મશાલચી રા. બ. બહેચરદાસ લશ્કરી સી.એસ.આઈ.એ અંગ્રેજ અમલદારોની સહાયથી ૧૮૪૮થી સુધારાપ્રવૃત્તિ શરૂ કરી હતી. પાટડીરાજ્યના શ્રી જોરાવરસિંહજીએ ૧૮૬૫માં દીકરીઓ સારુ નિયમો બનાવ્યા હતા અને તે માટે પાટડીમાં મેળાવડો બોલાવ્યો હતો. ત્યારબાદ પાટડી, વીરમગામ તેમજ અમદાવાદમાં જ્ઞાતિમેળાવડાઓ થવા લાગ્યા.

કોન્ફરન્સો કે જ્ઞાતિસંમેલનોની જરૂરિયાત પર ઘણા વખત સુધી વિવાદો ચાલ્યા. તેનાથી થતા ફાયદા અને જ્ઞાતિના સંગઠન માટે તેની જરૂરિયાત અંગેના ઘણા લેખો જુદાજુદા પ્રદેશોમાંથી લેખકોએ લખી મોકલાવ્યા. ક્યાંકથી પંચ આગેવાનોએ જ્ઞાતિ મેળાવડા ભરવાની હિલચાલો કરી અને આખરે કડવા પાટીદાર શુભેચ્છક સમાજનો જન્મ થયો.

સૌપ્રથમ બાવળાના 'શિક્ષક પટેલ જેસિંગદાસ કાલિદાસ' ૧૮૮૩ **'સ્વદેશ હિતવર્ધક'** માસિક શરૂ કર્યું. ત્યારબાદ **'વિજય પાટીદાર મિત્ર'** નામ બદલી **'કડવા વિજય'** થયું. **'પાટીદાર હિતેચ્છુક', 'પટેલ' 'ચેતન'** જેવાં જ્ઞાતિમુખપત્રો ૧૮૮૩થી ૧૯૪૦ના ગાળામાં અસ્તિત્વમાં આવ્યા. 'વિજય' નામનું પત્ર. તંત્રી-માલિક મણિભાઈ દોલતભાઈનું અવસાન થતાં બંધ પડ્યું. (૧૯૦૩થી ૧૯૦૬) ૧૯૦૭માં **'પાટીદાર મિત્ર'** નામનાં હેન્ડબિલ પુરુષોત્તમ લલ્લુભાઈ પરીખે અને કેશવલાલ માધવલાલે છાપ્યાં હતાં. પાછળથી તેનું નામ **'કડવાવિજય'** આપ્યું.

આ બધાં જ્ઞાતિમુખપત્રોમાં છગનલાલ વિશેની ઘણી માહિતી મળે છે. તેના આધારે કહીએ તો તે સમાજ સુધારક હતા.



### શ્રી કડી પ્રાંત ખેડૂત સમાજ - ૧૯૦૭

પ્રિય વાંચકો સદરહુ સમાજની બીના જાણી તમારા હૃદયમાં અપૂર્વ હર્ષ થશે પરંતુ આટલેથી જ સંબોધન પામતાં તમો તેની સંપૂર્ણ વિગત જાણવા બમણી આતુરતાથી જિજ્ઞાસુ બનશો જ. તેથી તમારી જાણને સારુ સદરહુ સમાજની વીગતવાર નીચે હું નોંધ લઉં છું તે વાંચી યોગ્ય બોધ ગ્રહણ કરશો તો તમારા ખાતર લીધેલો મારો પરિશ્રમ સફળ થયો સમજીશ.

વીરમગામ શ્રી કડવા પાટીદાર કોન્ફરન્સના પ્રમુખ દેસાઈશ્રી રાયસિંહજી કેશવભાઈના ઉપર સદરહુ સમાજની સ્વાગત કમિટીના ચેરમેન અને એક્ટીંગ પ્રમુખ અમીન મી. માણેકલાલ રાધાભાઈ તરફથી બે પ્રતિનિધિ મોકલવાને આમંત્રણ પત્રિકા આવી હતી તે મુજબ જ્ઞાતિયે મળી આપણા માસિકના તંત્રી મી. પુરુષોત્તમદાસ તથા ઉપદેશક તરીકે નીમાયેલા દેસાઈ નારણદાસભાઈ બંનેની તે સમાજની તા. ૨૫-૧૨-૦૭ની બેઠકમાં કડી જવા નીમણુંક કરી. ખરેખર તેમના અનુભવમાં તેમણે જે જે જોયું તથા અનુભવ્યું તે સ્વજ્ઞાતિની મહાન સભાના કામકાજને ઉપયોગી જ્ઞાન આપતું હતું. કડીના સ્ટેશને ઉતરતાં જ પ્રતિનિધિઓને લેવા સ્વાગત કમિટીના આસીસ્ટંટ સેક્રેટરી મી. બાપુજીભાઈ કેળવદાસ પોતાના કડી તાલુકાના કેટલાક માણસો સાથે હાજર હતા. જેમણે દરેક મહેમાનને 'રામ રામ'ના પુણ્ય શ્લોકથી લાંબા હાથે વધાવી લીધા. બાદ સર્વને ઉતારા પર લઈ જવામાં આવ્યા. ભોજન સારું જે પદ્ધતિ રાખવામાં આવી હતી તે બહુ જ વિચાર કરીને તથા કરકસરના અંગે ડહાપણ ભરી હતી. આ સમાજમાં ભાગ લેવાને કડી પ્રાંતના દરેક તાલુકા માંહેના જુદાં જુદાં ગામોના મુખી મતાદારોને આમંત્રણ કરવામાં આવ્યું હતું. જેથી બેશક હજારેક માણસની હાજરી સમાજમાં હતી તોપણ  કેટલાક દુરનાં ગામો કારણસર આ ઉત્તમસમાજનો લાભ લઈ શક્યાં નહોતાં.

બ્રાહ્મણોની વાડીમાં સમાજની બેઠક પુર દમામ ને વાવટા સાથે મળી હતી. જેનું પ્રમુખસ્થાન લેવા અમદાવાદથી મર્હૂમ શેઠ બહેચરદાસ લશ્કરીના પૌત્ર શેઠ દુર્ગાપ્રસાદને ખાસ બોલવામાં આવ્યા હતા. બપોરના એકાદ વાગે સભાનું કામ શરૂ થતાં સ્વાગત કમિટિના સેક્રેટરી મી. માણેકલાલે પોતાનું ભાષણ વાંચવા માંડ્યું. પધારેલા પ્રતિનિધિઓને લીધેલી તસ્દી માટે જીગરભર્યો આવકાર આપ્યા પછી તેમણે શેઠ દુર્ગાપ્રસાદને પ્રમુખપદ આપવાની દરખાસ્ત કરી જેને મી. કેશવલાલ છકડસીએ પોતે પરહદના હોવા વગેરેની અડચણો બતાવી તે પદને માટે મી. ચતુરભાઈ અમીનને સારુ પોતે ભલામણ કરી જેથી સર્વાનુમતે મી. અમીનને પસંદ કરવામાં આવતાં હર્ષના પોકાર વચ્ચે પોતે પ્રમુખની બેઠક લીધી. શરૂમાં મંગલાચરણ તરીકે મી. નારણદાસ જોરભાઈ વીરમગામવાળાએ પોતાની રચેલી ઘણી સારી કવિતાઓ ગાઈ સંભળાવી.

પ્રમુખ અમીનની મી. ચતુરભાઈનું ભાષણ ઘણું સ્તુતિપાત્ર તથા બોધ લેવા લાયક હતું. પોતાને પ્રમુખ તરીકે સ્વીકારવા માટે દરેકનો આભાર માની પોતાનું રસીક ભાષણ શરૂ કર્યું. નામદાર ગાયકવાડ સરકારના ફરજિયાત કેળવણીના કાયદા માટે તે નામવરનો પુર્ણ જીગરથી ઉપકાર માનવામાં આવ્યો હતો. બાદ ઉંમરનાં વરસોની હદ બાંધનારો કાયદો ખરેખર સ્તુતિપાત્ર છે પરંતુ તેથી આપણી બાર વરસે સાથે જ લગ્ન કરવાની પરંપરાની રીતને તે કાયદાથી પડતી અડચણો માટે મહારાજા સુધી અરજ લઈ જવા પોતાની હિમાયત આપી હતી. કેળવણી લેવા પોતાના દરેક ભ્રાતાને ભલામણ કરતાં ખેતીવાડીના જ્ઞાનની આવશ્યકતાનું તેમણે સારું બ્યાન કર્યું હતું જેથી લોકોના હૃદયપર ઉમદા છાપ પડી હતી.

સ્વાગત કમીટીના આ સેક્રેટરી મી. બાપુજીએ ભાષણ કરતાં સર્વને સંબોધી સમાજના બંધારણ વિશે સર્વને સારી સમજુત આપી હતી.

સેક્રેટરી મી. માણેકલાલે ભાષણ શરૂ કરતાં નામદાર મહારાજા સાહેબે આપણને જે ગ્રામ્ય મહાલ અને પ્રાંત પંચાયત વગેરે હકો આપ્યા છે તે સારું તેમનો ઉપકાર માનવાની દરખાસ્ત મુકી તે સર્વાનુમતે મહારાજની જય ! જય ! જય ! નાપોકાર વચ્ચે પાસ થઈ હતી તે દયાળુ મહારાજાને બાણોના નામે થતો જુલમ વીદીત કરી પત્થરનાં બાણોની માગણી કરવા પોતાનો વિચાર દર્શાવ્યો હતો. ભવિષ્યમાં વીરમગામ ખાતે મળનારી સ્વજ્ઞાતિની મહાન સભાનો તન મન અને ધનથી મદદ કરવાનો ઠરાવ થયો હતો. વળી ઉઘાડી છાતી મુકી રોવા કુટવાના નઠારા રીવાજ પર પુષ્કળ ટીકા કરી, ફરજિયાત વરા, નાની વયના યુવકો પાછળ થતાં જમણ અને બાળ લગ્ન વગેરે, પર અંકુશ મુકવા જણાવ્યું હતું. કૃષી કેળવણીની ખામી એ જ આપણી દુર્બળ દશાનું મુળ ગણી તેને માટે ફંડની યોજા કરવા વિનંતી કરી પોતાનું ભાષણ ખતમ કર્યું હતું.

બાદ કુંડાળાના મુખી પા. પીતાંબરદાસ ભગવાનદાસે પણ મેળાવડાને પોતાના ગામ તરફથી અભિનંદન આપતાં એક સારુ ભાષણ વાંચી સંભળાવ્યું હતું.

વીરમગામથી આવેલા નારણદાસે કોનફરન્સ વીશે ભાષણ કરતાં તેનું બંધારણ, પ્રતિનિધિઓની ચુંટણીની પદ્ધતિ તથા તેના હેતુ વિશે સારી રીતે વિવેચન કરી સંપ તથા કેળવણી (ખેતીની) માટે ખાસ ભલામણ કરી હતી.

વીરમગામથી બીજા આવેલા શ્રી કડવા વિજયના તંત્રી મી. પુરુષોત્તમદાસે ઊભા થઈ સર્વને આ મંડળ પ્રતિ અપૂર્વ ઉત્સાહ છે માટે ઘણો ધન્યવાદ આપ્યો અને સમગ્ર ભરતખંડનો ધંધો ખેતી છે તેથી તેનો ઉદ્ધાર કરવામાં આખો દેશ આબાદ થશે વગેરે જણાવી જમીન, ખેડ, ખાતર, પાણી તથા પાક વગેરેમાં આપણું કે આટલું અજ્ઞાન છે તે જણાવી સારો બોધ આપ્યો હતો. પછી ફંડ વિશે, વિવેચન કરતાં બધાયે ઉત્સાહપૂર્વક ફંડની શરૂઆત કરી, જેમાં હાજર હતાં તે ગામોએ મળી ચાર હજાર



ઉપરાંત રકમ ભરી હતી, વધારામાં નહીં આવી શકેલાં ગામો જે અડધાં કરતાં વધુ બાકી હતાં તેમની પાસેથી તાલુકા વાર મીટીંગ ભરી યોગ્ય રકમ ભરાવા દરેક તાલુકાના આગેવાનોએ પૂર્ણ ઉત્સાહ બતાવ્યો હતો.

ઉમિયા માતાજીના મેળાની દરખાસ્ત આપતાં તે સર્વાનુમતે પસાર થઈ અને વૈશાખ સુદ પૂનમે દરેક બંધુએ ફરજિયાત દર્શન કરવા શ્રી ઊંઝા જવું તેવો ઠરાવ થયો હતો.

તા. ૨૬-૧૨-૦૭ના પ્રભાતમાં સદરહુ અમીન સાહેબના મંદીરની ધર્મશાળામાં બેઠક થઈ તે વેળા નારણદાસ જોરભાઈ દેસાઈ વીરમગામવાલાએ મંગળાચરણનાં પોતાનાં બનાવેલાં પ્રભાતિરાગનાં ભજન ગાયાં હતાં. બાદ આદ્રજવાલા તરફથી આવેલું લખાણ વાંચવા કાસવાવાળા પા. તુલશીદાસ ગોપાળદાસ ઊભા થયા હતા તેમાં તેમની પાટીદારોએ બાળલગ્ન, બાણ, કરકસર, લગ્નની ચાલતી પદ્ધતિમાં સુધારો, સાહુકારોની ધીરધાર, જ્ઞાતિવરા, ખેતીવાડીના જ્ઞાનનો સંપૂર્ણ અભાવ તથા કન્યાવિક્રય વગેરે બાબતો પર સખ્ત ટીકા કરી હતી. **બાદ સરઢવના મુખી પા. ચેલદાસે ખેડૂતોની એક બીજાના લાભમાં ઉપર પડવાની તથા ધર્માચાર બરાબર ન પાળવાની રીત પર સખ્ત ટીકા કરી હતી. સરઢવના પા. છગનલાલ પીતાંબરદાસે કેળવણી ન હોવાથી વેપારીઓ ખોટી બાકીઓ કઢાવી પાટીદારોને કેવી રીતે પજવે છે તેનો આબેહુબ ચિતાર આપ્યો હતો**. બાદ નારણદાસ જોરભાઈ વીરમગામવાળાએ સર્વને સંબોધી વીરમગામ જ્ઞાતિનો પચીસ વર્ષના યુવાનના મરણ પછી જમણ ન કરવાનો તથા સુરતની જ્ઞાતિનો પચીસ વર્ષના યુવાન મરણ પછી જમણ ન કરવાનો સ્તુતિપાત્ર ઠરાવ જણાવ્યો ને તેનું કેટલેક અંશે અનુકૂળ અનુકરણ કરવા વીનવ્યું જે ઉપરથી સર્વે ગામોએ ચાલીશ વર્ષ સુધીના મરણ પછી જમણવાર ન કરવા પોતાનો વિચાર દર્શાવ્યો પણ આવી મહત્ત્વની બાબત પર આવતી બેઠક સુદી સર્વેને પુરો વિચાર કરવાની રજા આપવાથી આ ઠરાવ આ સમાજની આવતી બેઠક પર મુલત્વી રહ્યો છે.

બાદ છેવટે મહારાજા તથા સુબા સાહેબનો ઉપકાર માનવાનો તાર કરવામાં આવ્યો હતો.

શ્રી કડી પ્રાંત ખેડૂત સભાના સભ્ય સદ્‌ગૃહસ્થો અને સુજ્ઞ બાંધવો; સં. ૧૯૬૪ના માગસર વદી ૫-૬ તા. ૨૫-૨૬ ડિસેમ્બર ૧૯૦૭ એ બે દિવસોએ કડી મુકામે આપણા પ્રાંતના કડવા પાટીદારો પધારેલા હતા. પણ આપણા ભાઈઓ પૈકી કેટલાક ગામના આવી ન શકવાથી તે સભાના ચીફ સેક્રેટરી અમીન મી. માણેકલાલ રાધાભાઈને કડી તાલુકાના કંડ, વામજ, પુલેતરા, અલદેસણ, ડરણ, ખાવડ, અગોલ, કોલાદ વગેરે ગામોના આગેવાનોએ આમંત્રણ કરી બોલાવેલા તેથી તેઓએ દરેક

ગામે સભામાં જે હીલચાલ થયેલી તે સંબંધી સવિસ્તર બીના સાથેનું સારું વિવેચન આપી તેમનું ધ્યાન ખેંચ્યું તેથી દરેક ગામના સઘળા ભાઈઓને તે બાબત વ્યાજબી લાગવાથી શ્રી ઉમિયા માતાજીની પ્રતિજ્ઞા લઈ તે મુજબ વર્તવા કબૂલ કરેલ તે નીચે મુજબ :

૧. કન્યા વિક્રય એ બાબત શાસ્ત્રથી નિશેધ છે ને તેનો પૈસો ગાયની માટી બરાબર છે વગેરે સમજણ આપતાં તે પટેલોની ખાતરી થવાથી કન્યા વિક્રય નહીં કરવા તેમણે ઘણી ખુશી સાથે પ્રતિજ્ઞા લીધી છે.

૨. સુજ્ઞ બહેનો અને બાઈઓ જે કેળવણીથી હાલ પછાત છે તેઓ પૈકી કેટલાંક અજ્ઞાનો રજસ્વલા પાળતાં નથી તે એક ઘણું દુષ્ટ અને શોચનિય અપલક્ષણ છે એમ સહુને વિવેચન સાથે સમજાવવાથી તેમની ખાતરી થવાથી તેઓએ ઘણી ખુશાલી સાથે તે બાબતનો બંદોબસ્ત કરવા જણાવ્યું છે. વિશેષમાં ખુસાલી ઉપજાવે તેવું તેમણે એ જણાવ્યું કે, જો તે કોઈ સ્ત્રી નહીં પાળે તો તેનો દીવો દેવતા બંધ કરી ખાસ પળાવીશું.

૩. આપણી કોમમાં લગ્ન પ્રસંગે બહેનોને બાઈઓ ફટાંણાં ગાય છે તે ઘણું દીલગીર થવા જેવું છે કારણ કે તે વખતે પોતાનાં સગાં સંબંધી વગેરે લોકો બેઠેલાં હોય અને અપશબ્દો બોલવા તે પોતાનું લાંછન ઉઘાડવા બરોબર છે એમ તેમને બરાબર સમજાવ્યાથી પોતાની ભુલ કબુલ કરીને પોતે તે વર્તન નહીં રાખવાના તેમ તેવા શબ્દો નહીં કાઢતાં સારા ગાણાં ગાવાના શ્રી ઉમિયા માતાના સોગન લીધા છે.

૪. આપણી કોમ કેળવણીથી ઘણી પછાત છે તે જગજાહેર છે. તેથી સ્ત્રીઓ સંડાસ જાય છે પછી આવીને સ્નાન કર્યા સિવાય પોતાના પતિને તે અશુદ્ધ શરીરે જમવાનું કરી આપે છે તે એક મોટું પાપ છે તે સમજાવતાં તેમણે ઘણી ખુશીથી પ્રતિજ્ઞા લઈ કબુલ કર્યું છે કે અમે હંમેશાં સ્નાનાદિ કરીને રાંધવાનું કામ કરીશું ને વધારામાં ચાંલ્લો જે સૌભાગ્યનું ચીહ્ન છે તે પણ ધારણ કરીશું ને તેવી જ સારી રીતે અમારાં ઉગતાં કુમળાં બાળકોને પણ કરાવીશું.

૫. આપણી કોમમાં કોઈના મરણ પ્રસંગે સ્ત્રીઓ ઉઘાડી છાતીએ ચોરે ચકલે ને બજારે કુટે છે તે એક મર્યાદા બહારની વાત છે તેથી તેમાં સુધારો કરવા ખાસ જરૂર છે. તે સમજાવતાં તેમણે પ્રતિજ્ઞા સાથે તે બંધ કરવા, ને પોતાની મર્યાદા બરાબર સાચવવા જણાવ્યું છે.

૬. આપણી કુલદેવી શ્રી ઉમિયા માતાજી જે ઊંઝા સ્થળે બીરાજે છે ત્યાં કોઈ પણ ભાઈ દર્શનાર્થે જતા નથી તે આપણી પડતી સ્થિતિનું મુખ્ય કારણ છે. આ વખતે કડી મુકામે આપણા સઘળા ભાઈઓની સભા ભરાઈ તે વખતે આ બાબતનું વિવેચન કરી સર્વેએ વૈશાખ સુદી ૧૫નો મેળો ભરવા ઠરાવ કર્યો છે માટે તે વખતે તમો પણ ત્યાં પધારશો તેમ કહેતાં તેમણે ઘણી ખુશીથી તે પણ કબુલ્યું છે.



૭. આપણી કોમની હાલ ઘણી દુર્બલ સ્થિતિ છે તેનાં મુખ્ય કારણો પૈકી એક એ છે કે ગમે તે કોઈ જુવાન પહાડ જેવો પુરુષ મરી ગયો હોય ને તેની પાછળ તેના કુટુમ્બીઓ ગમે તો તેને ખાવા ન મળે તેવી દશામાં હોય તોપણ લાચારીને લાજની ખાતર પોતાની સ્ત્રીનાં ઘરેણાં ઉતારી લોકોને ત્યાં ગીરો મુકી અગર તો પોતાના કુટુમ્બની આજીવિકાનું મુખ્ય સાધન જે બે ચાર વીઘા જમીન હોય તે વેચીને અગર રહેવાને ઘર હોય તે વેચીને ફકીર બનીને ન્યાતવરા (જમણ) કરે છે કારણ કે તે બાબત ફરજિયાત હોય છે ને ન કરનારને ગામના બીજા ભાઈઓ મેણાં-ટોણાં અગર ગમે તે રીતે પજવીને પણ પોતાના એક દીવસના વાળુ માટે જોર જુલમથી તે કરાવે છે. વગેરે સમજાવવાથી તે વહાલા ભાઈઓએ પ્રતિજ્ઞા પૂર્વક કબૂલ કર્યું છે કે, 'ચાલીસ વરસના સ્ત્રી પુરુષ પાછળ કદી પણ જમણવાર કરીશું નહીં.' ને તેથી મોટી ઉમરના માટે સભાની રજા લઈ કરીશું.

૮. આપણી કોમ કેળવણીથી ઘણી પછાત છે માટે નામદાર ગાયકવાડ સરકારના ફરજિયાત કેળવણીના કાયદાને જીગરથી અભિનંદન આપી કેળવણી લેવી તે ઘણું ઉત્તમ છે તેવું સમજાવ્યાથી સઘળા ભાઈઓએ પોતાનાં બાળ બાળીકાઓને ભણાવવા કબુલ્યું છે.

૯. આપણી કોમમાં હાલ ઘણે સ્થળે કુસંપના રોપા એટલા બધા ફાલેલા છે કે તેમાં બંને પક્ષ કોઈ કોઈવાર હજારો રૂપિયાના ખર્ચમાં ઉતરી પોતાની પાયમાલી કરે છે. આપણે માણસ છીએ ત્યારે શા માટે પાડાખાર રાખી આપણા ભાઈઓને ખરાબ કરવા જોઈએ ? આ એક જુલમ નહીં તો બીજું શું ? જાણી બુઝીને છતી આંખે પોતાના જ ભાઈઓમાં કુસંપ કરાવી પોતાના જ ગળાપર છરી મુકવી શું વ્યાજબી છે ? હું એવા કુસંપ રાખનારાઓને અને કરાવનારાઓને ઘણો ધિક્કાર આપું છું તે વગેરે સમજાવતાં સહુ ભાઈઓએ પોતાના ગામમાં આ બાબત બંદોબસ્ત કરી જેમ સાકરનો કાંકરો ગળ્યો લાગતાં ગટ લઈ ઉતરી જાય તેમ આ દરખાસ્તને માન આપ્યું છે ને સામાસામી કચેરીએ ચઢવું, ખોટી સાક્ષીઓ પુરવી, ચાડી કરી એક બીજાએ ગરીબ ભાઈઓના પૈસા ખાવા વગેરેની સખ્ત મના કરી છે.

૧૦. દરેક કામ કરતાં પ્રથમ નાણાંની જરૂર પડે છે તે સહુ ભાઈઓને ખબર છે. ને આપણી કોમ બીજી કોમો કરતાં ઘણી દુર્બલ છે. તેથી આપણા ભાઈઓને ભવિષ્યમાં દશા સુધરે ને કાંઈક કેળવણીના અંકુરો સ્ફુરે તે માટે આ કમીટીને હાલ નાણાંની જરૂર છે ને તે જ કારણથી આપણી જ્ઞાતિના એક ફંડ માટે બધા ભાઈઓની સલાહની ગોઠવણ કરી છે તેમાં હાલમાં જો કે થોડાં નાણાં ભરાયાં છે પણ જેમ જેમ બીજા ભાઈઓને ખબર પડતી જાય છે તેમ તેમ પોતાની જ્ઞાતિની ઉન્નતિ થાય તે માટે ફંડોમાં મદદ આપે છે. પણ જેમ હાલમાં દરેક ભાઈઓએ ખંત રાખીને મદદ

આપી છે ને આપે છે તેવી જ રીતે હંમેશાં આ ફંડને પૈસાની મદદ કરી આ સભાને કૃતાર્થ કરશો. આ સભા માંહેના ફંડમાં નાણાં ભરનારાં બંધુઓને ઘણો જ ધન્યવાદ આપું છું ને ઈશ્વર પાસે માગું છું કે સઘળા ભાઈઓનું બહેતર થાઓ. માટે ફંડમાં ભરેલાં નાણાં બીજાં બાકીનાં ગામો પણ જલ્દીથી મોકલાવી આપશે તેવી આશા છે. ને તેમ કરવાથી આ સભાનું કામ અટકી ન રહેતાં આગળ ચાલશે. આપણી ન્યાતના સુધારા સારુ મારા સુજ્ઞ બંધુઓ હવે આળસ રાખી ક્યાં સુધી ઉંઘ્યા કરશો. જરા આંખ ઉગાડી જુઓ તો આપણી પુર્વની કીર્તિનો જે સૂર્ય અસ્ત પામ્યો છે તેનો ઉદય થઈ આપણી સ્થિતિ સુધરે તેટલા માટે મદદ કરો.

પ્રિય બંધુઓ આ સભાને થોડો વખત થયો છે ને ટૂંક મુદતમાં સઘળા ભાઈઓએ જે મદદ આપી છે તેના માટે આ સભા તેમનો આભાર માને છે તેમ ઉપરનાં ગામોના ભાઈઓએ જેવી રીતે શ્રી ઉમિયા માતાજીની પ્રતિજ્ઞા લઈ ઠરાવો સ્વીકાર્યા છે તેવી રીતે આપ સઘળા પોતાનાં ગામોમાં સુધારા કરવા પ્રતિજ્ઞાબદ્ધ થશો એવી આશા રાખું છું. તુર્તને માટે આ જુજ બાબતો પર લક્ષ રાખી કામ કરશો તો આગળ પર ફેરફાર થશે જ એકી વખત આખો લાડુ મોમાં મુકવા યત્ન કરીશું તો તે નિષ્ફળ ગયા વિના નહીં રહે. માટે જે કામ કરો તે દ્રઢ અને નિશ્ચયપૂર્વક પ્રતિજ્ઞા સાથે કરો કે જેથી હમેશાં તે કામો ફળીભૂત થાય. નહીંતર ઉતાવળથી કાંઈ ન બનતાં પાછળથી તમારી તથા સભાની અપકીર્તિ થઈ મળેલું માન ગુમાવવા જેવું થશે. મારા ધારવા પ્રમાણે પ્રથમ કરતાં હાલના જમાનાના પુરુષો સુધરેલી ઢબના છે તેથી જેવી રીતે ઉપરનાં ગામોવાળાઓએ પોતાનાં નામ તથા માન ઉજ્જ્વળ કર્યા છે તેમ બીજા ગામોના સઘળા ભાઈઓ કરી સંતોષ આપશો. એવી આ સભા આશા રાખે છે. જેમણે આ સભાનું ધારેલું કામ બર આણેલું છે તેમને એકથી અનેક વખત ધન્યવાદ છે. ઉપરનાં ગામો સિવાય બીજાં ગામોના બંધુઓ જે સુધારો કરે તેની સુચના આ સભાને અગર શ્રી કડવા વિજય મુ. વીરમગામના સ્થળે આપશો કે જેથી તેની નોંધ લેવા ચુકાય નહીં.

ઉપરના બે બોલ જે મેં બનેલા લખ્યા છે તેમાં ચુક હોય તો દુરસ્ત કરી વાંચશો ને તેની ક્ષમા કરશો તેવી આશા રાખું છું. તા. ૨૨-૧-૦૮.

**માણેકલાલ રાધાભાઈ અમીન કડી, રતનપોળ,**

શ્રી કડીપ્રાંત ખેડૂત પટેલોની સભાના ચીફ સેક્રેટરી

## શ્રી કડીપ્રાંત ખેડૂત પટેલોની કલોલ તાલુકાની સરઢવ મુકામે મળેલી પેટા સમાજનું પ્રોસીડીંગ

સં. ૧૯૬૪ના મહા વદી ૭ વાર સોમ તા. ૨૪-૨-૦૮ના રોજ સદરહુ ગામના રા. રા. ચેલદાસ ગુલાબદાસ પટેલના વિસ્તીર્ણ ડેલામાં આ સમાજની બેઠક થઈ હતી.



સભાના મકાનને ધ્વજા પતાકા તોરણોથી સુશોભીત રીતે શણગારવામાં આવ્યું હતું ને મંડપમાં ઠામ ઠામ ઉત્તમ સુબોધક સંસ્કૃત તેમ પ્રાકૃત ભાષામાં લખેલા શ્લોકો તથા કવીતાઓ દૃષ્ટે પડતાં હતાં શરૂમાં શ્રી સ્વયંભુનાં પટરાણી કુળ દેવી શ્રી ઉમિયામાતાના મંગળ નામના ત્રણ ધ્વનીનો વિજય ઘોષ કરી સ્વજ્ઞાતિય બાળકોને બાળકીઓ (છોડીઓ) એ મંગળા ચરણમાં મધુર સ્વરથી માતાજીની સ્તુતિનો લલકાર કરી સભાજનના ચિત્તને સ્થિર કર્યાં હતાં. સભાખંડમાં પુરુષો અને સ્ત્રીઓની સંખ્યા લગભગ ૭૦૦ની હતી. સ્ત્રીઓનું મહિલા પરિષદ (સ્ત્રી સમાજ)ને માટે ખાસ જુદી ગોઠવણ રાખવામાં આવી હતી જ્યાંથી તેઓ બરાબર સાંભળી શકતાં હતાં. કડીપ્રાંત સમાજના ચીફ સેક્રેટરી મી. માણેકલાલ રાધાલાલ અમીન તથા સ્વાગત મંડળના સેક્રેટરી પટેલ ચેલદાસે સર્વે પાટીદારોને જીગર ભર્યો આવકાર આપ્યો હતો. સભાના પ્રમુખ સ્થાન સારુ અમદાવાદથી પાટીદાર જ્ઞાતિના ડૉક્ટર પીતાંબરદાસ કુબેરદાસને તેડાવવા કુંમકુંમ પત્રિકા (કંકોતરી) સાથે ખાસ માણસ ગયું હતું. પોતે અમદાવાદ મ્યુનિસિપાલેટીના એક કમીશનર છે અને વૈદ્યની એલ. એમ. એન્ડ એસ.ની પરીક્ષા પાસ કરનાર જ્ઞાતિમાં એક જ છે તથા થોડા વખત પર યુરોપ અમેરિકાના દેશો વેપારાર્થે મુસાફરી કરી દેશમાં આવેલા છે પોતે અનિવાર્ય કારણસર ન આવી શકવાથી દીલગીરી દર્શાવનાર પત્ર મોકલ્યો હતો.

મી. માણેકલાલે પ્રમુખના માટે વીરમગામથી ત્યાં આવેલા દેસાઈ. નારણદાસ જોરાભાઈ, કાળીદાસ હરજીવનદાસ, તથા કડવા વિજક માસિકના માલિક મી. કેશવલાલ માધવલાલ તતા પુરુષોત્તમ લલ્લુભાઈમાંથી મી. કાળીદાસભાઈ જેઓ દેસાઈ કુટુંબના છે તથા વીરમગામની મ્યુનિસિપાલીટીના કમીશનર તથા કડવા પાટીદાર કોન્ફરન્સના ભાષણ કર્તા છે તેમના માટે દરખાસ્ત મુકી તેને કડીવાળા પા. બાપુભાઈ કેવળદાસ તથા **છગનલાલ પીતાંબરદાસે (સરઢવ) અનુમોદન આપતાં સર્વાનુમતે પાસ થઈ**. તેથી મી. કાળીદાસ ભાઈએ ઊભા થઈ વિવેચન કર્યું કે આ સ્થાનમાં મારા કરતાં પણ બીજા અધિક જ્ઞાનિ ભક્તો હાજર છે છતાં પણ આપ મને આ અપૂર્વ માન આપો છો તે ઘણાં ઉપકાર સાથે હું સ્વીકારું છું કરી તાળીઓના અવાજો વચ્ચે પોતાની જગા લીધી ને ખેડૂતોમાં અવિદ્યાને અજ્ઞાનપણાને લીધે આવી પડતાં અનેક સંકટોનું અસરકારક વિવેચન કરી તે બધાં દૂર કરવા માટે વિદ્યા અને કેળવણી મુખ્ય સાધન છે તેવું પ્રતિપાદન કરનારું એક ઉત્તમ અને રસીક ભાષણ કરી નામદાર મહારાજ સાહેબનો ફરજિયાત કેળવણીના કાયદા સારુ ઉપકાર માન્યો હતો બાદ કાર્યક્રમના પ્રારંભમાં.

૧. નામદાર મહારાજ સાહેબ સર સયાજીરાવ બહાદુરનું દીર્ઘાયુષ્ય ઈચ્છનારો ઠરાવ સર્વાનુમતે પાસ કરી ત્રણવાર વિજય ધ્વની કર્યો હતો.

૨. ચીફ સેક્રેટરી માણેકલાલભાઈની દરખાસ્તથી ખેડૂતો પ્રતિ પૂર્ણ દયાની લાગણી ધરાવનાર મહેરબાન કડી પ્રાંતના સુબા સાહેબનો ઉપકાર માનવાનો ઠરાવ થયો હતો.

૩. વીરમગામમાં ભવિષ્યમાં ભરાનારી પાટીદાર કોન્ફરન્સને તનમન અને ધનથી મદદ કરવાનો ઠરાવ થયો હતો.

૪. **સરઢવ નિવાસી પા. છગનલાલ પીતાંબરદાસે પાડાની ઘણી સંખ્યા બીનકાળજીથી મરી જાય છે** તેથી તેને ખેતીના ઉપયોગમાં લેવામાં આવે તો પુરતી કાળજી રહે ને તેના જીવનનો અંત ન આવે તેવું દર્શાવ્યું જેથી પાડાને બનતી કોશીશે ખેતીમાં વાપરવાનો ઠરાવ થયો હતો.

૫. અમીન મી. માણેકલાલ રાધાભાઈએ ચોરે ચકલે બૈરાંઓ ઉગાડી છાતી રાખી કુટે છે તે બહુ જ શરમ ભરેલું છે તેવું જણાવી મરણ પાછળના આવા શરમ ભરેલા શોકથી મરનારને કાંઈ પણ ફાયદો નથી તે વિશે ઘણું વિદ્વતા ભર્યું દાખલા દલીલોવાળું ભાષણ કર્યું હતું. જેથી 'ઉઘાડી છાતીએ કુટવાની સખ્ત મનાઈ'નો સ્તુતિપાત્ર ઠરાવ સર્વાનુમતે આદમી તથા બૈરામાં પાસ થયો હતો.

૬. ખેતીના ધંધાના અંગે બરાબર ન પળાતાં આચાર વિચાર અને પવિત્રતા માટે સખ્ત શબ્દોમાં મી. માણેકલાલભાઈએ ભાષણ કરતાં સર્વ સ્ત્રીઓએ પોતાના પૂર્ણ ઉમંગથી તે પાળવાનો સર્વાનુમતે ઠરાવ કર્યો હતો.

૭. પુત્રીઓને સાસરે વળાવતાં અગર લગ્ન જેવા શુભ પ્રસંગમાં સ્ત્રીઓ શરમ ભરેલી ફટાણા ગાય છે તે બહુ જ શરમ ભરેલું છે તેવી દરખાસ્ત મી. માણેકલાલભાઈએ મુકી ને અસરકારક ભાષણો થયાં તેથી તે બાબત 'ફટાણા નહીં ગાવા'નો સ્ત્રીઓએ ઠરાવ કર્યો હતો.

૮. 'કન્યા વિક્રય'થી આ લોક તથા પરલોક બંને બગડે છે તથા શાસ્ત્રાધારે પુત્રીનો લીધેલો પૈસો રો રો નર્કમાં લઈ જાય છે તથા તે કુધારો બહુ જ ખરાબ છે તેથી **કોઈએ પુત્રીનો પૈસો ન લેવો જોઈએ તેવું માણેકલાલભાઈએ જણાવ્યું જેને સરઢવના પા. છગનલાલે અનુમોદન આપ્યું ને સર્વાનુમતે 'કન્યા વિક્રય' ન કરવા ઠરાવ થયો.**

૯. કેટલાક ગામોમાં જુવાન અગર વૃદ્ધના મરણ પાછળ જ્ઞાતિ ભોજન કરવાનું ફરજિયાત છે તે તદન ખરાબ અને પાયમાલી કરનાર તથા શોચનિય રિવાજ છે અને મરણ પાછળ થતા શોક અને દીલગીરીમાં ઉત્તમ તરેહનાં ભોજનો જમવાં તે જમનાર તથા જમાડનાર બંનેને બહુ જ શરમ ભરેલું છે તેથી તે અટકાવવા અગર તેની હદ બાંધવા મી. માણેકલાલભાઈએ દરખાસ્ત મુકીને વીરમગામવાલા મી. નારણદાસ જોરાભાઈ તથા **સરઢવના તમામ પાટીદારોના અનુમોદનથી તથા રૂપાલવાળાના સુધારાથી છેવટે 'ચાલીસ વરસના સ્ત્રી યા પુરુષના મરણ પાછળ**



**જમણ નહિ કરવું ને તે ઉપરાંતની ઉમરવાળાની પાછળ જ્ઞાતિ ભોજન કરતી વખતે ગામના આગેવાનોની રજા લેવી તેઓ સર્વાનુમતે ઠરાવ થયો હતો.**

૧૦. દરેક ગામમાં અગીયારસો અને અમાસના દીવસે અણુંજા (પાકી) પાળવા ઠરાવ થયો હતો. (માણેકલાલ ચીફ સેક્રેટરી).

૧૧. ઉનાળામાં સુકાઈ ગયેલા તળાવમાં જીવડાંને જાળવી જીવાડવા સારુ તથા અળગણ પાણી ન વાપરવા ઠરાવ થયો હતો. (માણેકલાલ ચીખ સેક્રેટરી).

૧૨. તાલુકાના ગામોના ઠાકોર, ગીરાસીઆ, મુખી મતાદારોએ જીવહત્યા ન કરવા અને દારૂ ન પીવા ઠરાવ કરી પ્રતિજ્ઞા લીધી હતી.

૧૩. કડવા વિજયના અધિપતિ મી. કેશવલાલ માધવલાલની દરખાસ્તથી દર વરસની વૈશાખ સુદ ૧૫ શ્રી ઉમીઆ માતાના પુણ્યસ્થળ ઊંઝા ગામે મેળો ભરવા સર્વાનુમતે ઠરાવ થયો.

૧૪. કાસવાના પટેલ તુળશીદાસ ગોપાળદાસે દર્શાવ્યું કે પુરુષના મરણ બાદ સ્ત્રીઓ ચુડા ફોડી નાંખી તેને નકામા બનાવી દે છે તે ફોડી ન નાંખતાં જ્ઞાતિનાં ફંડમાં મોકલવાથી ઉભયને સારો લાભ થશે ને જ્ઞાતિના હીતના કાર્યમાં મદદ મળશે. તે વીશે બાબતને સઈજના પા. ચેલદાસે અનુમોદન આપ્યું ને તે ઠરાવ સર્વાનુમતે પાસ થયો.

૧૫. લાંચ લેવી અગર દેવી તે બહુ જ દુષ્ટ કુટેવ છે તથા કાયદાની રાહે સખ્ત સજાને પાત્ર ગુનો છે માટે આ કામ ન કરવું તે દરેક ડાહ્યા મુખી મતદારોનો ધર્મ છે તેવું મી. માણેકલાલે જણાવ્યું જે ઉપર મી. કેશવલાલે (કડવા વિજયના અધિપતિ) કાયદાની કલમો ટાંકી સખત સજાનો ભય દર્શાવનારું એક સારુ ભાષણ કર્યું હતું તેથી તાલુકાના તમામ ગામોના મુખી મતદારોએ 'લાંચ નહિ લેવા, દેવા, આપવા ને આપવાની' સખત પ્રતિજ્ઞા લીધી હતી.

૧૬. શ્રી કડીપ્રાંત ખેડૂત સમાજના નીભાવ અને જ્ઞાતિના ભલા માટે પ્રથમની કડી મુકામે થયેલી બેઠક વેળાના ફંડમાં ભરાયેલા રૂ. ૩૮૬૪માં ૧૭-૮-૦નો વધારો થયો હતો.

૧૭. દર વરસે ઘણી ભેંસો તથા ગાયો મુંબઈ જાય છે જેમાંની ઘણી ગુજરાતમાંથી જાય છે ત્યાં દૂધ દેતી બંધ પડવા પછી તેમનું ખરચ પૂરું ન પડવાથી તેમને કસાઈઓ ખરીદી લે છે તેવું સિયાજી વિજયના રીપોર્ટર મી. મણીલાલ બકોરભાઈએ દર્શાવ્યું તેથી તે પરદેશીને અજાણ્યાને ભેંસો ન વેચવા ઠરાવ થયો.

૧૮. આ સ્તુતિપાત્ર ઠરાવો ઉપરાંત (૧) સરઢવ ગામમાં આ કમીટીનો દહાડો દર વરસે પાકી તરીકે પાળવાને માતાની ઉજાણી કરવા ઠરાવ્યું છે. (૨) પા. જેશઈંગદાસ ખુશાલદાસ સરઢવ નિવાસીએ પોતાના કુટુંબના એક છોકરાને કડી

ભણવા જવા બોર્ડિંગના ખરચ પેટે જયાં સુધી ભણે ત્યાં સુધી ને માટે મહીને અઢી રૂપિયાની રકમ આપવા કબુલ્યું છે. **અતિ નવાઈની વાત એ છે કે સભાના તમામ વખતમાં મંડપમાં હુક્કાબીડીની સખત મનાઈ હતી જે પાટીદારોએ બરાબર પાળી હતી.**

આપણી જ્ઞાતિમાં બાળલગ્ન થાય છે તેથી બાળકોના તન મન અને ધનની પુષ્કળ હાની સાથે આ લોક તથા પરલોક બગડે છે. આપણો ધંધો કૃષિ છે તેમાં શારીરિક સંપત્તિની જરૂર છે. તે બીલકુલ સચવાતી નથી તેથી તે સંબંદમાં કાંઈક કરવા માટે મી. પુરુષોત્તમદાસ લલ્લુભાઈએ (કડવા વિજયના તંત્રી વીરમગામ) સારું ભાષણ કર્યું હતું. બાળલગ્ન પ્રતિબંધના નામદાર સયાજીરાવ ગાયકવાડ સરકારના કાયદા માટે તેમનું દીર્ઘાયુષ્ય ઇચ્છ્યું હતું.

સભાની પૂર્ણાહુતિમાં ચીફ સેક્રેટરી મી. માણેકલાલભાઈ અમીન તતા સ્વાગત કમીટીના સેક્રેટરી પા. ચેલદાસભાઈ, છગનલાલ તથા સરઢવ ગામના પાટીદારો તરફતી મી. બાપુભાઈ ગુલાબચંદ ઈજનેર વિગેરેએ દરેક સભાસદોનો ઉપકાર માન્યો હતો. છેવટે પ્રમુખ સાહેબે દરેક વિષયનું અવલોકન રૂપે ભાષણ કરી કુળદેવી શ્રી ઉમિયામાતાની ત્રણ જય બોલાવી સભા વિસર્જન થઈ હતી.

**શ્રી મહાદેવજીનાં પટરાણી અને કડવા પાટીદારોનાં કુળદેવી**
**માતુશ્રી ઉમિયા માતાજીનો જબરજસ્ત મેળો**
**સં. ૧૯૬૪ વૈશાખ સુદ ૧૫**

**જ્ઞાતિભક્ત બંધુઓ –**

આપણી આઠ લાખની વસ્તીમાં આપણી કુળદેવી શ્રી ઉમિયામાતાનો મેળો જ નહીં, જ્યારે અન્ય તિર્થ ક્ષેત્રોમાં લાખો યાત્રાળુઓ વરસો વરસ જાય છે. શ્રી કડીપ્રાંત ખેડૂત પટેલોની સમાજમાં આ બાબત ચર્ચાતાં સર્વાનુમતે સદરહુ તિથિએ મેળો ભરવા ઠરાવ થયો છે. જે જાણી આપને અતિ હર્ષ થાય જ. ત્યાં મેળામાં જ્ઞાતિહિતસ્વી ભ્રાતાઓ જુદા જુદા ધાર્મિક તેમજ વ્યવહારિક વિષયો ઉપર ભાષણો આપશે આ ઉત્તમ તકનો લાભ લેવા જરૂર સર્વ ભ્રાતાઓ પધારશે તેવી આશા છે –

**લી. માણેકલાલ રાધાભાઈ અમીન - કડી**

ચીફ સેક્રેટરી શ્રી કડીપ્રાંત ખેડૂત પટેલ સભા.

કડીપ્રાંત ખેડૂત સભામાં સ્વજ્ઞાતીય દેસાઈ કરસનદાસ જેસિંગભાઈ. વલસાડ સબ-જજસાહેબે વિદ્વતાપૂર્ણ વ્યાખ્યાન લખી મોકલ્યું હતું.

આમ, કુળદેવી શ્રી ઉમિયામાતાના મેળાઓ કડી પ્રાંત ખેડૂત સભાના પ્રભાવથી ભરાવા લાગ્યા. ઈ.સ.૧૯૦૮થી ઊંઝા મુકામે વૈશાખ સુદ ૧૫ દિવસે વાર્ષિક મેળો ભરવાનું નક્કી થયું. આ મેળાઓની વિશિષ્ટતા એ હતી કે તેમાં સમાજસુધારાથી



માંડી આધુનિક ખેતીવાડી સુધીની માહિતી આપવામાં આવતી અને ભાષણો ગોઠવવામાં આવતાં.

કુળદેવી શ્રી ઉમિયામાતાના ૧૯૦૮ના મેળામાં ભાષણ આપનારમાં અનેક મહાનુભાવો હતા. એમાં ખાસ કરી કુળવાન આઠિયાઓ કુમારશ્રી લાલસિંહજી; શેઠ શ્રી દુર્ગાપ્રસાદ લશ્કરી; પાટડીના દાદુભાઈ દેસાઈ; કડી પ્રાંત ખેડૂત સમાજના સેક્રેટરી; મા. માણેકલાલ અમીન; વડોદરા, માળવા, સૌરાષ્ટ્રના આગેવાનો - દશ હજાર માણસો જેમાં બે હજાર જેટલી સ્ત્રીઓ હતી. આ મેળાનો લાભ લઈ આગેવાનોએ જાગૃતિ લાવવા ગંજાવર સભા ભરી. સોમનાથ ભૂધરદાસ દેસાઈ, નારણદાસ મોટાભાઈ, વીરમગામ; કેશવલાલ માધવલાલ, અધિપતિ કડવા વિજય; જગજીવન દૂધવાળા; શ્રી દુર્ગાપ્રસાદના માસ્તર ડાહ્યાભાઈ, કેશવલાલ પાટડી, બેચરભાઈ ગણપતપુરા, છોટાભાઈ ગણપતપુરા, પુરુષોત્તમ લલ્લુભાઈ પટેલ બાવળા, પ્રો. સ્વામીનારાયણ તેમજ સરઢવથી છગનલાલ પીતાબરદાસ અને અન્ય ગૃહસ્થોએ ભાષણો આપ્યાં. આમ, છગનલાલ પટેલ દરેક મેળાઓમાં જતા અને પોતાનો સુધારાવાદી દૃષ્ટિકોણ રજૂ કરતા. ૧૯૦૮માં '**કડવા વિજય**'નાં ફેલાવામાં મદદ કરવા માટે સરઢવના મુખી ચેલદાસ અને છગનલાલનો તંત્રીશ્રીએ આભાર માન્યો હતો.

છગનલાલ પીતાંબર પટેલ ગામડે ગામડે ફરી ગામલોકોને ભેગા કરી કેટલાક સુધારાઓ કરાવતા તેના ઠરાવો કરાવતા અને ભાષણો આપતા.

કડવા વિજય - ૧૯૧૦ પાના નં. ૩૦૧ની નોંધમાં લખ્યું છે - બીજા શ્રાવણ સુદી ૫. શનિવાર મુકામ માણસા ૨૬-૮-'૦૯ના રોજ ગામ સરઢવવાસી પટેલ છગનલાલ પીતાંબરદાસ તથા પટેલ ચતુરભાઈ જેસીંગભાએ માણસા મુકામે જ્ઞાતિ બંધુઓને એકઠા કરી સુધારા વિશે ભાષણો કર્યાં હતાં. જેથી ત્યાંના વતનીઓએ નીચે પ્રમાણે સુધારા કર્યા છે. (૧) કન્યાવિક્રય કરવો નહિ (૨) સ્ત્રી ધર્મ બરાબર પળાવીશું. (૩) સરીઆન રસ્તા પર રોવું કુટવું નહિ (૪) શુભપ્રસંગે બહાર ગામથી આવેલા મહેમાનોને કાદવ કચરો નાખી બીગાડવા નહીં, ફટાણાં ગાવાં નહિ. (૫) અવગણ પાણી વાપરવું નહિ (૬) જમણમાં પરદેશી ખાંડ વાપરવી નહિ. (૭) મરણ પાછળ ચૂડો ભાગી નહિ નાખતાં સદ્પયોગ કરવો. (૮) વૈશાખ સુદ ૧૫ના ઉમિયા માતાના મેળામાં આવવું. (૯) આપણી જ્ઞાતિ તરફથી બાળલગ્ન બંધ કરવામાં આવે તો અમો પણ બંધ કરવા ખુશી છીએ. (૧૦) સૂળ, કાંટા વગેરે લગાડવા નહિ.

દ્વિતિય શ્રાવણવદી ૮ મંગળવારના રોજ શ્રીમાન બહેચરભાઈ રાયજીભાઈના ત્યાં નવા ગ્રહ પ્રદેશના વાસ્તુપૂજન વખતે શ્રી છગનલાલ શ્રી માણેકલાલ અમીન, કલાર્ક હીરાલાલ વસંતદાસ સ્વામીજી હર્ષાનંદજી વગેરેએ હાજરી આપી હતી. કડવા વિજય શરૂ કરનારને મુબારક બાજી આપી હતી. સુધારાઓ પર પ્રવચનો થયા હતા.

કડી પ્રાંત ખેડૂત સમાજના સેક્રેટરીએ 'સ્ત્રી સભા' બોલાવી હતી. સ્ત્રીઓનું કર્તવ્ય 'આચારવિચાર' પર ભાષણ કર્યું હતું. બોર્ડિંગ ખોલવાની ચર્ચા થઈ. શ્રી કેશવલાલ શામળદાસ વીરામગામના દેસાઈ લાલભાઈ અને સરઢવના છગનભાઈએ પ્રસંગોચિત ભાષણો આપ્યા વાસ્તુપૂજનના પ્રસંગને આગોળતા (જથ્થા) આગેવાનોએ અગાઉ થયેલા નીચેના ઠરાવો પાળ્યા તે માટે તેઓને ધન્યવાદ આપવામાં આવ્યા હતા. (૧) કન્યાવિક્રય બીલકુલ કરવો નહિ (૨) બે સ્ત્રીઓ બીલકુલ ન કરી. (૩) પરદેશી ખાંડ તથા સોજીનો મેંદો ન વાપરવો (એક બંધુએ આ ઠરાવનું અપમાન કર્યું હતું તેને વ્યાજબી નશીયત મળી હતી. (૪) ચાલીસ વરસની સુધીની ઉંમરના મરણ પાછળ જ્ઞાતિભોજન જમવું નહિ. ત્યારબાદ સભામાં નવા ઠરાવ એ કરવામાં આવ્યા કે આ જથ્થામાં જે છોકરા ગુજરાતી અભ્યાસ પૂરો કરી અંગ્રેજી ભણવા જાય તે દરેકને દર મહિને રૂ. ૧-૦૦ આપવા ઠરાવ્યું છે. શ્રી બહેચરભાઈને સૌ આગેવાનોને ધન્યવાદ આપી સભાનું કામ પૂરું કર્યું. તેમજ તેમના જથ્થામાંથી જે છોકરો મેટ્રિક પાસ થાય તેને રૂ. ૫૧ ઇનામ આપવા જણાવ્યું છે. કડવા વિજયના તંત્રી પુરુષોત્તમ લાલે વિદ્યાઉત્તેજનની તેમની ભાવના માટે તેમને ધન્યવાદ આપ્યા. પ્રમુખ હીરાલાલે વિદ્યાદાન ઉત્તમ અને મહિલા પરિષદની આવશ્યક્તા જણાવી, વીરમગામ, અમદાવાદ, સરઢવ, કડી આદરજ વગેરે ગામોના આગેવાનો હાજર રહ્યા હતા.

શ્રી કડવા પાટીદાર શુભેચ્છક સમાજનો પહેલો મહોત્સવ તા. ૨૮, ૨૯, ૩૦ ડિસેમ્બર ૧૯૦૯ વીરમગામમાં ઔદિત્ય બ્રાહ્મણોની ભોજનશાળામાં મળ્યો. આ મહોત્સવમાં ૬,૦૦૦ માણસોએ ભાગ લીધો. સ્વાગત કમિટીના ચેરમેન તરીકે કુમારશ્રી લાલસિંહજી હતા અને પ્રમુખ તરીકે ડૉ. પીતાંબર પટેલ હતા. આ સભામાં નીચેના સભ્યોની કમિટી બનાવવામાં આવી. એમાં અગ્રેસર નામાવલિમાં હતા : શ્રી છગનલાલ પીતાંબર સરઢવ, છગન નરોત્તમ ચૂંવાળ - અઘાર, જશુભાઈ મૂળાભાઈ અમીન ગોઝારિયા, મોતીલાલ રણછોડ રૂપાલ, નાથાભાઈ ધનજીદાસ લાડોલ.

બીજા દિવસે પ્રો. જેઠાલાલે ભાષણ આપ્યું. ગંગારામ જેઠીદાસ, છત્રાલ વાળાએ જમણવારથી થતી ખરાબીનો કવિતામાં **ચિતાર આપ્યો.***

ઠરાવ નં. ૮, સાબરમતી ચીફ ગુડ્ઝ ક્લાર્ક હીરાલાલ વસંતલાલે મૂક્યો હતો.

'આ સમાજ ઠરાવ કરે છે કે, કન્યા કરતાં વરની ઉંમરમાં સગપણ કરતી વખતે ઓછામાં ઓછો ચાર વર્ષનો તફાવત રાખવો.'

આ ઠરાવને સુરતના મોહનલાલ ત્રિભોવનદાસે અને સરઢવના છગનલાલે ટેકો

* આ ગંગારામ છત્રાલવાળાએ જ્યારે ચાવવાના ને બતાવવાના દાંત જુદા કર્યા ત્યારે છગનલાલે એમનો ઊધડો લીધેલો. તેમની વિરુદ્ધમાં 'ચેતન'માં લેખ લખેલો.



આપી અસરકારક રજૂઆત કરી હતી.

ઠરાવ નં. ૯ પ્રો. જેઠાલાલે રજૂ કર્યો હતો. **'આ સમાજ ઠરાવ કરે છે કે, કોઈપણ જ્ઞાતિબંધુએ કરજ કરીને જમણવાર કરવું નહિ અને મરણ પાછળનાં જમણો આધુનિક સ્થિતિ અને શાસ્ત્ર વિરુદ્ધ હોવાથી તે પ્રતિ તિરસ્કારની લાગણી પ્રદર્શિત કરી તેને બંધ કરવાની આ સમાજ ભલામણ કરે છે.'**

**આ ઠરાવને સરઢવના પા. છગનલાલ પીતાંબરદાસે વિશેષ અનુમોદન** આપતાં જણાવ્યું કે - અમારા એક માણસે કરજ કરી નાત જમાડી. તેના પરિણામે એક વાણિયાનું દેવું નહીં ભરી શકવાથી કેદ વેઠવી પડી હતી. આને મળતો બીજો દાખલો તેમણે નજરે જોયેલો વર્ણવી સંભળાવ્યો હતો. આવા પ્રસંગે કરેલું દેવું વ્યાજના વ્યાજ સાથે પાછું આપવું પડે છે. તે વખતે આપણા તે જ બંધુઓ કે જેઓ આવાં ભોજનો કરાવી આપણને ફસાવે છે, તેઓ જ આપણા લેણદારોને ઉશ્કેરી આપણી ઈજ્જત લૂંટાવે છે એ કેવી અધમતા છે? આવાં જ કારણોને લીધે આપણે જમીનો ખોઈ બેઠા છીએ. તેઓને મારી વિનંતી છે કે આ મારી અરજ પર ધ્યાન આપવું.

શહેરના વતનીઓ જેઓ સુધરેલા કહેવાતા હોય તેમણે તે પ્રમાણે વર્તી અમને દાખલો બેસાડવાની પણ મારી નમ્ર વિનંતી છે. (તાળીઓ)

આદરજના પા. ધનજીભાઈ જેકણદાસ ભગતે આ ઠરાવને ટેકો આપતાં જણાવ્યું કે, જ્યારે હું એક વખત મુંબઈ ગયો હતો ત્યારે ત્યાં દહાડે મજૂરી કરી રાત્રે કોઈના ઓટલે સૂઈ રહેતા જોયા હતા. તેમને પૂછતાં માલૂમ પડ્યું હતું કે માબાપના કારજ કરવામાં ખેતરપાધર, ઢોરઢાંખર વેચી ખાધાં હતાં. છતાં દેવું ઊભું રહ્યું હતું, તે લેણદારો તકાજો કરવા આવતા હતા. એટલે અમારે નાસી આવી અહીં મજૂરી કરવી પડે છે, તે લોકો આ સમાજનો ઉદેશ સાંભળી ઘણા રાજી થયા હતા. તેમણે મને એક પત્ર લખી જમણવાર બંધ કરાવવાનો ઠરાવ કરાવવાની ખાસ ભલામણ કરી છે. એ કાગળ ઘણો લાંબો હતો અને તેમાં દેવાં કરી બારમાં કરવાનાં દુઃખ આબેહૂબ દાખલા સાથે બતાવ્યાં હતાં.

**છગનલાલના આ ઠરાવને વધુ અનુમોદન આપતાં સાણંદના પટેલ આશારામ** ઈશ્વરભાઈ, સુરતના મોહનભાઈ, ભાવનગરના માધવજી દયાળજીભાઈએ પણ પ્રાસંગિક ઉદ્‌બોધન કરી આ ઠરાવને ટેકો આપ્યો હતો.

ત્રીજા દિવસની બેઠકમાં ૧૪મો ઠરાવ પ્રમુખસાહેબે રજૂ કર્યો હતો. નામદાર ગાયકવાડ સરકારના કાયદાની અડચણ ન આવે અને માતાજીની આમન્યા ના લોપાય તેને માટે શ્રી ઉમિયામાતા સંસ્થાન કમિટીના પ્રેસિડન્ટ તથા મેમ્બરો સાથે મસલત કરી યોગ્ય માર્ગ કાઢવા માટે કમિટી નીમી. જેમાં ડૉ. પીતાંબર પટેલ, શેઠશ્રી મફત ગગલ; પ્રો. જેઠાલાલ, શ્રી મૂળજીભાઈ જેઠા, પુરુષોત્તમ લલ્લુભાઈ વીરમગામ; શેઠ

દ્વારકાદાસ છક્કડછી ચૂડગર, હીરાલાલ પુરુષોત્તમ ફકીર સુરત, બાપુભાઈ ગુલાબચંદ સરઢવ, શ્રી છગનલાલ પીતાંબરદાસ સરઢવ, ધનજીદાસ જેકણદાસ આદરજઃ બેચરદાસ રાયજી ગણપતપુરા, ઈશ્વરદાસ જોઈતારામ સરઢવ, લાલજી દેસાઈ પાટડી, બીજા ઘણા મહાનુભાવોનો સમાવેશ કરાયો હતો. ગામ સરઢવનું પ્રતિનિધિત્વ મોટું હતું.

વિદ્યાર્થી બોર્ડિંગ હાઉસ ખોલવા ઉઘરાણું કરવા કમિટી નીમી તેમાં પણ છગનલાલનો સમાવેશ કરવામાં આવ્યો.*

કડવાવિજયના પુસ્તક ૧ અંક ૭માં ૧૯૦૮ **"કલોલ તાલુકાના સઈજ ગામે મળેલું પંચ; તેમાંથી કેટલાંક ગામોએ લેવા જોગ શિખામણ ને પાડાથી ખેતી.**

સઈજ મુકામે બાર ગામોનું પંચ - ગોળ કરવા મળ્યું હતું. કન્યા લેવડદેવડના નિયમો ઘડાયા. કહેવત છે **'કણબી કુંવારો ત્યાં સુધી સુંવાળો'.** હાલ બળદો મોંઘા, ખેતી મોંઘી, ખેતી કરનાર કંટાળી જાય. પાડાની કાળજી રખાતી નથી. ખેતીમાં ઉપયોગ કરો, મૂંગા પાડાના આશિષ મળશે. પૂરો ઉછેર બરાબર કરતા નથી. મહાજનમાં મૂકે કે રિબાવી મારે.

પાડા તરફની વર્તણૂક બરાબર નથી. નેપાળ, હિંદુસ્તાન, મારવાડને મેવાડમાં પાડાની સવારી તરીકે અને ખેતીમાં ઉપયોગ થાય છે. પાડાને હત્યાથી બચાવો.

'આ બાબતમાં જ્યારે હું તા. ૨૫-૧૨-'૦૭ના દિને કડી પ્રાંત ખેડૂત સમાજમાં ગયો હતો ત્યારે સરઢવ તથા ભાલોદના મુખીઓ પા. ચેલદાસ ગુલાબદાસ, શિવલાલ કુબેરદાસ, છગનલાલ પીતાંબરદાસ તથા ઈશ્વરભાઈ જોઈતનદાસ સાથે વાત થઈ હતી. જે તેમણે આ મહાપાપ ટાળવાને ખેતીમાં સરળતા માટે પાડાની ખેતીની થોડા વખતમાં હિમાયત કરી બહાર પાડવા સારુ હિંમત ધરી હતી. દરેક કામમાં સાહસની જરૂર છે. ભાગ્યદેવી સાહસિકોને વધુ પસંદ કરે છે. તેથી સરઢવમાં પા. મથુરભાઈ જોઈતનદાસે હાલમાં પાડા હાંકવાની શરૂઆત કરી છે. તેમની પોતાની જાહેર હિંમતના સ્તુતિપાત્ર ગુણની હું ખરેખર પ્રશંસા કરું છું. મને આશા છે કે તેમના આ સુધારાને ઘણા સમજુઓ પોતાના ગરીબ ભાઈઓના હિતને ખાતર આશ્રય આપશે. પૈસાદારને મોટા આગેવાનોનાં કામોનું લોકો અનુકરણ કરે છે, માટે પટેલ પાટીદારોને - મતદારો તમારે પાડાની ખેતી કરવાની જરૂર ન પડી હોય તોપણ એકવાર પાડાને હાંકી દાખલો બેસાડો. જેથી તમારા ગરીબ ભાઈઓ તેમાં કશી હીણપત અનુભવે નહીં. સરઢવ ગામના આગેવાનો તથા પાટીદારોને પોતાના આ ઉત્સાહભર્યા પરમાર્થના કાર્ય માટે હું ઘણા ધન્યવાદ આપું છું, ને આશા રાખું છું કે બીજા પણ સુધારા કરવા તેઓ

---

* અહેવાલ : **'કડવાવિજય'** ૧૯૧૦. તંત્રી પુરુષોત્તમ લલ્લુભાઈ પરીખ, વીરમગામ



પહેલ કરશે. વળી, તેમના એક પરમ મિત્ર ઉપરના પત્રથી તે જણાવે છે કે, - 'મરણ પાછળ ભોજન - ખરચ - જમણવાર ન કરવા સારુ કોલવડા, સરઢવ, રૂપાલ તથા આદરજ ગામડાંઓના વિચાર દૃઢ છે. તેઓ ઘણા સુધારા કરવા કલોલ તાલુકાની મીટિંગ મળવાની છે જે મળ્યાથી ઘણા લાભદાયી સુધારા થશે. પાડાની ખેતી બાબત ડભોડા ગામના નાગર બ્રાહ્મણ ભટ્ટ પરભુરામ નથુરામ જે સરઢવમાં સંબંધ ધરાવે છે તે પોતાના ઘરના ઉછેરના પાડા તથા બળદથી બહોળી ખેતી કરી સારી ઉત્પન્ન લે છે. તેમનો દાખલો લઈ તે ગામના બીજા લોકો પણ પાડા ઉછેરવા લાગ્યા છે ને ત્યાં ૩૦-૪૦ પાડાઓ ખેતીના કામમાં છે. અમારા ગામ નજીક બજાણીએ નવ-દશ પાડા ઉછેરી ખેતી માટે તૈયાર કીધા છે. સદરહુ પરભુરામભાઈએ અમારા સરઢવ ગામમાં પાડાની ખેતી વિશે ભાષણ કરી પોતાના જાતઅનુભવો સારી રીતે કહી બતાવ્યા હતા. તેથી લોકોના મન પર ધર્મ ને અર્થની ઉમદા છાપ પડી હતી. ભલા દિલના ભોળા પાટીદારો વખત એવાં વાજાં વગાડો તો સુખી થશો.

છગનલાલ પીતાંબરદાસના વિચારો ક્રાંતિકારી હતા તે નીચેના પત્ર દ્વારા જાણી શકાય છે.

**મહેરબાન 'કડવા વિજય'ના અધિપતિ સાહેબ - મુ. વિરમગામ**

આપણા તરફથી બહાર પડતા અતિ લોક પ્રિય માસિકમાં નીચેની બીના જન હિતાર્થે દાખલ કરી આભારી કરશોજી.

સુજ્ઞ ગૃહસ્થો અને બંધુઓ!

હું સરઢવ ગામનો કડવા પાટીદાર છું. જ્ઞાતિ સુધારાની અતિ તીવ્ર લાગણી હોવાથી બે બોલ લખી જાહેર કરવા આજે ઉદ્યુક્ત થાઉં છું. આપણી જ્ઞાતિનો બહોળો જથ્થો છે. જેમાં ઘણો ભાગ અભણ ખેડૂતોનો છે તેની કેટલાંક ગામોમાંતો ખબર પણ નથી એમ મને પ્રત્યક્ષ અનુભવ થાય છે. દિલગીર છું કે અમારી કડીપ્રાંત સભા લગભગ દોઢ બે વરસથી ભરાય છે છતાં તેના આગેવાનો આસપાસનાં નજીકનાં નાનાં ગામોમાં જઈને સભાના સ્તુતિપાત્ર ઠરાવો જે થયેલા છે તેની બિલકુલ ખબર આપતા નથી અને તેજ કારણથી તે બિચારા સુધારા વધારાથી અજ્ઞાન રહે છે. હું ખાનગી વેપાર અર્થે બહાર ગામ ફરું છું અને ફુરસદના પ્રસંગે સુધારાની બીના મારા અજ્ઞાન ભોળા જ્ઞાતિ બન્ધુઓને જાહેર કરું છું ત્યારે તો તે તદ્દન અજાણ્યા માલુમ પડી આવે છે. હું વિજાપુર તાલુકાના ટીંટોઈણ ગામમાં થોડા દિવસ પર ગયો હતો ત્યાં બનતી કોશીશ કરી ભાષણ આપતાં તે ગામનામારા વહાલા જ્ઞાતિ બન્ધુઓએ કેટલાક સ્તુતિપાત્ર ઠરાવો કર્યા છે પ્રસિદ્ધ થયા છે.

બન્ધુઓ! આપણે તો એકે અવાજે બોલી રહ્યા છીએ કે સુધારો કરો, પણ જુઓ તો ખરા. શું સુધારો કરશો ને શું ન કરવો. મને પોતાને અને આપને આપણી જ્ઞાતિમાં

સુધારો કરવો તે વાત બહુજ પસંદ છે. પણ પ્રથમ તો આપણી જ્ઞાતિમાં વિદ્યાદેવીની વધારે જરૂર છે અને બીજી બાજુ જોઉં છું તો મારા ખેડૂત ભાઈઓને ખેતીનાં સાધનની ખામી છે તેથી કેવળ નિરૃદ્યમી બનતા જોવામાં આવે છે તેથી મારા જીવને ઘણો જ અફસોસ થાય છે કે નહિ? મને તો એમ જ લાગે છે કે આપણો મુખ્ય વેપાર ખેતી તે કરવા આપણી પાસે જમીન નથી તેમ તેને ખેડવા બળદ પણ નથી તેનું શું કારણ હશે? આપણે કુલીનતાની અને રૂઢીના ચાલતા આવતા રિતરિવાજના ગજા ઉપરાંતના આપણા કુટુમ્બીઓની પાછળ જ્ઞાતિ વરાના ખર્ચા તથા બીજા પણ ઘણા ખરચાળ રિવાજમાં દેવાદાર બની જઈએ છીએ ત્યારે આપણી માતૃભૂમિ અમુલ્ય જમીન દેવામાં દેવી પડે છે, તે જમીન પાછી માગ્યા દામે વાવેતર કરવા લાવીએ છીએ તેમાં તેને આપવાને અને આપણું ગુજરાન ચલાવવાને પુરતું પાકતું નથી કારણ કે આપણને વિદ્યાદેવીનો સ્વાદ લાગ્યો નથી તેથી કૃષિશસ્ત્ર ન હોવાથી જમીનને કેળવી ખેતી કરતાં આવડતું નથી તેથી નિષ્ફળ થઈએ છીએ.

બીજું ખેતીનાં સાધન નથી તેનો અર્થ એ છે કે આપણે લોકો ગાયો બિલકુલ પાળતા નથી તેથી બળદો વેચાતા લાવવા પડે છે, ભેંસો પાળીએ છીએ તેના પાડાને દૂધ ન ધવરાવી આપણી સ્ત્રીઓ ટુંપી ટુંપી મારી નાંખે છે. કદી જીવે છે તો તેને ખેતીના ઉપયોગમાં લેતાં નથી ને તે નકામા ગણીએ છીએ. ત્યારે પછી બળદો મોંઘા પડે અને ખેતીમાં અડચણ આવેજ માટે મારી વિનંતિ છે કે જો આપણે ગાયો પાળીએ અને આખલા ઉછેરીએ તથા પાડાઓને પાડીઓના જેવા વહાલથી પાળી ઉછેરીએ તો ખેતીનાં સાધનોની ખોટ ઓછી થશે. આપ જુઓ કે થોડાં વરસ અગાઉ બળદની કિંમત ૫૦ હતી તે ૧૦૨-૧૨૫ અને ૧૫૦ થઈ ગઈ છે ત્યારે ખેતીની શી વલે થશે, માટે ગાયો પાળો, વાછરડા ઉછેરો અને પાડાને મારી નાંખવાની પાપી રીત બંધ પાડી તેમને ખેતીના ઉપયોગમાં લ્યો.

બીજું મરનારની પાછળ જમણ ન કરવું તે આપ ઘણાખરા બન્ધુઓને ગમતું નથી પણ મહારા વાલા જ્ઞાતિ બંધુઓ! હું કાંઈ આપનો શત્રુ નથી, હું આપનો દાસ અને હિત્તેચ્છુ છું. આપ મરનાર પાછળ જે નાત વરા કરી ખરચ કરો છો ને જે પુણ્ય પ્રાપ્ત કરો છો તેથી પણ અધિક પુણ્યનો માર્ગ આપ દયા કરો તે બતાવું. આપ જાણો છો કે 'અન્ન સમાન દાન નથી' તેવું બહું જણ કહે છે પણ ક્યારે? જ્યારે અન્નની ખાનારને પોતાના પ્રાણ બચાવવા જરૂર હોય, અન્ન વિના પ્રાણ જતા હોય ત્યારે. અને તે પણ અતિથી અભ્યાગતને, સંત સાધુને કે લુલાં પાંગળ ને નહિ કે મારા તમારા જેવાને જમાડે પુણ્ય થાય બન્ધુઓ! **સાંભળો સાંભળો, અન્નદાન એક ટંક સુધી, વસ્રદાન એક વર્ષ સુધી, અને વિદ્યા દાન આખી જિંદગી સુધી. અરે ભવો ભવ સુધી તૃપ્તિ આપે છે. તેજ દાનથી પરમ પુણ્ય થાય છે**. માટે બન્ધુઓ!



જો ખરૂં પુણ્ય લેવું હોય, આપણા પિતૃઓને પમાડવું હોય તો વિદ્યાનો આપણી જ્ઞાતિમાં બહુ જ અભાવ છે તેથી ગરીબોનાં છોકરાંને પુસ્તકો આપો, ફી આપો, અંગ્રેજી શાળાઓ કાઢી ઘાડી આપો. ટુંકામાં તેવાં ગરીબ બાળકોને ભણાવો અને ખવરાવી પીવરાવી મોટાં કરી સુધારો તેથી તમને પરમ પુણ્ય થશે. આપ બધું સમજો છો પણ ચાલતા રિવાજથી વિરુદ્ધ ચાલવાથી આબરૂ જાય તેવા ભયથી આપ કોઈ સારો રસ્તો લઈ શકતા નથી તે વાત ખરી છે પણ કણબી પાટીદારોનાં બાળકો લોકો પાસે ભીખ માગવા કે વાસણ માંજી તેમનું એંઠું ખાવા નોકરી માગવા જાય છે. અને હું પાટીદારોનો છોકરો છું, નિરાધાર છું. માબાપ મરી ગયાં છે, વગેરે બોલી આંખમાં આંસુ લાવી ભીખ માગે છે ત્યારે આપણી આબરૂને કેટલો ધક્કો પહોંચે છે તે તરફ મારા દયાળુ બાપાઓ વિચાર કરો.

મારા બન્ધુઓ! મેં જે બે બોલ મારી અલ્પ મતી અનુસાર બળતા કાળજે આપ હજુર રજૂ કર્યા છે તેમાં દોષ હોય તો માફ કરી સાર ગ્રહણ કરશો એજ મીતી. અસાઢ સુદ ૧૦ રવિવાર

**પા. છગનલાલ પીતાંબરદાસ સરઢવ**

**ગામ ટીટોદણની કડવા પાટીદાર જ્ઞાતિ સમસ્તના ઠરાવો નીચે મુજબ**

૧. સ્ત્રીઓ પાસે ધર્મ બરાબર પળાવીશું.
૨. પાડાઓને બરાબર કાળજીથી ઉછેરી ખેતીના ઉપયોગમાં લઈશું.
૩. પાણી ગળ્યા વિના પીશું નહિ.
૪. ખેતરમાં સુડ બાળીશું નહિ.
૫. કરજ કરીને બારમું કરીશું નહિ. તેમ ૪૦ વરસથી ઓછી ઉમ્મરના માણસના મરણ પાછળ બારમું કરીશું નહિ.
૬. કન્યા વિક્રય કરીશું નહિ.
૭. પરદેશી ખાંડ ખાઈશું નહિ.
૮. જ્ઞાતિમાં બંધી થાય તો બાળ લગ્ન કરવા ખુશી નથી.

એ રીતે ગામ સરઢવના પા. છગનલાલ પીતાંબરદાસના ઉપદેશથી અમો સર્વે મળી ઉપર મુજબ ઠરાવો કર્યા છે અને કડવા વિજય ચોપાનીઉં મંગાવવા પણ ભલામણ કરી છે.

(અસાઢ સુદ ૩)

પા. મોહનદાસ તલજાભાઈ સહી. પા. સેધાભાઈ પુરુષોત્તમદાસ સહી.
પા. સેંધાભાઈ વરતભાઈ સહી. પા. જેસીંગભાઈ ભગવાનદાસ સહી.

કડવા વિજય ૧૯૧૦ના પુસ્તક ૪ માં જણાવ્યા પ્રમાણે બીજો વાર્ષિક મહોત્સવ વડોદરા મુકામે છે. ૨૪, ૨૫ અને ૨૬; ૧૯૧૦ના રોજ ભરાયો. જેમાં પ્રમુખ તરીકે

રા. કરસનભાઈ હતા.

૧૩મી ઑક્ટોબર, ૧૯૧૦ના દિવસે અમદાવાદ, દિલ્હી દરવાજા નજીક શાહપુર જવાના રસ્તા પર રા. બેચરદાસ લશ્કરીના મકાન સામે ડહેલાના મેડા પર કડવા પાટીદાર બોર્ડિંગ સ્થપાઈ. હીરાલાલ વસંતલાલ સેક્રેટરી નિમાયા. છગનલાલ પીતાંબર આ બેઠકમાં હાજર હતા. આમ તેમના મનમાં બોર્ડિંગ ખોલવાનો વિચાર ઘણા સમયથી રમતો હતો.

શ્રી કડવા પાટીદાર શુભેચ્છક સમાજના બીજા સાત ઠરાવો થયા હતા. તેમાં છઠ્ઠો ઠરાવ '**મરણ પાછળના વરા, શાસ્ત્ર વિરુદ્ધ અને ખર્ચાળ હોવાથી તે પ્રતિ આ સમાજ સંપૂર્ણ નાપસંદગી જાહેર કરે છે.**'

આ ઠરાવની દરખાસ્ત રજૂ કરતાં કડવા વિજયના તંત્રીએ વિવેચન કર્યું. ત્યારબાદ રાંદેરના રા. પુરુષોત્તમ ફકીરભાઈ અઘારવાળા; રા. છગનલાલ નરોત્તમદાસે અનુમોદન આપ્યું. રા. હરજીવનદાસે ટેકો આપ્યો. મોહનલાલ ત્રિભુવનદાસે પોતાના વિચારો જણાવ્યા.

**રા. છગનલાલ પીતાંબરદાસ સરઢવવાળાએ જણાવ્યું** : 'મરણ પાછળ જમવું તે નીચું છે. એકવાર એક પટેલ મરી ગયા. તેનાં પુત્રે તેની રાંડેલી બહેનને ઠામ બેઠાડી. રૂ. ૭૦૦ લીધા ને બાપનો દહાડો કર્યો. પુત્ર મરી ગયો. તેને એક આઠ વર્ષની પુત્રી છે. કોઈ સંભાળ લેનાર નથી, આબરૂદાર બાપ તણાઈ જતો હતો. આજ તેની દીકરીને છાણાં વીણતી કરી છે. ૮-૧૦ વર્ષની વયમાં રોતી રોતી રવડે છે. શરમના પોકાર બંધુઓ! હવે હદ થાય છે. સહુ સમજાઈ ગયું છે અને તેથી આ રિવાજને બંધ કરો.

આ ઠરાવ સર્વાનુમતે પાસ થયો. સાતમા ઠરાવ દ્વારા નવી બોર્ડિંગ કમિટી નીમવામાં આવી, જેમાં ૭૭ નામોની યાદી તૈયાર કરવામાં આવી. જેમાં સુરત, અમદાવાદ, ભાવનગર, વડોદરા, ભરૂચ, પાટડી, સાણંદ, બાવળા, મુંબઈ, વીરમગામના પ્રતિનિધિ લેવામાં આવ્યા. કાસવાના તુલસીદાસ ગોપાળદાસ, સરઢવના છગનલાલ પીતાંબરદાસ અને આદરજના ધનશા જેકણદાસનો સમાવેશ કરવામાં આવ્યો.

ઠરાવ ૧૨માનો ઉદ્દેશ એ હતો કે 'સમાજના ઉદ્દેશોને જેમ બને તેમ પૃથક્ પૃથક્ સ્થાનોમાં મૂક્યા તથા તેને અનુસરવા સૂચવેલાં કામો કરવાં. આ માટે આ સમાજ નીચેના ગૃહસ્થોની એક કમિટી નીમે છે.'

**અમદાવાદ :** ડૉ. પીતાંબરદાસ, શેઠશ્રી દુર્ગાપ્રસાદ લશ્કરી, શેઠ શ્રી મફત ગગલ, શ્રી કેશવલાલ છક્કડશ્રી પ્રો. જેઠાલાલ.

**સુરત** : શ્રી રતિલાલ સીતવાલા

**પાટડી** : ઘણા દેસાઈઓ તેમજ નારાયણ સિંહજી વગેરે.



**કડી** : ચતુરભાઈ રાધાભાઈ અમીન.

**લાડોલ** : પટેલ નાથાભાઈ ધનજીભાઈ, પટેલ ચુનીભાઈ લાલભાઈ.

**ડાંગરવા** : જીજીભાઈ કુબેરભાઈ.

**ગોઝારિયા** : મોતીલાલ કેશવલાલ અમીન.

**આદરજ** : ધનશા જેકણદાસ.

**સરઢવ** : છગનલાલ પીતાંબરદાસ; શ્રી ઈશ્વર જોઈતારામ પટેલ.

કુમારશ્રી શિવસિંહજીએ આ નામોને અનુમોદન આપ્યું.

આપણા સમાજની ત્રીજી બેઠક ઈ.સ. ૧૯૧૩માં ડિસેમ્બર જાન્યુઆરીમાં શ્રી રતિલાલ સીતવાળાના પ્રમુખપદે બાવળા મુકામે મળી હતી.

પરંતુ આ બેઠકની પૂર્વતૈયારી કરવા માટે સમાજસંબંધી પ્રમુખ પસંદ કરવા માટે; બીજા કેટલાક સમાજના અગત્યનાં કામો અંગે વિચારણા કરવા માટે; અમુક પ્રકારના સંયોગોને લઈ સમાજની ઓફિસ વીરમગામ પધારવા મહત્ત્વના બંધુઓને પધારવા માટે આમંત્રણ મોકલાવ્યાં હતાં. તા. ૮-૧૨-'૧૨ના રોજ રવિવારે એક વાગે **વીરમગામ ઓફિસે પધારવા માટે પા. છગનલાલ પીતાંબરદાસ અને ધનશા ભગત વગેરેને આમંત્રણ પાઠવ્યાં** હતાં. મેમ્બરોની સૂચનાથી શેઠશ્રી રતિલાલ સીતવાલાને પ્રમુખ તરીકે પસંદ કર્યા છે.

ઠરાવો પસંદ કરવા માટે મેમ્બરોની એક સબ્જેક્ટ કમિટી બનાવવામાં આવી. એમાં ઘણા વિદ્વાનો અને શેઠિયાઓનો સમાવેશ કરવામાં આવ્યો હતો. આ કમિટીમાં પા. છગનલાલ તો ખરા જ. આ સભામાં કુલ ૨૨ ઠરાવો થયા હતા. તેમાં ઠરાવ ૬ઠ્ઠો હતો. 'મરણ પાછળનાં જમણો અશાસ્ત્રોક્ત તેમજ નીતિવિરુદ્ધ અને ખર્ચાળ હોવાથી તેનો બને તે રીતે અટકાવ કરવા. આ સમાજ જ્ઞાતિબંધુઓને ભલામણ કરે છે.'

રા. કાળીદાસ હરજીવનદાસે ઉપરનો ઠરાવ રજૂ કરતાં પોતાના વિચારો રજૂ કર્યા.

**રા. છગનલાલ પીતાંબરદાસે આ ઠરાવને વિશેષ અનુમોદન આપતાં જણાવ્યું કે,**

**'પાટીદાર ભાઈઓ 'હવે તો હદ થઈ છે' મરણ પાછળના ખરચા વિષે ઘણું કહેવાયું છે.'**

આપણા પૈસાની પાયમાલી થઈ તે સાથે આપણી જિંદગીની પણ પાયમાલી થઈ છે. હવે કાંઈક સમજ્યા છીએ અને તે ખુશી થવા જેવું છે. ગઈ સાલમાં કલોલના એક પાટીદારે રૂ. ૧,૪૦૦ ખરચીને તેનાં માબાપ પાછળ ખરચ કર્યું હતું. તેને પરસોત્તમ હરગોવિંદ નામના વાણિયાએ તેનું લેણું વસૂલ કરવા જેલમાં પુરાવ્યો હતો. કહો, હવે શું બાકી છે? આ હકીકત બધા લોકો જાણે છે. આવી બેત્રણ તકરારો

ચૂકવી છે અને એવી રીતે દેવાદારો કહે છે કે, છોડીઓ વળાવીશું; - સાસરે મોકલીશું - એટલે દેવું ભરીશું. (મતલબ કે છોડીના પૈસા લઈ તેને વેચી માબાપનું ખરચ કર્યું તેમાં આપીશું. આપણે આવા ખરચા કરીને જ ઘર અને જમીનો મૂકી ખાધા છે. કારણ કે આપણે કોઈ એવો વેપાર નથી અથવા ઘરખરચ નથી કે તેમાં ખાદ જાય. કેટલીક વખતે છોકરાં પરણ્યા વગર રહી જતાં હોય તો ઘર-જમીન ગીરો મુકાય છે, પણ આ બધાં અધર્મવાળા ખરચામાં વાણિયાઓને રજિસ્ટર દસ્તાવેજો કરી આપ્યા હોય છે. એટલે ત્રણ પેઢી સુધી પણ છોડાવી શકાતાં નથી. આવા ખર્ચા અટકાવો એ જ સુધારો છે. કેટલાક કહે છે કે માએ મોટા કર્યા માટે તેનું ખરચ કરીને તેની પાછળ મોકલવું જોઈએ. ભાઈઓ! આ બધું ખોટું અને ઢોંગ છે. કેટલાક લોકો બાળકોને સ્વાર્થ સાધવા માટે આવું ઊંધુ સમજાવે છે. હવે શીરાનો સળવળાટ છે તે કાઢી નાખો. પારકું રળેલું ખાવાની દાનત રાખવી તે સારું નથી. તેથી તો નર્કમાં જવાય. અમારા તરફ કારજો બંધ કરવાની સ્થિતિ સુધરતી જાય છે. તેનો હું એક જ દાખલો આપીશ કે અમે ૧૬ આની અને બીજા વિભાગવાળાએ આઠઆની સરકારી બાકી ભરી છે. તે વગેરે ઘણા જ અસરકારક શબ્દોમાં દાખલા દલીલોથી સમજાવ્યા બાદ કહ્યું કે આ રિવાજ જૂનો છે એવું લોકો કહે છે, પરંતુ ચાણસ્માવાળા પા. પરભુદાસ બબાભાઈના મુખે મેં સાંભળ્યું છે કે, માત્ર એકસો વર્ષથી જ આ રિવાજ ચાલુ થયો જણાય છે. ત્યારબાદ બાવળાવાળા શ્રી પુરુષોત્તમે થોડુંક વિવેચન કરી ઠરાવને ટેકો આપ્યો હતો. ત્યારબાદ માધાના પિતાનું પ્રેતભોજન યાને કારજની કહાણી (સતી આખ્યાનની માફક પ્રેતભોજનના આખ્યાનનાં ગાયનોની ચોપડી મુંબઈ નિવાસી રા. નારાયણભાઈ મિસ્ત્રીએ છપાવી આપી છે. તેની કિંમત એક આનો છે. પુસ્તકની ઊપજ સમાજના ઉપદેશક ફંડમાં લઈ જવાની છે. રા. નારાણજી મિસ્ત્રીની ઉદારતા ધન્યવાદને પાત્ર છે.) અમરની કવિત્વ શક્તિ વિશે આપણા બંધુઓ ભાગ્યે જ અજાણ હશે. મુંબઈની લોકલ ટ્રેનોમાં પણ તે ગાતા અન્ય જ્ઞાતિના ગુજરાતીઓ જોયા છે.

પાટડીમાં પાટડીના આગેવાનોની સભા તા. ૨૨-૩-'૧૨ના રોજ મળી હતી. તેમાં શિક્ષણફંડ અને કડવા પાટીદાર હિતવર્ધક મહામંડળ ફંડ એકઠું કરવામાં આવ્યું. તેમાં રૂ. ૨૫૧ સરઢવ સમસ્ત તરફથી પા. છગનલાલે આપ્યા. ૨૫૧, આદરજ ગામ સમસ્ત, ૧૦૧ કલ્યાણપુરા, કડી પટેલ કાળુભાઈ નથુભાઈ મોરી, ૨૫૧ રૂ. જોટાણા ગામ સમસ્ત, ૧૦૧, રૂ. છગન નરોત્તમ પટેલ અધાર વગેરેએ આપ્યા. આમ કડીપંથકમાં શિક્ષણની ભૂખ જાગી હતી.

૧૯૧૩માં કડી પ્રાંતના સૂબા સાહેબે મહેસાણા મુકામે સ્થાપેલી **કડી પ્રાંત ખેડૂત સભાઃ** આ સભામાં કડી પ્રાંતના સૂબા રાવબહાદુર ગોવિંદભાઈ હાથીભાઈએ કડી પ્રાંતમાં આવ્યા પછી પ્રજાના ખોટા રિવાજો નાબૂદ કરવા, ખેતીવાડીને પ્રોત્સાહન



આપવા. શિક્ષણનો ફેલાવો કરવા તેમને કડવા કોમ માટે વિશિષ્ટ લાગણી હતી. આ સભાના પ્રમુખ રાવબહાદુર ગોવિંદભાઈ હતા. શ્રી છગનલાલ પીતાંબર શિક્ષણ અને કુરિવાજો નાબૂદ કરવાનું કામ કરતા, બાળલગ્નો અટકાવવાનું કામ કરતા. અવારનવાર રા. બ. ગોવિંદભાઈને મળવાનું થતું પરિણામે છગનલાલ રા. બ. ગોવિંદભાઈ સાથે નિકટના સંબંધ ધરાવતા થયા. કડી સંસ્થામાં પણ આવેલા અને સરઢવ શ્રી છગનલાલને ઘરે પણ મહેમાનગતિ કરી આવેલા.

શ્રી **છગનલાલ આ સભામાં હાજર હતા. બધા સુધારકોએ ખેડૂસભાની અગત્ય સમજાવી હતી**. ખેડૂતનાં દુઃખોની વાતો થઈ હતી. શ્રી મણિલાલ છોટાલાલ વકીલે કડી પ્રાંત ખેડૂસભાની વ્યવસ્થા મંડળી સ્થાપવા માટે ૫૦ નામો જાહેર કર્યાં. તેમાં છગનલાલ સરઢવવાળા તો ખરા જ. શ્રી કડવા પાટીદાર શુભેચ્છક સમાજનો ચોથો મહોત્સવ પ્રમુખ પ્રો. જેઠાલાલ સ્વામિનારાયણ પદે અને રા. પોપટભાઈ, ધાંગ્રધા ન્યાયાધિશના પ્રમુખપણા નીચે ઉજવાયો ઈ. સ. ૧૯૧૫માં. તા. ૨૪, ૨૫, જાન્યુઆરીના રોજ વીરમગામે.

શ્રી ક.પા. શુ. સમાજના ચોથા મહોત્સવની સબજેક્ટ કમિટીના મેમ્બરોમાં પા. છગનલાલ પીતાંબરદાસની પસંદગી કરવામાં આવી કુલે ૪૨ સભ્યોની કમિટી બનાવવામાં આવી હતી. આ સભામાં ઠરાવ દશમો બાળલગ્નના બુરા રિવાજને લાગતો હતો જે મેડા આદરના પા. ધનશા જેકણદાસે રજૂ કર્યો હતો તેને સરઢવવાળા પા. છગનલાલ પીતાંબરદાસે તથા શેરથાવાળા નાથાભાઈ છગનલાલે તેમજ દેત્રોજવાળા પા. મોહનલાલ બાપુજીએ અનુમોદન આપ્યા બાદ ધ્રાંગધ્રાવાળા દેસાઈ અમરસિંહ **'મહાલક્ષ્મીનું મહાકષ્ટ'** નામક આખ્યાન રજૂ થયું અને ઠરાવ સર્વાનુમતે પસાર થયો.

ઠરાવ ૧૧મો જે ખેતીવાડીને લગતો હતો. ''ખેતીવાડી એ દેશનો તથા આપણી જ્ઞાતિનો મુખ્ય ધંધો હોવાથી ગુજરાતી ભાષામાં ખેતીવાડીની કેળવણી આપવાને ગુજરાતમાં કોઈ મધ્યસ્થ સ્થળે ખેતીવાડીની કૉલેજ સ્થાપવા અને દરેક તાલુકામાં એક એક સ્કૂલ ઉઘાડવા આ સમાજ સરકારને વિનંતી કરે છે.

આ ઠરાવને ઉપલેટાવાળા કુષિઉપદેશક રા. ગોકળદાસ કહાનજીભાઈએ રજૂ કર્યો તેને સરઢવવાળા પા. છગનલાલ પીતાંબરદાસે અનુમોદન આપ્યું હતું. અને તે ઠરાવ સર્વાનુમતે પાસ થયો હતો.

આપણી જ્ઞાતિના વિદ્યાર્થીઓ જે ઉચ્ચ કેળવણીમાં પાસ થયા હતા તેમને અભિનંદન આપતા ઠરાવ આ સભામાં થયા હતા. આ વિદ્યાર્થીઓમાં અમીન રામચંદ્ર જમનાદાસ ચાણસ્માના કાનજીભાઈ પાટણના બાપુભાઈ ગામી અને અન્ય વિદ્યાથીઓ હતા. શ્રી રામચંદ્ર અમીન અને કાનજીભાઈ છગનભાની પ્રવૃત્તિ સાથે સહયોગી બનશે તેમજ શ્રી બાપુભાઈ ગામી કડીની સંસ્થાનું સુકાન સંભાળશે. તેની કોને ખબર હતી?

આ એક જોગાનુંજોગ જ ઘટના ગણી શકાય.

શ્રી કડવા પાટીદાર શુભેચ્છક સમાજનો પાંચમો મહોત્સવ ધાંગ્રધા તા. ૨૫, ૨૬ અને ૨૭ ડિસેમ્બર ૧૯૧૫ના રોજ મળ્યો. એના પ્રમુખ તરીકે દરબાર શ્રી લાલસિંહજી બિરાજમાન હતા. ધાંગ્રધા ના. મહારાજા ઘનશ્યામસિંહજીએ આ સમાજમાં ભારે રસ લીધો હતો. ખેડૂતો અને પાટીદારોની સ્થિતિ સુધારવા તેમજ કુરિવાજો નાબૂદ કરવાની ખાતરી આપી હતી. આ બધું આયોજન કરવામાં ધાંગ્રધાના દીર્ઘદષ્ટિવાળા દીવાનશ્રી માનસિંહજીનો ફાળો હતો. આ સમાજે ના. મહારાજા અને દીવાનશ્રીને માનપત્રો આપ્યાં હતાં. **પા. છગનલાલ સરઢવવાળા આ સભામાં હાજર રહ્યા નહોતા; તેમના મિત્રો ગયા હતા. પરંતુ તેમને આમંત્રણ માટે સમાજનો અને રાજ્ય સરકારનો તેમજ આગેવાનોનો આભાર માની સફળતા માટે શુભેચ્છા પાઠવી હતી.**

તા. ૩૦, ૩૧ ડિસેમ્બર અને ૧લી જાન્યુઆરી ઈ. સ. ૧૯૧૭ શેઠશ્રી દુર્ગાપ્રસાદ લશ્કરીના પ્રમુખપદે વડોદરાના સૂબા માણેકલાલ અને ક.પા.સ શુભેચ્છક સમાજના સેક્રેટરી પુરુષોત્તમ પરીખની હાજરીમાં દબદબાથી સમાજનો છઠ્ઠો મહોત્સવ પાદરા મુકામે યોજાયો. મધ્યપ્રદેશ નીમાડથી પણ ઘણા પ્રતિનિધિઓ આવ્યા હતા. એમાં લાડોલના ચુનીલાલ અને પા. નાથાભાઈ; થોળના ચતુરભાઈ અને અંબારામભાઈ; આદરજના ધનશા જેકણદાસ શેરથાના નાથાલાલ છગનલાલ; સરઢવના છગનલાલ પીતાંબરદાસ અને પા. ઈશ્વરભાઈ વગેરે હતા. આ સભામાં છગનલાલને સબ્જેક્ટ કમિટીમાં લેવામાં આવ્યા હતા. અઘારના છગનલાલ નરોત્તમદાસનો તેમજ અન્ય મહાનુભાવોનો કમિટીમાં સમાવેશ કરવામાં આવ્યો હતો. આ સભામાં કુલ ૨૮ ઠરાવો રજૂ થયા હતા. તેમાં ઠરાવ ૩જો હતોઃ ‘ધર્મ અને વૈદકશાસ્ત્ર વિરુદ્ધ પાપમુક્ત અને જ્ઞાતિના તનમન અને ધનની પાયમાલી કરી રહેલા બાળલગ્નના અદ્વિતીય નઠારા રિવાજ પ્રતિ આ સમાજ સંપૂર્ણ તિરસ્કારની નજરથી જુએ છે અને તેને દરેક રીતે નાબૂદ કરવા સઘળા જ્ઞાતિ શુભેચ્છકોને આગ્રહપૂર્વક ભલામણ કરે છે.’ આ ઠરાવ પર વડોદરાના જેલ સુપ્રરિન્ટેન્ડેન્ટ પ્રસિદ્ધ વક્તા મે. ડો. સા. ધનજી શાહજીએ રજૂ કર્યો અને સુંદર વિવેચન કર્યું.

છેવટે તેમણે કહ્યું : ‘‘હું એટલું જ કહીશ કે તમે તમારા પરોપકારી આગેવાનોની શિખામણને અનુસરો, તેમને સહાયક થાઓ અને માતાજી ઉમિયાદેવીના સેવક તરીકે તેમની આજ્ઞા માગો કે પાંચપાંચ વર્ષે લગ્ન આપે. તમો માગશો તો મને ખાતરી છે કે તે દેવી જરૂર આપશે. (તાળીઓ)

આ ઠરાવને અનુમોદન આપતાં આદરજ તા. કડીના ધનશા જેકણદાસ પટેલે બાળલગ્નકજોડાંની વાત કરી.



આ ઠરાવને **વિશેષ અનુમોદન આપતાં સરઢવના પા. છગનલાલ પીતાંબરદાસે જણાવ્યું તેનો સાર નીચે મુજબ છે.**

‘આપણા જ્ઞાતિબંધુઓને બાળલગ્ન કરવાની ફરજ પાડનાર ઊંઝામાંથી જે લગ્ન એક જ તિથિનાં આવે છે તે છે. વળી રિવાજ પડ્યો એટલે બાળકો કુંવારા રાખે તો આબરૂ જાય, તેથી ગમે તેટલી અગવડો હોય તોપણ દેવું કરીને લગ્ન કરે છે. આથી કજોડાં થાય છે, બે સ્ત્રીઓ થાય છે, છેડાછૂટકા અપાય છે. આવા પ્રસંગોમાં જાસાચિઠ્ઠીઓ બંધાય છે ને ઘણાં નુકસાન થાય છે. રૂપાલમાં એક કન્યાવાળાએ વરને માથે ઊનું પાણી રેડીને મારી નાખ્યો હતો. લગ્નની તિથિ ફરે તો આ બધાં દુઃખ દૂર થઈ જાય. બાળલગ્ન બંધ કરી અમારું જીવન સફળ કરવા ના. મહારાજા - સાહેબે કાયદો કર્યો છે. પણ અમારા કમનસીબે વચ્ચે એકેક અપવાદ રાખ્યો છે. જે દૂર નહિ થાય ત્યાં સુધી, અમારું શ્રેય થનાર નથી. આ બાબતથી વિરુદ્ધ ને ના. મહારાજાસાહેબને અરજ કરનારા મોટાભાગે લગ્ન કાઢનાર પટેલો છે. એ પોતાના હક્ક વગેરે વિધવિધ સ્વાર્થથી તેમ કરે છે. હવે છૂટાં લગ્ન ઘણાં થાય છે, માટે શ્રીમંત મહારાજા સાહેબ અમને પોતાનાં બાળકો ગણી અમારું દુઃખ દૂર કરશે તેવી વિનંતી છે. કેળવણી લેવાતાં, આટલાંઆટલાં સાધનો છતાં એકે કડવા પાટીદાર આગળ વધતો નથી તેનું કારણ માત્ર બાળલગ્નના પરિણામે વહેલું સંસારમાં પડવું પડે છે તે છે. આવાં દુઃખો તરફ દશ ઈષ્ટ્ર કરી ના. મહારાજાસાહેબ બાળલગ્નને દૂર કરશે તેવી મારી આશા છે. (તાળીઓ) બાદ આ ઠરાવને અનુમોદન આપતાં શેરથાનાં પા નાથાલાલ છગનલાલે પણ વિદ્વતાપૂર્ણ ભાષણ આપ્યું હતું.

બાદ આ ઠરાવને છેલ્લું અનુમોદન આપતાં સમાજના સેક્રેટરી એ મિ. પુરુષોત્તમદાસે સઘળાં વ્યાખ્યાનોમાં વધારો કર્યો. ક અપવાદ કાઢી નાખવાનું કહ્યું. કના કારણે લોકો વિસામો લેશે. બાળલગ્ન દૂર થતાં નથી. બાળલગ્ન અટકાવવાનો ધારો ઘડી શ્રીમંતે ઉપકાર કર્યો છે... કામમાંથી મુક્તિ મેળવવા કકળાટ કરી ના. મહારાજાસાહેબને ખોટી અરજ ગુજારો છો. એવી સ્વાર્થી અરજ પર લેશ પણ લક્ષ આપવામાં આવે તે પહેલાં, ના. શ્રીમંત સરકારના ન્યાયપ્રિય અધિકારીઓને વિનંતી કરી પૂછીશું કે, રાજ્યની કઈ પ્રજાએ ફરજિયાત કેળવણીના અને બાળલગ્નના ધારાને આહ્‌વાન આમંત્રણ મોકલ્યું હતું? કઈ ઉચ્ચ જ્ઞાતિઓએ પણ આ ધારાને બિલકુલ બબડ્યા વિના વધાવ્યો છે? કોઈ ઉચ્ચજ્ઞાતિના આ ધારાના જોગ માટે દંડ થયા નથી તો પછી અમારા જેવી જ્ઞાતિ, આ ધારાના સંબંધમાં કદાચ બબડે. તો તેથી શું સમસ્ત જ્ઞાતિ-જાતના હિતના વિચારને બાજુએ મૂકવો ઈષ્ટ ગણાય? છેવટે આ ધારાનો અન્ય માફક અમને પણ સંપૂર્ણ લાભ મળે તેવી ગોઠવણ કરવા મે. ન્યાય મંત્રીજીને અરજ ગુજારી હું બેસી જવા રજા લઉં છું. (તાળીઓ)

આ વિવેચન પછી જવાબમાં મા. ન્યાયમંત્રીએ જણાવ્યું : તમારાં બધાનાં ભાષણો થયાં તે સાંભળી ખરેખર મહારાજાસાહેબને ઘણીબધી ખુશી થાત, પણ પગે થોડી ઈજા થવાથી એ પધારી શક્યા નથી.

'હું કહીશ કે બાળલગ્ન પ્રતિબંધક નિબંધમાંથી क અપવાદ મૂકવામાં આવ્યો છે તે કોમની લાગણીને માટે રાખવામાં આવ્યો છે. જો તમો એવી માગણી કરશો કે તેવો અપવાદ અમારે હવે ન જોઈએ, તો, ના. મહારાજાસાહેબ અરજ સ્વીકારશે. શ્રીમંત મહારાજાસાહેબને મેં હકીકત રજૂ કરી જણાવ્યું હતું કે લોકો સાથે વાટાઘાટ કરી; શી હરકત છે તે જાણવા પ્રયત્ન કરવો. આજ્ઞા અનુસાર મેં આ જ્ઞાતિના ગૃહસ્થો સાથે વાતચીત કરી છે. અત્યાર સુધી જે ૯-૧૧ વર્ષની લગ્નની રૂઢિ છે તે બદલીને પાંચ-પાંચ વર્ષમાં લગ્નનો પ્રયાસ થાય તો તે અનુકૂળ છે. એ ઉપરથી ઊંઝાના આસપાસના લોકોને પુછાવવું કે, પાંચ વર્ષે લગ્ન કરવામાં કાંઈ હરકત છે? આ બાબતમાં ત્યાં કડી પ્રાંતના મે. સૂબાસાહેબ વાટાઘાટ કરે. તે વખતે અત્રેથી જઈ તેમની ગેરસમજ હોય તો તમે સમજાવો. જો અપવાદ क દૂર કરવાની તમે માગણી કરશો, તો તે કાઢી નાંખવામાં આવશે. (તાળીઓ)

આમ, **છગનલાલ પીતાંબરે क નાબૂદીનો પ્રશ્ન ઉઠાવ્યો. તેમની દીર્ઘદષ્ટિ ખરેખર દાદ માગી લે તેવી ગણાય. છગનલાલની આ દૃષ્ટિ તેમને સુધારક તરીકેના આગવા સ્થાનમાં મૂકે છે.**

ત્યારબાદ, અનેક ઠરાવો થયા. તેમાં જથો ઠરાવ 'આ સમાજ બાળલગ્ન પ્રતિબંધક નિબંધની ૮મી કલમ क અપવાદ દૂર કરી સદરહુ ધારો અન્ય જ્ઞાતિઓની માફક આપણી જ્ઞાતિને પણ સંપૂર્ણ રીતે લાગુ કરવા પોતાની ૧, ૨, ૩, ૪ અને ૫મી બેઠકના ઠરાવ પ્રમાણે ઓણસાલ પણ નેક ના. શ્રીમંત સરકાર સર સયાજીરાવ મહારાજને આતુરતાપૂર્વક પ્રાર્થના કરે છે. ઠરાવ ૧૮મો છે. 'સમાજની આર્થિક સ્થિતિ નબળી હોવાથી તેના માટે એક ખાસ ફંડ ઊભું કરવાનો આ સમાજ ઠરાવ કરે છે.'

ઠરાવ પર વિવેચન બાદ એ સંપૂર્ણપણે પાસ થયો હતો. અનેક પ્રદેશમાંથી ફંડ ઉઘરાવવા માટે પ્રતિનિધિઓ નિમાયા. તેમાં શેરથાના પા. નાથાલાલ છગનલાલ પોતાના જથ્થાના બાર ગામોમાં પ્રયત્ન કરી ફંડ ઉઘરાવવા નિમાયા અને તેમણે સરઢવ અને આદરજના પા. છગનલાલ તથા પા. ધનશાને મદદ કરવી તેવું નક્કી થયું. છગનલાલ દાન મેળવવા આગવી કળા ધરાવતા હતા. એના કારણે કડી સંસ્થા વટવૃક્ષ બની.

શ્રી કડવા પા. શુભેચ્છક સમાજનો સાતમો મહોત્સવ શેરથા ૧૮, ૧૯, ૨૦ મે ૧૯૧૮ના રોજ મળ્યો હતો. આ સભામાં કુલ ૩૮ ઠરાવો થયા હતા. યુવક પરિષદની બેઠક ડૉ. પીતાંબર પટેલના અધ્યક્ષ સ્થાને મળી હતી. સરઢવના છગનલાલે



૧૯મો ઠરાવ મૂક્યો હતો. તે મરણ પાછળના જમણને લગતો હતો તે નાબૂદ કરવાની ભલામણ કરી હતી. કાલિદાસ, તુળસીદાસ, જેઠાભાઈ વગેરેએ ટેકો આપ્યો હતો.

શ્રી કડવાપાટીદાર શુ. સમાજના આ મહોત્સવમાં શ્રી છગનલાલ પીતાંબરદાસ સબજેક્ટ કમિટીનાં સભ્ય હતા. આ સભામાં બાળલગ્ન નહિ કરવાનો ઠરાવ-૧૧ પ્રો. જેઠાલાલ સ્વામિનારાયણ તરફથી મૂકવામાં આવ્યો. આ ઠરાવને મિસ્ત્રી નારણભાઈએ ટેકો આપ્યો રૂપાલવાલા મગનલાલ રઘુભાઈએ ઠરાવને અનુમોદન આપ્યું. તેમનું તરસાલીવાળા પા. જેઠાભા વનમાળીદાસે તેનું વિવેચન કર્યું. **સરઢવવાળા છગનલાલે આ ઠરાવને વધુ અનુમોદન આપતાં જણાવ્યું કે** પ્રથમના વખતમાં તો ૧૮-૧૯ વર્ષે કન્યાને વળાવતા એમ અમારા ઘરડા કહેતા. વરકન્યા ઘણું જીવતા. એક વખત કહે કે અમારી જાન ઝાલાવાડમાં ગયેલી ત્યારે હજામ તેલ લેવા ગયો. તેને તેમણે પૂછ્યું કે, "તેલ કોના વાસ્તે જોઈએ છીએ?" હજામે જણાવ્યું પટેલો વાસ્તે. ફરીથી પૂછ્યું કે પટેલો તે બેઠા છે કે ઊભા છે? મતલબ કે તે વખતના આપણા વડીલો એવા કદાવર હતા કે બેઠેલા ઊભા જેવા જણાતા. અત્યારે આપણું બાળક કે જેના હાથે આપણો ઉદ્ધાર કરવાનો છે તેની કિંમત આપણે ભેંસ જેટલી પણ માનતા નથી. ગામડાના લોકો વિષે એક એવો અનુભવ છે કે - સાસુઓ કહે છે કે રાંડ છોકરાને દબાવે છે! છોકરાને ગણતી નથી! છોકરું હીંચકે પડ્યું છે!! ભાઈઓ! શું એ શું ખરું નથી? એ ખરું છે તો જરૂર આ રિવાજને સદંતર નાબૂદ કરો. (તાળીઓ અમદાવાદવાળા પા. સોમનાથભાઈ હરગોવિંદદાસે આ ઠરાવના વિવેચનમાં ભાગ લીધો.

ઉપર પ્રમાણે રજૂઆત અને અનુમોદનો આ સર્વાનુમતે ઠરાવ પસાર થયો હતો. બાળલગ્નના કાયદાના क અપવાદમાંથી આપણને દૂર કરવાનો શેરથાવાળા પા. નાથાલાલ છગનલાલે રજૂ કર્યો જેને સરઢવના પા. છગનલાલ, પાદરાના પા. તુળજાભાઈ તથા ગણપતપુરાના પા. બેચરભાઈ તેમજ તરસાળીવાળા ઈશ્વરભાઈએ નીચેની કવિતા ગાઈને અનુમોદનો આપ્યા બાદ સર્વાનુમતે પસાર થયો હતો.

**બાળલગ્નનો નઠારો રિવાજ તજવા વિષે.**

ફાગણ સુદ પૂનમની હોળી, સળગાવે હિંદુ સંસાર,
તેથી હોળિયો અધિક સળગે, સ્વ જ્ઞાતિમાં ભભકાદાર;
બારે વરશે લગ્ન જ થાતાં, જુઓ ચોરી એ ખેલ અપાર,
અરે હાય કડવા જ્ઞાતિમાં, આ હોળી પણ અપરમ્ પાર. ૧
બાર માસની કન્યા સાથે, ચાર માસનો પરણે કંથ,
માતાપિતા તો લ્હાવો લેવા, તન મનથી રાખે છે ખંત;
પછી કજોડાં પૂરાં કરીને, કુસંપથી ચલવે વ્યવહાર,
અરે હાય કડવા જ્ઞાતિમાં, આ હોળી પણ અપરમ્પાર. ૨

બારમાસનાં બેટા - બેટી, પરણાવવા મન હરખ અપાર,
રોગી મૂરખ વયનવ જોતાં, કજોડું કરવામાં અતિ પ્યાર;
ભલે બિચારી દુઃખી થાયે, ઘરમાં હોય ન અન્ન લગાર,
અરે હાય કડવા જ્ઞાતિમાં, આ હોળી પણ અપરમ્પાર. ૩.
નવ જુએ કરણી કે રહેણી, વિદ્યા વય કે ગુણ લગાર,
બહેરો મૂગો લૂલો હોયે, કાણો કે વળી અંધો સાર;
કુળવંતા કહેવાતા વરને, કન્યા આપે તાત ગમાર.
અરે હાય કડવા જ્ઞાતિમાં, આ હોળી પણ અપરમ્પાર. ૪
હોળી ટાળી કરો દિવાળી, જોવા ઇચ્છો જ્ઞાતિ ભ્રાત,
દુષ્ટ રિવાજો દૂર કરીને ધર્મનીતિને ધરો હાથ;
સમય આવ્યો છે સમજો બધું, સુ-ધારાનો રાખો શોખ,
હવે પટેલો કૃપા કરીને, ચિત્તમાં સહુ ધરજો સદ્બોધ. ૫

**ઈ. મ. તરસાળી.**

ડિસેમ્બર ૧૪, ૧૫ ૧૯૧૯ના રોજ લાંઘણજ પરિષદ મળી તેમાં પણ છગનલાલે મહત્ત્વની ભૂમિકા ભજવી હતી. આ પરિષદમાં કડી પ્રાંતના સૂબા રામલાલે લખેલું ભાષણ મોકલ્યું હતું. આજ સમયગાળામાં બીજો યુવકમહોત્સવ મળ્યો હતો. તે જાણીતા બેરિસ્ટર મગનલાલ ચતુરલાલના પ્રમુખપદે મળ્યો હતો. તેઓ સયાજીરાવ ત્રીજાની મહેસૂલનીતિ અને ખેતીવાડીની બાબતના સખત ટીકાકાર હતા. તેમનું ભાષણ ગાયકવાડ સરકારમાં દેખાડવું પડતું. પુરુષોત્તમદાસ કાકા અને શ્રી પોપટભાઈ ગુ. પટેલ એક વખતે તેમનું ભાષણ લેવા માટે કડીથી કલોલ ચાલતા ગયેલા. તે અનેક ખેડૂત પરિષદોના પ્રમુખ બનેલા. પાટીદાર પરિષદ અને અખિલ ભારતીય કૂર્મી પરિષદના પ્રમુખ પણ નિમાયેલા.

તા. ૮, ૯, ૧૦ ફેબ્રુઆરી, ૧૯૧૯ કાંઝપરિષદ શ્રી કાલિદાસના પ્રમુખપદે યોજાયેલી. વીરમગામ ચુંવાળ વિભાગની પહેલી પરિષદ હતી. આ પરિષદમાં કુલ ૨૦ ઠરાવો થયા હતા. ઠરાવ ૫મો : ‘બાળલગ્ન અધર્મયુક્ત અને હાનિકારક છે. રિવાજને સત્વરે નાબૂદ કરવા આ સભા દરેક જ્ઞાતિબંધુઓને આગ્રહપૂર્વક ભલામણ કરે છે અને શાસ્ત્રોક્ત રીતે યોગ્ય ઉંમરે આવેલાં ફરજંદોને છૂટક તારીખે પરણાવવાનો અને પરણાવનાર માબાપોને અંતઃકરણપૂર્વક મદદ કરવાનો આ સભા સર્વાનુમતે ઠરાવ કરે છે.’

આ ઠરાવ દેત્રોજવાળા માસ્તર દામોદરભાઈએ રજૂ કર્યો હતો. સુધારક બંધુઓએ સંપૂર્ણ ટેકો આપ્યો હતો. નોંધનીય બાબત એ હતી કે, આ ઠરાવનું મુખ્ય વિવેચન કરનાર આદરજના ધનશાભાઈ અને સરઢવના છગનલાલ પીતાંબર હતા.



એક પણ અપવાદ સિવાય સર્વાનુમતે ઠરાવ પસાર થયો હતો. આ ઠરાવની ચર્ચાએ આખો દિવસ લીધો હતો. **‘બાળલગ્ન બંધ કરો’**ની સુંદર કવિતા રજૂ થઈ હતી. વિદ્યાર્થીઓએ ગાયેલી આ કવિતાની સીધી અસર થઈ.

આ સભાના પ્રમુખશ્રીએ ૫મો ઠરાવ પસાર થયેલો જાહેર કર્યો. રજૂ કરનાર માસ્તર દામોદરદાસ પ્રો. જેઠાલાલ શ્રી ધનશાભાઈ શ્રી છગનલાલ વગેરેએ અસરકારક રીતે બાળલગ્નથી થતી હાનિ સમજાવી હતી અને તેની ભારે અસર શ્રોતાઓના મગજ ઉપર થઈ હતી. કાંઝના એક ગોરે તો એવાં બાળલગ્નો પોતાના હાથે નહિ કરવાની પ્રતિજ્ઞા લીધી હતી. કાંઝ પરિષદના યજમાન શ્રી અંબાલાલભાઈએ મહેમાનોને એક દિવસ વધુ રોકાવાનો આગ્રહ કરતાં એ એક દિવસ વધુ રોકાઈ ગયા હતા.

કડવા પાટીદાર પરિષદનો આ નવમો મહોત્સવ ઈ. સ. ૧૯૧૯ મોખાસણમાં ડૉ. પીતાંબર પટેલના અધ્યક્ષ સ્થાને તા.૨૭, ૨૮, ૨૯ ડીસેમ્બરના રોજ મળ્યો.

આ મહોત્સવમાં ઘણા ઠરાવો રજૂ થયા. તેમાં **ઠરાવ ૫મો** : ‘બાળલગ્નના અધર્મયુક્ત અને હાનિકારક રિવાજને સત્વરે નાબૂદ કરવા આ સભા દરેક જ્ઞાતિબંધુઓને આગ્રહપૂર્વક ભલામણ કરે છે અને શાસ્ત્રોક્ત રીતે યોગ્ય ઉંમરે આવેલાં ફરજંદોને ભણાવીગણાવી કુશળ કરી વિવાહિત કરવાને આ પરિષદ આગ્રહપૂર્વક વિનંતી કરે છે.’ એવો હતો.

ઉક્ત ઠરાવ સ્વામીશ્રી હરિહરાનંદજીને રજૂ કરવા આપતાં પ્રમુખશ્રીએ જણાવ્યું હતું કે, ‘જોકે અમે તમારા ભાઈઓ છીએ, તોપણ પક્ષાપક્ષને લઈને અમારું કહેવું તમને રુચે નહિ એ બનવા જોગ છે. પરંતુ સ્વામીજીને તો તમારી કે અમારી સાથે કાંઈ જ લેવાદેવા નથી. તેમને માત્ર ઈશ્વરની જ પરવા છે. માટે તે કહે તે તમે નિષ્પક્ષ બુદ્ધિથી સાંભળશો એવી આશા રાખું છું. સ્વામીજી હરિહરાનંદજીએ ઠરાવ રજૂ કરતાં જણાવ્યું હતું કે, ‘આપણામાંના સઘળા ઉપર એક મહાન ફરજ મૂકવામાં આવી છે. અને તે એ છે કે આપણે ધર્મશાસ્ત્રો અનુસરીને જ સઘળાં કાર્યો કરવાં જોઈએ. આપણે હિંદુ અને તેમાંયે ઉમાના પુત્રો. ઉમાનું ચરિત્ર તમે સાંભળ્યું હશે. ઉમાએ કેટલુંબધું ભગીરથી તપ કરીને જ લગ્ન કરવાનું પસંદ કર્યું હતું. વીર્ય જ્યાં સુધી પક્વ થાય નહિ ત્યાં સુધી બાળલગ્ન કરવું એ શાસ્ત્રનું ઉલ્લંઘન કરવા બરાબર છે. શંકરાચાર્યજીએ પણ તમને ખાસ નિર્ણય કરી આપ્યો છે કે, કડવા પાટીદારમાં જે લગ્ન થાય છે તે કોઈ પ્રકારના ધર્મમાં નથી. શાસ્ત્રોમાં ન માનનારા માટેનું એ ધોરણ છે. ઉમાએ શિવનું તપ કર્યા પછી, શિવે ઉમાની પરીક્ષા કરવા સપ્તર્ષિ મોકલ્યા હતા અને ત્યારપછી લગ્નસંબંધ ગોઠવ્યો હતો. આપણે પણ પર વિદ્વાન ધર્મકર્મવાળો અને સુશીલ હોય તેમજ તેનું ઘર વગેરે જોયા પછી સંબંધ કરવો જોઈએ. આ બાબતો બાજુએ મૂકી તમારી નાતમાં તો એક ફૂલનો દડો કરીને કન્યા પરણાવી કાઢી. તેના હાથથી

મંગળ આભૂષણોનું ખંડન કરી માતાપિતા તેને વિધવા બનાવે છે, વિધવા. અમારા હિંદુ શાસ્ત્રોમાં તો આવું ધોરણ ક્યાંય નજરે પણ ચડતું નથી. ફૂલના દડાની સાથે લગ્ન કર્યું. ફૂલના દડાને પુરુષ બનાવ્યો. તેને કૂવામાં નાંખ્યો. તેને મારી નાખ્યો. આ શું કહેવાય? આ તો કેટલો બધો અધર્મ! અથવા તો બાંયવર એ પણ ઓછો અધર્મ છે! ધર્મશાસ્ત્રોને અનુસરી વિદ્વાનોના કહેવા પ્રમાણે તમે વર્તો એવી વિનંતી કરી બેસી જવાની રજા લઉં છું.'

**ત્યારબાદ સરઢવવાળા પા. છગનલાલ પીતાંબરદાસે તે ઠરાવને અનુમોદન આપતા કહ્યું હતું કે 'જે કાર્ય રામચંદ્રજીથી નહોતું સાધી શકાયું તે લક્ષ્મણજીએ સિદ્ધ કરી આપ્યું હતું. ઇંદ્રજિતને મારવાનું તો એક બ્રહ્મચારીથી જ બની શકે.** રા. નારણજી મિસ્ત્રી, નરોડાના યુવાન માધવલાલ છગનલાલે, તોરણાના જ મગન લાલ શ્રીધરભાઈએ, જેતપુરના ઝવેરભાઈએ બાળલગ્ન હાનિકારક છે તેવાં ઉદ્‌બોધન કર્યાં હતાં. પરિષદમાં જ વિજાપુર પ્રાન્ત કડીના સત્તાવીસના ગોળના આગેવાનો એકઠા મળી કેટલીક પ્રતિજ્ઞાઓ લીધી હતી કે, બાળલગ્ન ન કરવાં, પ્રેતભોજન ન કરવાં. તેમાં મોટી સંખ્યામાં સ્ત્રીઓ પણ જોડાઈ હતી.

આરામ લીધા બાદ સૌ ફરી મળ્યા હતા.

**ઠરાવ ૬ ઠ્ઠો.**

'આપણી જ્ઞાતિનાં બાળકોને વિદ્યા લેવામાં સાધન સરળ કરી આપવા શ્રી કડવા પાટીદાર કેળવણી ઉત્તેજક મંડળની સ્થાપના થઈ છે અને તે મંડળ તરફથી શ્રી કડી પ્રાંતમાં એક બોર્ડિંગ ઉઘાડવાનું નક્કી થયું છે. તે બોર્ડિંગનો બાર અને સત્તાવીશ વગેરેના પંચોએ લાગારૂપે મદદ આપવાના જેવાં ઠરાવો કર્યા છે તેવા ઠરાવો અન્ય પંચો તથા ગામો કરે એવી આ પરિષદ આગ્રહપૂર્વક ભલામણ કરે છે.

**આ ઠરાવ રજૂ કરતાં પા. છગનલાલ પીતાંબરદાસ સરઢવવાળાએ જણાવ્યું** હતું કે, 'બાળકો ભણશે તેમાં સ્વાર્થ અને પરમાર્થ બેઉ સમાયેલા છે. ગઈ સાલ જ્યારે અમે સમાજ ઉપર મુંબઈ ગયા હતા ત્યારે અમે જે પાટીદારનાં બાળકોની સ્થિતિ જોઈ તેથી તો અમારાં હૃદય ફાટી જાય છે. મુંબઈના ઘાટીઓનું કામ આપણાં બાળકોને ભાગ્યે આવતું જાય છે. તે જોઈ તમને શરમ નથી આવતી? એંઠવાડ ઉપાડવાનું કામ આપણે પટેલભાઈ સિવાય અન્ય કોઈ કરતું નથી. તમો શું તે નહિ અટકાવો? તમારા બાળકોને માટે બોર્ડિંગો સ્થાપો. કડી પ્રાંતમાં ઘરદીઠ વર્ષદહાડે ૧૦ શેર દાણા બોર્ડિંગના નિભાવ અર્થે આપવામાં આવે, તો ૪૦૦ છોકરાં ભણી શકે તેવી યોજના કરી શકાય તેમ છે. એટલા દાણા આપણા હાથેથી કેટલાય વેરાઈ જાય છે, દેવાઈ જાય છે. મારા જેવો કોઈ ભિખારી નહિ આવે. બેતાલીશના ગોળના ભાઈઓએ ઘરદીઠ ૧૦ શેર દાણા આપવાનો ઠરાવ કર્યો છે તેનું બીજા ભાઈઓએ અનુકરણ કરવું જોઈએ.



અમદાવાદમાં બે બોર્ડિંગો છે. તેમાંથી યુવક મંડળની બોર્ડિંગમાં માત્ર રૂ. ૫ ફી રાખવામાં આવે છે, તમારાં છોકરાને ત્યાં મોકલશો. જ્યારે કડી પ્રાતમાં બોર્ડિંગ થશે **ત્યારે જ હું મિષ્ટભોજન કરીશ. ત્યાં સુધી મારે મીઠું ભોજન લેવાની પ્રતિજ્ઞા.**

રા. નગીનભાઈ વ્રજલાલે ઉપરોક્ત ઠરાવને અનુમોદન આપતાં જણાવ્યું કે, ભાઈઓ, આપણી પાસે બે લાખની મૂડી તો શું, પણ પાટડીદરબાર સાહેબની આખી તિજોરી આપણી કેળવણી માટે ખાલી કરવામાં આવે તોપણ તેથી કંઈ વળે તેમ નથી.

ભાઈઓ, કૃષ્ણ પરમાત્માના વચનાનુસાર જર્નસમષ્ટિ એકત્ર થઈને જ આવાં પરમાર્થનાં કાર્ય સારી રીતે સાધી શકે છે. ફક્ત તમારી 'ચપટી' માત્ર ઘણું કરી શકશે. અંદરથી અજવાળું થશે નહિ ત્યાં સુધી નર્યું સત્ય તમને સૂઝશે નહિ. આપણે આમેય ઘણા લાગા આપીએ છીએ. તે જ વખતે એક દાપુ વધારો. અહીં પધારેલા ઓફિસરો અહીંના જ વતનીઓ છે. ભણવાથી જ તેમને ઊંચી પદવીઓ મળી છે. આપણે પણ આપણાં બાળકોને ભણાવીએ, તો તેમને ઊંચી પદવીઓ કેમ ન મળે? જે ભાઈઓએ અમને લાગા કરી આપ્યા છે તેમને જણાવવાનું કે તે ઉઘરાવતાં અમને વાર થાય તો તમો ગામ સમસ્ત એકઠું કરી રાખશો. (તાળીઓ)

અમરસિંહભાઈ દેસાઈ - (વકીલે) જણાવ્યું કે, 'આ સમાજ કારજ વગરનો કે બાળલગ્ન વગરનો નથી. માત્ર મારી એક જ નમ્ર વિનંતી છે કે ઘર દીઠ આપણે માત્ર દરરોજ એક જ રૂપિયાભાર દાણા બહાર કાઢી મૂકીએ. (તાળીઓ) (પ્રમુખસાહેબ બોલ્યા; આટલા તો આપણે ચકલાંને પણ દરરોજ નાંખીએ છીએ. (તાળીઓ) આપણા કાર્યને સિદ્ધિ મળતી નથી તેનું કારણ માત્ર આપણી અંધશ્રદ્ધા, આપણું શંકાશીલ મન છે. ઈશ્વર ઉપર, તમારા આત્મા ઉપર, તમારી પવિત્ર ઉદારતા ઉપર શ્રદ્ધા રાખી આ કાર્યની શરૂઆત કરો. (દરેકે ઊભા થઈ ઉદાર હાથે ફાળો નોંધાવાનું ચાલું કર્યું) ફંડનું મંડાણ પોણો કલાક ચાલ્યું. પ્રમુખે ઉદારતાની પ્રશંસા કરી. ડેરીઉદ્યોગ, વેઠપ્રથા ધારાસભામાં ખેડૂત પ્રતિનિધિને ચૂંટવાનો હક્ક વગેરે અંગે ઠરાવો થયા. તેની ચર્ચામાં છગનલાલ પીતાંબરદાસે પોતાનાં વક્તવ્ય આપ્યાં.

૧૯૨૦ માટે આ પરિષદ માટે વ્યવસ્થાકમિટી નિમાઈ. જેમાં-

રા. જેઠાલાલ સ્વામીનારાયણનું નામ આ મહોત્સવમાં એ મેમ્બર નહિ હોવાથી કમી કરવામાં આવ્યું અને નીચે મુજબનો વધારો કરવામાં આવ્યો.

રા. રતિલાલ કેશવલાલ શિતવાલા - સુરત

રા. વ્રજલાલ જમનાદાસ - અમદાવાદ

રા. મગનલાલ ગોવિંદ - અમદાવાદ

રા. ગોકળદાસ હાલજીભાઈ - અમદાવાદ

પા. છગનલાલ સાંકળચંદ - વીરમગામ

પા. છગનલાલ પીતાંબરદાસ - સરઢવ
પા. ઈશ્વરદાસ જોઈતનદાસ - સરઢવ
પા. ત્રિકમલાલ દલપતરામ - અમદાવાદ
પા. મોતીલાલ કાલિદાસ - અમદાવાદ

આ પરિષદના પ્રમુખ ડૉ. પીતાંબર પટેલે અસરકારક પ્રવચન આપ્યું હતું.

શ્રી કપડવંજ કડવા પાટીદાર વિદ્યાર્થી આશ્રમ ખોલવા માટે તોરણાંમાં યુવક મંડળનો મહોત્સવ, દેશભક્ત વલ્લભભાઈ પટેલના પ્રમુખપદે સંવત ૧૯૭૬ (ઈ.સ. ૧૯૨૦)માં મળ્યો હતો. તેની બાકીની વિગતો મળતી નથી, શોધખોળ ચાલુ જ છે. વિગતો મળી હોત તો દેશભક્ત વલ્લભભાઈ અને પા. છગનલાલના સંબંધો પર પ્રકાશ પડત, પરંતુ તોરણાથી મગનલાલ શ્રીધર પટેલ લખી મોકલાવે છે કે **વલ્લભભાઈ પ્રમુખપદે મળ્યા પછી આ આશ્રમની પ્રગતિ થઈ. આ આશ્રમ ખોલવામાં કડી આશ્રમના પ્રાણસમા શ્રી છગનકાકા અને શ્રી પોપટભાઈનો સારો સહકાર મળ્યો છે.**

તા. ૩૦, ૩૧ ઓક્ટોબર શનિ, રવિ - ઈ.સ. ૧૯૨૦ના રોજ શ્રી કડવા પાટીદાર સુધારક યુવક મંડળનો તૃતીય મહોત્સવ તોરણામાં સંપન્ન થયો હતો. દેશભક્ત સરદાર પટેલ તો ખરા જ, સાથે જ્ઞાતિસેવક રામચંદ્ર જમનાદાસ અમીન પણ જોડાયા હતા.

**તોરણા (તા. કપડવણજ)**

ભાઈ મગનલાલ શ્રીધરદાસ લખી મોકલે છે કે, શ્રી કડવા પાટીદાર કેળવણી ઉત્તેજક મંડળના મંત્રીશ્રી છગનલાલ પીતાંબરદાસે અમારા ગામમાં નીચેની મતલબનું ભાષણ કરતાં સાથે જણાવ્યા તેટલા ભાઈઓએ બારમું ન જમવાની પ્રતિજ્ઞા લીધી છે.

ભાઈઓ અને બહેનો, આજે અચાનક મારે તમારા ગામમાં આવવું થયું છે. તેથી તમારા સત્સમાગમનો આજે મને લાભ મળ્યો છે. તે બદલ હું ઈશ્વરનો આભાર માનું છું.

હું જે કોમમાં ઉત્પન્ન થયો છું, જે માતાને ધાવી ધાવીને મોટો થયો છું તેની સેવા કરવી એ મારી ફરજ છે, અને ફરજ સમજીને થાય તે કરું છું અને સર્વ ભાઈઓને વિનંતી કરું છું કે, તમે પણ જે જ્ઞાતિમાં ઉત્પન્ન થયા છો તે જ્ઞાતિની પૂર્ણ ઉમંગથી સેવા કરશો.

સેવા કરવા ઈચ્છનારની પહેલી ફરજ એ છે કે, તે પોતાનાથી બને તેટલી કેળવણીની વૃદ્ધિમાં મદદ કરે. સરકસમાં બકરાં અને વાઘ એકસાથે પાણી પીએ છે, તે કેળવણીથી જ. ઉપરના દષ્ટાંતથી સમજી શક્યા હશો કે કુદરતના નિયમને ટપી જાય એવું કરનાર કેળવણી જ છે. કેળવણીથી સર્વ વિભૂતિઓ મળી રહે છે.

કેળવણીથી યુરોપ આગળ વધ્યો છે. અંગ્રેજ પ્રજા પાંચ હજાર ગાઉ દૂર રહી



રહી રાજ્ય ચલાવી રહી છે તે કેળવણીના જ બળથી. કેળવણી મનુષ્ય બનાવી શકે છે. જેનામાં કેળવણી નથી તે મનુષ્ય બની શકતો નથી. રેલગાડી વિલાયતની ખબર લાવે છે. તે કેળવણીથી. આકાશમાર્ગે હજારો ગાઉ જવાય છે તે કેળવણીથી. ગોવિંદભાઈ હાથીભાઈ નાયબ દીવાનના બારે હોદ્દા સુધી ગયા તે કેળવણીથી. વિઠ્ઠલભાઈ અને વલ્લભભાઈએ આખી દુનિયામાં પાટીદાર જાતને પ્રખ્યાત કરી તે કેળવણીથી.

કેળવણી લેવામાં વિદ્યાર્થી જીવનમાં આડે આવનાર બે મોટા પહાડ છે : એક બાળલગ્નનો અને બીજો નાતવરાનો.

બાળલગ્ન કેળવણી લેતાં અટકાવે છે. અમારે ત્યાં ચતુર સંગીત વગાડે છે એને બહારગામ કેળવણી લેવા જતાં અટકાવનાર તેનો લગ્નસંસાર જ હતો. નાનાં બાળકોનાં બળિયાઓરીથી હજારો જોડાં તૂટી જાય છે. એટલે એમનો કરેલો બધો ખર્ચ નકામો જાય છે અને દેવાનો ભાર તો માથે કાયમ રહે છે. છોકરાને વહુ તો ૧૮-૨૦ વર્ષનો થયા પછી જ જોઈએ. તો તમે આવા ધર્મસંકટમાં પડી હજારો કજોડાં કરો છો અને તેમાંથી કેટલાક કૂવે પડીને પણ મરે છે. એ દુઃખ શા માટે ઊભું કરો છો? વળી જ્યારે શુક્રવારે ગુજરી ભરાય છે તે દિવસે બધાય બળદ લેવા ગુજરીમાં જાય તો મરેલા બળદના પણ રૂ. ૨૦૦) બેસે. તેમ જે વખતે કોમના ઘણા માણસો વિવાહ કરવા જાય ત્યારે તેની કિંમત વધી જાય એમાં શી નવાઈ? એથી જ આપણામાં કન્યાવિક્રય વધેલો છે.

અમારે ત્યાં વિક્રય અને સાટાં થતાં હતાં પણ જ્યારથી ચૌદ વર્ષની કન્યાનો વિવાહ કરવાની પ્રથા ચાલુ થઈ, ત્યારથી મોટી કન્યાને ખાટી છાશ ઉકરડે ઢોળ્યા સિવાય છૂટકો ન થયો. કન્યા એ તો સાપનો ભારો. એક સાપ સાચવવો ભારે પડે છે. તો સાપનો ભારો સાચવવો એ તો બહુ જ કઠણ. એટલે સાટું કે વિક્રય થઈ શકતો નથી. એટલે એ બદી ઓછી થઈ ગઈ.

મુરતિયો કેળવણી લઈ સારો અને પાત્ર થયો હશે તો લંકામાંથી વગર પૈસે કન્યા મળી રહેશે. છોકરો અને છોડી સરખા દુઃખે ઊછરે છે. છોકરાને વારસો મળે છે પણ દીકરીને કશું મળતું નથી. છતાં તેને વેચી પૈસા લે કે તેનું સાટું લઈ કજોડું કરી એની જિંદગી ખરાબ કરે એ બાપને કસાઈથી ભૂંડો કેમ ન કહેવો? કન્યા તો ઋણ વાળવા આવી છે. કન્યાવિક્રયનું અન્ન લેવું તે મોટું પાપ છે. પૃથ્વીદાન કરનારનું અને કન્યાદાન કરનારનું પુણ્ય સરખું ગણાય છે. સગર રાજાએ સાઠ હજાર પુત્રીઓ કન્યાદાન માટે માગી હતી. માટે કન્યાદાનનો મહિમા સમજો તો સારી વાત. લૂલો, લંગડો કે બેડોળ છોકરો પૈસા ખર્ચીને કે સાટાં કરીને મહામહેનતે પરણાવશો તો તેનાથી વિઠ્ઠલભાઈ કે વલ્લભભાઈ જેવાં રત્નો ક્યાંથી પાકશે? આખી પાટીદાર કોમમાં

હજારો માણસો પરણેલા છે. પણ તેમાંથી એ બેઉ ભાઈઓએ જ પાટીદારનું નામ તારવ્યું છે.

બીજો પહાડ નાતવરાનો છે. આનું નામ નાતવરા નહિ પણ નાતમરા છે. એક રૂપિયા એકસો બે વર્ષ રહે તો વ્યાજ સાથે એક લાખ બત્રીસહજાર ને બોતેર રૂપિયા થાય છે. તો એક નાતવરામાં એક હજાર રૂપિયા ખર્ચનાર શી રીતે દેવા મુક્ત થઈ શકે? પણ એ તો ભગવાન દેખવા સહુએ નાક કપાવ્યાં, પણ કોઈએ ભગવાનને જોયા નહિ એવી અંધશ્રદ્ધામાં બાપના કૂવામાં બૂડી મરીએ છીએ.

નાતવરાની બાબતમાં જે ખર્ચા કરી દેવાના દાસ થયા છે તે આડે આવે છે અને બીજા જેની પાસે પાંચ પૈસા છે તે પાડોસીની ભોંય કે ઘર લેવાની લાલચમાં આડે આવે છે. ખરો શત્રુ સામે મોઢે લડે છે. નિર્બળ હોય તે ગોળામાં ઝેર નાખી કે છેતરીને વેર લે છે. એવા દ્વેષીલા માણસોથી છેતરાશો નહિ.

કડીપ્રાંતમાં નાતવરા અટકાવવા એક મંડળ નિમાયું છે તેમાં સેંકડો મેંમ્બરો છે. તેમણે ઘણી જગ્યાએ પિકેટિંગ કરી નાતવરા અટકાવ્યા છે. આવાં વર્ષોમાં ખર્ચનાં દેવાં વળવાં મુશ્કેલ છે. દેવું સાત ભવ સુધી આપવું પડે છે. જે વૈદ્યની દવા ઘણા દહાડા સુધી કરીએ છતાં રોગ મટે નહિ તેની દવા આપણે બંધ કરીએ છીએ, તેમ આપણે આ માર્ગે હજારો વર્ષ ચાલ્યા છતાં ઊંચા ન આવ્યા તેમજ દુનિયાની નજરે ઊંચ કોમમાં પણ ન ગણાયા અને પછાત વર્ગમાં જ પડી રહ્યા, તો તે રસ્તે હવે કેમ જવાય? જાગ્યા ત્યાંથી સવાર ગણવું જોઈએ. તમારું ગામ આ તરફના ગાળામાં આગળ પડતું છે અને તમે આવું અંધારું ઓછું ન કરો એ તમારે શરમાવા જેવું છે.

કારજ નહિ જમવાની પ્રતિજ્ઞા લેનારનાં નામ :

જેઠાલાલ શ્રીધરદાસ, કેવળભાઈ ગિરધરભાઈ, બહેચરભાઈ અમથાભાઈ, હરિભાઈ ભગવાનદાસ, ઈશ્વરભાઈ ભગવાનદાસ, દેશાઈભાઈ જીજીભાઈ, દેસાઈ બહેચરદાસ, શિવાભાઈ ગીરધરદાસ, જીજીભાઈ શ્રીધરદાસ, ભોળાભાઈ શામળદાસ, માધાભાઈ કેવળદાસ, લલ્લુભાઈ બાજીદાસ, અંબાલાલ ઝવેરદાસ, અંબાલાલ આશાભાઈ, દેસાઈભાઈ બહેચરદાસ, જોઈતાભાઈ લલ્લુદાસ, મગનલાલ શ્રીધરદાસ, મગનભાઈ રામદાસ, શ્રીધરભાઈ દાજીભાઈ, શ્રીધરભાઈ કાળીદાસ, લલ્લુ જેસંગ, ભીખાભાઈ ખોડાભાઈ, બાજીદાસ શંકરદાસ, મોહનલાલ અંબાલાલ, જીજીભાઈ ત્રિકમદાસ, રેવાભાઈ બહેચરદાસ, નાથાભાઈ શામળદાસ, જોઈતારામ લલ્લુદાસ, અંબાલાલ મથુરદાસ, નાથાભાઈ કહાનદાસ, ચેલાભાઈ મથુરદાસ, જેઠાભાઈ હરિભાઈ.

ઈ. સ. ૧૯૨૪માં કડી પ્રાંતના કડવા પાટીદાર બંધુઓને હીરાલાલ વસંતલાલે (ગુડ્ઝક્લાર્ક, સાબરમતી) અને અમદાવાદ લશ્કરી બોર્ડિંગના સુપરિન્ટેન્ડેન્ટે સુધારક



ભાષણ આપ્યું હતું.

'કડી મધ્યે આપે કડવા પાટીદાર આશ્રમ ખોલ્યો છે, આશ્રમ મોટો બાંધવા માંડ્યો છે, તેમાં વિદ્યાસુખની પણ સોઈ કરી છે એ સઘળું આનંદદાયક છે.

હાલની કેળવણીપદ્ધતિથી આપણી ઉન્નતિ થવાની નથી એ સર્વમાન્ય થયું. આપણા ખેડૂતોને ઉપયોગી એવું કાંઈ જ એમાં નથી? તે કેળવણી આપણે તજવી જોઈએ.

ખેડૂતનો છોકરો મામલતદાર થાય – મામલતદાર થાય કે વકીલ – બેરિસ્ટર થાય **તેમ એ ઉત્તમ ખેડૂત થાય તેમાં જ આપણી ઉન્નતિ છે.** ખેડૂતનો છોકરો શહેરમાં રહી માથાં ફેન્સી રાખતાં શીખ્યો, પટિયાં પાડતાં અને સેંથો પાડતાં શીખ્યો એથી આપણે સુધરી ગયા નથી. હાલની કેળવણી લેવડાવી આપણે ખેડૂતો ઓછા કરીએ છીએ (આજના યુગમાં આ વાત સાચી ઠરી છે, કારણ પાટીદાર જમીનની માલિકી ગુમાવી રહ્યો છે) અંગ્રેજી કેળવણી મોંઘી છે. પૂરી લીધા વગર નોકરી મળતી નથી. તે કેળવણી બળદઉછેર કે ખેતીવાડીમાં કામ આવતી નથી... તેમના ભાષણમાં ખેતીવાડીનું જ્ઞાન, માપણી, મહેસૂલજાણકારી ઢોરઉછેર પાકશાસ્ત્ર વગેરે વાતો કરી હતી. છેલ્લે તેમણે છગનલાલ પીતાંબરદાસ, ધનશાભગત, શ્રીરામચંદ્ર અમીન, પોપટલાલ પટેલ વગેરેને ખૂબ અભિનંદન આપ્યા હતા. ગૌશાળા, દોઢસો વીઘા જમીન, પાડાથી થતી ખેતી વગેરે જાણી તેઓ ખુશ થયા હતા.

ખેડૂતના છોકરાઓને શીખવવા માટે કેળવણીના ક્રમે ખેતીવાડીનો અભ્યાસ દાખલ કરવો જોઈએ. એ વાત કડી કેળવણી ઉત્તેજક મંડળના કાર્યવાહકોના ધ્યાન બહાર નથી એવું આચાર્યના ભાષણમાં સાંભળી મને આનંદ થયો છે.

અત્રે મારે વાચકોને એ વાતની યાદ દેવડાવવી છે કે આપણી સંસ્થાની મુલાકાત વખતે ગાંધીજી, અન્ય વિષયોનું શિક્ષણ અપાતું અને વિદ્યાર્થી સ્વાવલંબી બને તેવી કાળજી રખાતી જોઈ રાજી થયા હતા. ગાંધીજીના આગમન વખતે છગનભાએ હોકો ફોડી નાખી વ્યસનને તિલાંજલી આપી. ગાંધીજીએ સભાને સંબોધી ત્યારે **'છગનભા'** શબ્દ પ્રયોજ્યો ત્યારે **'ભા'** મરકમરક હસી પડ્યા.

આપણી જ્ઞાતિના કડવા પાટીદાર શુભેચ્છક સમાજની બેઠકમાં શ્રી ગાયકવાડ સરકારને જગુદણ ફાર્મ કડીમાં ખસેડવા માટે જાણ કરી હતી. તે બતાવે છે કે આપણે બાળકોને ખેતીનું જ્ઞાન આપવા માગતા હતા. સખેદ નોંધવું જોઈએ કે આજ સુધીમાં આપણે આ સંસ્થામાં ખેતીવાડીને લગતા કોઈ અભ્યાસક્રમો દાખલ કરી શક્યા નથી. મેં કડીની મીટિંગમાં આપણી પાસે જમીન અને ગૌશાળા હોવાથી એગ્રિકલ્ચર કોલેજ કે ખેતીવાડી સંશોધનકેન્દ્ર અને મિલ્કડેરી ઊભી કરવાની વાત પણ રજૂ કરી હતી.

કડવા પાટીદાર જ્ઞાતિના સંમેલનોમાં બારગોળના આગેવાનોની હાજરી

નોંધપાત્ર રહેતી તે આપણે પરિષદોના અહેવાલોથી જાણી શકીએ છીએ. કડવા વિજયના પુસ્તક ૧૫મા પ્રો. જેઠાલાલે **'માનવંતા ગોળના આગેવાનોને'** નામનો લેખ લખેલો. તેમાં નોંધ કરેલી. 'છેવટે મને જણાવતાં ઘણો હર્ષ થાય છે કે, ગોળના દંડ વગેરેની એકઠી થયેલ લગભગ રૂ. ૭,૦૦૦ જેવી મોટી રકમ જમણવારોમાં ખર્ચમાં અટકાવી, કડી-કલોલ તાલુકાની આજુબાજુનાં સરઢવ, આદરજ, મેડા, શેરથા, લાંઘણજ, ગોઝારિયા વગેરે બાર ગામના ગોળના આગેવાનોએ કડીમાં ચાલતા 'કડવા પાટીદાર વિદ્યાર્થી આશ્રમને 'બક્ષિસ કરી જે પહેલ કરી બતાવી છે તે બદલ સમસ્ત ગોળને અને ગોળના માનવંતા આગેવાનોને ખરેખર ધન્યવાદ ઘટે છે. આશા છે કે બીજા ગોળઆગેવાનો પણ આ દાખલો ધ્યાનમાં લઈને મહાન પરિશ્રમે ચાલુ કરેલા આપણા કડવા પાટીદાર વિદ્યાર્થી આશ્રમને પોતપોતાની શક્તિ અનુસાર મદદ કરશે.'

કડી સંસ્થા બારગોળના આગેવાનોની દીર્ઘ દૃષ્ટિની દેન હતી એમ કહીએ તો જરાય અતિશયોક્તિ ગણાય નહિ. શ્રી છગનલાલ, શ્રી રામચંદ્ર અમીન, શ્રી ચતુરભાઈ મુખી, શ્રી નાથાલાલ, શ્રી ધનશા ભગત, શ્રી માધવદાસ, શ્રી પોપટભાઈ શ્રી જેસિંગદાસ વગેરે મહાનુભાવો બાર ગોળના હતા.

ઈ.સ. ૧૯૨૪માં શ્રી કડવા પાટીદાર પરિષદનો ૧૦મો મહોત્સવ કડી મુકામે પ્રમુખશ્રી ચંદુલાલ મણિલાલ દેસાઈના પ્રમુખપદે યોજાયો હતો. તેઓશ્રી કડી સંસ્થાના દાતા પણ હતા. સ્વાગત કમિટીના અધ્યક્ષ તરીકે શ્રી ચતુરભાઈ રાધાભાઈ અમીન હતા. ૮૦૦ જેટલા સભાસદો ૨૫૦ જેટલા પ્રેક્ષકો અને ૧૦૦થી વધુ બહેનોની હાજરી હતી. આ પરિષદની વિશિષ્ટતા એ હતી કે ગાંધીભક્ત દરબાર ગોપાળદાસ હાજર હતા, એટલું નહિ, પણ આ સંસ્થાના ફંડ માટે પોતે ઝોળી લઈને ઊભા હતા.

સ્વાગત પ્રવચન પૂરું થયા બાદ રા. છગનલાલ પીતાંબરદાસે પ્રમુખ તરીકે શ્રીમાન ચંદુલાલ મણિલાલ દેસાઈનું નામ રજૂ કર્યું હતું. એને રા. ચતુરદાસ હીરદાસ, રા. જેઠાલાલ લાલદાસ, રા. પ્રભુદાસ ભાવસંગ વગેરે ગૃહસ્થોએ અનુમોદન આપ્યું.

કડી આશ્રમના વિદ્યાર્થીઓએ સંવાદો ભજવી બતાવ્યા હતા. ચાણસ્માના વકીલ શ્રી અંબાલાલ શિવલાલે ગાંધીના આદર્શોની વાત કરી હતી. શ્રી વસંતે(કવિ) ગાંધી - દરબારના આદર્શો ને ત્યાગની વાત કરી.

આ પરિષદમાં ૩૨ જેટલા ઠરાવો થયા હતા. તેમાં ઠરાવ બીજો ઘણો મહત્ત્વનો હતો. એ અ, બ, ક એમ ત્રણ ભાગમાં વહેંચાયેલો હતો.

ઠરાવ - ૨ 'કેળવણી એ ધાર્મિક, માનસિક અને આર્થિક ઉન્નતિ કરનાર શક્તિ છે, એટલું જ નહિ, પણ એ કટોકટી અને હરીફાઈના જમાનામાં અનિવાર્ય છે. તેથી પોતાનાં સંતાનોને કેળવણી આપવાને દરેક જ્ઞાતિબંધુને આ પરિષદ આગ્રહપૂર્વક ભલામણ કરે છે.'



(અ) શ્રી કડવા પાટીદાર કેળવણી ઉત્તેજક મંડળે જ્ઞાતિમાં કેળવણીનો ફેલાવો કરવા માટે ઘણું જ સારું કાર્ય કરેલું છે અને કરે છે. તેથી જ્ઞાતિમાં કેળવણીનો પ્રચાર કરનાર મુખ્ય સંસ્થા તરીકે **આ પરિષદ તેને સ્વીકારે છે ને જ્ઞાતિને ઘરદીઠ વાર્ષિક નિદાન એક રૂપિયો આપવાની દરેક જ્ઞાતિબંધુને ભલામણ કરે છે.**

પંડિત કાર્તિકજી હાજર હતા. તેમને પણ સુંદર પ્રવચન કર્યું હતું. તેમણે તેમજ દરબાર ગોપાળદાસે આ સંસ્થાના દાન માટે અપીલ કરી હતી. બાળલગ્ન વિરોધ, ફૂલનો દડો, બાંયવર, પ્રેતભોજન, રોવાકૂટવાનો અને અન્ય કુરિવાજોનો વિરોધ કરતા ઠરાવો થયા હતા. કન્યા કેળવણીને માટે પણ ઠરાવ થયો. આ પરિષદમાં ખેતીવાડી સુધારા, ઢોરઉછેરનું પણ જ્ઞાન આપવામાં આવ્યું. આ બેઠકમાં જગુદણનું ફાર્મ કડી સંસ્થાને સોંપવાની માંગ પણ થઈ હતી. પરિષદે પોતાના ઉદ્દેશો બર લાવવા માટે અને ઠરાવોના અમલીકરણ માટે નીચેના આગેવાનોનું વ્યવસ્થામંડળ નિમ્યું. સેક્રેટરી તરીકે કુબેરદાસ છોટાલાલ પટેલ, વીરમગામ (હાલ કડી) રહ્યા.

**પ્રમુખસાહેબ** : ચંદુલાલ મણિલાલ દેસાઈ - મુંબઈ રહ્યા. **સ્વાગત મંડળપ્રમુખ** ચતુરભાઈ રાધાભાઈ, કડી; **સેક્રેટરી** - કુબેરદાસ પટેલ, કડી (વીરમગામ).

| | |
|---|---|
| દરબારશ્રી લાલસિંહભાઈ દેસાઈ, | વીરમગામ |
| પરીખ લાલજીભાઈ દયારામ, | ,, |
| શેઠ ગોરધનદાસ મોહનલાલ, | ,, |
| રા. લલ્લુભાઈ સોમનાથ પટેલ, | ,, |
| રા. પ્રાણજીવન વ્રજલાલ દેસાઈ, | પાટડી |
| શેઠશ્રી દુર્ગાપ્રસાદ શંભુપ્રસાદ લશ્કરી, | અમદાવાદ |
| શેઠશ્રી સોમનાથ રૂપજીભાઈ, | ,, |
| રા. ગોકળદાસ હાંસજીભાઈ એન્જિનિયર, | ,, |
| પ્રો. જેઠાલાલ સ્વામિનારાયણ, | ,, |
| શ્રી હીરાલાલ વસંતલાલ મહેતા, | ,, |
| શ્રી છબીલદાસ છોટાલાલ મહેતા, | ,, |
| રા. છગનલાલ પીતાંબરદાસ પટેલ, | સરઢવ |
| રા. ધનશા જેકણદાસ પટેલ, | આદરજ મેડા |
| રા. રામચંદ્ર જમનાદાસ અમીન, | ગોઝારિયા |
| રા. પોપટલાલ ગુલાબદાસ પટેલ, | લાંઘણજ |
| રા. ધનજીભાઈ મોતીભાઈ પટેલ, | લાડોલ |
| રા. પ્રભુદાસ ભાવસંગદાસ, | વિસનગર |
| રા. પોપટલાલ શિવલાલ, | જાદવપુરા |

| | |
|---|---|
| રા. ચુનીલાલ મગનલાલ, | રૂપાલ |
| રા. તુલસીદાસ ગોપાળદાસ, | કડી |
| રા. ચતુરભાઈ હીરદાસ, | ચાણસ્મા |
| રા. કાનજીભાઈ શિવાભાઈ, | ,, |
| રા. નાથાભાઈ છગનલાલ, | શેરથા |
| રા. બેચરભાઈ રાયજીભાઈ, | ગણપતપુરા |
| રા. નારણજી રામજી મીસ્ત્રી, | મુંબઈ- ઘાટકોપર |
| રા. ચુનીલાલ વનમાળીદાસ, | ભરૂચ |

'કડવાવિજય'ના તંત્રી તરીકે શ્રી કુબેરદાસ જવાબદારી સંભાળતા હતા. ઉપરની નામાવલીમાંથી ઘણાખરા આગેવાનો લેખ દ્વારા સમાજસુધારાના પોતાના વિચારો આ સામાયિકમાં પ્રગટ કરતા હતા. તેમાં છગનભાના લેખો પણ જોવા મળે છે. એનું વિવરણ પાછળના પ્રકરણમાં કરવામાં આવ્યું છે.

૧૯૨૫ના કડીના વાર્ષિકોત્સવ તા. ૫ એપ્રિલ વખતે પ્રો. જેઠાલાલ સ્વામીનારાયણે જણાવ્યું : 'આખી જ્ઞાતિએ આ સંસ્થા પોતાની કરી છે. શ્રી છગનભાઈ, ધનશાભગત તથા માધવજીએ આટલી ટૂંકી મુદતમાં આવડું વિશાળ મકાન ઊભું કર્યું છે એ સઘળું અસાધારણ છે.'

શ્રી છગનલાલને **'છગનભા'**ના સ્વરૂપે ગામડામાં ફરતા જોઈએ ત્યારે રવિશંકર મહારાજની પ્રતિકૃતિ યાદ આવે. છગનભાની પ્રવાસનોંધોમાં કુધારા, ગામડાની ખરાબી, ખેતીખરાબી, ખોટા ખર્ચા, કેળવણીની ભૂખ, પાટીદારના સંપની વાતો વગેરે જોવા મળે છે. દાનની ઉઘરાણી તો ખરી જ. સાથોસાથ સુધારા ચળવળ ચાલુ જ. આ સમયગાળામાં છગનલાલ નિષ્ણાત શિક્ષકો પાસે કડવા પાટીદાર સામાજિક સુધારણા કાર્ય માટે પત્રિકાઓ બહાર પાડતા. **'છગનભા'**ને મન સમાજસુધારો કેળવણીનું અંગ છે. અંધશ્રદ્ધા વહેમ, અજ્ઞાનતા દૂર કરવા આવી ઘણી પત્રિકાઓ ઈ. સ. ૧૯૨૯થી વડોદરા રાજ્ય કાઉન્સીલ ઓર્ડર નંબર ૬/૪ અન્વયે કડી સંસ્થામાંથી પ્રગટ થતી **'કડવાવિજય'** ચાલ્યું તેમાં અને ખાસ કરીને શ્રી બબાભાઈ (સરઢવવાળા)ના તંત્રી પદે ચાલતા **'ચેતન'** માસિકમાં આ પત્રિકાઓ પ્રગટ થતી. લગભગ બે હજાર જેટલી પત્રિકાઓ છપાતી. શ્રી બાપુભાઈ ગામી, મિ. રામચંદ્ર અમીન, છ. કા. પટેલ, પોપટભાઈ, ઉમેદભાઈ, શ્રી બબાભાઈ, પુરુષોત્તમ (દાસકાકા) શંકરદાસ જેસિંગ જેવા અનેક મહાનુભાવો દ્વારા લખાયેલ પત્રિકાઓ પ્રગટ થયેલી. તેમાંથી થોડીક આગળના પ્રકરણમાં જોડેલી છે. તેના પરથી ખ્યાલ આવે છે કે, આ જાગૃત શિક્ષકો અને આગેવાનોએ સાહિત્ય દ્વારા સમાજ પરિવર્તન સાધવાનું ઉમદા કાર્ય કર્યું હતું. ધ્રુવ તારા જેવા છગનલાલની આજુબાજુ **વીંટળાયેલ** સપ્તઋષિમંડળ



પણ જોરદાર હતું.*

કડવા પાટીદાર પરિષદ – ૧૧મો મહોત્સવ સોનાસણ (તા. પ્રાંતિજ) તા. ૮, ૯, ૧૦ જાન્યુઆરી ૧૯૨૬માં ઊજવાયો. આ મહોત્સવના પ્રમુખ તરીકે ભરૂચના જાણીતા સુધારક શેઠશ્રી ચુનીલાલ વનમાળીદાસ હતા. આ સભામાં સ્ત્રીઓની સંખ્યા ઘણી હતી. આ સભામાં પણ છગનલાલે પોતાનું યોગદાન આપ્યું હતું.

સાબરકાંઠામાં ઠાકરડાઓનો ત્રાસ હોવાથી પટેલો સાથે એ કોમનો સંઘર્ષ થતો. તેની તપાસ કરવા માટે એક સમિતિ નિમાઈ. તેના પ્રમુખ તરીકે જાણીતા સુધારક અને શેરથામાં આવી આશ્રમ સ્થાપી રહેલા ક્રાંતિકારી ડૉ. સુમંત મહેતા હતા. મંત્રી તરીકે પણ છગનલાલ પીતાંબર પટેલ હતા.

આટલીબધી સમાજ સેવા કર્યા પછી પ્રજાના પ્રશ્નો સમજવાની અને ઉકેલની પા. છગનલાલમાં હથોટી આવી. તેથી તેમને થયું કે વડોદરારાજ્યની ધારાસભામાં જઈ લોકોને ઉપયોગી કાર્યોમાં વધારે અસરકારક બની શકીશ.

**'ચેતન'** ૧૯૮૪, જેઠ, અષાડઃ પુસ્તક - ૨; અંક ૬-૭ ના ટાઈટલપેજ પર લખાણ હતું : 'વડોદરાની ધારાસભામાં આ વર્ષે કડી વિભાગની એક બેઠક ખાલી પડી છે. તે બેઠક પૂરવા આજ નવ વર્ષથી કડી પરગણામાં 'પાટીદાર કેળવણી ઉત્તેજક મંડળ' ચલાવતા ખેડૂતના ખરા પ્રતિનિધિ વયોવૃદ્ધશ્રી છગનલાલ પીતાંબરદાસ પટેલે પોતાની ઉમેદવારી નોંધાવી છે. ખેડૂતોનું હિત હૈયે વસતુ હોય એવા મહાલ પંચાયતના સભ્યોને શુભેચ્છકો તેમને ધારાસભામાં મોકલવાનું નહિ જ ચૂકે. પ્રભુ તેમને ફતેહ કરો.'

ત્યાર પછીના **ચેતન** સંવત ૧૯૮૪, પુસ્તક - ૨ - અંક ૮, પાન - ૨૮૭ પર એક જાહેરખબર છપાઈ **'શ્રી છગનલાલ પીતાંબરદાસની ઉમેદવારી'** જાણવા જોગ. કડી વિભાગ તરફથી વડોદરા રાજ્યની ધારાસભામાં સભાસદ તરીકે જવાની ઉમેદવારી શ્રી છગનલાલે કરી હતી. પણ કેટલાક સંજોગોને લઈને તેમણે ઉમેદવારી પાછી ખેંચી છે.

**'ચેતન'** પ્ર - ૪ સં. ૧૯૮૬ અંક - ૧માં કડવા પાટીદાર પરિષદ, ડરણની માહિતી મુજબ આયોજકો જુગલકિશોર અને બબાભાઈ હતા. પાટીદાર આશ્રમના વિદ્યાર્થીઓ સેવામાં અને સ્વાગતગીત ગાવામાં હતા. **ઈ. સ. ૧૯૩૦માં ડરણ મુકામે શ્રી રામચંદ્ર જમનાદાસ અમીનના પ્રમુખપદે કડવા પાટીદાર પરિષદ મળી.** સ્વાગતમંત્રી મગનલાલ ખુશાલદાસ અને તેમાં બીજા સહમંત્રી બબાભાઈ હતા. દિવસે (માગસર વદ ચૌદશ) કેટલીક ચર્ચાઓ અને ઠરાવો થયા. બીજા દિવસની બેઠકના પ્રમુખ પ્રો. જેઠાલાલ હતા.

*૧૯૨૩-'૨૪નો કડી સંસ્થાનો અહેવાલ.

**પ્રો. જેઠાલાલ સ્વામિનારાયણે 'પુત્રપુત્રીઓને કેળવણી આપો નો ઠરાવ રજૂ કર્યો. તેમણે જણાવ્યું** : ''ના. મહારાજા સાહેબે કન્યા કેળવણી ફરજિયાત કરી છે તેમાં આપણે ભાગ લેવાનું ચૂકવું ન જોઈએ.''

**રા. છગનલાલ પીતાંબરદાસે ઠરાવને ટેકો આપતાં જણાવ્યું** કે, આપણી જ્ઞાતિના શેઠિયાઓ તથા પારસીઓ વગેરે મહત્તા ભોગવી રહ્યા છે તે કેળવણીનો જ પ્રતાપ. પારસીકોમમાં કેળવણીને જ પ્રતાપે દાદાભાઈ નવરોજી, ફિરોજશાહ મહેતા તથા તાતા વગેરે મહાન પુરુષો પેદા થયા. તમે પણ કેળવણી તરફ અભિરુચિ વધારો. અમદાવાદમાં મહામંડળ બોર્ડિંગ ભાંગીતૂટી પણ સેવાઓ કરી રહી છે. ત્યાં જમાનાને અનુસરીને બીજી બોર્ડિંગની જરૂર છે. માટે અત્યારે જ એના ફંડમાં તો તમારો ફાળો આપો. **'ધનવાનોના પૈસામાં સૌનો ભાગ છે.'** એવા વિધાનમાં પા. છગનલાલમાં માર્કસવાદ અને ગાંધીવાદનાં દર્શન થાય છે. તેઓ ઘણા અગમચેતીવાળા હોવાથી આગામી દિવસો જોઈ શકતાં તેમને **લાગ્યું કે ઉચ્ચ કેળવણી લેવા માટે બાળકો અમદાવાદ જશે માટે તેમને રહેવાની બોર્ડિંગ કરવી જોઈએ. ક. પા. ભવન અમદાવાદના સર્જનમાં પણ છગનલાલનું યોગદાન છે**. અમદાવાદમાં સંસ્થા ખોલવાનું તેમને ઉચિત જણાતું હતું. તેથી કહેલું : **'અમદાવાદમાં બોર્ડિંગની જરૂરિયાત'**. રા. છગનલાલ પીતાંબરદાસે ઠરાવ રજૂ કરતાં જણાવ્યું કે, કેળવણી જ માણસનું જંગલીપણું દૂર કરે છે. કેળવણી માટે કડી અને વડોદરામાં સંસ્થાઓ છે. આ સંસ્થાઓમાં શ્રી છગનલાલ પ્રમુખ હતા. અમદાવાદ તો આપણું મુખ્ય ક્ષેત્ર છે. ત્યાં એક બોર્ડિંગની જરૂરિયાત છે. તે બોર્ડિંગના નિભાવ માટે એક ફંડ ભેગું કરવું જોઈએ. અહીં તેમાં ફાળો આપવા દરેકને વિનંતી છે. આમ, ડરણની સભામાં 'કડવા પાટીદાર ભવન'નો પાયો નંખાયો એમ કહીએ તો ખોટું નથી, કારણ આ સભાના પ્રમુખ શ્રી રામચંદ્ર અમીન પોતાના ભાઈ પ્રાણસુખભાઈને નામે ભવનને દાન આપે છે.

**'પાખંડી પૂજારીઓથી ધાર્મિક મંદિરો કલંકિત ના કરો.'** રા. સાંકળદાસ વનમાળીદાસે (કડી) આ ઠરાવ રજૂ કર્યો. મંદિરો લોકોની માલિકીનાં છે અને બાવાઓ તેના માલિક બની જાય છે. મંદિર આપણાં હોવા છતાં તે ગેરઆચારનો અને આપણી ગેરવ્યવસ્થાને લીધે વ્યભિચાર અને અનાચારનો અખાડો બની ગયાં છે. દુષ્ટ સાધુઓને કાન પકડી કાઢી મૂકવા જોઈએ.

આ ઠરાવ પર રા. પુરુષોત્તમદાસ વકીલે જોરદાર પ્રવચન આપ્યું. **રા. છગનલાલ પીતાંબરદાસે જણાવ્યું કે, 'બાવાઓના અત્યાચારો અજાણ્યા નથી. છોકરીઓ ઉઠાવી જવી, છોકરાં મારી નાખવાં, બૈરીઓ ભેગી કરવી વગેરે બાવાઓના ધંધા થઈ પડ્યા છે, તો તેવા માણસોનો ત્યાગ કરવો જોઈએ**.

આ પરિષદનું ખાસ આકર્ષણ સ્ત્રીઓની સભા હતી. તમામ વર્ણની સ્ત્રીઓથી



ખંડ ભરાઈ ગયો હતો. શ્રીમતી પાર્વતીબહેન પુરુષોત્તમભાઈ (બાવળા), શ્રીમતી લક્ષ્મીબહેન, શ્રીમતી સવિતાબહેન વગેરેએ ભાગ લીધો હતો. આ સમયે **શ્રીમતી પાર્વતીબહેનની છગનલાલ સાથે સ્ત્રીકેળવણી અને અમદાવાદમાં ક.પા. ભવન ખોલવા અંગે ચર્ચા થયેલી**.

તા. ૫-૧-૧૯૩૦ની ડરણ કડવા પાટીદાર પરિષદમાં અગાઉ ગોળપંચના ભાઈઓએ ઠરાવ મૂક્યો; 'આખલાના ગોલ્લા કરવા કે કરાવવા નહિ.'' સત્તાવીસ ગોળના યુવકો શ્રી કડી ક.પા. કેળવણી ઉત્તેજક મંડળ, ધનશા ભગત, શ્રી પોપટલાલ તથા છગનભા તરફ દૃષ્ટિ કરી આગેવાનોના કાન ખુલ્લા કરશો એવી આશા રાખું છું.

ડરણની સભામાં સત્તાવીશ ઠરાવો થયા હતા. પરિષદનું નવું વ્યવસ્થાપકમંડળ બનાવવામાં આવ્યું. એમાં પ્રો. જેઠાલાલ સ્વામિનારાયણ, શ્રી છગનલાલ પીતાંબરદાસ, શ્રી પોપટલાલ ગુલાબદાસ, શ્રી ધનશા ભગત, અંબાલાલ શિવલાલ (ચાણસ્મા) શ્રી મગનભાઈ રણછોડદાસ (દેત્રોજ), શ્રી બેચર રાયજી (વડોદરા), શ્રી બબાભાઈ (સરઢવ) ચેતનના તંત્રી તેમજ અન્ય મહાનુભાવોનો સમાવેશ કરાયો હતો.

૧૯૩૦ના ચેતના અંકમાં ડરણ પરિષદનો હેવાલ તો હતો જ. તે જ અંકમાં **'નગીનભાઈ વ્રજલાલને સજા'** છપાયું હતું. શ્રી કડવા પાટીદાર કેળવણી ઉત્તેજક મંડળના મૂળ સ્થાપક, સુધારક અને બોરસદ સત્યાગ્રહ છાવણીમાં વર્ષોથી કામ કરનારા શ્રી નગીનભાઈને સત્યાગ્રહ યુદ્ધને અંગે મીઠાના કાયદાના ભંગને માટે બદલપુર (જિ. ખેડા) મુકામે પકડી, સરકારે તેમને ચાર માસની સાદી કેદને રૂ. ૧૦૦ દંડ ફટકાર્યો છે. દંડ ન આપે તો ત્રણ મહિના વધુ જેલ. હાલ સાબરમતી જેલમાં છે.

શ્રી નગીનભાઈ સાથે છગનભાએ ક. પા. શુભેચ્છક સમાજ અને પરિષદોમાં ઘણી હાજરી આપી હતી. બંને સાચા સમાજસુધારક અને કેળવણીના હિમાયતી હતા. ક.પા. ક. પરિષદમાં શ્રી નગીનદાસે પ્રમુખપદ શોભાવ્યું હતું. **'બાળલગ્નના ગેરફાયદા'** વિશે સુંદર લેખ પણ લખેલો. તેઓ પાટીદારનાં મુખપત્રોમાં પણ લેખો લખતા. નાગપુરસત્યાગ્રહમાં સરદાર અને દરબાર ગોપાળદાસ સાથે ભાગ પણ લીધેલો.

### ચાણસ્માના યુવકોને શાબાશી

(પરિષદ ભરવાની બાબત...... ટૂંકાવીને)

લગ્ન વગેરે સામાજિક બાબતોનો તેમના હાથમાં રહ્યો સહ્યો કાબૂ જતો રહે તો તેમને આપઘાત કરવો પડે તેમ તેમને લાગતું. આ પરિષદ ભરાય, દેશદેશાંતરથી વિદ્વાનો આવે, અમલદારો સભામાં બેસે ને બાળલગ્ન વગેરે બાબતો ઉપર ભાષણો તે રૂઢિચુસ્તોની હાજરીમાં તેમના જીવતે કરે ને તેમને સાંભળવા પડે તો દુનિયા રસાતાળ જાય ને? ''હં, અમને પૂછ્યા ગાછ્યા સિવાય પરિષદ ભરવી છે? કેવા સમાજ

ભરે છે જોઈએ તો? આવતી સાલ વિવાહ થવાના છે ને આ સાલ ચાણસ્મામાં સમાજ બોલાવી નાતમાં ગામનું નાક કાપવું છે ખરું ને? નરશી, કરસન, અમીચંદ વગેરેને બોલાવો. કોના કહેવાથી સમાસને તેમણે બોલાવી? ન આવે અગર ઠીક જવાબ ન આપે તો મૂકો તેમના ઘરને નાતબહાર. પાણી, દીવો બંધ. ગોળમાંથી પણ નાત બહાર. પછી જુઓ કેવા સમાજ ભરે છે તે. સમાજિયાઓને જે જમાડે, બોલાવે તેને પણ નાતબહાર મૂકો. હજામ, કુંભાર, ઢેડ, મજૂર, કંદોઈ કે કોઈ દુકાનદાર - કોઈપણ એ સમાજિયાઓને મદદ કરે, કંઈ ચીજ આપે તેની પણ ખબર લઈશું. તે દરેકને ખબર આપી દ્યો. સમાજ અહીં ભરાવાની છે એવું પેલા બુધવારીઆમાં છપાવ્યું છે તો આપણે-પણ છપાવી દ્યો કે **'સમાજને ચાણસ્મા ગામે નોંતરી નથી. જે આવશે તે ધક્કા ખાઈ પાછા જશે. સમાસ ભરવાની અમો ચાણસ્મા ગામના પાટીદારો વિરુદ્ધ છીએ.'**

**ઉપરની જુસ્સાદાર વાણી પેલા વૃદ્ધ ડોસા, ટોળાએ હલ્લો કર્યાના દિવસ અગાઉ બે અઠવાડિયાં પહેલાં વદ્યા હતા. ડોસાની વાણીમાં તેજ હતું. તેની અસર હલ્લાના દિવસે બરાબર જણાઈ હતી.**

જમીનદાર વર્ગની સત્તા ગામ ઉપર ઠીક ઠીક હતી. પોતાનું ધાર્યું તેઓ કરી શકતા. આવી સત્તાનો સદુપયોગ થાય છે ત્યાં સુધી ગામનો વિકાસ સધાય છે. પરંતુ 'Power is a desolating pestilence' Which pollutes whatever it touches. સત્તા સર્વભક્ષી ચેપી રોગ છે અને જેને જેને તે સ્પર્શ કરે છે તેને તેને તે અપવિત્ર કરે છે. ચાણસ્મા ગામના પાટીદારોએ પોતાની સત્તાનો દુરુપયોગ જ કર્યો.

સ્થાનિક પાટીદારો સમાજ ભરવાની વિરુદ્ધ છે એવા સમાચાર છપાયા હતા. બેચાર યુવકોને નાત બહાર મૂકવામાં આવ્યા હતા. આવી અચોક્કસ સ્થિતિમાં સમાજની બેઠકમાં ભાગ લેવા કોણ આવે? અને બેઠક પણ રંગેચંગે કેવી ઉજવાય? બે-ચાર જણા જ માત્ર બેઠકને દિવસે ગાડીએથી ઊતર્યા. કેટલાક મક્કમ રહેલા યુવકોએ આમંત્રણ કાયમ રાખેલું અને આ આમંત્રણને માન આપી સમાજના કાર્યકર્તાઓએ ત્યાં આવવું જ જોઈએ તે પ્રમાણે તેઓ આવ્યા. તે દરમ્યાન યુવકો પૈકી ઘણા ખરા ઢીલા થઈ ગયા, વૃદ્ધો આગળ દબાઈ ગયા, નાત બહારના ભયથી ડરી ગયા, સંતાઈ ગયા, ઘરમાં પેસી રહ્યા. પૂર આવે એટલે નેતર નમે નહિ તો તેના બે કકડા જ થાય ને? યુવકોમાંના કેટલાકોએ નેતર બનવાનું યોગ્ય ધાર્યું. કેટલાકો તો કેવળ શઠ બની વૃદ્ધોની ગાડીમાં હળવે રહી બેસી ગયા. ફક્ત બેચાર જણા અડગ રહ્યા. જોકે તેઓ સમાજિયાઓની સહીસલામતી ખાતર તેમને પોતાને ઘેર લઈ જઈ ન શક્યા, કારણ કે ગામમાં થઈને જવું સમાજિયાઓ માટે જીવનું જોખમ હતું, પરંતુ



તેમને માટે ખાવાપીવાની વ્યવસ્થા ગામના ૫૦૦૦ પાટીદારોની ખફા વહોરીને પણ કરી હતી. ચાણસ્માનું ખરું પાણી પેલા ચાર યુવકોએ જ બતાવ્યું ગણાય. બીજા યુવકો કેમ જાણે તેમના બાપ જેવા હિંમતવાન ન નીવડ્યા એ જ નવાઈની વાત. વૃદ્ધો પોતાનું પણ રખાવી શકે તો તે વૃદ્ધોના બેટા તેમનાથી ગાંજ્યા જાય તેવા ન હોય. પણ ચાણસ્મા માટે અપવાદ સિવાય તે કહેવત ખોટી પડી જણાઈ.

**પેલા ટોળાની ગુંડાશાહી હવે જોઈએ. સરકારી ઉતારા ઉપર શા માટે હલ્લો? તે હલ્લો મકાન ઉપર ન હતો, પણ તેની અંદર ઊતરેલા સમાજિયાઓ ઉપર હતો. ટોળું ઉતારા આગળ આવીને ઊભું. ઉતારામાં છગનલાલ પીતાંબરદાસ, નગીનભાઈ ને પોપટલાલ ત્રણે જણા સૂવાની તૈયારી કરી આડા થઈ 'નવજીવન' વાંચતા હતા.**

નિરાંતે સૂઈ જવાની તૈયારીથી બારણું અંદરથી વાસેલું હતું. પાનું વંચાયું હશે ને ધડાક કરતો એક ઈંટાળો બારણા સાથે અફળાયો. અમારું ચિત્ત તે તરફ ભય ને આશ્ચર્ય સાથે દોરાયું. બહાર મોટો અવાજ થતો સંભળાયો. બારીના-બારણાના કાણામાંથી જોયું તો બહાર નર્યાં માથેમાથાં. પછી મકાન આજુબાજુ કેટલાક માણસો ફરી વળી મકાનને ઘેરો ઘાલ્યો. પથરાઈંટાળા ભીંત ને બારણા સાથે અફળાવા મંડ્યા. ગાળોની ઝડી વરસવા માંડી. લાકડીઓથી બારણાં ઠોકાવા માંડ્યાં. આ દારૂ પીધેલ જેવું ઉશ્કેરાયેલું ગાંડું ટોળું શાના ઉપર ચઢાઈ કરીને આવ્યું હશે! ઇડરિયોગઢ જીતવા આવ્યું હશે? બારણું ઉઘાડું હોત અથવા ઊઘડી ગયું હોત તો શું થાત? **છગનલાલ - એક હાડકાંનો માળો, સૂકલકડી પાતળી દેહ-પણ પ્રબળ આત્મા. નગીનભાઈ- બ્રહ્મચારી- દૃઢ નિશ્ચયી. પોપટલાલ મુંબઈથી મરડાની બીમારી લઈ બારોબાર આવેલ.**

**આ ત્રણ તદ્દન નિર્બળ શરીરો પર બેચાર જણના ગડદાપાટુનો માર તેમને અક્ષરધામ પહોંચાડવા માટે બસ હતો.** બારણું ઊઘડી ગયું હોત તો એ ત્રિપુટી હાલ ક્યાં હોત? પણ બારણું તોડી પાડવું એ ટોળા માટે અશક્ય નહોતું. કાં તો તેમનામાં રામ પ્રવેશ્યા હો, અગર બારણું લોખંડનું બન્યું હશે. જેને રામ રાખે તેને કોણ ચાખે?

પરિષદના ઇતિહાસમાં આ એક અણનોંધાયેલ રોમાંચકારી પણ વીરપ્રસંગ હતો.

પણ એ ચાણસ્મા ગામ આમ ગમે તેટલું રૂઢિચુસ્ત છે પણ તેનામાં શક્તિ છે. તે શક્તિના સદ્વ્યયનું તેને ભાન-જ્ઞાન થાય તો તેને વિષે આખા મહેસાણા પ્રાંતને માન ઊપજે એવી એનામાં દઢાગ્રહીની શક્તિ છે. ખેડૂતોનાં દુઃખ-શમન-ઝુંબેશના નેતા થવાની તેનામાં વૃત્તિને શક્તિ આવે એવી આશા રાખીએ.

આ હુમલા-ટોળા-માં શિકાર ત્રિપુટીમાંના એકના મામાના દીકરા ભાઈ હતા.

કેટલાકને તેણે મામા કહી મોં સૂકવેલું. કેટલાકની સાથે તે ગેડીદડે ખૂબ રમેલો. બીજા શિકારના કેટલાક વેવાઈ થતા હતા.

હુમલો કરનારનું હુમલા સંબંધમાં વર્ણન ને તે સંબંધે પશ્ચાત્તાપ નોંધવો ઉપયોગી થઈ પડશે.

હુમલાના પ્રસંગ પછી પાંચસાત વર્ષ થયાં હશે. કડીના પાટીદાર સમાજના એક વિદ્યાર્થીએ એક દિવસ વાત ક્હાડી.

હું પણ લાકડી લઈ સરકારી ઉતારે સમાજિયાઓને મારવા દોડી ગયેલો. પથરાં ફેંકેલા, ગાળો ભાંડેલી. મારી બુદ્ધિ તે વખતે કાચી. ઘરડેરા અમને હુલકારે એટલે અમને જુવાનિયાઓને તો વાંદરાંને નિસરણી મળ્યા જેવું થયું. અમને તો હોળી ઉપર તોફાન કરવાનું મળે છે તેના જેવો જ એક પ્રસંગ મળ્યો. આજે તે વાત યાદ કરું છું ત્યારે મારું હૃદય કંપે છે. એ તોફાન તરફ ને મારી વર્તણૂક તરફ ધિક્કાર છૂટે છે ને ચાણસ્માના પાટીદારોની અજ્ઞાનમય મનોવૃત્તિ તરફ દયા ઊપજે છે.''

વિદ્યાર્થીના ઉપરના ઉદ્‌ગારો સુધારાની વાસ્તવિક્તા ને ફત્તેહ બતાવતા નથી શું?

શ્રી છગનલાલે સરઢવને સુધારાનું કેન્દ્ર બનાવ્યું હતું. તેમના સાથી મિત્ર ઈશ્વરદાસ જોઈતનદાસ પટેલ દરેક ક. પા. શુ. સમાજની બેઠકોમાં હાજર રહેતા એટલું જ નહિ સબજેક્ટ કમિટિમાં સભ્યપદે નીમાતા. તે હંમેશા કહેતાં 'ત્રણ બ'ને બાળો તો સુખી થશો. **બનિયા**, **બાળલગ્ન, બારમા**. આ બંને મિત્રોએ ગામમાંથી સુધારા યજ્ઞ શરૂ કર્યો હતો. શ્રી ગલાભા મુખીતો બેચરદાસ લશ્કરીની સાથે ઊંઝાના મંદિરની અનેક બેઠકોમાં હાજર રહેતા. તેમના માટે કહેવાય છે **'ગલા એ ગલા બીજી બધી બલા'** તેમના ડહેલામાં સુધારકોની સભાઓ થતી. શ્રી ઈશ્વરદાસનું ડહેલું પણ 'શિખર પરિષદ' માટે જાણીતું હતું.

શ્રી શંકરલાલ ઈશ્વરલાલ છગનભા માટે લખે છે કે, તેમને સમાજ માટે અને ગામ માટે ખૂબ જ પ્રેમ હતો. અમારી સરઢવની શાળામાં જ્યારે મેળાવડો થતો ત્યારે બાળકોને પ્રેમથી શિખામણ આપતા અને કહેતા કે, તમે જાગૃત થાઓ, ખૂબ ભણો, આગળ વધો, ભણી ગણીને શહેરમાં જઈ ધંધે વળગો. ત્યારે જ તમારા ગામની ઉન્નતિ થશે. બીજી બાજુ બારમા બાળલગ્નો વગેરે માટે તમે જાગૃત થશો તો તમારા વડીલોને બંધ કર્યા સિવાય છૂટકો નથી. આ રીતે દર સાલ ઘણા જ પ્રેમથી શિખામણ આપતા.

બેસતા વર્ષે જ્યારે ગામ ભેગું થતું ત્યારે 'ભા' ભાષણમાં કહેતા કે તમે છોકરાઓને બહાર કાઢો અને ધંધે લગાવો. અને જે છોકરાઓ જાય તે એ ખ્યાલ જરૂર રાખે કે તેમનાથી બને તેટલા છોકરાઓને ખેંચી જાય. શરૂઆતમાં ભાએ જાતે છોકરાઓને ધંધે લગાવ્યા હતા. આજે ગામમાંથી સારા પ્રમાણમાં છોકરાઓ બહાર



નીકળે છે. ભાએ અમારામાં બંધુની ભાવના કેળવવાને જે રસ રેડ્યો તો તે ફૂલ્યો ફાલ્યો છે. ભાએ કેળવણીનો પ્રચાર કર્યો. ખોટા ખર્ચા બંધ કરાવ્યા તથા છોકરાઓને શહેરમાં મોકલી ધંધે લગાડવાનો પ્રચાર કર્યા તેથી ગામ ઘણું સુખી છે.'

છગનલાલ 'ભા' બન્યા ત્યાં સુધી જ્ઞાતિઉદ્ધાર માટે દોડ્યા, ક્યાંય વિસામો લીધો નથી. ઉંમરનો થાક, કામનો થાક. ઈ. સ. ૧૯૧૯થી મૃત્યુપર્યન્ત 'છગનભા' પલાંઠી વાળી બેઠા નથી અને સાથીદારોને બેસવા દીધા નથી. આશ્રમના છોકરાઓને લઈ ગામડે ગામડે ઉઘરાણા માટે તેમજ અંધશ્રદ્ધા, વહેમ દૂર કરવા અને કેળવણીની સમાજને ભૂખ જગાડવા **'મને તમારો દીકરો ભણાવવા આપો'** આવી અનોખી ભેટ માગતા. જાણેઅજાણે પણ 'ભા'એ આશ્રમવાળાઓ દ્વારા ગાંધીજીના આદર્શો અને મૂલ્યોને ઝીલ્યાં અને પાલન કર્યુ. ૧૯૩૦ પછી આઝાદીની ચળવળ વેગવાન બની. આપણો આશ્રમ પણ રાષ્ટ્રીય રંગે રંગાયેલો હતો. સમાજના મોટાભાગના આગેવાનો અને શિક્ષકો પ્રખર રાષ્ટ્રવાદીઓ હતા. કેટલાક તો બાપુની ગૂજરાત વિદ્યાપીઠમાંથી તાલીમ લઈને આવેલા કેટલાક સરદાર પટેલની સાથે કામ કરી આવેલા હતા.

**'છગન ભા'**એ કડી સંસ્થાના આદ્ય સ્થાપક તરીકે ક્યારે પણ પોતાની જાતને આગળ ધરી નથી. એ અદના માનવીએ આ સંસ્થાના આદ્યસંચાલક તરીકે પોતાની ઓળખ ઊભી કરી.

આપણા સમાજના આ પ્રખર સુધારક, આર્ષદ્રષ્ટા અને કેળવણીકારે આપણા સમાજનાં અંધારાં ઉલેચ્યાં. **'કર ભલા હોગા ભલા'**નો જાદુઈ મંત્ર લઈ ગામડાંને બેઠાં કર્યાં. લોકોમાં કેળવણીની ભૂખ જગાડી. આ જણ નાંખા ખોળિયાનો – નાંખી માટીનો મૂઠી ઊંચેરો માનવી હતો.

સંસ્થાની મહેમાનપોથીની નોંધો અને તેમના અવસાન બાદ વિશિષ્ટ મહાનુભાવોએ લખેલા લેખો તેમના વ્યક્તિત્વનાં સાચાં દર્શન કરાવે છે.

**જગતમાં જન્મીને જેણે કર્યો ઉદ્ધાર જ્ઞાતિનો,**
**સફળ છે તેમનો અવતાર, કરતાં શ્રેય જ્ઞાતિનું.**

■ ■ ■

## ૩

# કડવા પાટીદાર આશ્રમની વિકાસયાત્રા

ઈ.સ. ૧૯૦૬થી ૧૯૪૦ સુધીના પા. છગનલાલના જીવનની મૂલવણી કરીએ તો પાટીદાર કોમમાં પ્રવેશી ગયેલા જડ રિવાજોની સામે લડતા લડવૈયા, કેળવણીની જરૂરિયાતની જેહાદ જગાડનાર વીરલા તરીકે જ થઈ શકે. ક.પા. શુભેચ્છક સમાજો કડવા પાટીદાર પરિષદો, ખેડૂતસભાઓ, કડવા પાટીદાર યુવક મહોત્સવો અને ઉમિયામાતાના મેળામાં પા. છગનલાલે જે ઠરાવો મૂક્યા હતા અને અન્ય ઠરાવો પર ચર્ચાઓ કરી હતી તે જ બતાવે છે કે કુરિવાજો કેવા લોખંડી પંજા જેવા હતા. બંધુકા વિવાહ, ઉમા માતાજીની આજ્ઞા માનવાની રૂઢિ, બારમાં, ફૂલનો દડો, કેળવણીનો અભાવ તેનાં ઉદાહરણો હતાં.

ઈ.સ. ૧૯૦૩થી ૨૪ સુધી **'વિજય'** અને **'કડવાવિજય'**, કડવાહિતેચ્છુઓમાં છપાતાં સમાજની પ્રવૃત્તિના પાટીદાર પટેલના લેખો અને તેમજ પરિષદો વગેરેના અહેવાલોમાં પા. છગનલાલના વ્યક્તિત્વનો ખ્યાલ આવે છે. ૧૯૨૭થી ૧૯૩૪ સુધીના **'ચેતન'** માં ક.પા.ની મળતી સભાઓના હેવાલો તેમજ ક.પા. આશ્રમ અને સર્વ વિદ્યાલયની ગતિવિધિના સમાચારો જોવા મળે છે.

પા. છગનલાલનું મૂલ્યાંકન કોઈ ફૂટપટ્ટીથી થઈ શકે તેમ નથી. તેમને માપવા તો ગજ જોઈએ – એક ગજ નહીં, ગજના ગજ.

આ સમયગાળામાં વડોદરા બોર્ડિંગના સ્થાપક શ્રી બેચરભાઈ રાયજીભાઈ, રાંદેર બોર્ડિંગના સ્થાપક રાવસાહેબ પુરુષોત્તમ ફકીરભાઈ, ભરૂચ બોર્ડિંગના સ્થાપક ચુનીલાલ વનમાળીદાસની સાથે અનેક સભાઓમાં ગોષ્ઠિ ચાલતી. જ્ઞાતિના ડોક્ટર, પ્રોફેસર, શેઠિયાઓ, ન્યાયાધીશો અને દીવાનો તેમજ રાજવીઓ વગેરે શ્રી પા. છગનલાલનું **રેફરન્સ ગ્રુપ** બની ગયું હતું. આમ, પાટીદારની સંસ્થા સ્થાપવાની તેમને તો લગન લાગી હતી.

ત્યાં તેમને મળે છે કડવા પાટીદાર શુભેચ્છક સમાજના સ્થાપક અને મંત્રી તેમજ



**'કડવા વિજય'**ના તંત્રી, વીરમગામવાળા પુરુષોત્તમદાસ લલ્લુભાઈ પરીખ. તેમણે કડવા કોમને સુખી થવા માટે સૂત્ર આપ્યું હતું. **''કેળવણી વિના જ્ઞાતિનો ઉદ્ધાર નથી''.** આ સૂત્રને લઈ છગનલાલ ગામડે ગામડે ઘૂમી વળ્યા.

**દૂધ પીતીનો ચાલ** અને દશ-બાર વર્ષે આવતાં લગ્નોના ચાલમાં પટેલસમાજ સપડાયેલો તો હતો જ. ૧૮૭૦માં રા. બ. બેચરદાસના પ્રયત્નથી **'પુત્રીરક્ષક'**નો કાયદો ગુજરાતમાં પાટીદાર કોમમાં દાખલ થયો. લશ્કરીના માથે છાણાં થપાયાં. આ તિથિલગ્ન બંધ કરવાના પ્રયત્નો માટે આપણા આગેવાનો પર ઓછું નથી વીત્યું. શ્રી પુરુષોત્તદાસે (વીરમગામ) છૂટા લગ્ન કરી દાખલો બેસાડેલો.

કડવાઓની દેવી બોલી, ફૂલનો દડો અને બાંયવરની વધુ વિગતો જાણવી હોય તો મેં લખેલ **'બાંધ્યા વિવાહ – 'એક વિવાદ'** પુસ્તક વાંચો. હાસ્યાસ્પદ એવા આ રિવાજની અન્ય જ્ઞાતિના લોકો મશ્કરી કરતા અને કહેતાઃ

**અડધું છાણું અને ડોકલી ઘી.**
**કડવો પરણે રાત ને દિ.**

વડોદરા રાજ્યમાં બાળલગ્ન પ્રતિબંધક કાયદો અમલમાં આવ્યો. તેમાંથી કડવા પટેલ માટે રાખેલ ક કલમ કાઢવાની પા. છગનલાલે આગેવાની લીધી. તે જ વખતે સંવત ૧૯૬૬માં આવાં લગ્નની તિથિની જાહેરાત થઈ. સમાજમાં કટોકટીની ગૂંચ ઊભી થઈ. એક બાજુ આગેવાનોના પ્રયત્ને આવેલો રાજ્યનો કાયદો બીજી બાજુ ઊંઝાનાં મંદિરમાં બેઠેલી માની આજ્ઞાથી જાહેર થયેલ લગ્ન તિથિ! રાજ્યને સમાજના કોપ કરતાં માનો કોપ મોટો, રૂઢિમાતા સૌથી મોટી, મીરાં, નરસિંહ અને અખો પણ રૂઢિમાતાના ભોગ બનેલા.

બુદ્ધિશાળી માણસોએ રસ્તો શોધી કાઢ્યો. લગ્નની મંજૂરી લેવા માટે રાજ્યમાં અરજી કરો. આ વાત લોકોને ગળે શીરાની જેમ ઊતરી ગઈ. સ્ટેમ્પ ડ્યુટી ભરી. અરજીઓ લખી. તેનામાં સરકારની બે રૂપિયા લાગત લેવાતી. કડી પ્રાંતમાં જ લાગત ફીના બે લાખ રૂપિયા ખર્ચાયા હતા. એનો અર્થ એ થયો કે માત્ર કડી પ્રાંતમાં ઉમામાતાજીના આદેશથી એકતિથિના એક લાખ લગ્ન થયાં! સૌરાષ્ટ્ર, દક્ષિણ ગુજરાત અને જ્યાં જ્યાં કડવા પટેલો રહેતા હોય તે ઈલાકાનો હિસાબ તો જુદો.

પા. છગનલાલે આ ભેગી થયેલી સ્ટેમ્પની અને દંડની રકમ પાછી મેળવવા મા. મહારાજા સયાજીરાવ ત્રીજાને અરજ ગુજારેલી. તેમાંથી કેટલીક રકમ પાછી પણ મળી હતી અને કેટલીક રકમો કલ્યાણકારી કામોમાં વપરાઈ હતી. કંપારી છૂટે તેવો ઘૃણાસ્પદ રિવાજ તો ફૂલને દડે છોકરી પરણાવી વિધવા કરવાનો હતો અને પછીના લગ્નમાં બાંયવર સાથે પરણાવી દેતા.

આ સમયની એક તાસીર તે પ્રેતભોજન કે બારમું. ખેતર કે મકાન વેચી કે વાણિયાના પૈસા વ્યાજમાં લાવી સગાંવહાલાં માતપિતાના મરણ પાછળના બારમાનું ખર્ચ કરાવતા અને તેને દેવામાં ડુબાડી દેતા.

બાળલગ્નનો પ્રશ્ન અને બારમાનો પ્રશ્ન કડવા. પા. શુ. સમાજ અને પરિષદોમાં પા. છગનલાલ દાખલાદલીલ સાથે રજૂ કરતા. આ સમાજોની મીટિંગમાં શ્રી અમરસિંહજી દેસાઈ (વકીલ) એ આ બે કુરિવાજો પર આખ્યાન બનાવેલાં અને શ્રોતાઓ સામે ગાતા તેની ઘણી અસર થતી. (૧) **માધાના પિતાનું પ્રેતભોજન યાને કરજની કહાણી.** (૨) **મહાલક્ષ્મીનું મહાકષ્ટ** (૩) **બાળલગ્નના બળાપા**, જેવાં આખ્યાનો શેઠિયાઓના ઘરે, પોળોમાં અને સભાઓમાં લોકપ્રિય હતા. નખત્રાણા-મુંબઈના સુધારક શ્રી નારાયણજી મિસ્ત્રીએ પોતાના ખર્ચે છપાવી વહેચ્યાં હતાં. માળવામાં આ આખ્યાનોનો હિન્દી અનુવાદ શ્રી રામચંદ્ર વ્યાસે કર્યો હતો.

પિતાશ્રી પીતાંબરદાસે અમદાવાદમાં શંભુપ્રસાદ લશ્કરીની પોળમાં ઈ. સ. ૧૮૬૯ વસવાટ કર્યો. ૩૦ વર્ષની ઉંમરે પા. છગનલાલ અમદાવાદ છોડી સરઢવ ગયા. તેમને બે સંસ્કૃતિનો અનુભવ હતો. શહેરના પટેલો અને ગામડાના પટેલોની તેમનામાં પરખ હતી. યુવા-અવસ્થામાં આવા કુરિવાજો? ગામડાનો ખેડૂત દેવાના ઢગલામાં ડૂબેલો ચીંથરેહાલ હતો. ગામડાના ધીરધાર કરતા વાણિયાઓ ખેડૂતની લાચારી અને અજ્ઞાનતાનો લાભ લેતા. તેને જળોની જેમ ચૂસતા.

છગનલાલ એક દિવસે કાલાકપાસના ધંધાર્થે બહારગામ ગયેલા ત્યાંથી પરત ફર્યા. સીધા ખેતરે ગયા. ખેતરમાં કુટુમ્બીજનોની સો ટકા હાજરી જોઈ નવાઈ પામ્યા. સહજ રીતે પૂછ્યું : 'આજે બધાં અહીં છો, તો ચૂલો પેટાવવાનું કોણ કરશે?

જવાબ મળ્યો : આજે ફલાણાભાઈને ત્યાં બારમું ખાવા જવાનું છે. પા. છગનલાલ ક્યારેક પિત્તો ગુમાવતા અને હજુ વેદાંતનું વાંચન બરાબર થયું નહોતું. તેમની હડફેટે ચડેલા શ્રી ગંગારામદાસ છત્રાલવાળાને પૂછી આવો!

આ માણસે બારમું કરવાથી હિંમત શી રીતે કરી? તેમને ખબર પડી કે ખેતર વેચી - બારમું કર્યું. તેઓ ખૂબ નારાજ થયા. તેઓ ખેતરથી સીધા પહોંચ્યા બારમું કરનારના ઘેર. છગનલાલને જોઈ ઘણા નીચી મૂડીએ જોઈ રહ્યા. કેટલાકે બારમું કરનારની હાંસી ન થાય તે તરફ ધ્યાન આપ્યું. પંગત બેસવા માંડી. છગનલાલની વાત પર અને તેમના આગમન પર કોઈએ ધ્યાન આપ્યું નહિ. છગનલાલ નાસીપાસ થાય તો છગનલાલ શાના! શીરાપ્રેમીઓ તેમનું સાંભળવા તૈયાર નહોતા, એટલે તે તાડૂક્યા અને રોષમાં બોલવા લાગ્યા : '**આ તમે લાડવા નથી ખાતા, પણ એક ગરીબ ખેડૂતના માંસ-લોહીના લોચા ખાઓ છો. મનુષ્ય મરી જાય ત્યારે તેની**



**પાછળ પ્રભુભક્તિ શોભે કે ગત પુરુષના કુટુમ્બનો નાશ? તમે બધા દુષ્ટ છો, તમારો નાશ થશે.**

છગનલાલની જાદુઈ વાણી અસરકારક નીવડી. બારમામાંથી બાર જણા ઊભા થઈ ગયા. તેઓએ પ્રતિજ્ઞા કરી. અમે બારમામાં ભોજન નહિ લઈએ. કડી સંસ્થામાં ભણતો વિદ્યાર્થી બારમું નહિ ખાવાની પ્રતિજ્ઞા કરતો. મેં ૮માં ધોરણમાં લીધેલી આજદિન ચાલુ છે. બારમાં બંધ કરોની ઝુંબેશને સારો આવકાર મળતો.

છગનલાલ માનતા કે માણસ પોતે પોતાનું કલ્યાણ ન કરી શકે તો કાયદા દ્વારા તેનું કલ્યાણ થાય તેમાં ખોટું શું છે? બાળલગ્ન પ્રતિબંધ કાયદાની બાબતમાં તેઓ શ્રીમંત ગાયકવાડ સુધી પહોંચી ગયા હતા.

છગનલાલને ખેડૂત કલ્યાણમાં રસ હતો તે બાબત સરઢવમાં અને કડીમાં તેમજ મહેસાણામાં મળેલ ખેડૂત સભાઓમાં છગનલાલે જે રજૂઆતો કરી હતી તેનો પુરાવો છે. એક ખેડૂતની જમીન ટૂકડેટુકડામાં છૂટક વહેંચાયેલી છે. તેનાથી રાજ્ય અને ખેડૂત બંનેને નુકસાન થાય છે. ખેડૂત ખેતીની સંભાળ રાખી શકતો નથી. ખર્ચ વધારે આવે એટલે જમીન એક જ જથ્થામાં હોય અને સહિયારી ખેતી થાય તો શ્રમ ઓછો પડે અને ઉત્પાદન વધે. રાજવી એવી દીર્ઘદૃષ્ટિવાળા હતા. તેમની પાસે છગનલાલ પહોંચી ગયા અને સહિયારી ખેતીનો વિચાર રજૂ કર્યો. રાજવીને ગમી ગયો. તેમના ગામમાં શરૂઆત કરવા રાજ્યની મૂડી મળી ગઈ. છગનલાલ ઘણાને પોતાનો પ્રોજેક્ટ સમજાવે, પણ સરઢવના ખેડૂતોને પણ ગળે ઊતરે નહિ કારણ કે ખેડૂતને પોતાની જમીન સાથે એટલો લગાવ હોય છે કે તે છોડવા તૈયાર થતો નથી. માલિકીનો હક્ક જતો કરવા તૈયાર થતો નથી, કારણ કે ધરતી તેને પ્રાણપ્રિય હોય છે. બ્રિટિશ સરકાર વખતે સૌથી વધારે કોર્ટકેસ જમીનને લગતા હતા. કારણ અનાવીલો અને પટેલો પોતાની જમીન છોડવા તૈયાર નહોતા. છગનલાલની પોતાની દીર્ઘદૃષ્ટિવાળી ખેડૂત કલ્યાણકારી યોજના સ્વીકારવા કોઈ તૈયાર થયું નહિ.

ખૂંધામહેતાની નિશાળમાં વ્યવહારિક લખવા-વાંચવાનું જ્ઞાન મેળવી છગનલાલે ધાર્મિક પુસ્તકોનું વાંચન વધાર્યું. ઘરમાં સત્સંગ અને ભક્તિનું તેમજ વેદાંતી અભ્યાસનું વાતાવરણ હોવાથી દિવસે દિવસે તેમની આધ્યાત્મિક ઊંચાઈ વધવા લાગી. એમણે **યોગવાસિષ્ઠય** અને **બ્રહ્મસૂત્ર**નો અભ્યાસ કર્યો ઋષિ, સંતો, મહાપુરુષોનાં જીવનચરિત્રનું વાંચન ચાલુ જ હતું. કબીરસાહેબનાં ભજનો અવિરતપણે ગાતા. નિશ્ચલદાસજીના વિચારસાગરનું એકેએક પદ એમને કંઠસ્ત હતું. જોન ઓફ આર્ક્સ, બુકર ટી. વોશિંગ્ટન, અબ્રાહમ લિંકન, ગુરુગોવિંદસિંહ, અષ્ટાવક્રઋષિ, ગુરુનાનક વગેરેનાં દૃષ્ટાંત તેમના ભાષણોમાં આવતાં. મહાપુરુષોની વાતો પ્રાર્થનામાં કહેતા

અને આ આધ્યાત્મિક સંસ્કારોમાંથી જ છગનલાલને **'કર ભલા હોગા ભલા'**નો મંત્ર આત્મસાત્ થયો હશે. આખું ઘર અને સગાંસંબંધીઓ વેદોના રંગથી રંગાવા લાગ્યાં હતાં. **શિવોઽહમ્** અને **અહમ્ બ્રહ્માસ્મિ** એમાં છગનલાલ તો ખરા જ, પણ નારાયણકાકા પણ તેમની મસ્તીમાં આ મંત્રોની બૂમો પાડતા. આ જ પુસ્તકમાં **'મારા ભા'** તેમના પૌત્ર જગુભાઈનો લેખ વાંચો, વેદાંતનો મર્મ સમજાશે.

આટલુંબધું ભાથું ભેગું કર્યા પછી છગનલાલ પાસે બે જ રસ્તા હતા. સમાજના અંધકારને ઉલેચવાનો અને બીજો આત્મખોજ - આત્મકલ્યાણનો તેમનો આત્મા હોઈ નિજાનંદ શોધતો હતો. દરેકના જીવનમાં આવી એક પળ આવી હોય છે. તે સંસારવૈરાગ્યને નામે ઓળખાય છે. ગાંધીએ પણ વારંવાર મગનલાલને અને મોરારજીને કહેલું : બિસ્ત્રા બાંધો, અહીં રહેવું નથી, હિમાલય જવું છે. બેચરદાસ બ્રહ્માનંદ બન્યા, ધનશા ભગત સાધુ બન્યા, નગીનદાસ નિર્મળ સ્વામી બન્યા છગનલાલને શું બનવું હતું? આપણે જાણતા નથી. કોઈના જીવનનાં ઊંડાણને માપી શકાતું નથી.

આખરે એક દિવસે આત્માનાં અવાજની નોબત વાગી અને કાશીનો માર્ગ પકડ્યો.

કાશીમાં એમણે સ્વામી કેશવાનંદ પાસે **'વૃત્તિપ્રભાકર'**નો વધારે ઊંડાણથી અભ્યાસ આદર્યો. છગનલાલે સ્વામી કેશવાનંદને પોતાના ગુરુપદે સ્થાપ્યા હતા. સ્વામીજીમાં જ્ઞાનનો પ્રકાશ તો ઝળહળતો હતો જ, સાથે એમની આંખોમાં કરુણાનું તેજ પણ એટલું જ ઝળહળતું હતું. આશ્રમના મુલાકાતીઓ સાથેનો એમનો વર્તાવ માનવતાથી ભર્યોભર્યો રહેતો. એમના મિજાજમાં ક્યાંય દાહકતા નહોતી. છગનલાલ કેશવાનંદજી પાસેથી સંન્યસ્તની દીક્ષા ગ્રહણ કરવા ઇચ્છતા હતા.

એક દિવસ છગનલાલ સ્વામીજીના આશ્રમનાં પગથિયાં ચડી રહ્યા હતા ત્યારે એમણે પગથિયા ઉપર પગ રાખીને ઓટલા ઉપર એક યુવાનને બેઠેલો જોયો. યુવાન અત્યંત ઉદાસ વદને બેઠો હતો. છગનલાલ એની પાસે પહોંચ્યા ત્યારે એમણે જોયું કે એની આંખોમાંથી આંસુ વહી રહ્યાં હતાં. છગનલાલ પગથિયા ઉપર જ થોભી ગયા. કોઈ ઘેરા દુઃખથી આવૃત્ત આ યુવાનને જોઈને છગનલાલના હૈયામાં કરુણા ઉભરાઈ આવી. એમણે એ યુવાનને સાંત્વના આપવાના હેતુથી પૂછવા માંડ્યું : 'ભાઈ, ક્યાંથી આવો છો?'

'કાનપુર બાજુથી આવું છું.'

'કોણ છો?'

'એક ગરીબ ખેડૂતનો દીકરો છું....'



'તમારી આંખમાં આંસુ કેમ છે? તમે કેમ રડો છો, ભાઈ?'

આ વાતચીત શરૂ થતાં જ સ્વામીજીનું ધ્યાન ખેંચાયું. એ બહાર આવ્યા. યુવાન કદાચ સ્વામી કેશવાનંદજીની જ હુંફ શોધતો શોધતો આવ્યો હતો. સ્વામીજીને જોતાં જ એ ધ્રુસકે ધ્રુસકે રડવા લાગ્યો.

સ્વામીજીએ એને પ્રેમભર્યું સાન્ત્વન આપીને શાંત કર્યો. એની હકીકત સાંભળી. કાનપુરની અંશાંતિમાં એ ઘરબાર અને રાચરચીલું ગુમાવી બેઠો હતો. કોઈ આધાર રહ્યો નહોતો. વતનમાં પાછા જઈને ત્યાં પેટિયું રળવાનો તો કોઈ આધાર નહોતો. એવી કોઈ કેળવણી પણ લીધી નહોતી કે નોકરી ધંધો કરી શકે.

સ્વામીજી ગામડાં અને ખેડૂતોની દુર્દશાથી પરિચિત હતા જ. વળી ઉત્તર પ્રદેશની ગરીબી અને ત્યાંથી પ્રજાનું અજ્ઞાન જોઈને એમનું હૈયું વારંવાર દ્રવી ઊઠતું હતું. આજ આ યુવાનની વીતક તથા થોડી નિરાળી હોવા છતાં એ સાંભળીને એમની પેલી અનુકંપા ફરી એકવાર તીવ્રપણે હાલી ઊઠી.

યુવાનને હૈયાધારણ આપ્યા પછી સહેજ અવકાશ મળતાં સ્વામીજીએ છગનલાલને કહ્યું : 'જોયું છગનભાઈ, પેલો કેવો જુવાનજોધ છે, છતાં પરિસ્થિતિએ એને કેવો કંગાલ બનાવી મૂક્યો છે! નથી રહ્યું શરીર ઉપર કૌવત કે ચહેરા ઉપર કંઈ હીર. ભણ્યોગણ્યો અને કેળવાયો હોત તો એની આ સ્થિતિ હોત?'

છગનલાલ નિરુત્તર રહ્યા. પણ સ્વામીજીના પ્રશ્નનો જવાબ એમની આંખોમાં વરતાતો હતો. સ્વામીજી થોડી ક્ષણો સુધી વિચારમગ્ન રહ્યા. પછી એમણે છગનલાલની આંખોમાં પોતાની નજર પરોવીને કહ્યું : 'છગનભાઈ, તમે ઘણીવાર તમારા પ્રદેશની વાત કરો છો.'

છગનલાલે મુખ ઉપર હકારાદર્શક ભાવ આણ્યો અને સહેજ ડોકું હલાવ્યું.

બીજી જ વાત કરતા હોય એમ સ્વામીજીએ કહ્યું : 'અને તમે સંન્યસ્ત લેવા ઝંખી રહ્યા છો, ખરું?'

'હા, સ્વામીજી, વર્ષોની એ એક કામના છે.'

ક્ષિતિજ ઉપર નજર માંડીને સ્વામીજી કંઈક લખેલું વાંચતા હોય એમ બોલ્યાઃ 'મારી સલાહ માનતા હો તો સંન્યાસી થવાની ઇચ્છા જતી કરો.'

'કેમ, બાપજી?' એક સ્વાભાવિક ઉદ્‌ગાર છગનલાલના મુખમાંથી નીકળી ગયો.

'તમારા જ પ્રદેશમાં જઈને તમારા લોકોની સ્થિતિ સુધરે એવું કંઈક કરો.'

'શું કરું?'

'એ લોકોને ઘોર અંધકારમાંથી બહાર કાઢો. એમનું અજ્ઞાન દૂર થાય એવો કોઈ માર્ગ લો. એમાં જ એમનું કલ્યાણ છે.'

છગનલાલ સ્વામીજીના મુખ તરફ શ્રદ્ધાથી તાકી રહ્યા હતા.

સ્વામીજીએ કહ્યું : 'તમારું કલ્યાણ પણ એમાં છે.'

અને પછી એમણે ઉમેર્યું : 'ઈશ્વરની સેવા, ભક્તિ, મોક્ષ બધું જ એમાં રહ્યું છે. પ્રજા કેળવણી લેશે, સુખી થશે અને તમારો આત્મા પણ પ્રસન્નતાથી મહોરી ઊઠશે.'

છગનલાલના ચિત્તમાં એકસામટા અનેક ભાવ ઊભરાઈ આવ્યા. સંસારની જંજાળમાંથી વિરક્ત થઈને ઈશ્વર સાથે સંધાન કરીને મોક્ષનો માર્ગ લેવાની વૃત્તિ તો હૈયામાં વર્ષોથી ઘોળાયા કરતી હતી. અત્યાર સુધી સાધુ, સંત, મહાત્મા અને જ્ઞાનીઓની સેવા કર્યા પછી એ ફળપ્રાપ્તિ તો હાથવેંતમાં હોય એવું ભાસતું હતું. પણ બીજી બાજુ ઘણાં વર્ષોથી જે પુરુષાર્થ પોતે કરતા હતા એ પુરુષાર્થની લક્ષ્યસિદ્ધિનો પોતે જ વિચારેલો એક માત્ર માર્ગ સ્વામીજી બતાવી રહ્યા હતા. એટલું જ નહીં, પણ બંને લક્ષ્ય એમાંથી જ સિદ્ધ થશે એવું એ ભાખી રહ્યા હતા. કેળવણીના વિચારનો ઉદય તો છગનલાલના હૈયામાં ઊગી ચૂક્યો હતો. સ્વામીજી એ કદાચ જાણતા હતા. એટલે જ કદાચ, છગનલાલના હાથે તપશ્ચર્યાનાં બળ અને શુદ્ધિથી એ કાર્ય થશે એ પણ કદાચ સ્વામીજી જોઈ શક્યા હશે. માનવ કલ્યાણનો પુરુષાર્થ એ પણ એક મહાન યજ્ઞ છે એ કંઈ સ્વામીજીએ છગનલાલને સમજાવવું પડે એમ નહોતું.

છગનલાલને કશાક વિચારમાં પડી ગયેલા જોઈ સ્વામીજીએ કહ્યું : 'છગનભાઈ, તમારી શી મૂંઝવણ છે એની મને સમજ પડી ગઈ છે.'

અને છગનલાલે એ મૂંઝવણ અભિવ્યક્ત કરતાં કહ્યું : 'આપે સૂચવ્યો એ માર્ગ શ્રેષ્ઠ છે એ ખરું, પણ એનો આરંભ હું કેમ કરીને કરીશ?'

'શી અડચણ છે?'

'મેં સમાજસુધારાની પ્રવૃત્તિઓમાં ઘણો ભાગ લીધો છે, પણ આ કેળવણીના કામનો મને અનુભવ નથી...'

'આવી વાણી ન ઉચ્ચારો, છગનભાઈ. તમારી પાસે બધું છે.' કહી સ્વામીજીએ એક પાત્રમાંથી પાંચ રૂપિયા લઈ છગનલાલને આપતાં કહ્યું : 'હવે કશો વિલંબ કરવાની જરૂર નથી. બધું સિદ્ધ થશે. સૂઝ અને તપ ભેગાં મળશે એટલે કામને આગળ ધપાવનારા અને દીપાવનારા મળી રહેશે.'

છગનલાલે એ પાંચ રૂપિયા પોતાના હાથમાં ધારણ કર્યા. જાણે કોઈ નવી ચેતનાનો સંચાર પોતાની રગરગમાં થતો હોય એવો અનુભવ એમણે કર્યો. એમને લાગ્યું કે કોઈ દૈવી પળ આશીર્વાદ બનીને એમની સામે આવી હતી.



### બે મહાનુભાવોનું મિલન અને ઊંઝાનો મેળો :

કાશીથી પરત આવ્યા પછી છગનલાલનું ધ્યેય નક્કી થઈ ગયું હતું. કેળવણી દ્વારા સમાજનો અંધકારરૂપી કાદવો ઉલેચવો. એ માટે કેળવણી સંસ્થા સ્થાપવી. સ્વામી કેશવાનંદજીના પાંચ રૂપિયા માત્ર નાણું રહ્યું નહોતું, પણ નજરાણું બની ગયું હતું. આ ઘટના છગનલાલના જીવનનું ટર્નિંગ પોઈંટ હતું. પાંચ રૂપિયાનો સ્વીકાર એ વચનબદ્ધતા હતી. તેમની મૂંઝવણનો પાર નહોતો. દિનપ્રતિદિન અકળામણ વધતી ચાલી.

આ સમાજ પાસે કેળવણીની સંસ્થા ઊભી કરાવવી એટલે લોઢાના ચણા ચાવવા જેવું કઠણ કામ હતું તે છગનલાલ જાણતા હતા. દાન સાથે છગનલાલ છોકરાઓને ભણાવવા માટેની ભીખ માગતા. છગનલાલે પોતાના સ્વપ્નની સંસ્થા ઊભી કર્યા પછી આઠ વર્ષે થયેલા અનુભવોની વાત તેમના જ શબ્દોમાં —

આખરે કોઈ ઈશ્વરી સંકેત હોય એમ એક દિવસ ટપાલમાં એક પત્ર આવીને પડ્યો. એ પત્ર વીરમગામના એક યુવાન, સુશિક્ષિત અને સમાજસુધારાના કાર્યમાં ખંતથી કામ કરનાર નગીનભાઈ વૃજલાલ પટેલનો હતો. પત્ર લાંબો અને મહત્ત્વાકાંક્ષી હતો. છગનલાલ એ વાંચીને ઘણા પ્રસન્ન થયા.

પત્રમાં જે લખ્યું હતું તેનો સાર લગભગ આવો હતો :

તમે સમાજસુધારણાના કાર્યમાં ખૂબ રસ ધરાવો છો અને ઘણા સક્રિય છો એ વિષે મેં ઘણું જાણ્યું છે. ક. પા. પરિષદે પોતાની સામે રાખેલા ધ્યેયને પાર પાડવાનું કાર્ય જે જે પરગણાઓમાં જ્ઞાતિહિતચિંતકોએ ઉપાડી લીધું છે એમાં તમારા વિસ્તારમાં તમે સારું કાર્ય કર્યું છે એ જાણવામાં આવ્યું છે, પણ સઘળા સમાજને લક્ષમાં લેતાં હોય એવું લાગે છે કે પરિષદ અને સ્થાનિક મંડળો સમાજસુધારણા અર્થે અનેક પ્રયત્નો કરી રહ્યા હોવા છતાં સઘળા સમાજને જલદીથી અસર કરે એવાં પરિણામ જોવા મળતાં નથી.

એક પ્રયત્નથી બધું ધારેલું લક્ષ સિદ્ધ થાય એવી કળ શોધવાનો જ્ઞાતિહિતચિંતક પુરુષોત્તમદાસ લલ્લુભાઈનો વિચાર હતો અને એ એવા વિચાર ઉપર આવેલા કે આદર્શ કેળવણીનો બહોળો પ્રચાર થાય તેવી સંસ્થા શરૂ કરવી અને બનતા પ્રયત્નથી દરેક ચળવળ કડી પ્રાંતમાં જ કરવી. કારણ કે, તેની અસર અન્ય સ્થળે થઈ શકે એવી જ્ઞાતિની ગૂંથણી છે. પણ પુરુષોત્તમદાસ તો પરલોકવાસી થયા. કાર્ય તો કરવું જ એવો એમના માર્ગદર્શન હેઠળ કામ કરનાર સાથીદારોનો નિશ્ચય હોવાને લીધે આ કાર્યમાં રસ ધરાવનાર ભાઈઓનો સતત સંપર્ક કરવાનું અમે ચાલુ રાખ્યું અને જે કાર્યકર કહી શકાય એવા આગેવાનોને વારંવાર મળવાનું ચાલુ રાખ્યું. આ સંપર્ક

અને મળવામાં એક વર્ષ વીતી ગયું. છતાં કોઈ તલમાં તેલ દેખાયું નહીં. છતાં અમે નિશ્ચય કર્યો કે હવે વધારે રાહ જોયા સિવાય અને કોઈ અમુક જ વ્યક્તિઓ ઉપર આધાર રાખ્યા સિવાય સં. ૧૯૭૫ની અક્ષય તૃતીયાના દિવસે આ હેતુ માટે કંઈક કરવા કડી પ્રાંતનાં ગામોમાં નીકળી પડવું. એ નિર્ણય મુજબ દસ-બાર દિવસ જુદાં જુદાં ગામોની મુલાકાત લીધી. શેરથા ગામમાં સારો ઉત્સાહ જણાયો અને ટેકો મળવાની આશા પણ બંધાઈ. વિશેષ વિચારને અંતે એવો નિર્ણય કર્યો છે કે વૈશાખ સુદ પૂનમના દિવસે ઊંઝા મુકામે ઉમિયામાતાના મેળામાં આ અંગે સાર્વત્રિક ઊહાપોહ કરવો.

તમારા સાથ અને ટેકાની સારી આશા જણાવાથી કેટલાક અન્ય આગેવાનોની સાથે તમને પણ પત્ર લખીએ છીએ. જ્ઞાતિસુધારણાના આ કાર્યમાં અમારી શ્રદ્ધા પાર પડે એ રીતે તમે જરૂર પધારશો.

છગનલાલે પત્ર વાંચ્યો. ફરી એકવાર ધ્યાનથી વાંચ્યો. જેમ જેમ એ પત્ર વાંચતા ગયા. તેમ તેમ એક નૈસર્ગિક આનંદનો અનુભવ એમને થયો. એમને આશ્ચર્ય એ વાતનું હતું કે જે વાત પોતે વિચારતા હતા એ જ વાત 'રજેરજ' આમાં હતી. પોતાના જ વિચારોનું પ્રતિબિંબ એના એકેએક શબ્દમાંથી ઊઠતું હતું. સ્વામી કેશવાનંદજીની સલાહ મળી એ વખતે આનંદ અને સંતોષ થયાં હતાં કારણ કે, પોતે જે ઝંખી રહ્યા હતાં એ કાર્યને જુદું તારવીને એમણે નિર્દેશ કર્યો હતો. અહીં આ પત્રમાં પણ જે વાતનો એમને સતત અસંતોષ હતો એનું ચિત્રણ હતું અને જે ઉપાય - કેળવણી સંબંધી – એમને કેટલાક સમયથી સૂઝ્યો હતો એ જ ઉપાય અને એ જ માર્ગ લેવાની વાત નગીનભાઈએ એમના આ પત્રમાં કરી હતી. એથી સામે ચાલીને યારી આપતા નસીબનો સંજોગ થયાનો એમને આનંદ થયો.

ઈ. સ. ૧૯૦૮થી ઊંઝાના માતાજીના મેળાનું સ્વરૂપ બદલાયું હતું. કડી ખેડૂત પ્રાંતસભાએ તે મેળાની સાથે સુધારાવાદી પ્રવૃત્તિ જોડી હતી. શ્રી નગીનદાસ અને છગનલાલે ઊંઝામાં જવાનો નિર્ણય કર્યો, કારણ કે, ત્યાં આગેવાનોની મદદથી કડવા કોમ સમક્ષ પોતાના વિચારો રજૂ કરી શકાય. શેરથા ગામના આગેવાનો મોટી સંખ્યામાં આવ્યા હતા.

શ્રી નગીનભાઈ અને છગનલાલ અનેક ક. પા. શુભેચ્છક સમાજોની સભાઓમાં મળેલા ઠરાવોની ચર્ચાઓમાં ભાગ લીધેલો અને બંનેએ ઘણા ઠરાવો પણ રજૂ કરેલા; એટલું જ નહીં; છગનલાલ અને નગીનભાઈ અનેક સબ્જેક્ટ કમિટીમાં સભ્યો પણ હતા. તેમ છતાં, સ્વામી કેશવાનંદજીના આશીર્વાદ લઈ કાશીથી પાછા આવેલા છગનલાલનું તેજ અને વ્યક્તિત્વ આજે નગીનભાઈને જુદું ભાસતું હતું.



થોડીક ક્ષણમાં તો અત્યાર સુધી થયેલા કાર્યની મોજણી કરવા, લેખાંજોખાં કરવા મંડી પડ્યા અને સમાજને તાતી જરૂરિયાત શાની છે તેની ગહન વાતો કરી મંદિર તરફ આગળ વધ્યા. બંનેને લાગ્યું: અત્યાર સુધી રેડેલો પુરુષાર્થ એળે નથી ગયો, વિચારબીજ વાવ્યું તેના અંકુર ફૂટતા લાગેલા. બંને એકમત થયા. સમાજનું ઘડતર માત્ર કેળવણી દ્વારા થઈ શકશે. બાળકોમાં રેડવામાં આવતા સંસ્કારો તેમનું સાચું ઘડતર કરી શકે માટે જ બોર્ડિંગ અને વિદ્યાલય સ્થાપવાં જરૂરી છે.

મંદિરમાં માનવમહેરામણ ઊમટ્યો હતું. આ બંને હીરાપારખુઓ. સમાજનાં યોગ્ય મોતી વીણવા આવેલા મંદિરચોગાનમાં દરવાજા આગળ ચોકમાં કે ચકલામાં ચર્ચા વિચારણાઓ થાય. અરસપરસ મળવાથી આ યોજના નગીનભાઈના પુરુષાર્થથી થઈ હતી તેમાંથી ઘણાં મોતી આ બંનેને હાથ લાગ્યાં જે કડવા પાટીદાર આશ્રમના નિર્માણમાં પાયાના પથ્થરો બન્યાં. આમ ઊંઝાની યાત્રા ફળી. શ્રી નગીનભાઈ અને છગનલાલ જેવાં રત્નો ઊપસી આવ્યાં.

આ બંને યોદ્ધાઓ થાકે તેમ હતા નહિ. તા. ૮-૬-૧૯૧૯ના રોજ રવિવારે કડી પરગણાના પાટીદાર બંધુઓનો એક મેળાવડો - સરઢવ મુકામે થયો. છગનલાલનું વતન પહેલેથી જાગૃત હતું. આ બધા આગેવાનો પહેલેથી કેળવણી અભિમુખ હતા જ માત્ર તેમને ઉપાય અને યોજનાના માર્ગદર્શનની જરૂર હતી. કેળવણી મંડળની રચના માટે કોઈ વાંધાવિરોધ સિવાય રચનાત્મક સૂચનો આવતાં હતાં. બધા સભ્યો ખુલ્લા દિલે મળી રહ્યા હતા. ગ્રામીણ સંસ્કારોમાંથી બાળકોને કઈ રીતે મુક્ત કરવા, કેવું શિક્ષણ આપવું, શાળા સ્થાપવી કે આશ્રમ વગેરે પ્રશ્નોની ચર્ચાઓ થઈ. બોર્ડિંગ સ્થાપવાનો નિર્ણય લેવાયો. તેના સ્થળ માટે પુરુષોત્તમ પરીખ અને નગીનભાઈ તેમજ આગેવાનો એકમત થયા અને કડી પરગણું પસંદ થયું. મેં મારા આગળના પ્રકરણમાં કડીની મહત્તાનો ઉલ્લેખ કર્યો છે. સૌનો પસંદગીકળશ કડી પર ઊતર્યો. કારણ આ સ્થળ અનેક રીતે પ્રભાવક હતું.

કાર્યદિશા નક્કી થઈ. મંડળ સ્થપાયું. નામ અપાયું: **''કડવા પાટીદાર કેળવણી ઉત્તેજક મંડળ.''** અને શરૂ કરવા ધારેલી બોર્ડિંગનું નામ 'કડવા પાટીદાર વિદ્યાર્થી આશ્રમ' જે નામ આજે પણ મૂળ આશ્રમના દરવાજે લખેલું છે. મંડળના હોદ્દેદારો નક્કી થયા. મંત્રી તરીકેનો હવાલો નગીનભાઈને સોંપાયો. છગનલાલના માદરે વતનમાં કેળવણીની આ સંસ્થાનાં બીજ રોપાયાં. સભામાં હાજર આગેવાનોએ સંસ્થા માટે મદદ રૂપ થયા. ઉઘરાણીની બાંયધરી આપી.

છગનલાલે ક. પા. શુ. સમાજની સભામાં કેળવણીસંસ્થા શરૂ ન થાય ત્યાં સુધી મિષ્ટાન્ન ન ખાવાની પ્રતિજ્ઞા લીધી હતી. ગજવેલ જેવી છાતીવાળાઓ પ્રતિજ્ઞા લઈ

શકે અને પાળી શકે.

આ ઘટનાને અનુલક્ષીને આશ્રમના ખાતમુર્હૂત વખતે સમારંભમાં નગીનભાઈએ પોતાના નિવેદનમાં જણાવ્યું હતું : 'એ શરીરે ડોસા, પણ મનથી ખરા જુવાન પ્રયત્નશીલ, લાગણીદાર પુરુષ સાથે મારે મૈત્રી થઈ. બંને ઘણો વખત ગામે ગામે, સ્થળે સ્થળે ફર્યા અને કાર્યની સરળતા સારુ ભૂમિ ખેડી, પરિણામે સંવત ૧૯૭૬ના (ઈ. સ. ૧૯૨૦) ચૈત્ર સુદ ૨ને સોમવારે કડી મુકામે વિદ્યાર્થી આશ્રમ ખુલ્લો મૂકી વૃદ્ધ છગનલાલની બાધા મુકાવી.''

સરઢવની સભા અને આશ્રમની સ્થાપના વચ્ચેનો સમયગાળો છગનલાલ અને નગીનભાઈ માટે અથાગ પરિશ્રમ અને રઝળપાટનો રહ્યો. સંસ્થા નિભાવવાનું ભંડોળ એકઠું કરવા આ ગામથી પેલે ગામ બંને નીકળી પડતા. શેરથા, આદરજ જેવાં ગામોનો સહકાર મેળવી શકાશે તેવાં એંધાણ દેખાતાં.

આ સંસ્થાના ગૃહપતિ રતિલાલ અમીન લખે છે: ''કડીમાં સંસ્થા સ્થાપવાની હોવાથી કડીની મુલાકાત પણ વારંવાર લેવાનું થતું, અને ઘણી વાર રાત રોકાઈ જવાનું પણ બનતું. સાથે બેચાર આગેવાનો પણ હોય, આ મહાનુભાવોને રોકવાનું સ્થાન પણ મળી રહ્યું હતું. **છગનલાલ, નગીનભાઈ અને સંસ્થાની સ્થાપનામાં રસ લેનાર આગેવાનો શ્રી વિઠ્ઠલભાઈ અને શ્રી પુરુષોત્તમદાસ (દાસકાકા)ને ત્યાં ઊતરતા. વિઠ્ઠલભાઈ અને દાસકાકાનાં માતુશ્રી કાશીબા સૌની પ્રેમપૂર્વક સેવા અને સરભરા કરતાં. દાસકાકાનું ઘર કડી આશ્રમ હોય તેવું લાગતું.**''

આશ્રમની સ્થાપના થઈ એ દિવસે સંસ્થા પાસે શેરથા ગામ તરફથી મળેલા રૂ. ૮૫નું ભંડોળ હતું. આશ્રમની શરૂઆત કડી શહેરની વાયવ્યમાં આવેલા ભાડાની એક જીર્ણ અને જર્જરિત મકાનમાં થઈ (ખાખચોક) સ્થાપનાના પ્રથમ દિવસે વિદ્યાર્થીની સંખ્યા સાતની હતી.

આશ્રમની સ્થાપના સાથે છગનલાલ **'છગનભા'** બન્યા. બાળકોને જોતાં માતૃવાત્સલ્ય અને પિતૃવાસ્તલ્યની અમી વરસવા લાગી. 'ભા' નાણાકીય તાણમાંથી પસાર થઈ રહ્યા હતા. અનેક વિટમણાઓથી ઘેરાયેલા હતા. નવો આશ્રમ કેમ ચાલતો તે 'ભા'ના શબ્દોમાં માણીએ :

વિના પગારે આશ્રમની દેખરેખનું કામ શ્રી વિઠ્ઠલભાઈ રણછોડદાસે માથે લીધું. ફંડનો હિસાબ પા. ખોડાભાઈ ઝવેરદાસને ત્યાં રહેતો.

કડીની આજુબાજુનાં ગામોમાંથી અનાજ તથા નાણાં આવે અને આશ્રમનું ખર્ચ નભે. સાત માસ પછી વિદ્યાર્થીઓની સંખ્યા વધી. તેમનાં ચારિત્ર્ય, અભ્યાસ વગેરે પર દેખરેખ રાખવાની જરૂર લાગવાથી અને આશ્રમના વહીવટ અંગે એકાદ



વ્યવસ્થાપકની નિમણૂક કરવા જેટલી ફંડ-સ્થિતિ થવાથી શ્રી કુબેરભાઈ છોટાલાલ પટેલને ગૃહપતિ તરીકે (સં. ૧૯૭૭ના કાર્તક વદ ૩, તા. ૨૮-૧૦-'૨૦થી) નીમવામાં આવ્યા. કડી પરગણાનાં ગામો અને ડંઢાવ્યના મોટાબાર ગામનું પંચ તથા કડી રૂ. મહાજન લાગણીથી આશ્રમના નિભાવ અર્થે મદદ કરી રહ્યાં હતાં. પ્રસંગે નાણાં ભીડ ઊભી થતી. એકબે પ્રસંગોએ આવી રીતે નભતી સંસ્થાઓનો વહીવટ કેટલો વિકટ અને મુશ્કેલ છે તેનો પ્રત્યક્ષ અનુભવ કાર્યકર્તાઓને બરાબર થયો હતો.

વિદ્યાર્થી આશ્રમની આરંભની સ્થિતિ અંગે સંસ્થાના સં. ૧૯૭૬-'૭૭' - ૭૮ના એકત્ર રિપોર્ટમાં આ પ્રમાણે નોંધ છે :

સંવત ૧૯૭૬ની સાલ સુધી, આશરે પ્રથમ છ માસ સુધી આ આશ્રમ એક સામાન્ય વીશી કરતાં વિશેષ હતો એમ ન કહી શકાય, કારણ કે ઉત્પાદકો જ્ઞાતિવિષયક બીજાં અનેક કાર્યમાં રોકાયેલા હોઈ તથા આ આશ્રમના ખર્ચ માટેના બંદોબસ્તમાં પણ બહુ ફરવું પડતું હોવાથી. સ્થાનિક દેખરેખ બિલકુલ રાખી શકાતી નહોતી. માત્ર પૈસા એકઠા કરી કડીના પા. ખોડીદાસ ઝવેરદાસની દુકાને મૂકતા. ત્યાંથી જોઈએ તેમ લઈ કડીના પા. વિઠ્ઠલદાસ રણછોડ આશ્રમ માટે જોઈતો સામાન લાવી આપતા. વિદ્યાર્થીઓ ઉપર કોઈ પ્રકારની દેખરેખ રાખી શકાતી નહિ. સંવત ૧૯૭૭ની શરૂઆતથી આશ્રમના સામાન્ય વહીવટ માટે ખાસ માણસની નિમણૂક કરવામાં આવી. દિવસો જતાં બીજાં કાર્યો આટોપી કે ઓછાં કરી ઉત્પાદકો તથા વ્યવસ્થાપકો પણ આ તરફ વિશેષ નજર રાખવા લાગ્યા. આ આશ્રમને એક પ્રાચીન ગુરુકુળ જેવો બનાવવા ઉત્પાદકોની ઇચ્છાઓ અને આશય છે, પરંતુ જેઓના મનમાં આવી ઉત્કંઠાઓ ભરી છે તેઓ નાણાં એકત્ર કરવાના કાર્યમાં સતત રોકાયેલા રહેતા હોવાથી ધારેલી ધારણા પાર પાડી શક્યા નથી. સ્થાયી દેખરેખ રાખનાર જેટલા પ્રમાણમાં આ વિચાર અને ભાવનાને ઝીલી શકે તેટલું કાર્ય હજી થઈ શક્યું છે, પરંતુ બીજા કાર્યમાંથી ફારગત થઈ હવે આંતરવ્યવસ્થા પર ખાસ લક્ષ રાખવા વિચાર છે અને ધારેલાં ધ્યેય જલદી પાર પડશે એવી ધારણા છે.

આશ્રમમાં રહેતા બાળકોનું સંસ્કાર ઘડતર થાય તે માટે પ્રાર્થના, ધાર્મિક જ્ઞાન, મહાભારત, રામાયણને ગીતાની જેવા મહાગ્રંથો દ્વારા જ્ઞાન આપવામાં આવતું. આશ્રમ માટે આટલું પૂરતું નહોતું. બ્રહ્મજ્ઞાન પણ જરૂરી હતું. આગળ જતાં આ સંસ્થામાં કેટલાં મુખપત્રો, વર્તમાનપત્રો આવતાં તે જોઈશું ત્યારે તેની સાચી પરખ થશે.

સંવત ૧૯૭૬ આખર આશ્રમમાં ૨૪ વિદ્યાર્થીઓ હતા. વાર્ષિક પરીક્ષામાં ૨૧ પાસ થયા. બેને ઉપરના ધોરણમાં ચઢાવવામાં આવ્યા. એકને અટકાવવામાં આવ્યો એ આશ્રમમાં મોડો દાખલ થયો હતો.

આશ્રમની અને વિદ્યાલયની વિદ્યાર્થી સંખ્યા દિનપ્રતિદિન વધતી ચાલી. સંસ્થાના રિપોર્ટમાં વિદ્યાર્થીઓ કેવા આવતા તેની નોંધ આપવામાં આવી છે. મોટા ભાગના પરણેલા પણ ખરા. વચ્ચેથી અભ્યાસ છોડી દે. ગ્રામીણ કુટેવો, તેમજ વ્યસનો ધરાવતા, બોલતાંચાલતાં પણ ન આવડે નહાતાં-ધોતાં ન આવડે. તેમને આ બધું બાળકોની માફક શીખવવું પડતું. ટૂંકમાં આ વિદ્યાર્થીઓ માટીના લોંદા જેવા હતા. તેમને શિક્ષકો, ગૃહપતિઓએ ચાકડે ચઢાવી સંસ્કારના બીબામાં ઢાળ્યા.

મેં અગાઉ કડીના અમીનોનો ઇતિહાસ આપ્યો છે. કડી સંસ્થાની સ્થાપનામાં પણ અમીનપરિવાર રસ લેતો હતો. અમીનના ડહેલાનો આશ્રમ તરીકે ઉપયોગ થતો હતો. તે મકાન ઘણું જીર્ણ થઈ ગયું હતું. સંખ્યામાં વધારો થતાં સંકડાશ પડવા લાગી. ચોમાસામાં છાત્રો છત ચૂવાને કારણે અગવડમાં મુકાઈ જતા. વિદ્યાથીઓ ચોમાસા અને શિયાળામાં ક્યારેક ઠૂંઠવાઈને બેસી રહેતા. 'ભા' થી આ જોયું જતું નહિ.

'ભા'ની ચિંતા વધી હતી, પણ ચિંતાને ચાકડે મૂકી મોટા આશ્રમની સ્થાપના માટે ભાના મને સપનાનાં વાવેતર કરવા મંડ્યાં. 'ભા' ભેંત પલાણવા માટે તૈયાર થયા અને પોતાના સહકાર્યકર્તાઓ સમક્ષ બીજી પ્રતિજ્ઞાની જાહેરાત કરી : '**જ્યાં સુધી આ છાત્રો સંસ્થાના પોતાના મકાનમાં રહેતા ન થાય ત્યાં સુધી એકટાણાં કરીશ.** દિવસમાં એક જ ટંક ભોજન લઈશ. લોકોની નાડ આ બે સમાજવૈદ્યોએ પારખી હતી. પૈસા ગમે ત્યાંથી આવશે. કામ અટકવાનું નથી એવી. આત્મશ્રદ્ધા વચ્ચે આ બે પુણ્યાત્માઓ કામ કરી રહ્યા હતા. મહાત્માઓનો પ્રેમ અને આશીર્વાદ મેળવ્યા હતા એટલે આહલેક જગાડી, ટહેલ નાખી કાર્યકરો સાથે નીકળી પડતા. કેટલાક મહાત્માઓ તરફથી શરતી દાનની પણ વાત આવતી.

સંવત ૧૯૭૭ (ઈ.સ. ૧૯૨૧) વૈશાખ વદ અમાસ તા. ૬-૬-'૨૧ના રોજ ઉત્સાહપ્રેરક ઘટના બની. દંઢાવ્યના મોટા બારગામના પંથે જમીન ખરીદવા તથા મકાન બાંધવાની શરતે એકીકલમે પોતાના પંચની રકમ રૂ. ૬,૯૦૭-૫૦ની સંસ્થાને ભેટ મોકલી આપી.

આશ્રમના ખાખચોકવાળા વિભાગના મકાનમાં સંસ્થાકર્મચારીઓ કંઈક વિમાસણમાં બેઠા હતા. શિયાળાની ઠંડી હતી, છતાં ચર્ચામાં ગરમી હતી. અમદાવાદથી પ્રો. સ્વામિનારાયણ, છગનભા, નગીનભાઈ, ચતુરભાઈ, ગૃહપતિશ્રી કુબેરભાઈ વગેરે આવ્યા હતા. શ્રી કુબેરભાઈએ ચર્ચામાં ગંભીર પ્રશ્ન મૂક્યો. છાત્રોની તેમજ એમના વાલીઓની ટ્યુશન રાખવાની ઘેલછા એ પ્રશ્ન આજે પણ ચગડોળે ચડેલો જ છે. આશ્રમમાં રહેતાં વિદ્યાર્થીઓ અભ્યાસ સરકારી શાળાઓમાં થતો હતો. બીજા છાત્રોની દેખાદેખીથી આ છાત્રો પણ ટ્યુશનની મોહજાળમાં ફસાયા. સવારના નિત્યકામ



સિવાય છાત્રોને બીજું કશું કરવાનું નહોતું. ગૃહપતિની નામરજી છતાં પણ ટ્યુશનમાં જતા હતા. પરિણામે આશ્રમજીવન અસ્તવ્યસ્ત થઈ જતું. છગનભાને પણ ટ્યુશન તરફ અણગમો હતો. ખાનગી ટ્યુશનના રોગમાંથી પાટીદાર વિદ્યાલય સ્થાપવાનો અંકુર ફૂટ્યો. આશ્રમ સાથે શાળા શરૂ કરવાનો સ્વીકાર થયો, પણ તેની સામે વ્યવસ્થા અને નાણાંભીડનો ભય ઊભો કરવામાં આવ્યો. સરકારી શાળામાં સાચી અને સારી કેળવણી મળતી નથી તે પણ સૌને ખબર હતી. આ મહારોગને નાથવા માત્ર સ્વતંત્ર શાળાનું નિર્માણ. છગનભા સામે શાળા શરૂ કરવી એ મેરેથોન જેટલું મોટું કામ છે. મકાન જોઈએ, અન્ય સુવિધાઓ જોઈએ, પગાર અને ખર્ચાઓ થાય. હોકાનો કસ મારતાં ધીરગંભીર અવાજે કહ્યું : **''ખર્ચની ચિંતા તમે શું કામ કરો છો? આવો મોટો યજ્ઞ આદરીશું અને પૈસા માટે ઊભું રહેશે? પૈસા હું મેળવી આપીશ. એના વિના અટકી પડવાનું નથી. તમતમારે નિશાળ શરૂ કરવા કેડ બાંધો.'**

છગનભામાં પ્રાણબળ કેટલું પ્રબળ હતું તે અંગેની વાત છગનભાના અવસાન વખતે કડીના આચાર્ય શ્રી બાપુભાઈ ગામીએ '**એક સ્મરણાંજલિ**'ના લેખમાં લખ્યું છે. 'આગળ ધસો એ એમના જીવનનો મુદ્રાલેખ હતો. એમના જીવનમાં એટલુંબધું પ્રાણબલ ભરેલું હતું કે હજુ તો એક કાર્ય શરૂ ન થયું હોય ત્યાં તો બીજાં કાર્યો વિચારવાની અને કરવાની યોજનાઓ મૂકતા. કેટલાક કહેતાઃ 'વિદ્યાલયનું પાંચમું ધોરણ બંધ કરો'. તો એ કહેતા, 'આગળનું છઠ્ઠું ધોરણ ઉઘાડો અને મેટ્રિક પણ કાઢો. આપણે તો અહીં કોલેજ કાઢવી છે. કન્યાઓ માટે એક સુંદર વિદ્યાસંસ્થા ખોલવી છે. મોટા ઉદ્યોગનાં કારખાનાં કાઢવાં છે. ગૌશાળા અને ખેતીવાડી તો જોઈએ જ. બીજી જ્ઞાતિની બોર્ડિંગો અહીં સ્થપાય એ ઇચ્છવાયોગ્ય છે.' વગેરે.

છગનભાએ હુંકાર કર્યો : 'આપણે એકલા જ છીએ એવું ન સમજતા. થોડાક લોકો આપણી ટીકા કરે છે એથી બધો સમાજ એમની સાથે છે એવું પણ ન સમજતા. કેટલાક પુણ્યાત્માઓ આપણી સાથે છે, એ તમે ન જોયું? દંઢાવ્યના પંચે એમની કોથળીની પાઈએ પાઈ આપણી ઝોળીમાં ઠાલવી દીધી. એટલા ઉપરથી તમે લોકલાગણી નથી સમજી શકતા? એક માણસની કોથળી ખાલી કરાવવી એ સહેલી વાત છે, પણ આટલા મોટા સમૂહની સહિયારી મિલકત - પાઈએ પાઈ સુધીની — મળવી એ કોઈ સાધારણ વાત છે? અને તેય સમાજના પંચની?

**હું તો તમને સૌને કહું છું**ઃ આપણે ગાંડા હોઈએ તો જ લોકલાગણીનો લાભ લેવાની તક જતી કરીએ. અને મારી નજરમાં બે-ચાર બાહોશ પુરુષો છે એ આપણી પડખે રહેવાના છે. એમની સાથે મારે વાત પણ થઈ છે.

'કોણ છે એ?'

'આદ્રજના ધનશા ભગત અને માધવજી!

સૌને ભાના ઉત્તરથી ટાઢક વળી.

ભા, ભગત અને માધવજીએ તો ડંકો વગાડી દીધો. ભાના વ્યક્તિત્વમાં હિમાલયની ઊંચાઈનાં દર્શન થયાં. તો 'કરો કંકુના'. ત્રણ ધોરણ સુધીની અંગ્રેજી શાળા કાઢવા તાબડતોબ મંડળની મીટિંગ બોલાવો અને લખો ઠરાવ. અંગ્રેજી શાળા માર્ચ, ૧૯૨૨થી શરૂ કરવાનો ઠરાવ લખાયો.

રાષ્ટ્રવાદી ગાંધી વિચારસરણી ધરાવતા નિષ્ઠાવાન શિક્ષકો અને વાતાવરણ તો હતું જ. એ વિદ્યાપીઠના સ્નાતક થયેલા. તેમાં ઉમેરાયા શ્રી પુરુષોત્તમ રણછોડલાલ પટેલ જે પછીની કારકીર્દિમાં દાસકાકા તરીકે ઓળખાયા. સંસ્થાના કાર્યકરો સાથે મનદુઃખ થતાં તેમણે ભાના વિચારબીજનો રોપો ગાંધીનગરમાં રોપ્યો. જે આજે વટવૃક્ષ બન્યું છે. આ સંસ્થાના આદ્યસ્થાપક દાસકાકા બન્યા.* ગુજરાતના પાટનગરમાં પટેલની સંસ્થા બંને તેવી તેમની નેમ હતી.

૧૯૨૨માં શરૂ થયેલી શાળાની વિગતમાં જઈએ તે પહેલાં આ સંસ્થાના પ્રથમ વાર્ષિક અહેવાલ પર નજર નાખીએ.

### શ્રી કડવા પાટીદાર કેળવણી ઉત્તેજક મંડળ

(પ્રથમ વાર્ષિક સંમેલન, કડી; ૧૯૨૧)

ઉક્ત મંડળ સંવત ૧૯૭૫ના જેઠ માસમાં સરઢવ મુકામે સ્થાપિત થયું હતું. તે વાત તે સમયના પ્રગટ થયેલા રિપોર્ટ ઉપરથી સર્વને સુવિદિત છે. બાદ કેટલાક ઊહાપોહ અને પ્રયત્નને અંતે સંવત ૧૯૭૬ના ચૈત્ર સુદી-૨)ને દિવસે આ મંડળ થકી કડી મુકામે એક વિદ્યાર્થીઆશ્રમ – બોર્ડિંગહાઉસ – માધ્યમિક શિક્ષણ લેતા બહારગામના કડવા પાટીદારના છોકરાની સગવડ માટે – ખુલ્લું મૂકવામાં આવ્યું છે. આ વાતને એક વર્ષ થવા આવતાં ઉક્ત મંડળનું પ્રથમ સંમેલન સંવત ૧૯૭૭ના માઘ વદી ૫) ૨૭ ફેબ્રુઆરી, ૧૯૨૧ના રોજ કડી મુકામે વિદ્યાર્થી આશ્રમના મકાનમાં ભરવામાં આવ્યું હતું. એમાં કડી પ્રાન્તમાં અને મુખ્યત્વે કડી પરગણાના જુદા જુદા વિભાગના આગેવાનોએ સારી સંખ્યામાં હાજરી આપી હતી. શરૂઆતમાં સેક્રેટરીએ પોતાનો રિપોર્ટ નીચે મુજબ રજૂ કર્યો હતો.

### સેક્રેટરીનો રિપોર્ટ

અરુણના પ્રભાવે જેમ તિમિર અલોપ થાય છે તેમ કેળવણીના પ્રભાવે જ્ઞાન તથા અજ્ઞાન અને જજજન્ય ઉપાધિઓ અદશ્ય થાય છે એ વાત કેળવણીનો સ્વાદ

---

* વધુ વિગત માટે જુઓ ડૉ. મંગુભાઈ પટેલ - 'કર્મયોગી દાસકાકા' પ્રકાશક : સર્વ વિદ્યાલય કડી.



લેનાર તથા બહારની બહોળી દુનિયાનું અવલોકન અને અનુભવ કરનારને સહેજે લક્ષમાં આવે છે. આ વાત જ્ઞાતિના કેળવાયેલા વર્ગના ધ્યાનમાં હરહંમેશાં રમ્યા કરતી અને તેને માટે થોડાઘણા પ્રયત્નો પહેલેથી થતા, પણ તે આવી સમુદ્ર જેવી વિસ્તીર્ણ જ્ઞાતિને માટે નજેવા હતા. બહુ વિસ્તારમાં પથરાયેલી આપણી કોમમાં કેળવણીનો ફેલાવો કરવા માટે જુદેજુદે સ્થળે બોર્ડિંગ હાઉસ, છાત્રાલય, વિદ્યાર્થી આશ્રમ, આદિની વ્યવસ્થા થાય તો જ કેળવણી વધવા પામે તે પ્રત્યક્ષ છે. આવી દીવા જેવી વાત હોવા છતાં, મોટા, વ્યવહારકુશળ અને ડહાપણડાહ્યા કહેવાતા અને કહેવરાવવાનો દાવો કરતા વર્ગ તરફથી કેળવણી પ્રચાર માટે સારી સુંદર વાતો સિવાય કાંઈ થયું નથી; અને કદાચ કાંઈ સમુદ્રમાં ટીંપાં બરોબર થયું હોય તો તેમાં મોટા અને આગેવાનોની સ્વાર્થદષ્ટિ અને પ્રમાદ ભળતાં લગભગ નિરુપયોગી અને નહિ જેવું બની ગયું છે. - ઊછરતા, શુદ્ધ લાગણીવાળા, દુનિયાના પ્રપંચ જેમને હજી સ્પર્શી ન શક્યા હોય એવા યુવક, એકતરફ વિદ્યાથી અગણિત લાભ દેખનારા તથા બીજી તરફ અવિદ્યાથી અસલ પીડા પામતા અને માત્ર અવિદ્યાને લઈને જ આખા જનસમૂહને કકળાટ અને ક્લેશમય જીવનમાં સબડતો દેખી તેમની નસેનસથી ઝણઝણાટ વછૂટ્યા કરતો, જેને પરિણામે જ્ઞાતિમાં લાગી રહેલા દાવાનળમાં પોતાની યથાશક્તિ જળસિંચન કરી તેને ઓલવવા કે ધીમો પડવાના હેતુથી તેઓએ યુવક મંડળ નામથી એક સંઘ સ્થાપી તથા અનેક કુરોગનો ભોગ થઈ નાશ થવા બેઠેલ જ્ઞાતિનાં મૂળમાં પાણી રેડવાનું તથા આસપાસનું વાતાવરણ સુધારી જિંદગીને આવશ્યક તત્ત્વો ઉત્પન્ન કરવાનું ઘણું અઘરું પરંતુ આવશ્યક કાર્ય, ધીરજ અને ખંતથી ઉપાડવા નિશ્ચય કર્યો. આ નિશ્ચયને અમલમાં મૂકતાં કડવા પાટીદારની વસ્તીથી ભરપૂર અને જેની હરકોઈ અસર આખી જ્ઞાતિ ઉપર થાય તેવી સ્થિતિ જેને વ્યાવહારિક સંયોગોથી પ્રાપ્ત થયેલી છે તે કડીપ્રાન્તમાં પહેલી ચળવળ કરવા ઉચિત ધાર્યું, એને પરિણામે સંવત ૧૯૭૫ના વૈશાખ સુદી ૩ અક્ષયતૃતિયાએ યુવક મંડળના મુખ્ય સ્થાન અમદાવાદથી યુવકો રવાના થયા અને કડી, કલોલ, મહેસાણા, તથા વિજાપુર તાલુકાનાં બને તેટલાં મુખ્ય સ્થળે ફરી તથા કેટલેક સ્થળે પત્રવ્યવહાર કરી નજીકમાં આવતા વૈશાખી પૂર્ણિમાના મેળા ઉપર જ્ઞાતિહિતનો વિચાર કરવા શ્રી ઊંઝા મુકામે કુળદેવી ઉમિયાજીના સ્થાનકમાં ભેગા થવા આગ્રહ કર્યો અને પોતે તે પ્રસંગે ત્યાં હાજર રહ્યા.

યુવકોની ચળવળને માન આપી તથા કેટલાક સ્વાભાવિક મેળા ઉપર માતાજીના દર્શન નિમિત્તે ભેગા થયેલા ઘણા આગેવાનો અને જનસમૂહ વચ્ચે કેળવણી, તેની આવશ્યક્તા, તે પ્રાપ્ત કરતાં થતા ફાયદા, તે પ્રાપ્ત કરવામાં મદદ કરવાથી થતું

અદ્વિતીય પુણ્ય તથા કેળવણી પ્રાપ્ત કરવાને કયો માર્ગ ગ્રહણ કરવો ઈષ્ટ છે અને તેમાં શાં શાં સાધન જોઈએ; તે સાધન શી રીતે મેળવવાં એ વાતો ઉપર આખો દિવસ પુષ્કળ ચર્ચા કરી. બધાએ કેળવણી તરફ અભિરુચિ બતાવી. ઘણા ઉત્સાહીઓએ લાગણીભરી વાતચીત કરી. અંતે થોડા સમયમાં મુખ્ય મુખ્ય ગામોના આગેવાનોને કોઈ અનુકૂળ મધ્યસ્થાને ભેગા કરવા ઠરાવ્યું. ઘણા મત પ્રમાણે કડી મુકામે ભેગા થવામાં અનુકૂળતા જણાઈ, પરંતુ સ્થાનિક આગેવાનોની આવી ચળવળ તરફના ધ્યાનની ખામીને લઈને તે અશક્ય બન્યું. પરંતુ હરકોઈ અડચણ આવતા કાર્ય અધૂરું પડતું નહિ મૂકવાના નિશ્ચયથી, વધુ પ્રયત્ન કરી, સરઢવ મુકામે ભેગા થવા ઠરાવ્યું. વરસાદના દિવસો નજદીક આવતા હોવાથી કામ જલદી આટોપવાની ખાસ જરૂર હતી તેથી જેઠ સુધી ૧૦)નો દિવસ એકત્ર થવા ઠરાવ્યો અને તે પ્રમાણે ચાર તાલુકાના જુદાજુદા મુખ્ય ગોળના મુખ્યમુખ્ય ગામો મળી આશરે ત્રીસપાંત્રીસ ગામના આગેવાનોને નિમંત્રણ કર્યું, એને માન આપી નિમંત્રણ થયેલ દરેક ગામેથી સુજ્ઞ આગેવાનો પધાર્યા. સવારમાં ચાણસ્માવાળા કાનજીભાઈ શિવાભાઈ પટેલના પ્રમુખપણા નીચે સભા થઈ. તેમાં કેળવણી વિષે પૂરતો ઊહાપોહ થયા બાદ તેનો ફેલાવો કરવા માટે એક કેળવણી ઉત્તેજક મંડળ સ્થપાયું. તેને માટે કેટલીક યોજના ઘડાઈ અને કાર્ય કરવા માટે યોગ્ય નિમણૂકો થઈ. કેટલાંક ગામો તરફથી વાર્ષિક અમુક રકમ અથવા તો દાણા કે રોકડનો અમુક ફાળો બોર્ડિંગ જેવી સંસ્થા ઊભી થયેથી આપવા વચન અપાયાં. તથા કાર્યની શરૂઆત કરવાને રૂ. ૯૬ની એક આગવી ટીપ થઈ જેનો પૂરતો અહેવાલ તે સભાના પ્રગટ થયેલા રિપોર્ટમાં જણાવ્યો છે.

બાદ આ કેળવણી મંડળની કાર્યવાહક કમિટીએ કડી પ્રાન્તમાં મુખ્ય અને ચારે બાજુથી મધ્યસ્થ કડી તથા મહેસાણા મુકામે જુદા જુદા વિદ્યાર્થી આશ્રમ-બોર્ડિંગ હાઉસ ખોલવા યોગ્ય ધાર્યું અને તે પ્રમાણે ચળવળ ઉપાડી. પ્રથમ - કડીપરગણાના લોકોએ આ હિલચાલને સારો ટેકો આપ્યો. એને પરિણામે ગયા ચૈત્ર સુદી ૨ ને સોમવારે કડી મુકામે ખાખચોકની જગ્યામાં **''શ્રી કડવા પાટીદાર વિદ્યાર્થી આશ્રમ''** ના નામથી હાલ તરત એક સંસ્થા ઉઘાડવામાં આવી. થોડા જ સમયમાં વિદ્યાર્થીઓની સંખ્યામાં સારો વધારો થવાથી તે મકાન સાંકડું પડતાં હાલ ઉક્ત સંસ્થાને અમીન ગોવિન્દલાલ હરિભાઈના મકાનમાં આણવામાં આવી છે. અહીં હાલ પચીસ વિદ્યાર્થીઓ પહેલાથી પાંચમા ધોરણ સુધીમાં અભ્યાસ કરનારા રહે છે. ગયા વૈશાખ અને તે પછી પણ લગ્નની ગરબડને લઈને ઘણા પાટીદારો પોતાના છોકરાને કેળવણીની સગવડ કરવા કે ભણવા મૂકવા તરફ ધ્યાન આપી શક્યા નથી. લગ્નનું કારણ વચ્ચે ન આવ્યું હોત તો વિદ્યાર્થીઓની સંખ્યામાં ઘણો વધારો થયો હોત એમ અનુભવથી સિદ્ધ થાય છે.



શરૂઆતથી તે અત્યાર સુધી આ સંસ્થાનું પોષણ માત્ર બારના ગોળના ઉત્સાહી આગેવાનો જ કરે છે. ઉપરાંત તેને માટે એક કાયમી સગવડવાળું મકાન કરવા માટે પણ તેમના પંચ તરફથી હમણાં જ રૂ. સાડાસાત હજાર જેવડી મોટી ઉદાર રકમ આ મંડળને બક્ષવામાં આવી છે. બીજા જથ્થાવાળાએ આનો ધડો લેવાની જરૂર છે. આ સંસ્થા બધાને માટે છે અને બધા જથ્થાવાળા તેનો લાભ પણ લે છે. ચાર તાલુકાના ચારસોથી પાંચસો ગામનો ભાર માત્ર બાર જ ગામ ક્યાં સુધી ઉપાડી શકશે? બારની ઉદાર અને ઉત્સાહપૂર્ણ શરૂઆતનો ધડો લઈ દરેકે તે પ્રમાણે વર્તવાની જરૂર છે. દુનિયામાં પાટીદાર કોમ વાદીલી, એક કરે તેથી સવાયું કરવું તેવી પ્રકૃતિની ગણાય છે. અત્યાર સુધીને તેમનો વાદ, પાછળનો કાંઈ જ વિચાર કર્યા સિવાય એકબીજાથી સવાયાં - દોઢાં ઘી વાપરવામાં તથા તરતના જન્મેલા છોકરા માટે પણ ગમે તે ભોગે કન્યા મેળવવામાં વપરાયો છે. હવે ચોક્કસ જણાઈ ચૂક્યું છે કે આ બંને માર્ગ ખુવારીના છે. પહેલી બેને બદલે આ નવી ત્રીજી બાબતમાં તમારી સ્પર્ધા ચાલુ કરો તેથી ઉત્કર્ષ છે. કદાચ જૂની બાબતો છોડવી ન પાલવતી હોય તો કાંઈ નહિ – જે જેને તે ઇચ્છે તેને તે મુબારક હો – પણ સાથે સાથે એટલું તો જરૂર કબૂલ રાખો કે તે બાબત તરફ તમારું જેવું લક્ષ અને સ્પર્ધાસરસાઈ છે તેવું જ લક્ષ અને સ્પર્ધા આ ત્રીજી નવી પણ તમારા જીવનના ટેકારૂપ બાબતને આપો. નહિ તો, થોડા જ સમયમાં તમે તમારી જ્ઞાતિ-સમાજને પાયમાલ કરશો. તમે આ દુનિયામાં હતા ન હતા થઈ જશો. માટે જુદા જુદા લતાના દરેક આગેવાન ભાઈઓને ફરી ફરીને કહેવું પડે છે કે, તમારા છોકરાને કેળવણી આપવાનાં સાધન ઊભાં કરવા, **તમારા પોતાના જ ઘરમાં દીવો કરી અજવાળું આપવા, બારના ગોળની સ્પર્ધા કરો. તેનાથી સવાયું કરી તેને પાછું પાડી દો. સારી સરસાઈમાં માણસની માણસાઈની કિંમત છે. બાકી વહેતી નીકે આડો પગ મૂકવાની બહાદુરી તો બધા કરી શકે છે**. તેથી પણ તે ઓળખાય છે ખરા, પણ મૂર્ખ તરીકે – નાલાયક તરીકે. માટે ખોટી બાબતનાં માનઅભિમાન અને તકરાર મૂકી આબરૂ અને ઘરનાં તેજને વધારે તેવી આ બાબતમાં બધાં એકમત થઈ આગળ વધો.

જેમના તરફથી પૈસા તેમજ દાણા વગેરે આવ્યું છે તે આશ્રમના હિસાબના રિપોર્ટમાં સવિસ્તર આવશે. સરઢવ મુકામે જે ગામો તરફથી પૈસા આપવાનું વચન અપાયું હતું, તેમાંથી કેટલેક સ્થળેથી ઘણી ઉઘરાણીઓ તથા રૂબરૂમાં ગયા છતાં બહાના બતાવી હજી કાંઈ અપાયું નથી. તે ઠીક કે શોભાસ્પદ નથી., કેટલેક સ્થળેથી ગઈ સાલ પૈસા આવ્યા હતા. કાર્તિક સુદી બીજનો આપણો ઠરાવ હોવા છતાં આ સાલ હજુ કાંઈ આવ્યું નથી, તો તે મોકલાવી આપવા દરેક ગામના આગેવાનોએ ખાસ

લક્ષ આપવાની જરૂર છે.

આ સંસ્થા તરફ ખાસ લાગણી ધરવા માટે, આશ્રમને યોગ્ય વખતસર મદદ કરવા માટે તથા તેના માટે હરહંમેશ ચિંતવન કરી તેના અભ્યુદય અર્થે પોતાની લાગવગનો પૂરતો ઉપયોગ કરવા માટે આદરજ-મેડાના આગેવાનોનો આ મંડળ તરફથી ખાસ ઉપકાર માન્યા સિવાય ચાલે તેમ નથી જ. દરેક આગેવાનોએ પોતાની મોટાઈ અને લાગવગનો આવો સદ્‌ઉપયોગ કરવો ઘટે છે. તેથી જ મનુષ્ય જનસમાજનું હિત કરી પોતાના કલ્યાણનો માર્ગ લઈ શકે છે.

**કેળવણી મંડળ ઊભું કરવામાં તથા વિદ્યાર્થીઆશ્રમ – બોર્ડિંગહાઉસ ખોલવામાં મુખ્ય કારણભૂત વૃદ્ધ માનવીય પા. છગનલાલ પીતાંમ્બરદાસ છે તેમને ભૂલવા જેવા નથી. અત્યારે જનસમાજ તેમની કિંમત આંકી શકતી નહિ હોય, પરંતુ ભવિષ્યની પ્રજા તો તેમની જરૂર કદર કરશે. જ્ઞાતિઅભ્યુદય અર્થે તેમની લાગણી નિશદિન ઝણઝણતી રહે છે તે સહવાસમાં રહેનાર પ્રત્યક્ષ કરી શકે છે. કડી પ્રાન્તમાં બોર્ડિંગહાઉસ ન ખોલે ત્યાં સુધી મિષ્ટાન્ન ન ખાવા તેઓએ પ્રતિજ્ઞા લીધી હતી. આવા વૃદ્ધ, અનુભવી અને બુદ્ધિશાળી પુરુષની આવી ધમધમતી લાગણીનાં પરિણામો જ તમો આ આશ્રમરૂપ આંબો કહો, કલ્પવૃક્ષ કહો તે તમારી નજરે જોઈ શકો છો. એનાં ફળ ઇચ્છાએ કે અનિચ્છાએ તમે તમારા ઘરમાં બેઠા હશો ત્યાં તમારા ખોળામાં-હાથમાં પડશે અને તમોને સંતોષશે. તમો સર્વે આખી જ્ઞાતિ તેમનાં ઋણી છો. અત્યારે કદાચ નહિ જાણતા હો, ભવિષ્યમાં તમોને જરૂર તેનું ભાન થશે.**

આટલો જ કડી પરગણા પૂરતો જ અહેવાલ આપી અટકાય તો કડી પ્રાન્તને ચોક્કસ અન્યાય થાય એ હેવાલ પક્ષઘાતી ઠરે. કડી પરગણું કડી પ્રાન્તની એક બાજુ છે, તેની બીજી બાજુ તેટલી મહત્ત્વની છે તે પાટણવાડાનો ભાગ છે. પાટણ, ચાણસ્મા, હારીજ, ખેરાલુ, સિદ્ધપુર, વડનગર, વિસનગર અને મહેસાણા તાલુકાનો કેટલાક ભાગનો આ વિભાગમાં સમાવેશ થાય છે. કડી પરગણા જેટલી જ બલ્કે કાંઈ વિશેષ કડવા પાટીદારની વસ્તી પાટણવાડામાં છે. આ બધા તાલુકાને, મહેસાણા જ્યાં હાઈસ્કૂલ વગેરેનું સાધન છે તથા પ્રાન્તનું સદર સ્ટેશન છે ત્યાં એક વધુ વિદ્યાર્થી આશ્રમ બોર્ડિંગ હોય તો વધારે અનુકૂળતા મળે. ઉપરાંત વિદ્યાભ્યાસ કરનારની સંખ્યામાં પણ વધારો થાય. આ વિચાર તે બાજુના-પાટણવાડાના આગેવાનો આગળ ઘણી વખત મૂક્યા અને મુકાય છે, પરંતુ કમળપત્ર ઉપરથી પાણી વહી જાય તે જ પ્રમાણે આ કેળવણીના વિચારનો ત્યાં આદર થાય છે. આ ઉપરથી એમ નથી માનવાનું કે પાટણવાડાના પાટીદારો જનસમૂહનું હિત નહિ વિચારનાર તથા તે માટે પ્રયત્ન



ન કરી શકે તેવા છે. અમારા અનુભવ પ્રમાણે તેમના દૃષ્ટિબિંદુમાં તફાવત છે. કડી પરગણાવાળા કેળવણી ફેલાવવામાં જ્ઞાતિનો અભ્યુદય દેખી રહ્યા છે અને તેથી તેની પાછળ મંડ્યા રહ્યા છે, જ્યારે પાટણવાડાના આગેવાનો બાળલગ્ન જ્ઞાતિમાં કાયમ રહે તો પોતાનો માનમરતબો, મોભો, પ્રતિષ્ઠા જળવાઈ રહે અને પોતાનો ઉત્કર્ષ થાય તેમાં માને છે. રાજ્ય આની વિરુદ્ધ છે અને આ અભિપ્રાયમાં આડી ખીલી કરે તેવા કાયદા કરે છે. તેને ‘‘**બાળલગ્ન જાય તો જ્ઞાતિ નાબૂદ થઈ જાય**’’ તેવી દલીલવાળા જ્ઞાતિહિતચિંતક પાટણવાડાના આગેવાનો કાયદામાં ફેરફાર કરાવી ચાલુ રાખવા તનતોડ અવિશ્રાંત મહેનત કર્યા કરે છે. આ ચળવળ કડી પરગણાના આગેવાનોની કેળવણી પાછળની મહેનત કરતાં ઘણી ચડી જાય તેવી છે. ફરક માત્ર માન્યતાફેરનો છે. પરંતુ તેમાંથી ધડો લેવો ઘટે છે. પાટણવાળા તેમનો સિદ્ધાંત બાળલગ્ન કાયમ રાખવા માટે બહારના જ્ઞાતિબંધુઓની મદદ લે છે તથા રાજ્યમાં માગણીઓ કરે છે. હમણાં જ ના. પાટડીદરબારસાહેબ પાસે કડવા પાટીદાર જ્ઞાતિના ભલા માટે બાળલગ્ન કરવાની છૂટ આપવા માટે ના. શ્રીમંત ગાયકવાડ સરકાર તરફ લખાણ કરાવ્યું છે. આ પાટડીદરબારસાહેબે ખુશીથી જ્ઞાતિહિતની ખાતર તેમ કર્યું છે. તે જ પ્રમાણે કડી પરગણાવાળાએ પોતાના કેળવણીના મંત્રની ઉપાસનામાં કરવું ઘટે છે. તેઓ પણ પાટડી, વીરમગામ કે અમદાવાદ – મુંબઈના જ્ઞાતિના શેઠિયાઓને મળે તો પોતાના કાર્યમાં સરલતા કરી શકે તેમાં શક નથી. ના. પાટડીદરબારસાહેબ જેઓ દરેક જ્ઞાતિહિતચિંતકોને આવકાર આપે છે. તેઓ જરૂર આમાં પહેલ કરશે તે બાબતે બેમત હોય જ નહિ.

પાટણવાડાવાળા ભાઈઓને વધુ વિનંતી એ કરવાની કે, તેમની શક્તિ અને ખંતમાં સર્વને ચોક્કસ વિશ્વાસ છે, માટે જો તેઓ કેવળ બાળલગ્ન કાયમ કરવાના પ્રયત્નની સાથે કેળવણીનો બીજો પ્રશ્ન – જે સાધારણ રીતે મહત્ત્વનો ગણી શકાય તેને પણ ઉપાડી લેશે તો જરૂર તેઓ બંને કાર્ય પાર પાડી શકશે. ખરી આવશ્યક્તા એટલી જ કે. પહેલી બાબતમાં તેમણે જેટલો જીવ પરોવ્યો છે તેટલો જ બીજામાં પણ પરોવવો જોઈએ. સુરત, ભરૂચ, વડોદરા, અમદાવાદ અને કડી એટલે સ્થળે લતાવાર બોર્ડિંગ હાઉસ છે, માત્ર પાટણવાડામાં જ કેળવણીને ઉત્તેજન આપવા ખાતર કાંઈ જ નથી થયું. આ જમાનાની આગેવાની કરવા કેળવણીની જરૂર છે તે વાત ખાસ લક્ષમાં રાખવી જોઈએ.

દરેક જ્ઞાતિહિતચિંતકોનું લક્ષ આટલી બાબત તરફ દોર્યા બાદ મારે મારો અસંતોષ જાહેર કરવો રહે છે. આવો દૂબળોપાતળો અહેવાલ આપની સમક્ષ આપી મારે અટકવું પડે છે તેનું કારણ એ છે કે, મારા ઓછાં ભાગ્યે અહીંનો આશ્રમ ખોલ્યા

બાદ પા. છગનલાલ પીતામ્બરદાસ પોતાની ખાનગી પ્રવૃત્તિમાં રોકાઈ જવાથી આ તરફ જોઈતું લક્ષ આપી શક્યા નથી. જો તેઓ આખું વર્ષ કાર્યમાં સામેલ હોત તો અહેવાલમાં જે ફરિયાદો કરવી પડી છે તે કરવાવારો ન આવ્યો હોત. ઉપરાંત તમો ઘણું જ જોઈ શક્યા હોત. હજી પણ **જો વૃદ્ધ છગનલાલ આ કાર્ય હાથ ધરે તો ખાતરી આપી શકાય કે, ફરી જ્યારે આવા સંમેલન વખતે મળીએ ત્યારે કડી - મહેસાણા બંને સ્થળનાં હૃદય ફૂલી જાય તેવો રિપોર્ટ આપી શકાય**. પુરુષાર્થ કરતાં માણસ જ્યાં થાકે ત્યાં દૈવને દોષ દે. જે ન થયું તેને માટે અહીં પણ એ જ રસ્તો રહ્યો. 'સુજ્ઞેષુ કિંમ બહુનામ્' અહેવાલ ઉપરથી વિચાર કરી સંસ્થાને સગવડ પૂરી પાડવી અને તેનો ઉપભોગ કરવો તે બંને આપસૌ જ્ઞાતિસજ્જનોના હાથની વાત છે. શાન્તિ!

બાદ અમીન રામચંદ્ર જમનાદાસ (બી.એ. એલ.એલબી)ના પ્રમુખપણા નીચે કાર્ય થયું હતું.

કેળવણી ઉત્તેજક મંડળ તથા વિદ્યાર્થી આશ્રમ માટે ફંડ ઉઘરાવવા નીચેના સદ્‌ગૃહસ્થોએ સ્વેચ્છાથી પોતાનાં નામ આપી ઓછામાં ઓછા પંદર દિવસ બહારગામ ફરવા વચન આપ્યું હતું.

| | | | |
|---|---|---|---|
| પા. અમીચંદ નારણદાસ | આદરજ | પા. અંબારામ ઈચ્છાદાસ | થોળ |
| પા. પીતાંબરદાસ ભગવાનદાસ | કુંડાળ | પા. ધનશા જેકણદાસ | આદરજ |
| પા. આત્મારામ માલજીદાસ | છત્રાલ | પા. અમીન રામચંદ્ર જમનાદાસ | |
| ગોઝારિયા | | | |
| પા. રેવાભાઈ ડોસાભાઈ | સરઢવ | પા. ગંગારામ નથુભાઈ | વિડજ |
| પા. ઉમેદદાસ છગનદાસ | નારદીપુર | પા. મગનલાલ ખુશાલદાસ | ડરણ |
| પા. વિઠ્ઠલભાઈ જેસંગદાસ | સરઢવ | પા. નારણદાસ ઝવેરદાસ | ખાવડ |
| પા. ધનજીભાઈ મોતીભાઈ | લાડોલ | પા. શિવાભાઈ ઝવેરદાસ | કાસવા |
| પા. દયાળજીદાસ ગંગાદાસ | સરઢવ | પા. ભઈજીભાઈ જેસંગભાઈ | થોળ |
| પા. બેચરદાસ કાળીદાસ | લાંઘણજ | પા. ગોપાળભાઈ બાજીદાસ | કાસવા |
| પા. પરભુદાસ રામદાસ | હીરપુર | પા. છગનલાલ ખોડીદાસ | કડી |
| પા. છગનલાલ પીતાંબરદાસ | સરઢવ | પા. તુલસીદાસ ગોપાળદાસ | કડી |
| પા. પ્રાણલાલ હેમદાસ | વામજ | પા. બોથાભાઈ ઉમેદભાઈ | કડી |
| પા. શિવાભાઈ રામદાસ | વામજ | પા. કાકુભાઈ ઈશ્વરદાસ | કડી |
| પા. ઈશ્વરભાઈ જોઈતનદાસ | સરઢવ | પા. આત્મારામ ખોડીદાસ | કડી |

ઉપરના દરેક ગૃહસ્થે પંદર દિવસ બહારગામ ફરી, ઉઘરાવવા કબૂલ કર્યું હતું. બાદ આશ્રમ માટેના કેટલાક નિયમો નક્કી કરી, તથા ચર્ચા થયા બાદ એક વ્યવસ્થાપક



મંડળ નિમાયું હતું તથા બીજી પેટાકમિટી તથા કોષાધ્યક્ષ આદિની નિમણૂક થઈ હતી. સેક્રેટરી તરીકે નગીનભાઈ વ્રજલાલ પટેલને નીમવામાં આવ્યા હતા. વિઠ્ઠલભાઈ જેસિંગભાઈ પટેલ તે ઓડિટર નીમવામાં આવ્યા હતા. બાદ સભાનું કાર્ય પૂરું થતાં સભા વિસર્જન કરવામાં આવી હતી.

તા. ૨૭-૨-૧૯૨૧ **નગીનભાઈ વ્રજલાલ પટેલ**

ઈ. સ. ૧૯૨૨માં શ્રી હીરલાલ વસંતલાલના પ્રમુખપદે કડીનું સ્નેહસંમેલન મળ્યું.

શ્રી પોપટભાઈ ગુલાબભાઈ તરફથી એવી સૂચના થયેલી કે બીજી સંસ્થાઓ કરે છે તેમ આ સંસ્થા પણ તેના જૂનાનવા છાત્રોનું સંમેલન કરે તો તે ઇચ્છવાજોગ છે.

આ સંમેલનમાં ગુજરાતભરના કડવા પાટીદાર બોર્ડિંગના સ્થાપકો હાજર હતા. પ્રમુખ હીરાલાલે જણાવ્યું કે, 'અન્ય જ્ઞાતિઓના તેમજ શાળાના વિદ્યાર્થી યુવકોમાં આવાં સંમેલનો ભરવાનો રિવાજ પ્રચલિત છે. આપણી જ્ઞાતિનું આ પ્રકારનું સંમેલન પહેલું છે.

સૂરજમલ દરબાર બોર્ડિંગ અમદાવાદમાં ગુજરાતમાં વસતા તમામ કડવા પાટીદારો માટે ખુલ્લી છે. આના જેવી જ બીજી સંસ્થા કડીની છે, જે શ્રી નગીનભાઈના પ્રયત્નનું ફળ છે.

શ્રી પુરુષોત્તમદાસ રણછોડદાસે જણાવ્યું કે, ''આપણો હેતુ સ્નેહ વધે એવો હોવો જોઈએ. આવી સંસ્થાઓને લોજ કે વીશી ન ગણતાં માતા સમાન ગણી, માતાને ન ભૂલીએ એમ, એકબીજાને ભૂલીએ નહિ. સંમેલનમાં આત્મા ન હોય ત્યાં સુધી નકામાં છે. સાચો સ્નેહ કાર્યથી બતાવી શકાય. જૂના અને નવા વિદ્યર્થીઓને સ્થિતિના પ્રમાણમાં મદદ કરીએ ત્યારે જ કંઈ કર્યું કહેવાય. આપણે એમ લાગે કે આવી મોટાં ફંડવાળી સંસ્થાના વિદ્યાર્થીઓને મદદની જરૂર ન હોય. કોઈ પણ કાર્યને સંસ્થા મદદ ન કરી શકતી હોય તેવા વિદ્યાર્થીઓને મદદ થાય તો ઠીક પડે.

શ્રી પોપટલાલ ગુલાબદાસે જણાવ્યું કે, ''અરસપરસ મળવું એ જ ઉદેશ નથી, પણ વિશેષ છે. બોર્ડિંગમાંથી જૂના વિદ્યાર્થીઓ ચાલ્યા જાય છે, નવા આવે છે, અરસપરસ ઓળખાણ નથી. પાંડવકર્ણની માફક બને છે. હું જાતે જ નથી ઓળખતો. આથી આ માતાને આંગણે આપણે મળીએ, ભેટીએ અને વિચારીએ કે આ માતાનું ભવિષ્ય આપણા ઉપર જ છે. આપણે જ વહીવટ કરવાનો છે.

રાત્રે શાળા અને આશ્રમના વિદ્યાર્થીઓએ જાતજાતના પોશાકો પહેરી રમૂજી ટુચકા, સંવાદો અને બોધદાયક નાટક રજૂ કરી આજુબાજુના ગામડેથી આવેલા પ્રેક્ષકોને

ખુશ કરી દીધા. કડવા પાટીદાર વ્યાયામ શાળાના વિદ્યાર્થીઓએ પોતે શીખેલા વ્યાયામપ્રયોગો કર્યા. મલખમ, કુસ્તી, લાકડી, મુક્કાબાજી, નેતરનો મલખમ, ઝૂલતો મલખમ, ડબલબાર, મગદળ, લાઠી વગેરેના દાવ બતાવ્યા.

સં. ૧૯૭૮ના ફાગણ સુદ-૩ તા. ૧-૩-'૨૨ને બુધવારે વડોદરા રાજ્યના કેળવણીખાતાની મંજૂરીથી અંગ્રેજી ત્રણ ધોરણ સુધીનું શ્રી કડવા પાટીદાર વિદ્યાલય શરૂ થયું અને પહેલા ધોરણ (હાલનું પાંચમું) માં ૧૭ વિદ્યાર્થીઓ દાખલ થયા. ફેબ્રુઆરી માસની આખરે શાળાનાં ત્રણે ધોરણના મળી વિદ્યાર્થીઓની સંખ્યા ૭૯ હતી. હવે ખાખચોકનું મકાન નાનું પડવા લાગ્યું. એટલે મલ્હાવરાવના મહેલની સામેના વિસ્તારમાં **બંદૂકવાલાની હવેલી વિદ્યાલય માટે ભાડે રાખી**. બીજા વર્ષના માર્ચમાં ચોથું ધોરણ શરૂ કરવામાં આવ્યું અને ચારે ધોરણની મળીને કુલ સંખ્યા ૧૦૧ની થઈ. પછીને વર્ષે એટલે કે ૧૯૨૪-'૨૫ના શૈક્ષણિક વર્ષથી પાંચમું ધોરણ શરૂ કર્યું.

શાળા શરૂ થયા પછી છ મહિનાને અંતે વડોદરારાજ્યના શિક્ષણાધિકારી શ્રી નન્દનાથ કે. દીક્ષિતે સંસ્થાની મુલાકાત લઈ નીચે પ્રમાણે અભિપ્રાય લખ્યો હતો, જેના ઉપરથી શાળાનું કામ પ્રથમ તબક્કાથી જ વ્યવસ્થિત હતું એનો ખ્યાલ આવી શકશે :

'આ વિદ્યાલયનું ભેટ લઈ ચાલતું કામ જોયું. થોડા પ્રશ્નો કરી થયેલો અભ્યાસ પણ તપાસ્યો. અંગ્રેજી ધોરણ ત્રીજા સુધીનો અભ્યાસ થયો છે. એકંદરે ચાર શિક્ષકો કામ કરે છે, જેમાંના એક પદવીધર છે અને બીજા એક શિક્ષણપદ્ધતિ પાઠશાળાની તાલીમ લઈ ઉત્તીર્ણ થયેલા છે. એ પૈકી જ એક ગૃહસ્થ આશ્રમ ઉપર દેખરેખ રાખે છે. આ સૌ પાટીદાર કોમની સેવા કરવાના હેતુથી, સ્વાર્થત્યાગ કરીને સંસ્થામાં જોડાયા છે, એટલે તેમનું કામ સંતોષકારક હોય એ નવાઈ જેવું નથી. જ્યાં કર્તવ્યની ભાવનાથી પ્રેરાઈ માણસો કામ કરે છે ત્યાં તેમની મહેનતનું ફળ સારું અને વહેલું આવે છે. બેસવા માટે કરવામાં આવેલી વ્યવસ્થા બીજે સ્થળે નકલ કરવા જેવી છે. પાટલીઓનો નકામો ખર્ચ ન કરતાં થોડા ખર્ચે આંખ ન બગડે ને ઘરમાં બેસીને ભણતા હોય એવી ગોઠવણ આ સંસ્થાના ચાલકોએ કરી છે તે જોઈ હું પ્રસન્ન થયો. **કડવા પાટીદાર કોમના ખર્ચે જ સંસ્થા ચાલે છે. તથાપિ તેના ચાલકો બીજી જ્ઞાતિના બાળકોને પણ છૂટથી દાખલ કરી પોતાની સંસ્થામાં શિક્ષણનો લાભ આપે છે એ પણ સંતોષની વાત છે. હમણાં પાટીદાર કોમમાં સારી જાગૃતિ આવેલી લાગે છે. દેશસેવા તથા સમાજસેવા કરવાને માટે એ કોમમાંથી ઘણા યુવકો ઉત્સુક જણાય છે. તેમની આ હોંસનો લાભ જેટલો સમાજથી લેવાય તેટલો લેવો જોઈએ.**



આ વિદ્યાલયનું કામ સર્વ રીતે યશસ્વી નીવડેલું સાંભળી મને બહુ આનંદ થશે.

''બંદૂકવાળાસાહેબની હવેલી (બકરાવાળા બિલ્ડિંગ) સ્કૂલ માટે નાની પડવા લાગી, તેમ છતાં ત્યાં શૈક્ષણિક કામકાજ સારી રીતે ચાલતું હતું. ઉચ્ચ ચરિત્રના શિક્ષકો અને ગૃહપતિઓ તેમનું ઘડતર કરતા હતા. આ સંસ્થાથી અનેક સરકારી અમલદારો અને મહાનુભાવોને ખૂબ જ સંતોષ અને આદર હતો તે મુલાકાતે આવનાર મહેમાનોની મહેમાનપોથીમાંથી વાંચવા મળે છે. મહેમાનોના અભિપ્રાયોનો આ પુસ્તકમાં સમાવેશ કરવામાં આવ્યો છે.

આ સમયગાળાનું વર્ણન કરતાં દાસકાકા લખે છે :–

'બંધૂકવાલાની હવેલી (બકરાવાલા બિલ્ડિંગ) સ્કૂલ માટે નાની પડવા લાગી. શ્રી છગનભાએ સ્કૂલ અને બોર્ડિંગ માટે જમીન લેવાનું નક્કી કર્યું. સ્ટેશનની સામે બાજુની જમીન – સ્કૂલ અને બોર્ડિંગ થાય તેટલી જમીન પસંદ કરી. વધારે જમીન ખરીદવા પૈસા પણ નહોતા. પૂ. છગનભા, ધનશા અને માધવજી ગામડે ગામડે ફરી ફંડ ભેગું કરવા લાગ્યા. લોકોને પણ હવે બોર્ડિંગની જરૂરિયાત લાગી. શક્તિના પ્રમાણમાં પૈસા આપે. સરઢવગોળના પૈસા છગનભાએ કડીની સંસ્થામાં અપાવ્યા. છગનભા ગોળ-પંચને મળે પછી તે ગમે તે ગામોનું હોય, ત્યાં મને લઈ જાય. મારે પ્રવચન કરવાનું.'' બોર્ડિંગની જરૂરિયાત ઉપર ભાર મૂકી ઉદારતાથી મદદ કરવાનું કહેવાનું. પંચ પણ હજાર બે હજાર રૂપિયા આપે. એ રીતે પૈસા ભેગા કરવાનું થયું.

બોર્ડિંગનું મકાન કરવાની શરૂઆત કરવામાં આવી. સૌથી પહેલાં રસોડું અને પૂર્વ તરફની જમવાની પડાળી. છગનભાએ કાચી ઈંટોની ઝૂંપડી કરી. જ્યારે આવે ત્યારે ત્યાં જ રહે. રાત્રે ત્યાં રહે. ખેતરાઉ જમીન એટલે સાપ રમતા દેખાય. છગનભા ઝૂંપડીમાં મુલાકાત આપે. મેં તે વખતે વકીલાત શરૂ કરેલી. છગનભાને મારે ત્યાં સૂવા આવવા માટે વિનંતી કરી પણ માને જ નહિ.

શિયાળાની ખૂબ ટાઢ હતી. અમે બંને તાપતા હતા. મને થયું : 'છગનભા આ ટાઢમાં અહીં ખુલ્લા ઝૂંપડામાં રહેશે તો ઠરી જશે.' એથી મેં છગનભાને કહ્યું : 'ભા આજે ખૂબ ટાઢ છે, ઘેર સૂવા ન આવો? સવારના વહેલા આવી જવાશે. અત્યારે મજૂરો કંઈ કામ કરતા નથી, કે તમારી હાજરીની જરૂર પડે.' મેં ખૂબ સમજાવ્યા. 'ભાઈ, આ તો તપ છે. ઈન્દ્રનું ઈન્દ્રાસન તપથી ડોલે છે. હું ધૂણી ધખાવીને પડ્યો છું. મારા દિલમાં છે કે, છોકરાંને ભણવાની સગવડ મૂઆ પહેલાં કરું. એ કામ કરતાં મરી જઈશ તો શું બગડી જવાનું છે? મારા તપથી સમાજના સુખી ગૃહસ્થોનાં દિલમાં અસર થશે. એમનામાં ઉદારતા આવશે અને આ કામ વહેલું પૂરું થશે.' મને તે દિવસે

લાગ્યું કે, આ ખરા તપસ્વી છે, સમાજને ઊંચો લાવવા તેમણે તપ આદર્યું છે.*

આ બધા શુભયોગને પરિણામે સં. ૧૯૭૯ના ચૈત્ર સુદ ૨ તા. ૧૯-૩-'૨૩ને સોમવારે કડી રેલવે સ્ટેશન સામેની લગભગ નવ વીઘા જમીન ખરીદતો દસ્તાવેજ થયો. શ્રી રતિલાલ આત્મારામ પટેલ 'ભા' સાથેના સંવાદોમાં લખે છે કે, 'હું શરૂઆતમાં ખાખચોકના મકાનમાં રહેતો હતો. ત્યારે ભા મારી પાસે આવ્યા. ને કહ્યું ચાલ, મારી સાથે. હું ભાની સાથે સ્ટેશને ગયો. ત્યાં એક મોટું મેદાન જોયું. ઘાસ ખૂબ ઉગેલું. તેના વચ્ચે લીંબડાનું ઝાડ, તેની બાજુમાં પતરાં ઊભાં કરી માંડ્યા જેવું બનાવેલું. તેના વચ્ચે એક એક ખાટલો. ભા તો જઈએ ખાટલા પર બેઠા, મને પણ બેસાડ્યો. ને કહ્યું કે, જો ''આ બધી જમીન આપણે લીધી છે.''

પ્રશ્ન : શું આપણે અહીં ખેતી કરવાના છીએ?

ઉત્તર : ના, અહીં તમારે રહેવા મકાન બાંધવું છે.

પ્રશ્ન : મકાન માટે આટલી બધી જમીન? કેટલું મોટું મકાન બાંધશો?

ઉત્તરઃ આ જમીન છે એટલું મોટું મકાન બાંધવું છે.

પ્રશ્ન : એટલું મોટું મકાન? પૈસા ક્યાંથી લાવશો? તમારી પાસે એટલા પૈસા છે?

ઉત્તર : પૈસાતો નથી પણ પ્રભુ આપશે. તમારા માટે ભીખ માંગી છું.

આ ભાની શ્રદ્ધા તથા દઢતાની કલ્પનાએ મારા કુમળા હૃદયને મુગ્ધ બનાવી દીધું. નિર્ધારિત દિવસે મકાનનું ખાતમુહૂર્ત થયું. એનો તાદશ અહેવાલ **'કડવાવિજય' ૧૯૨૩ના પુ. ૧૪ ત્રીજા અંકમાં** આપ્યો છે. ઉપરાંત શ્રી કડવા પાટીદાર કેળવણી ઉત્તેજન મંડળના સંવત ૧૯૭૯ના વૃત્તાંતમાંથી અક્ષરશઃ નીચે આપ્યો છે.'

**ખાતમહોત્સવ પ્રસંગ**

જનસમાજની ઉન્નતિ અર્થે મથન કરનાર પુરુષો માટે આજનો દિવસ માંગલિક હતો. સપરમો દિવસ. સવારથી જણાય તે પ્રમાણે આજે જ્ઞાતિ તેમજ દેશોન્નતિના અભિલાષી પાટીદારો નિત્યકર્મથી પરવારી વહેલા મળસકામાં મંડળ તથા મુહૂર્તના સ્થાન પર પોતપાતાના કાર્ય નિમિત્તે આમતેમ ઉમંગભેર ફરતા હતા. પાટીદાર જ્ઞાતિની કે કહો, ગુજરાતની ઉન્નતિના માર્ગની ગતિમાં આજે એક સબળો ઉમેરો તેમજ દરેકના મનનું દઢીકરણ કરનારું કાર્ય આ મંગળ પ્રભાતે થનાર હતું. ગુજરાતના આધારભૂત પાટીદાર કોમ તરફથી પોતાના તેમજ પોતાના પાડોશી બંધુના લાભાર્થે સ્વપ્રયત્નથી અને સ્વબળ ઉપર અવલંબી એક ભવ્ય વિદ્યાર્થી આશ્રમની ઇમારતનું આજે ખાતમુહૂર્ત હતું.

* વધુ વિગત માટે જુઓ ડૉ. મંગુભાઈ પટેલ 'કર્મયોગી દાસકાકા' ૧૯૯૦ સર્વ વિદ્યાલય કેળવણી મંડળ-કડી.



સુવિદ્વાન સુશીલ શાસ્ત્રી મણિશંકર આ શુભ કાર્ય કરાવવા તૈયાર થઈ રહ્યા હતા. તેમણે મુહૂર્તસ્થાન નક્કી કરી આપતાં જણાવ્યું કે આ કાર્યમાં પૂર્ણ ખંત, ઉત્સાહ તેમજ પ્રેમ ધરાવનાર કોઈ સશક્ત પુરુષ પાસે ખોદાવો. તદ્નુસાર આદરજના પટેલ રણછોડલાલ કાળીદાસને સૂચના કરતાં પવિત્ર ગંગાજળથી પ્રોક્ષિત કુમકુમ અક્ષતથી પૂજા પામેલી ભૂમિ ઉપર, તેવી જ પૂજા પામેલો ત્રીકમ હાથ ધરી, -

सहनाडवतु सहनौभुनक्तु सहवीर्य करवावहै

तेजस्वीनावधीतमस्तु माविद्विषावहै । ઋગ્વેદ

संगच्छध्वं संवदध्वं संवो मनांसि जीनताम्

समानो मंत्र स्समिति स्समानी समान मनस्सह चित्त मैषाम् ॥ ઋગ્વેદ

આદિ વૈદમંત્રોચ્ચારણ સહિત સૂર્ય સન્મુખ ઊભા રહી પૂર્ણ ઉલ્લાસથી તેમણે કાર્ય શરૂ કર્યું. સ્વશક્તિમદથી ગર્વાંકિત ગૌર ભાલપ્રદેશનું ત્રિપુંડ, કાર્ય પરત્વેની અંતરઊર્મિઓનો સાક્ષાત્કાર કરતી મુખમુદ્રા પર છવાયેલા આનંદ સાથે. આધેડ વયના ઠરેલપણાની છાપ તથા પરિશ્રમને લઈને વળતાં ઝીણાંઝીણાં પ્રસ્વેદ બિન્દુઓ પર બાલ સૂર્યનાં સોનેરી કિરણો પડતાં તેમની જે સુંદર, મનોહરભાવનાયુક્ત મૂર્તિ દેખાતી તે આ આશ્રમમાં રહી કેળવણી પામનાર ગુર્જર બાળકો ભવિષ્યમાં કેવાં થવાનાં છે તેના નમૂનારૂપ જાણે ન હોય તેવો ભાસ થયા સિવાય રહેતો નહોતો. ખોદવાનું કાર્ય પૂરું થતાં પૂજાનું કાર્ય શરૂ થયું.

મનોમન માત્ર ભાવનાત્મક સૃષ્ટિથી અજાણ તેમજ તેટલું ઝીલવા માટે કાચાં બાળકોનાં મનમાં પોતે જે માર્ગે જાય છે તે શું અને કેવો છે તેનો ખ્યાલ આણી ઉચ્ચ ભાવનાએ દોરવાની સીડીરૂપ, આદર કરવા માંડેલા આશ્રમમાં હંમેશા માટે સ્થૂળરૂપે સ્થાપન કરવા ધારેલાં સરસ્વતી દેવીનું સુંદર મનોહર છબીમાં આહ્વાન કરી, પૂજા કરી. શ્રી મહાગણાધિપતિનું, મુહૂર્તના ખાતનું તેમજ બિરાજમાન સ્વામીશ્રીનું પણ શુભ ભાવનાથી પરિપૂર્ણ શુદ્ધ અંતઃકરણની ઊંડાઈથી પૂજન થયું.

ઘડિયાળમાં આઠ થવા આવ્યા. પાસે રચેલા સુંદર, સુઘડ ભભકારહિત છતાં મનને આહ્લાદ આપનારી સામગ્રીથી સજ્જિત મંડપમાં, નિમંત્રેલા ગામપરગામના ગૃહસ્થોની ઠઠ જામી હતી. વિદ્યાર્થીઓએ પ્રસંગને અનુરૂપ 'સુખદાયિની સરસ્વતિ માતા તું' નામની સ્તુતિથી મંગળાચરણ કર્યું. તે પૂરું થતાં તથા અહીં મુહૂર્તનો સમય થતાં, શ્રીમાન શેઠ દુર્ગાપ્રસાદભાઈને મુહૂર્તસ્થાન પર નિમંત્ર્યા. સર્વ મંડળ સહ તેઓશ્રી ત્યાં પધાર્યા. સઘળા નિમંત્રિત દેવતાઓનું પૂજન કરી બરાબર સવા આઠ થતાં વિધિયુક્ત ખાતક્રિયા કરી. આનંદમગ્ન થઈ નિમંત્રેલા દેવતાઓની પ્રસાદીરૂપ ગોળ-ધાણાથી સર્વેએ મોં મીઠાં કર્યાં. આ ક્રિયા પૂરી થતાં સરસ્વતીદેવી સહિત સર્વે મંડપમાં

ગયા. અગ્રસ્થાને મૂર્ત દેવી બિરાજ્યાં. તેમના દક્ષિણ હસ્તે તે ભારતીના પરમ ઉપાસક નારાયણસ્વરૂપ સ્વામીશ્રી વિદ્યાનંદજી તથા સ્વામીશ્રી દયાનંદજી બિરાજ્યા; તથા વામ ભાગની જગ્યા દેવીના ઉપાસકોને અનુમોદન અને પ્રોત્સાહન આપવા હંમેશાં તૈયાર શેઠશ્રી દુર્ગાપ્રસાદભાઈ તથા શેઠશ્રી સોમનાથ રૂપજીભાઈએ લીધા બાદ, વૃન્દ પોતપોતાની યોગ્યતા પ્રમાણે સર્વ આસપાસ ગોઠવાઈ ગયું. દેવીનાં સ્તવન-સ્તુતિનું કાર્ય શરૂ કરતાં પ્રથમ કડીશહેરના – કહો કે કડીપ્રાંતના કહો, અગ્રગણ્ય અમીન કુટુંબના મુખ્ય અમીન ચતુરભાઈ રાધાભાઈએ પધારેલાં સર્વ પ્રાહુણાઓને આવકાર આપતાં જણાવ્યું કે આજનો માંગલિક સમારંભ સર્વને સુવિદિત છે. શ્રીમંત મહારાજાસાહેબના કેળવણીના ઉચ્ચ આશય અને સબળ પ્રયત્ને આપણામાં કંઈક જાગૃતિ આવી છે. કેટલાંક વર્ષથી જ્ઞાતિસુધારાની હિલચાલ તરફ આપણાં ધ્યાન દોરાયાં છે! અને તે માટે અત્યાર સુધીમાં ઘણા પ્રયત્નો પણ કર્યા છે. જેમાંના દરેકે સમાજ ઉપર જરૂર કાંઈ ને કાંઈ અસર કરી છે જ. પ્રથમ પ્રયત્નમાં આપણે સંવત ૧૯૬૩-'૬૪માં કડીમાં ખેડૂત-સમાજ સ્થાપ્યો. એણે થોડો વખત કેટલુંક કાર્ય કર્યું. જોકે એ અદૃશ્ય થયો. છતાં સમાજ પર કાંઈક છાપ પાડતો ગયો. સંસ્કારનાં કેટલાંક બી વેરતો ગયો.

આ સિવાય જ્ઞાતિમાં તેમ જ કડી પ્રાંતમાં વચ્ચે ઘણી હિલચાલ થઈ છે. સંવત ૧૯૭૫માં સદર કેળવણી મંડળ સ્થપાયું અને હાલ ચાલતા વિદ્યાર્થી આશ્રમની સંવત ૧૯૭૬માં અહીં સ્થાપના થઈ. સંવત ૧૯૭૮થી તેના અંગે એક શાળા પણ ચાલુ કરવામાં આવી છે. આ બધાને પા. છગનલાલ પીતાંબરદાસના જ્ઞાતિસુધારણાના ઉમદા આશય અને તે માટેની પૂર્ણ ખંતનાં પરિણામ હું માનું છું. તેમના નજીકના સંબંધીઓ અને જ્ઞાતિભાઈઓ - બારગોળના આગેવાનોએ આ કાર્યને પોતાનું કરી ઉપાડી લીધું છે અને તેમ કરી તેમણે કાર્યની અને છગનલાલ પટેલની ખરી કદર કરી બહાર પોતાની પણ કદર કરાવી છે. અત્યાર સુધી બધું તેમણે નિભાવ્યું છે એમ જ કહેવાય. હવે સ્વરૂપ વિશાળ થયું છે અને ઘણાએ મદદ કરવી જોઈએ. આશ્રમને પ્રથમ જરૂરિયાત મકાનની છે. જે તરફ દરેકે ધ્યાન ખેંચવાની જરૂર છે. આ વિષેની વધુ વિગત મંત્રી તરફથી રજૂ થનાર હોવાથી કાળક્ષેપ ન કરતાં આટલેથી પૂરું કરું છું.

આનંદ, ઉલ્લાસ અને ઉત્સાહભર્યા વાતાવરણમાં સમારંભ પૂરો થયો. સભામંડપમાં જ સંસ્થાને સહાયરૂપ થવાની લાગણી ભરપૂર દેખાઈ. જે એ વખતે જ જાહેર થયેલાં દાન ઉપરથી સેહેજે જોઈ શકાશે. એ વખતે એક સંન્યાસી ઉપરાંત અન્ય ગૃહસ્થો તરફથી આશ્રમના મકાનની ૧૪ ઓરડીઓ બંધાવી આપવાની જાહેરાત થઈ. સભામાં રૂ. ૧૭૧ની રોકડ રકમ દાનમાં મળી અને રૂ. ૧૧૩૧ના



દાનનાં વચનો અપાયાં.

**સભાના સમાપનમાં મંત્રીશ્રી નગીનભાઈ વૃજલાલ પટેલે આ પ્રમાણે કહ્યું:**

અમારા માટે ભવિષ્યમાં ઘણા પ્રસંગો અનુભવવામાં આવશે. તેમાંનો આ પહેલો અને એક એનેરો પ્રસંગ છે. ધારેલાં ધ્યેય અને કરેલાં કાર્યોના પરિણામરૂપ મહોરની જે ઝાંખી આજે થાય છે તે હૃદયને ઉત્સાહ અને લાગણીથી હલમલાવી રહી છે તે વચનથી વ્યક્ત કરી શકાય એમ નથી. કામ કરતાં સાંભળવા પડેલા મનકમનના ઊંચાનીચા – ભારેહલકા શબ્દોની જો ક્યાંય અસર રહી હશે તો તે આજની અખંડ ધારે વહેતી અમીથી ધોવાઈ જાય છે. કામ કરતાં વેઠવી પડતી ઘરની, બહારની, મનની કે શરીરની અગવડ કે કષ્ટ આજના જ્ઞાતિસ્વરૂપનું દર્શન થતાં સુખ અને આનંદમાં ફેરવાઈ જાય છે. આવાં કાર્ય કરતાં આસપાસથી ઘણું સાંભળવું પડે છે કે આમ કરવાથી પોતાનું શું વળ્યું? ઘેર શાં કારેલાં વઘારાયાં?' આવાં વચનોનો જવાબ આજે સભા જ આપી રહી છે. આજે જે પ્રમાણે અને જે રંગે કાર્ય ચાલે છે તે પ્રમાણે ચાલ્યું જાય તો ઘેર ઘેર ઉત્તમ પ્રકારે કારેલાં વઘારાય, જેની સુવાણ લેતાં જેનું પોતાનું સ્તત્વ બહોળું છે તેઓ જ્ઞાતિનો દિવસ વળ્યો જાણી સ્વસ્થાને બેઠા બેઠા આનંદમગ્ન રહે. આ શું થોડી લહાણ છે? આથી વિશેષ શું વળે? આથી વિશેષ શું મળે?

ચાલુ ગતિએ કાર્ય થયે જાય તો થોડે સમયે આ જ્ઞાતિ તથા તેના આધારે રહેલા ગુજરાતનો ઉદ્ધાર ટૂંક સમયમાં થયેલો જ સમજવો. **એક હળ ઉપર જીવનાર પાટીદારો, તમે આજે બતાવેલી ઉદારતા જેવી તેવી નથી. આજે તમે પૈસાનો જે વરસાદ વરસાવ્યો છે તે બીજી કોઈ ધનાઢ્ય કોમ પણ ન કરી શકે**. જે માણસો પોતાનો જીવ જોડી આ કાર્ય કર્યા કરે છે તેઓ તમારી આ ઉદારતાના વિશ્વાસ અને આધારે જ. અધઃપતન પામેલી આ જ્ઞાતિમાં જન્મવામાં જો કાંઈ મગરૂરી અને આશા રાખી શકીએ તો તે એટલી જ કે તે જૂની છે, જૂના શક્તિશાળી, પ્રભાવશાળી પુરુષોમાંથી ઊતરી આવી છે, જેનું મહત્ત્વ હજી નાશ નથી પામ્યું. જો પ્રયત્નથી સદ્‌ભાવ સિંચન થાય તો સંસ્કૃતિનો ઉદ્ધાર થઈ મૂળ સ્થાન મેળવી શકાય. (જુઓ) **કડવાવિજય.**

ખાતવિધિનો મહોત્સવ સંપન્ન થવા બાદ ચાર વાગે સભ્યો બંધુકવાળા સાહેબની હવેલીમાં ભેગા થયા. આ સભામાં કોઈને કલ્પના પણ ન આવે તેવી ઘટના બની. ભાવિ બંધારણની ચર્ચા આજે જ અને અત્યારે થવાની છે એની કોઈને ખબર ન હતી શ્રી નગીનભાઈ બંધારણનો મુદ્દો તૈયાર કરી લાવ્યા છે.

સભાના પ્રમુખસ્થાન માટે શ્રી નગીનભાઈએ શેઠશ્રી દુર્ગાપ્રસાદ લશ્કરીના નામની દરખાસ્ત મૂકી. એ દરખાસ્તને શ્રી ચતુરભાઈ રાધાભાઈ અમીને ટેકો આપ્યો.

બંધારણસંબંધી ગતિવિધિ શરૂ થઈ. શ્રી નગીનભાઈએ પોતે તૈયાર કરેલો ખરડો

વાંચી સંભળાવ્યો. કેટલાક સભ્યો આ ખરડો સાંભળી અચંબામાં પડી ગયા. શાંત કોલાહલ શરૂ થયો. ખરડાની રચનામાં પ્રમુખ, મંત્રી અને ગૃહમાતા સ્થાનો ઉપર કાયમી રહી શકે આનો-પાઈ-પૈસો-રૂપિયો કે - અનાજ એકઠું કરીને ઊભી થયેલી આ સંસ્થામાં લોકશાહીના મૂલ ઉપર જ ઘા કરે એવી એ કલમો હતી. મંત્રી તરીકે પોતાનું અને તેમની બહેન નર્મદાબહેનનું નામ ગૃહમાતામાં કાયમી જાળવી રાખવાની ગંધ હતી. એથી ટૂંકો સમયગાળો શાંત કોલાહલ અને અશાંતિનો રહ્યો. સંસ્થામાં એક પ્રકારની નિરાશા વ્યાપી ગઈ હતી. શ્રી નગીનભાઈને પોતાની સ્થિતિ સમજાઈ ગઈ હતી. એટલે તેવો સ્થાનિક વહીવટમાં નિષ્ક્રિય થઈ ગયા. છગનભા પર આ બધો બોજો આવી પડ્યો, પણ ભા તો **'મેરું રે ડગે મારું મન ન ડગે'** વાળા હતા. ખુદ દાસકાકા લખે છે : પૂ. છગનભાના પ્રયાસથી બોર્ડિંગની સંખ્યા ખૂબ વધી. ભોજન – રહેવાની માસિક ફી માત્ર પાંચ રૂપિયા હતી. શ્રી નગીનભાઈના પરિવારે બોર્ડિંગ સંન્યાસ લીધો. આખો દિવસ પટલાઈ કરે. ભા, ધનશા ભક્ત માધવજી ગામડે ગામડે દાન અને ઉઘરાણા માટે દોડે. આંતરિક અને બાહ્ય બોજ છગનભાને માથે.

શ્રી નગીનભાઈના છૂટા થયા પછી સંસ્થાના વહીવટમાં ગૂંચ વધી. આ દિવસો કેવા હતા. તેનો તાદૃશ ચિતાર નીચે છે. ૬-૪-'૬૪. ક. પા. કે. ઉ. મંડળના વાર્ષિક મહોત્સવના પ્રમુખપદે પ્રો. જેઠાલાલ સ્વામીનારાયણ હતા. આ મહોત્સવમાં ભાગ લેવા માટે દૂરદૂરથી જ્ઞાતિબંધુઓ પધાર્યા હતા. વકીલો, મહાજન અન્ય કોમના આગેવાનો હાજર હતા. દેશભક્તોની છબીઓથી મંડપ સજાયો હતો. ચાણસ્માથી વકીલ ચતુરભાઈ પણ પધાર્યા હતા. વિદ્યાર્થીઓએ ચાણક્ય-ચંદ્રગુપ્ત, અશ્વત્થામાકર્ણનો, ઈનામદારનો લેણદાર, અવેજી કારભારી વગેરે સંવાદો ભજવી બતાવ્યા હતા.

છગનભા સંસ્થાના મંત્રી હતા. સહમંત્રી પોપટલાલ ગુ. પટેલે નીચેનો હેવાલ રજૂ કર્યો.

'પાટીદારજ્ઞાતિ સ્વભાવે સ્વતંત્ર પ્રિય, ઉદાર, નિસ્કપટી, ભોળી, બહાદુર અને સહનશીલ છે. આ ગુણો સાથે જ્ઞાન અને વિવેકબુદ્ધિ જ્યાં સુધી તેનામાં રહ્યાં ત્યાં સુધી જ્ઞાતિ આબાદ રહી ને સમાજમાં આબાદ સ્થાન ભોગવ્યું... દુગુર્ણોનો પ્રવેશ થયો. જ્ઞાતિ અધમમાં અધમ થતી આવી એમાં સ્વાર્થ, કુસંપ જેવા દુગુર્ણો આવ્યા.

આ અધોગતિ મિટાવવા અહોનિશ ચિંત્વન કરનાર જ્ઞાતિહિંતચિંતક પરલોકવાસથી વીરદાસ પુરુષોત્તમ પરીખ - (**કડવાવિજય**) એક અકસીર ઈલાજ આપણી વચ્ચે મૂકી ગયા છે. તે એ છે કે **'કેળવણી જ જ્ઞાતિનો ઉદ્ધાર કરનારી છે. એ જ રોગને મૂળથી છેદનારી છે**.

આ ઉપાયને અમલમાં મૂકી દેવા આ કેળવણીમંડળની સ્થાપના સં. ૧૯૭૫ના



જેઠ સુદ ૧૧ને રોજ ભાઈશ્રી નગીનભાઈની ખંતપૂર્ણ પ્રયત્નથી થઈ. બીજે જ વર્ષે તેમના જ પ્રયત્ને સં. ૧૯૭૬ના ચૈત્ર સુદ ૨ને રોજ **'શ્રી પાટીદાર આશ્રમ'**ની સ્થાપના થઈ. ત્યારબાદ બે વર્ષે એટલે સંવત ૧૯૭૮ના ચૈત્ર માસના અરસામાં શ્રી પાટીદાર વિદ્યાલયની શરૂઆત થઈ. આ પ્રમાણે પાંચ માસના પ્રયત્ને મંડળે બે સંસ્થા શરૂ કરી.

આ સાથે જણાવતાં દિલગીરી ઉત્પન્ન થાય છે કે, આ સંસ્થાઓની ઉત્પત્તિ જેને આભારી છે તે ભાઈશ્રી નગીનભાઈ અષાઢ વદ ૮ને રોજ આ સંસ્થાઓથી છૂટા થયા છે. મતભેદ કે અન્ય નજીવા કારણે જો સંસ્થાના નસીબમાં કાર્યકર્તાઓને આવી રીતે ગુમાવવું લખ્યું હશે તો તે જ્ઞાતિના દુર્ભાગ્યની પરિસીમા છે. હે પ્રભુ! કાર્યકર્તાઓને મતભેદ સહન કરવાની શક્તિ અર્પો ને જ્ઞાતિહિતના આ શુભ કાર્યને મદદ કરો!

આ ઉદ્ગારોમાં મંત્રી તરીકેની છગનભાની વેદના આપણે સમજી શકીએ છીએ. ત્યારબાદ શ્રી કુબેરભાઈ અને શ્રી ચુનીભાઈએ તેમજ છ. કા. પટેલે વડા તરીકે પોતપોતાની સંસ્થાના હિસાબો રજૂ કર્યા. પધારેલા મહેમાનોએ કેટલાંક સૂચનો અને અભિપ્રાયો આ સંસ્થા વિશે આપ્યા. સંસ્થાની ભારે પ્રશંસા કરવામાં શ્રી ચતુરભાઈ વકીલ, શ્રી ભગુભાઈ વકીલ, શ્રી હીરાલાલ વસંતલાલ, શ્રી જંઠાલાલ મહેસાણા, ઉર્દૂશાળાના મુનશી (કડી), શ્રી રામચંદ્ર અમીન, વકીલ, ભગવતી માસ્તર, કડી અને જોષી વકીલ, કડી વગેરે હતા.

પ્રમુખ તરીકે પ્રો. જેઠાલાલ સ્વામીનારાયણે ભાષણ આપતાં જણાવ્યું કે, ''ખાત મુહૂર્ત પછી અહીં પણ એકાદ નિરાશા નાખવાની જરૂર પડી. છ મહિના સુધી અહીં એક ઈંટ પણ મુકાઈ નહિ. રા. નગીનભાઈએ રાજીનામું આપી અહીંથી રજા લીધી. આવી રીતે રાજીનામું - છૂટા પડવું વગેરે જગતવ્યવહાર છે તેથી તેના માટે દિલગીરી કરવી નકામી છે. ઝાઝા માણસોની મરજી મુજબ તંત્ર ચાલે ત્યાં આવા ફેરફારો થવાના જ, શ્રાવણ પહેલાં એવી સ્થિતિ થઈ હતી કે, વખતે આ સંસ્થા બંધ પડે કે કંઈક ફેરફાર થાય. પણ આદરજના બહાદુર ગૃહસ્થો મળી ગયા અને કાર્તિકમાં તો વિદ્યાર્થીઓ નવા મકાનમાં રહેવા આવ્યા. તેમણે તેમના ભાષણમાં ખેતીઉદ્યોગ તેમજ **રેંટિયાના વિકાસ**ની **વાતો કરી કુરિવાજો પર** આકરા પ્રહારો કર્યા.*

છગનભાએ મંડળના નાણાંકીય પ્રકરણમાં જણાવ્યું છે તેમ શ્રી નગીનભાઈ

*કડવા વિજય સંવત : ૧૯૮૦ અંકનું ચૈત્ર-વૈશાખ પુસ્તક - ૧૫ આ અંકનો વધારો પાન ૧થી ૧૦ માલિક ક. પા. પરિષદ પ્રકાશક - વકીલ પુરુષોત્તમ પટેલ કડી.

છૂટા થઈ નાગપુર સત્યાગ્રહમાં જોડાયા. આમ, રાષ્ટ્રીય પવૃત્તિમાં જોડાયા પણ ભાની મોટી ચિંતા આદરેલો યજ્ઞ બંધ પડે તો લોકોને અને સમાજને શું જવાબ આપવો એ હતી.

આદરેલો યજ્ઞ બંધ થાય તેમ હતો નહિ, કારણ કે ભાને યોગ્ય ત્યાગી કાર્યકર્તા મળેલા હતા. એટલે સંસ્થાના આંતરિક કાર્યમાં 'છગનભા' ચિંતાથી મુક્ત હતા. તેમને મન સંસ્થાનું મોટું મકાન હતું અને નાણાં એકત્રિત કરવાનું લક્ષ હતું.

કડવા વિજય ૧૯૨૪ના અંક ૭ પુસ્તક - જમાં સંસ્થાના મંત્રી છગનલાલની નોંધ છપાઈ છે : શ્રી કડવા પાટીદાર વિદ્યાર્થી આશ્રમનું ખાતમુર્હૂત સંવત ૧૯૭૯ના વૈશાખ માસમાં સ્ટેશન સામે વિશાળ જમીનમાં શેઠશ્રી દુર્ગાપ્રસાદ લશ્કરીના શુભ હસ્તે થયું. મૂડી રૂ. ૧૬ હતી. પાયા ખોદવા શરૂ કર્યા. આજ દિવસે કડી પાસે ભટાસણ ગામમાંથી એક પટેલે ૧૦૧ રૂ. મોકલ્યા. ઊંટવાથી ૧૦૧, આદરજના પટેલોએ ૪૫૦ મોકલ્યા. અંબાલાલ ઈશ્વરદાસ થોળવાળાએ ઉઘરાણું કરી ૪૫૦ મોકલ્યા. અમદાવાદથી નાણાં આવ્યાં. મુંબઈમાં વસતા વીરમગામવાળાં શેઠ ચંદુલાલ મણિલાલે રૂ. ૧૦૦૧ આપ્યા. આદરજના માધવજી ત્રિભુવનદાસ, ધનશા જેકણદાસ, કડી તાલુકો અને તેના આસપાસનાં ગામોમાંથી ઉઘરાણું કરી નાણાં લાવતા ગયા. વીરમગામ, સાણંદ, પાટડી, વગેરેમાંથી પણ નાણાકીય મદદ મળી. ના. પાટડી દરબારે પણ રૂ. ૫૦૧ની મદદ આપી. પચીસ-ત્રીસ હજાર ખર્ચાયા. હજૂ નાણાંની જરૂર છે.

સંવત ૧૯૮૦ **છગનલાલ પીતાંબરદાસ**
ચૈત્ર સુદ-૨, કડી મંત્રી

કામ પૂરઝડપે આગળ વધતું હતું. થોડા સમયમાં મોટો ખંડ બંધાઈ ગયો. દશેરાના દિવસે ભાડાનું મકાન ખાલી કરી પોતાની માલિકીના મકાનમાં આનંદપૂર્વક વાસ્તુ કર્યું. આ દિવસના આનંદનું વર્ણન કરતાં 'ભા' લખે છે :

**"નિર્દોષ બાળકોનો એ આનંદ દેવોને પણ દુર્લભ હશે એમ અમને લાગ્યું, અનુપમ – અવર્ણનીય – સ્વર્ગીય આનંદ!"**

આ બધા કામ પર 'ભા' જાતદેખરેખ રાખતા એ ઘટનાનું વર્ણન દાસકાકાના પુસ્તકમાં મેં કર્યું છે. દાસકાકા પોતે લખે છે :

"કડી સ્ટેશન સામે કૂવાની નજીકમાં ઘાસ છાયેલું એક છાપરું હતું. ત્રણ બાજુ માત્ર માથોડા સુધી પતરાં ઊભાં કરેલાં અને આગળથી ખુલ્લું. શિયાળાની કડકડતી ઠંડી. પવન સુસવાટા મારતો છાપરામાં પેસી જાય. નહિ ટેબલ, નહિ ખુરશી, નહિ કબાટ કે રાચરચીલું. રાતની કડકડતી ટાઢમાં પડી રહેવું એ સાધારણ માણસને માટે મુશ્કેલ હતું; ત્યાં ઉંમરના આરે આવેલ વૃદ્ધની તો વાત શી કરવી?



તે વખતમાં મેં કડીમાં વકીલાત શરૂ કરેલી. હું નવેનવો. કાયદાની આંટીઘૂંટીની ખબર ન પડે. કચેરીમાં જાઉં અને માથું ચઢે. ઉંમર નાની અને નવો વકીલ, એટલે રડ્યોખડ્યો કોક અસીલ મળે. કચેરીમાં સાંજના સાડાપાંચ સુધી નવરા બેસી રહેવામાં વખત પણ ન જાય. કંટાળો અને દિલની મૂંઝવણ ઓછી કરવા રોજ સાંજનો ફરવા જાઉં. કડીમાં ફરવા પણ ક્યાં જાઉં? નહિ બગીચો, નહિ બાગ. એટલે સાંજનો એ છાપરીએ જઈ બેસતો. આ છાપરીમાં રહેતા વૃદ્ધ છગનભા સાથે વાતો કરતો. એ વખતે આજના કડીના પાટીદાર આશ્રમના પાયા પુરાતા હતા. ઈંટો આવતી અને ઢગલા થતા. "પૈસાનું ઠેકાણું ન હતું.' પૈસા નથી અને પાયા ખોદાવે જાઓ છો તો મુશ્કેલી ઊભી નહિ થાય?' એક દિવસે મે છગનભાને પૂછ્યું.

**"તું ના સમજે. ભગવાનને પડી હશે કે નહિ? આ તો હું એનું કામ કરું છું. ભગવાને દુનિયા પેદા કરી, માણસો પેદા કર્યા, એના ભણતરની ચિંતા એને નહિ હોય?"** મને તે દિવસે થયું કે, 'છગનભાને ભગવાનમાં કેટલી ઊંડી શ્રદ્ધા છે!"

ગામમાં તો આગેવાનો કહે છે કે, **"ડોસો ફૂસકાં ખાંડે છે. અહીં છોકરાં ભણવા આવવાનાં નથી. ડોસો ઓરડીઓ કરવા માગે છે તે કપાસિયા ભરવાના કામમાં આવશે.**" મેં ગામમાં થતી વાત કહી. "ખેડૂત વર્ગ જે અભણ છે તે અભણ જ રહેવાનો છે અને એમનાં છોકરાં ભણવાનાં નથી એવી માન્યતા ખોટી છે. ખેડૂત અભણ રહે, અજ્ઞાન રહે, વહેમ અને અંધકારમાં ડૂબ્યો રહે તો દેશ કદી આગળ ન આવે. અંગ્રેજોનું રાજ્ય સૂરજ-ચાંદાની સાથે અમર તપે. દેશમાં પ્રગતિ કરવી હોય તો જ્ઞાનનો ફેલાવો કરવો. અંધકારને કાઢવા માટે નાનકડો દીવો પૂરતો છે. દેશની ગુલામી કાઢવી હોય, દેશમાં વ્યાપી રહેલ અંધકાર અને વહેમનાં પડળ ખોલવાં હોય તો જ્ઞાન-દીપક પ્રગટાવ્યા વિના છૂટકો નથી. મને તો લોકોમાં કેળવણીની ભૂખ દેખાય છે. સગવડ નથી, એટલે છોકરાં ભણતાં નથી." છગનભાએ ગંભીર બનીને મને કહ્યું.

છગનભા કેટલા કેળવણીઘેલા હતા તેનો ખ્યાલ મને તે દિવસે આવ્યો. કેળવણી માટે તેમના દિલમાં આગ બળી રહી હતી. આ સંવાદનો પ્રસંગ જાણે કે બુદ્ધ અને આનંદના સંવાદને યાદ આપતો હતો.

વિજ્ઞાનવેત્તા આઈન્સ્ટાઈને ગાંધી માટે કહેલું કે, **આવનાર પેઢી ભાગ્યે જ માનવા તૈયાર થશે કે ગાંધીજી નામનું હાડમાંસવાળું પૂતળું આ ભૂમિમાં પેદા થયું હશે!** આપણે છગનભા માટે કહેવું હોય તો એમ કહી શકીએ કે, પગમાં દેશી જોડા, સંન્યાસી જેવા બોડા માથે સફેદ ખાદીની ઊંચી દીવાલની વગર ઈસ્ત્રી કરેલી ટોપી, ખાદીનું જાડું પહેરણ, ટૂંકું ખાદીનું ધોતિયું, કંઠે રુદ્રાક્ષની માળા, કપાળે સુખડનું ત્રિપુંડવાળી વ્યક્તિ પાટીદાર કોમમાં બાગ્યે જ પેદા થઈ હશે. જે કૃષ્ણમૂર્તિ પોતાની

શૈક્ષણિક સંસ્થાઓમાં આવે ત્યારે ત્યાંના બાળકોને મમત્વની અનુભૂતિ કરાવે. તે જ રીતે ભા આશ્રમનાં બાળકોથી વીંટળાયેલા જ રહેતા. નાનામાં નાની ફરિયાદ બાળકો ''ભા''ને જ કરતાં. કોઈને માથે હાથ મૂકતા, કોઈના ગાલે હળવેકથી વહાલભરી ટપલી લગાવતા, તો કોઈને બાથમાં લઈ ચુંબનોનો વરસાદ વરસાવતા. એ વખતે એમના મનમાં શું શું વિચારમંથનો ચાલતાં હશે તેની તો કલ્પના જ કરવી રહી.

ભા બહારગામથી આવે ત્યારે બાળકો માટે ફળફળાદિના કંડિયા લેતા આવે. ફંડફાળામાં તે બહારગામ ગયા હોય તોપણ તેમનો આત્મા તો આશ્રમમાં જ રહેતો. આંગ્લકવિ વર્ડ્ઝવર્થનું કાવ્ય છે - '**સ્કાયલાર્ક**', એમાં કવિ કથન કરે છે કે, સ્કાયલાર્ક ગગનમાં વિહાર કરતું હોય કે ગગનના ગોખમાં ગુમ થયું હોય, તેનું સતત ધ્યાન તો ધરતી પર ઝાડની ઓથે રહેલા તેના માળામાં રહેલાં બચ્ચામાં જ હોય છે. દાસકાકાને 'ભા'એ સમાજસુધારાની પ્રવૃત્તિમાં જોતર્યા એમ કહીએ તો ખોટું નથી. જો કે દાસકાકામાં વિદ્યાર્થીકાળના નેતૃત્વના ગુણો તો દેખાતા જ હતા. પરંતુ ભાનો સંસર્ગ અને તેમની સાથેના સંવાદોએ દાસને આ પ્રવૃત્તિ માટે પૂરેપૂરા આકર્ષ્યા હોય તે સંભવિત છે. દાસ પોતે લખે છે : ''હું રોજ સાંજે છગનભાની ઝૂંપડીએ જતો થઈ ગયો હતો. એક દિવસ મેં છગનભાને પૂછ્યું, ''ભા, બાળલગ્ન, બારમાં, વહેમ અને મૂર્ખાઈમાં આપણો સમાજ ક્યાં સુધી અટવાઈ રહેશે?' ભા સહેજ ગુસ્સે થતા મને જણાયા. મને થયું કે આ સવાલથી ભા કેમ ચિડાયા? થોડી જ વારમાં હોકાની બે ફૂંક મારી અને શાંત થતા દેખાયા, પછી ધીરે રહી મને કહ્યું : 'તમે **જુવાનિયાં ઉતાવળાં છો, સમજો નહિ અને બૂમબરાડા પાડો છો. શરીરમાં રોગ વ્યાપી ગયો હોય એ બૂમબારાડા ને મલમપટ્ટાથી મટે? એ માટે તો ઉપવાસ કરવા પડે, દવા પીવી પડે, પરેજી પાડવી પડે. સમાજના શરીરમાં રોગ વ્યાપી ગયો છે,** અંગેઅંગમાં વ્યાપી ગયો છે. એને સારો વૈદ મળે અને સારી દવા કરીએ તો એ રોગ મટે. **બાળલગ્ન, બારમાં, વહેમ અને મૂર્ખાઈ એ સમાજના શરીરમાં વ્યાપેલો રોગ છે.** તમે બધા બાળલગ્ન, બારમાં અને વહેમ ઉપર રોજ ને રોજ ભાષણો કર્યા કરશો તેથી એ નાબૂદ નહિ થાય. એ રોગ કાઢવો હોય તો એની દવા કરવી જોઈએ. કેળવણી એ એને માટે અકસીર દવા છે. છોકરાંને કેળવણી આપો એટલે છોકરાં જ સમાજના રોગના સારા વૈદ્યો બનશે. માટે તો હું અહીં એમણે ભણવા-રહેવાની સગવડ કરી રહ્યો છું. તમારે એ રોગ વહેલો કાઢવો હોય તો માત્ર અહીં નહિ, પણ, બીજે જ્યાંજ્યાં ઠીક લાગે ત્યાંત્યાં આવી કેળવણીની સંસ્થાઓ કાઢો એટલે એ રોગ વહેલો જશે.' મને તે દિવસે લાગ્યું કે છગનભાને કેળવણીમાં સર્વસ્વ દેખાતું હતું. છગનભાને એમાં સામાજિક સુધારણા પણ દેખાતી હતી. બીજા એક પ્રસંગની નોંધ લેતાં દાસકાકા



લખે છે : 'એક દિવસે મેં છગનભાને કહ્યું : ભા છોકરાને ભણાવશે એ જાણશે તો એથી એ દુઃખી નહિ થાય? નાનપણમાં પરણેલાં છોકરાં ભણવા આવવાનાં અને એ ભણશે અને ભણેલી દુનિયા જોશે, ભણીને ઘેર જશે એટલે ત્યાં ચૌદમી સદીનું અભણ બૈરું મળશે. એ દુઃખી નહિ થાય?

છગનભાના દિલમાં ભારે દુઃખ થતું મને જણાયું. એમણે ગંભીર બનીને કહ્યું : 'મને પણ એમ લાગે છે કે આ છોકરાને ભણાવી દેખતા કરીશ. ભણીને મોટા થશે અને ઘરમાં બૈરી સંતાકૂકડી રમતી હશે. એ બેની વચ્ચે હિમાલય પર્વત હશે. કદાચ બેનું જીવતર ધૂળધાણી પણ થાય. એ પાપ મને લાગશે! પણ મારો વિચાર છે કે, જે છોકરા ભણવા આવે, ભણે અને આગળ જાય, તેમનાં બૈરાંને એમનાં બાપની પાસેથી લઈ આવું. એમને દેખતાં કરું. **છોકરીઓ નહિ ભણે ત્યાં સુધી સમાજના રોગો તદ્દન નાબૂદ નહિ થાય. હું ભગવાનને રોજ કહું છું : 'મને જુવાન બનાવે. મારું શરીર ઠીક રાખે અને એ કામ પણ કરતો જાઉં.**'

સ્ત્રીકેળવણી માટે છગનભાની ધગશનો ખ્યાલ મને તે દિવસે આવ્યો. છગનભાનું એ કામ અધૂરું રહ્યું છે. એમનો વારસ હજુ પાક્યો નથી એટલું જ દુઃખ છે. યુવાન વયે દાસકાકાએ મનોમન પોતાને ભાના વારસ માની લીધા હશે, ભાની ઇચ્છાઓ જાણી લીધી હશે. ભાનું સ્વપ્નસિદ્ધ કરવા માટે જ જૈફ ઉંમર સુધી પોતાની જાતને ઘસી નાખી હશે! દાસકાકા ઉપર પરોક્ષ અને પ્રત્યક્ષ રીતે ભાની કાર્યપદ્ધતિની અસર હતી. સ્ત્રીશિક્ષણની અનિવાર્યતા, નવી સંસ્થાઓની સ્થાપના, કુરિવાજોની નાબૂદી, ખેડૂતોનો આર્તનાદ, શાહુકારની ચુંગાલમાંથી ખેડૂતોની મુક્તિ જેવા પ્રશ્નોમાં બન્ને વચ્ચે ઘણું વૈચારિક સામ્ય જોવા મળે છે. ભા વેદાન્તના ગુણાનુરાગી તેમ છતાં બન્ને કર્મયોગને જ વરેલા હતા. દાસકાકા સર્વ વિદ્યાલય ગાંધીનગર સંસ્થાના આદ્ય સ્થાપક બન્યા.

■ ■ ■

## ૪

# કડવા પાટીદાર આશ્રમ અને સર્વ વિદ્યાલય
# સમાજસુધારાનાં ચેતના – કેન્દ્રો

કડવા પાટીદાર આશ્રમ અને સર્વ વિદ્યાલય સમાજસુધારાનાં ચેતના કેન્દ્રો હતાં. પાટીદાર સમાજના એ બે વિકાસસ્તંભો હતા. છગનભા, માધવજી, ધનશાભગત, પ્રો. સ્વામિનારાયણ, રામચંદ્ર અમીન, બાબુભાઈ ગામી, પોપટભાઈ, છ.કા. પટેલ, કુબેરભાઈ પટેલ, શ્રી ચતુરભાઈ પટેલ, રતિલાલ અમીન, ઉમેદભાઈ પટેલ, શંકરભાઈ પટેલ અને દાસકાકા બાળલગ્નો અટકાવવા, વહેમ અને અંધશ્રદ્ધા દૂર કરવા, પ્રેતભોજન અટકાવવા પ્રયત્નો કરતા હતા. સાથોસાથ કેળવણીની જરૂરિયાત, ખેતીવિષયક આધુનિક જાણકારી વગેરે બાબતોનો પ્રચાર પણ કરતા હતા. આ ઉપરાંત ઉપરોક્ત વિષયોની બાબતની **નાની-મોટી પુસ્તિકાઓ પ્રગટ કરતા. તે દ્વારા જનજાગૃતિ આંદોલન શરૂ થયું**. આ પુસ્તકમાં છપાયેલી આવી પુસ્તિકાઓનું એક અલગ પ્રકરણ આપ્યું છે.

**કડવા પાટીદાર કેળવણી ઉત્તેજક મંડળ, કડી તરફથી**
**ને. ના. દીવાનસાહેબ (વડોદરારાજ્ય)ને મળવા ગયેલું**
**ડેપ્યુટેશન**

**ડેપ્યુટેશનના સભ્યો**

| | | |
|---|---|---|
| ૧. | શેઠશ્રી દુર્ગાપ્રસાદ શંભુપ્રસાદ લશ્કરી, પ્રમુખ | અમદાવાદ |
| ૨. | શેઠશ્રી સોમનાથભાઈ રૂપજીદાસ, ઉપપ્રમુખ | અમદાવાદ |
| ૩. | પ્રો. જેઠાલાલ ચીમલલાલ સ્વામીનારાયણ એમ. એ.—મુંબઈ ધારાસભાના સભાસદ | અમદાવાદ |
| ૪. | શેઠશ્રી છોટાલાલ શામળદાસ, કડી રૂમહાજનના શેઠ | કડી |
| ૫. | શ્રી પ્રભુદાસ ભાવસંગદાસ પટેલ, વડોદરારાજ્યની ધારાસભાના સભાસદ | વિસનગર |

૬. શ્રી તુલસીદાસ ગોપાળદાસ પટેલ, કોટન મર્ચન્ટ કડી
૭. શ્રી ચતુરભાઈ રાધાભાઈ અમીન, વતનદાર કડી
૮. શ્રી છગનલાલ પીતાંબરદાસ, સંસ્થાના આદ્યસંચાલક સરઢવ
૯. શ્રી ધનશાભાઈ જેકરણદાસ, આદ્યસંચાલક આદરજ
૧૦. શ્રી પોપટલાલ ગુલાબદાસ, સ્નાતક આચાર્ય, પાટીદાર વિદ્યાલય, લાંઘણજ
૧૧. શ્રી રામચંદ્ર જમનાદાસ અમીન, બી.એ.એલ.એલ.બી. વકીલ–મંત્રી, ગોઝારિયા

સંવત ૧૯૬૬ની સાલે કડવા પાટીદાર જ્ઞાતિના વિવાહપ્રસંગે અજ્ઞાન કડવા પાટીદાર કોમે બાળલગ્ન કરવા કરેલી અરજીઓ પર ન્યાયાધિશી લાગતના બે રૂપિયાનો સ્ટેમ્પ ચોઢેલો તે રકમ કડીપ્રાંતમાં આશરે બેથી અઢી લાખ થાય છે. તે રકમ પાછી આપવી કે નહિ તે સંબંધી શ્રીમંત મહારાજાસાહેબે હુકમ કરેલો કે,

His Highness will consider before long whether the two rupees stamp fee should be returned to the parties concerned as a matter of grace and only for this occasion.

સભ્યોનું બનેલું ડેપ્યુટેશન તા. ૧૪-૨-'૨૫ને રોજ અગિયાર વાગે નેકનામદાર દીવાનસાહેબને બંગલે ગયું. તે પ્રસંગે નેકનામદાર દીવાનસાહેબની તબિયત તદ્દન નાદુરસ્ત હોવા છતાં પોતે ઘણી તસ્દી તથા અગવડ વેઠીને મળવાની તક આપી ડેપ્યુટેશનને ઉપકૃત કર્યા હતા.

પ્રથમ, ધારાસભાના સભાસદ રા. પ્રભુદાસ ભાવસંગદાસે સર્વે સભ્યોની ઓળખાણ આપી પછી ડેપ્યુટેશનના મંત્રી રા. રામચંદ્ર જમનાદાસે સવિનય નિવેદન કર્યું હતું કે,

સંવત ૧૯૭૫માં કડવા પાટીદાર જ્ઞાતિમાં કેળવણીનો ફેલાવો કરવાના ઉદેશથી કડવા પાટીદાર કેળવણી ઉત્તેજક મંડળની સ્થાપના કેટલાક યુવાન તેમજ વૃદ્ધ કડવા પાટીદારોએ કરી. આ મંડળનું બંધારણ Momorendum of Association કાયદેસર ઘડી કાઢવામાં આવ્યું છે. જેનો ઉતારો આ સાથે જોડ્યો છે. તે ઉપરથી જણાશે કે આ મંડળમાં આપેલાં નાણાંની યોગ્ય વ્યવસ્થા કરવા પૂરતી કાળજી રાખવામાં આવે છે. ડેક્કન એજ્યુકેશનલ સોસાયટીના ધોરણે અનુસરી કડવા પાટીદાર જ્ઞાતિના ગૃહસ્થોને ૨૨ વર્ષ સુધી આ મંડળમાં કાર્ય કરવા માટે ''આજીવન સ્વયંસેવક'' તરીકે દાખલ કરવાનો પ્રબંધ યોજ્યો છે. ને તે મુજબ હાલ ત્રણ ગૃહસ્થો આજીવન સ્વયંસેવક તરીકે જોડાયા છે.

સંવત ૧૯૭૬માં સદર મંડળે કડી મુકામે કડવા પાટીદાર આશ્રમ અને સંવત



૧૯૭૮માં 'કડવા પાટીદાર વિદ્યાલય' એ રીતે બે સંસ્થા સ્થાપી છે.

કડવા પાટીદાર આશ્રમમાં ૧૦૦ ઉપરાંત વિદ્યાર્થીઓ હાલ રહે છે. સગવડના અભાવે આશરે ૩૫ વિદ્યાર્થીઓને ના પાડી નિરાશ કરવા પડ્યા છે. વિદ્યાર્થીઓનો સર્વાંગી વિકાસ સાધવા દરેક પ્રયત્ન કરવામાં આવે છે. જેવા કે, લાઠી, સ્કાઉટ, પ્રવાસ, નિશાનિવાસ વગેરે. આશ્રમમાં ચાર શિક્ષકોને રહેવાની સગવડ કરવામાં આવી છે. જેથી તેઓ વિદ્યાર્થીઓના અભ્યાસ ઉપર તેમજ તેમના ચારિત્ર્ય ઉપર સંપૂર્ણ દેખરેખ રાખી શકે છે.

કડવા પાટીદાર વિદ્યાલયમાં હાલ માધ્યમિક પાંચ ધોરણો સુધી અભ્યાસ થાય છે. આશ્રમના ૯૦ વિદ્યાર્થીઓ તેમજ કડી કસબાના ઈતર કોમના ૨૦ વિદ્યાર્થીઓ મળીને કુલે ૧૫૦ વિદ્યાર્થીઓ તેમાં અભ્યાસ કરે છે. છટ્ઠા અને સાતમા ધોરણમાં અભ્યાસ કરતા આશ્રમના ૧૦ વિદ્યાર્થીઓ કડી કસબાની 'કોઠારી હાઈસ્કૂલ'માં જાય છે. વિદ્યાલય વડોદરા રાજ્યના કેળવણી ખાતા તરફથી માન્ય થયેલું છે. રાજ્યની શાળાઓમાં શીખવવાના વિષયો ઉપરાંત સંગીત, વણાટ, રંગાટ, સુથારી કામ આ વિદ્યાલયમાં શીખવવામાં આવે છે. શારીરિક શક્તિ, સાદાઈ ને હિંમત વિદ્યાર્થીઓમાં લાવવા અખાડા, પ્રવાસ અને નિશાનિવાસનો કાર્યક્રમ પ્રવીણ શિક્ષણની દેખરેખ નીચે યોજેલો છે. પાટીદાર વિદ્યાર્થીઓને ખાસ ઉપયોગી એવો ખેતીવાડીનો વિષય ટૂંક મુદતમાં શરૂ કરવાની ખાસ ઉમેદ છે.

આ સંસ્થાને અંગે 'પાટીદાર પુસ્તકાલય' વિદ્યાર્થીઓના ઉપયોગ માટે શરૂ કરવામાં આવ્યું છે. તેનો વાર્ષિક ખર્ચ રૂપિયા ૫૦૦ છે. 'પાટીદાર મુદ્રણાલય' નામનું છાપખાનું શરૂ કરવામાં આવ્યું છે. વિદ્યાથીઓને છાપકળાનું જ્ઞાન મળે એ તેનો ઉદેશ છે. સાથે સાથે સંસ્થાનું છાપકામ પણ તેમાં જ કરવામાં આવે છે, જેથી તે ખર્ચનો બચાવ થાય છે. પ્રિન્ટિંગ, બુકબાઈન્ડિંગ, ચિત્રકામ, સીવણકામ, લુહારીકામ વગેરે વિવિધ કળાના વિષયો દાખલ કરવાની ભવિષ્યમાં ઉમેદ રાખીએ છીએ.

કડી સ્ટેશન સામે દશેક વિઘા જમીન લઈ ખાતમુહૂર્ત સંવત ૧૯૭૯ના વૈશાખ સુદ પાંચમ રોજ કરવામાં આવેલું અને હાલમાં રૂપિયા ૬૦ હજાર ખર્ચાયા છે. બાકીનો ભાગ પૂરો કરવામાં રૂપિયા આશરે ૫૦-૬૦ હજાર થવા સંભવ છે. ચારસો વિદ્યાર્થીઓની સગવડ કરવાની જરૂર છતાં, હાલ મકાનની અગવડને લીધે સો વિદ્યાર્થીઓ રાખવા પડ્યા છે. વિદ્યાલય માટે ઈલાયદા મકાનની જરૂર છતાં, તેવું મકાન નહિ હોવાથી આશ્રમના મકાનમાં જ વિદ્યાલયના વર્ગોમાં અગવડ વેઠીને બેસાડવા પડે છે.

ચાલુ સાલે આશ્રમ તથા વિદ્યાલયના ખર્ચનો અંદાજ રૂપિયા આઠ હજારનો રાખવામાં આવ્યો છે. છતાં ઉદ્યોગના સાધનો ખરીદવા વિશેષ રકમની જરૂર છે.

કડી, કટોસણ તથા બહુચરાજીની રેલવે લાઈન શરૂ થવાથી મધ્યવર્તી સ્થાન થયું છે, કડીપ્રાંતની કડવા પાટીદાર જ્ઞાતિની વસ્તી આશરે ત્રણ લાખની છે. આ જ્ઞાતિ માટે આશ્રમમાં નિદાન ૪૦૦ વિદ્યાર્થીઓ રહે તેવા મકાનની સગવડ કરવાની જરૂર છે. વિદ્યાલયના હાલના પાંચ ધોરણો ઉપરાંત છઠ્ઠું અને સાતમું ધોરણ ઉઘાડવાની પણ જરૂર છે. વળી વિદ્યાલયને અંગે જુદા જુદા ઉદ્યોગો શીખવવા, ઉદ્યોગોનાં સાધનો ખરીદવા તથા દરેક વિષયનું સંગીન જ્ઞાન ધરાવનાર શિક્ષકો રોકી પ્રત્યક્ષ પ્રયોગો કરવાની જરૂર છે. ઉપરની જરૂરિયાતોને પહોંચી વળવા દરેક ઉદ્યોગવાર જુદો ખંડ હોય તેવું વિદ્યાલયનું મકાન બાંધવામાં એક લાખ રૂપિયાની જરૂર છે. સાધનો ખરીદવામાં ૫૦,૦૦૦ જેટલી રકમ પણ જોઈએ. વળી, આ પ્રવૃત્તિઓને પહોંચી વળવા દર વર્ષે પંદર હજારની આવક જોઈએ. તે રકમ ઉપજાવવા ત્રણ લાખ રૂપિયાના સ્થાયી ફંડની જરૂર છે. આશ્રમમાં વિદ્યાર્થી દીઠ માસિક ખર્ચ રૂપિયા દશ આવે છે. તે પૈકી સાત રૂપિયા વિદ્યાર્થી પાસેથી લેવામાં આવે છે. બાકીના ત્રણ રૂપિયા સંસ્થા આપે છે. તે હિસાબે ચારસો વિદ્યાર્થી માટે પંદર હજાર રૂપિયા દર વર્ષે મેળવવા જોઈએ. એટલે સદર રકમ ઉત્પન્ન કરવા ત્રણ લાખ રૂપિયાના કાયમના ફંડની જરૂર છે. ઉપર મુજબ આ સંસ્થાના કાર્યક્ષેત્રને પહોંચી વળવા કુલ સાડાચાર લાખ રૂપિયા જોઈએ.

હાલની સંસ્થા ઉપરાંત કડીપ્રાંતમાં અન્ય સ્થળે આ મંડળની શાખાઓ ઉઘાડી કેળવણીનો ફેલાવો કરવા ઉપર મુજબ ખર્ચ કરવો હજુ બાકી છે.

અમારી જ્ઞાતિમાં લેઉવાની સંખ્યા ઘણી જ જૂજ છે. જ્યારે કડવા પાટીદાર જ્ઞાતિની વસ્તીનું પ્રમાણ ત્રણ લાખ છે. અમારી જ્ઞાતિમાં અન્ય જ્ઞાતિની જેમ ઘણા શ્રીમંતો નથી. જેથી ગરીબ ખેડૂતની કેળવણીનું કાર્ય સ્વતંત્રપણે ઉપાડી લેવા સમર્થ નથી.

કેળવણી સિવાય અમારી જ્ઞાતિની ઉન્નતિ નથી. કેળવણી પાંગળી નહિ, પરંતુ સ્વાશ્રયી હોવી જોઈએ. ખેડૂતનાં બાળકો કેળવાઈ એકાદ ઉદ્યોગ શીખી લઈ ઉદર-નિર્વાહનું સાધન મેળવે અને તે ઉપરાંત સામાજિક સુધારાના સંસ્કારો પામી પોતાના વતનમાં જઈ વસે તો જ ગામડાંઓનો ઉદ્ધાર થાય. એ હેતુથી સ્વાશ્રયી ઉદ્યોગના જ્ઞાન સાથે પાઠ્યપુસ્તકની કેળવણી આપવાનો પ્રબંધ આ મંડળે યોજી તેની શરૂઆત કરી છે.

કડવા પાટીદાર જ્ઞાતિમાં જૂના વખતની બાર વર્ષે હાથ કરવાની પ્રથા હતી અને છે, જેને લીધે બાળલગ્ન પ્રતિબંધક નિબંધ અમલમાં આવ્યા પછી અમારી કોમમાં પ્રથમ વિવાહ - લગ્નસરા સંવત ૧૯૬૬માં આવી અને તે સાલમાં અજ્ઞાન કોમ તરફથી લગ્ન કરવા પરવાનગી મળવાની અરજીઓ કરવામાં આવી. તેમાંથી તે



અરજીઓનો ન્યાયાધિશી લાગતના બે રૂપિયાના સ્ટેમ્પના બેથી અઢીલાખ રૂપિયા આશરે શ્રીમંત સરકારને મળેલા છે. સદરહુ સ્ટેમ્પ ફી માફ કરવા કડીપ્રાંતના માજી સૂબા સદ્‌ગત ખાસીરાવ જાદવસાહેબે ત્રણ વરસ ઉપરાંતનાં બાળકોને બાળલગ્ન પ્રતિબંધક નિબંધની કલમ ૧૧ક માંથી મુક્ત કરવા ફોજદારી દફતરેથી ટીપ્પણને નંબર ૧૫ તા. ૧૭-૧૨-૧૯૦૯નું કરેલું. તે વરિષ્ઠ ન્યાયાધિશના અભિપ્રાય સાથે હજૂરમાં રજૂ થતાં શ્રીમંત મહારાજા સાહેબેકૃપાવંત થઈ હુ. કા. ક. મુ. ખા. હુ. હુ. નં. એ./ ૪૨ તા. ૨૫-૧-૧૯૧૦થી હુકમ કર્યો છે કે,

''His Highness will consider afterwards probably before long whether the two rupees stamp fee should be returned to the parties concerned as a matter of grace and only for this occassion.''

સબબ અમારી નમ્ર વિનંતી એવી છે કે સંવત ૧૯૬૬માં અમારી જ્ઞાતિના વિવાહ પ્રસંગે અમારી જ્ઞાતિ પાસેથી સ્ટેમ્પ ફીના રૂપમાં શ્રીમંત સરકારે વસૂલ લીધેલી રૂપિયા બેથી અઢી લાખની રકમ શ્રીમંત મહારાજા સાહેબના ઉપરના હુકમ મુજબ અમોને કડવા પાટીદાર કોમના વિદ્યાથીઓની કેળવણીના ઉપયોગ સારુ પરત આપવા મહેરબાની થશે.

આ સંસ્થાની મુલાકાત આ રાજ્યના દરેક ખાતાના અમલદારોએ લીધી છે. તેમના અભિપ્રાયો આ સંસ્થાના રિપોર્ટમાં છાપવામાં આવ્યા છે. તેમના અભિપ્રાય ઉપરથી જણાશે કે આ સંસ્થા દરેક પ્રકારની મદદને પાત્ર છે. Deserve and demand એ સૂત્ર પ્રમાણે અમે ખેડૂત જેવી ગરીબ કોમમાંથી એક લાખ રૂપિયાની રકમ પરચૂરણ પરચૂરણ ઉઘરાવી કામની શરૂઆત કરી છે. અર્થાત્ અમારાથી બનતું કરી બતાવ્યું છે. તે કામને ઉત્તેજન આપી આગળ વધારો કરવો એવી શ્રીમંત કૃપાળુ મહારાજસાહેબની રાજ્યનીતિ છે. તો તે પ્રમાણે રાજ્યની સ્થંભરૂપ પરંતુ અજ્ઞાનતામાં ડૂબેલી અમારી કડવા પાટીદાર જ્ઞાતિના ઉદ્ધાર્થે આપસાહેબ ઉપરની રકમ આપી આભારી કરશો એ જ વિનંતી.

ત્યાર પછી પ્રો. જેઠાલાલ સ્વામીનારાયણે ઉક્ત નિવેદનના સમર્થનમાં જણાવ્યું કે, સંવત ૧૯૭૯ના શ્રાવણ માસ સુધી હાલના મકાનનું નામનિશાન નહોતું તેમજ નાણાંની કંઈએ સગવડ નહોતી. પણ દોઢ માસમાં વયોવૃદ્ધ રા. છગનલાલ પીતાંબરદાસે, રા. ધનશા તથા રા. માધવજીની મદદથી વીસેક હજાર રૂપિયાનું ફંડ એકઠું કરી મકાન તૈયાર કર્યું, ને દશેરાના દિવસે મકાનમાં વાસ્તુ કર્યું.

અત્યાર સુધી અમારી જ્ઞાતિ બાળલગ્નમાં જ સડ્યા કરતી હતી, જેથી કેળવણીનું

નામનિશાન નહોતું. કડીપ્રાંતની ત્રણ લાખ માણસની વસ્તીમાં કેળવાયેલાની જૂજ સંખ્યા છે. પણ હવે જ્ઞાતિ કેળવણીની કિંમત આંકતી થઈ છે. આ સાલે આશરે ૪૦ વિદ્યાર્થીઓને સંસ્થામાં જગ્યાના અભાવે દાખલ કરી શકાયા નથી. માટે જ આપની મદદ હોય તો જ્ઞાતિના ઉત્સાહને વેગ મળી શકે.

**ત્યારબાદ રા. છગનલાલ પીતાંબરદાસે જણાવ્યું કે પગ નથી આવ્યા એવાં બાળકો અમે તો છીએ. માબાપ જેવી સરકાર એક આંગળીનો જ ફક્ત ટેકો આપે તો અમે ચાલતાં શીખી શકીએ. વળી રાજ્યના કમાઉ દીકરા અમે જ છીએ. તેને પોષવા એ સરકારની ફરજ છે.**

ઉપરના સર્વે નિવેદનનો ટૂંકો જવાબ આપતાં નેકનામદાર દીવાનસાહેબે જણાવ્યું કે, ''સરકારની અવશ્ય ફરજ છે કે આવી પ્રવૃત્તિને મદદ કરવી. તમો (કડવા પાટીદાર) તો સરકારના કમાઉ દીકરા છો. એટલે તમારા માટે સરકાર અવશ્ય મદદ કરે. તમારી માગણી ને નિવેદન ટૂંકમાં લખી મને આપો. ટીપ્પણ તથા હજૂર હુકમ શોધી કઢાવીને હું જોઈશ. બહુચરાજી, ચાણસ્મા બાજુ આવતી તા. ૨૫મીના અરસામાં મારે આવવાનું છે તે પ્રસંગે તમારી સંસ્થા જોઈશ. આવી સંસ્થા મદદને પાત્ર છે.''

વડોદરા રાજ્યના દીવાન શ્રી મનુભાઈ નંદશંકર તા. ૨૬-૨-૧૯૨૫ના રોજ સંસ્થાની મુલાકાતે પધાર્યા હતા અને નામદાર દીવાનસાહેબે પાટીદાર આશ્રમ તથા વિદ્યાલય માટે આપેલો અભિપ્રાય.

''કડીપ્રાંતના કડવા પાટીદાર કેળવણી ઉત્તેજક મંડળ તરફથી ચાલતી આ શાળા તથા વસ્તીગૃહની આજે મેં મુલાકાત લીધી. ત્યાં ચાલતા કાર્યક્રમ અને શિક્ષણપદ્ધતિથી બહુ સંતોષ થયો. આ સંસ્થાનાં ધ્યેય ઘણાં ઉચ્ચ છે અને પછાત કોમની પ્રગતિ કેળવણીથી કેવી વિકસે છે તેનું સારું ઉદાહરણકે નમૂનારૂપ થઈ પડી છે. આ સંસ્થા ઉત્તેજનને પાત્ર છે અને તેની ભવિષ્યમાં ચઢતી થાય એ જોવા હું આતુર રહીશ.

તા. ૨૬-૨-૧૯૨૫ **મનુભાઈ નંદશંકર**

('મહેમાનપોથી'માંથી) (દીવાન, વડોદરારાજ્ય)

એ તપસ્વીએ ૨૦ વર્ષના ગાળામાં સમાજની શિકલ બદલી નાખી. કડીનો આશ્રમ અને સર્વ વિદ્યાલય, ગૌશાળા અને એમાં ચાલી રહેલી પ્રવૃત્તિ તપસ્વીના તપને આભારી હતી. અમદાવાદનું ભુવન, વડોદરાની કારેલીબાગની બોર્ડિંગ, સુરત અને ભરૂચની બોર્ડિંગ ઊભાં થયાં તેમાં છગનભાની મદદ હતી. વીસનગરનો આશ્રમ પણ એમના તપનું પરિણામ હતું.

આ તપસ્વીએ તો ભગીરથ કાર્ય કર્યું. ત્યારબાદ આજે આ સંસ્થાને જે નિષ્ઠાવાન કાર્યકરો દાતાશ્રીઓ મળ્યા અને મળતા જાય છે તે પણ આ પવિત્ર ભૂમિ અને પેલા



તપસ્વીના તપનો જ પ્રતાપ ગણાવી શકાય. ભાએ સ્થાપેલી આ સંસ્થાઓએ દાસની ઈચ્છા મુજબ કડી બહાર પોતાનું કાર્યક્ષેત્ર વિકસાવ્યું હોત તો સમાજનું ચિત્ર કંઈક જુદું જ હોત. દાસકાકા દ્રષ્ટા હોવાથી આવતા યુગને પારખી શકતા. માટે જ તેમણે આ સંસ્થામાં અવનવા વિભાગો શરૂ કર્યા અને સંસ્થાની પાંખ ગુજરાત રાજ્યની રાજધાની ગાંધીનગર સુધી લંબાવી. ગામડે ગામડે ભીખ માગી પૈસા ઉઘરાવી લાખોની કિંમતની કેળવણીની સંસ્થાઓ ઊભી કરી. તેના પુરુષાર્થમાં દાસકાકા પણ અગ્રેસર હતા. આ સંસ્થાના સ્થાપનાકાળથી આજ સુધી અનેક ખ્યાતનામ વ્યક્તિઓએ કેળવણીકારોએ અને રાજનીતિજ્ઞોએ સંસ્થાની મુલાકાત લીધી છે અને સંસ્થાના અહોભાવ ગાયા. **જોતજોતામાં આ સંસ્થા ગુજરાતની લોકજીભે ચડી અને વલ્લભી વિદ્યાપીઠ જેવું સ્થાન લેવા મંડી.**

કડવા પાટીદાર કોમ માટે જેને હૈયે હેત હતું એવા રાજવીનો પણ આ સંસ્થા આદર પામી. એક બાજુ ગાંધીબાપુની રાષ્ટ્રવાદી ચળવળ ચાલતી હતી, બીજી બાજુ આપણી સંસ્થા અને તેના કાર્યકરો પૂરા રાષ્ટ્રીયભાવનાથી રંગાયેલા હતા, ચળવળમાં, પણ ભાગ લઈ ચૂકેલા, જેલવાસ પણ ભોગવી ચૂકેલા. વડોદરાનરેશને અંગ્રેજ સરકાર માટે કૂણી લાગણી ખરી. ૧૮૫૭ના બળવા વખતે તે સમયના વડોદરાના રાજવી પૂર્ણપણે અંગ્રેજ તરફી હતા. સયાજીરાવ ગાયકવાડ ત્રીજાના આગમનનું એક ભવ્ય નાટક ભજવાઈ ગયું. જે ઘટનાને કારણે સંસ્થાની અને કાર્યકર્તાઓની ખુમારી, વ્યક્તિત્વ અને દેશાભિમાન પ્રગટ થયું.

એ ઘટનાના સાક્ષી શ્રી દાસકાકાના શબ્દોમાં જ આપણે એને જોઈએ :

''વડોદરાનરેશ મહર્ષિ સયાજીરાવ તા. ૩-૧-૧૯૨૬ના દિવસે કડીમાં પધાર્યા. વડોદરારાજ્યની પ્રણાલિકા કે મહારાજાસાહેબ જ્યાં જાય ત્યાં તેની આગળપડતી સંસ્થાઓની મુલાકાત લે. તેમની મુલાકાતનો પ્રોગ્રામ તે પધારે તે પહેલાં સંસ્થાઓને જણાવવામાં આવે. મહારાજાસાહેબ તા. ૪-૧-૧૯૨૬ના દિવસે સવારે આઠ વાગે કડવા પાટીદાર વિદ્યાર્થી આશ્રમની મુલાકાત લેશે તેવું જણાવવામાં આવ્યું. સંસ્થાના પ્રાણસમા શેઠશ્રી દુર્ગાપ્રસાદ લશ્કરી અને પ્રો. સ્વામીનારાયણ અમદાવાદથી આવી પહોંચ્યા. મહારાજાસાહેબના સ્વાગતની તૈયારીઓ થવા લાગી.

તા. ૪-૧-'૨૬ની આગલી રાત્રે વડોદરારાજ્યના સ્કાઉટ કમિશનર બોર્ડિંગમાં આવ્યા અને આશ્રમના વિદ્યાર્થીઓની સ્કાઉટ ટ્રુપ રચવા આગ્રહ કર્યો અને મહારાજાસાહેબના શુભહસ્તે સ્કાઉટનો વાવટો ટ્રુપને આપવાનું કહ્યું. તે વખતે સ્કાઉટ For God, King and Country (ઈશ્વર, રાજા અને દેશ) ને વફાદાર રહેવાની પ્રતિજ્ઞા લેવી પડતી. કમિશનર સાથે વાટાઘાટ કરવામાં શ્રી પોપટભાઈ, કુબેરભાઈ,

છગનભાઈ વગેરે તેમ જ હું હતા. ચર્ચા બે કલાક ચાલી. ઉગ્ર ચર્ચા થઈ. અમારું કહેવું હતું કે, ભારતમાં રાજાઓ આવ્યા અને ગયા. વડોદરાની ગાદી ઉપર પણ રાજાઓ આવ્યા અને ગયા. આથી રાજાની વફાદારીના સોગંદ લેવામાં અમે માનતા નથી. સ્કાઉટની પ્રતિજ્ઞામાં રાજા શબ્દ એ ઇંગ્લૅન્ડના રાજા માટે છે. ભારત ઉપર અંગ્રેજો તેમના નામથી રાજ્ય કરે છે. ભારત આઝાદ થવા માગે છે. રાજા પ્રત્યે વફાદારીના સોગંદ એટલે ભારતને કાયમ માટે અંગ્રેજોના હાથ નીચે આપવાનું. ભારતની આઝાદીનો દ્રોહ કરવાનું. આ અમારાથી કે અમારા વિદ્યાર્થીથી નહિ થાય. અમે તો માત્ર દેશને વફાદાર રહેવા સોગંદ લઈએ.

કમિશનર નારાજ થઈ કડી રેસ્ટ હાઉસ ગયા. દીવાનસાહેબને વાત કરી. આ સંસ્થા તો બંડખોર છે. દીવાનસાહેબે મહારાજાને વાત કરી અને તેમની સંમતિ લઈ મહારાજાસાહેબની કડવા પાટીદાર વિદ્યાર્થી આશ્રમની મુલાકાત રદ કરતો ફતવો અમને રાત્રે એક વાગે પહોંચાડવામાં આવ્યો.

રાત્રે છગનભા, પ્રો. સ્વામીનારાયણ તેમજ શેઠશ્રી લશ્કરીને મહારાજાસાહેબની મુલાકાત રદ થયાની ખબર આપવામાં આવી. સૌ નારાજ થયા. પ્રો. સ્વામીનારાયણ સવારની પાંચની ગાડીમાં દેત્રોજ ગયા. શેઠશ્રી લશ્કરી એમની મોટરમાં અમદાવાદ ગયા. વિદ્યાર્થીઓને ખબર આપવામાં આવેલી નહિ એટલે તેમણે તો સવારના બેન્ડ તૈયાર કરી. તેમની ડ્રીલ-કવાયતનો પોશાક પહેરી તૈયાર થયા.

મહારાજાસાહેબ સવારે આઠ વાગે એમની સાથે એ.ડી.સી.ને રાખીને સ્ટેશન ઉપર આંટા મારવા નીકળ્યા. સામે વિદ્યાર્થી આશ્રમ. એમના મનમાં થયું કે આ બંડખોર સંસ્થાને મારે જોવી. તેમનું બંડનું જે કાંઈ જોવા મળે તે જોવું. એથી રેલવેના પાટા ઓળંગી આશ્રમ તરફ આગળ વધ્યા. તેમને જોતાં જ સંસ્થાના પ્રવેશ દ્વારે તેમનું સ્વાગત કરવા સૌ તૈયાર થઈ ગયા. બેન્ડે સ્વાગતગીત શરૂ કર્યું. મહારાજાસાહેબ આશ્રમમાં બેન્ડની પાછળ પાછળ પ્રવેશ્યા. વિદ્યાર્થીઓની તથા શિક્ષકોની પલટણ પાછળ.

રેસ્ટ હાઉસ સ્ટેશનની નજીક જ છે. દીવાનસાહેબ વગેરે મહારાજાસાહેબ પાટીદાર આશ્રમમાં ગયા છે તે જાણી દોડતા આવ્યા.

મહારાજાસાહેબ વિદ્યાર્થીઓની રૂમોમાં – ઓરડીઓમાં ગયા. વિદ્યાર્થીઓનાં દફતરો જોયાં. એમનાં પુસ્તકો જોયાં. ચક્કર ચક્કર ફરતી તકલીઓ વિદ્યાર્થીઓ પાસે જોઈ. બધા વિદ્યાર્થીને શુદ્ધ ખાદીમાં જોયા. સ્કૂલના શિક્ષણકાર્યક્રમમાં રેંટિયા અને શાળો જોઈ, વણાયેલી ખાદી અને પાટી જોઈ, કાંતેલું સૂતર જોયું. લાઈબ્રેરીમાં ગયા તો ઘણાં પુસ્તકો ઊંચાંનીચાં કરી જોયાં. પ્રિન્ટિંગ પ્રેસમાં છપાતું અને છાપેલું સાહિત્ય



જોયું અને અંતે રસોડાની દક્ષિણ તરફની પડાળીમાં ગાદી બિછાવવામાં આવેલી ત્યાં આવીને બેઠા.

છગનભાએ સ્વાગતપ્રવચન કર્યું. મહારાજાસાહેબ તેમના તરફ જોઈ રહ્યા. અંતે મહારાજાસાહેબે પ્રવચન કરતાં જણાવ્યું : 'ગઈ કાલે રાત્રે મને તમારી સંસ્થા બંડખોર છે તેવું જણાવવામાં આવ્યું અને મેં તમારી સંસ્થાની મુલાકાત રદ કરી હતી. પણ સવારના ફરવા નીકળ્યો અને મનમાં થયું કે, મારે આ બંડખોર સંસ્થા જોવી. મેં બારીકાઈથી બધું જોયું. મને લાગે છે કે, આને મારા અમલદારો બંડખોર કહેતા હોય તો હું ઇચ્છું છું કે આવાં બંડ મારા રાજ્યમાં ગામેગામ થાય. મેં નવસારી, અમરેલીમાં આવી સંસ્થા ઊભી થાય તેવાં સ્વપ્નાં સેવ્યાં, પણ હું નિષ્ફળ ગયો. અહીં મારું સ્વપ્નું સાકાર થતું જોઉં છું.'

મહારાજાસાહેબ સંસ્થાની પ્રવૃત્તિઓથી સંતોષ પામીને હાઉસમાં પરત ગયા.

ત્રણ વાગે તેમનું ફરમાન આવ્યું. વિદ્યાર્થીઓ વગેરેને તેમના તરફથી સાત વાગ્યા પહેલાં જમાડવા. મેનું એમણે નક્કી કર્યું. રજવાડી શાકાહારી ભોજન. વિદ્યાર્થી જમવા બેસે તેની ખબર આપવાની, પછી મહારાજાસાહેબ જમવા બેસે.''

છગનભાના સાંનિધ્યમાં આશ્રમ પ્રવૃત્તિઓથી ધમધમવા લાગ્યો. બાળકો કિલ્લોલ કરે છે. ભાની અમી દૃષ્ટિ બાળકો ઉપર પડે સૌ રાજીપો અનુભવે છે. સંસ્થાની આકૃતિ – બાંધકામ સાબરમતી આશ્રમની યાદ અપાવે તેવી લાગે છે. સુવિધાઓ અને સોઈવાળાં મકાનો બન્યા છે. આ મકાન કપાસિયા ભરવાની ઓરડીઓ થશે તેવી ભવિષ્યવાણી કરનારાઓનાં મોં સિવાઈ ગયાં. સંખ્યા ઝડપી વધવા લાગી. દોઢસો સુધી પહોંચી ગઈ.

આશ્રમનાં બાળકો માટે ફોર્મમાં પરણેલા કે કુંવારાઓનું ખાનું રાખવામાં આવતું હતું. તેમાં ૧૨૯ છાત્રો પૈકી ૬૭ પરણેલા હતા. ૨૬ પૂંખાયેલા, ૪ વિધુર થયેલા માત્ર ચાર કુંવારા. અમારા વખતમાં તો આ આશ્રમ મુરતિયા શોધવાનું કેન્દ્ર બની ગયું હતું.

પ્રાર્થનાઓ, ચર્ચાઓ, સંવાદો, વ્યાયામ મહેમાનોનાં ફળદાયી ભાષણો - મુલાકાતોથી આશ્રમ ધમધમી ઊઠતો. ઘડિયાળના કાંટે આશ્રમ ચાલે અને જીવંત લાગે.

ભા શુદ્ધ ખોરાક, શુદ્ધ આહારના આગ્રહી હતા. બાળકોને ઘર જેવું ખાવા મળે. રાડ પડે તો ભાનું હૈયું દ્રવી ઊઠે. વિદ્યાર્થીઓ ગૃહપતિને ધમકી આપે તો કહે : 'ભા'ને આવવા દો, પછી તમારી ખબર. આમ ભાને સૌ છાત્રો દિલ ખોલી વાતો કરે. તેમને વિચાર આવ્યો. આવડા મોટા પરિવારને દૂધ મળે તેવી વ્યવસ્થા હોવી જોઈએ અને તે છે ગૌશાળા. વિચાર સાથે કામ શરૂ. એક મહાત્માએ ગાય પણ ભેટ આપેલી.

ભા માનતા : **વિચાર એ જ કાર્યનો રાજા છે**.

અનેક દેશોના વૈજ્ઞાનિકો દ્વારા સિદ્ધ થયું છે કે ગાયનું દૂધ ઉત્તમ છે જ્યારે ભેંસનું દૂધ પોષક નથી, કારણ કે ભેંસ સ્થળચર અને જળચર પ્રાણી છે. જ્યારે ગાય સ્થળચર પ્રાણી છે. ગાયો વિશે અને તેના દૂધની મહત્તા વિશે ઘણાં પુસ્તકો લખાયાં છે. ગાંધીજીએ પણ ગૌશાળાને પોતાના રચનાત્મક કાર્યમાં સ્થાન આપ્યું હતું.

સૌને ભાની શક્તિમાં વિશ્વાસ હતો. એમનો હાથ અડકે એટલે કામ થાય જ. ગૌશાળા ઊભી કરવાનો નિર્ણય લેવાયો. ગૌશાળા માટે લોકસંપર્ક શરૂ થયો. ગાયોનું પણ દાન માગવામાં આવતું.

સંસ્થા તરફથી પ્રગટ થતા ત્રિમાસિક **'કેળવણી'**ના અષાઢ. સંવત ૧૯૮૩ના અંકમાં નીચે પ્રમાણે ખબર છાપવામાં આવી. આ ત્રિમાસિકનું સંપાદન છ. કા. પટેલ કરતા. બાપુભાઈ વ. અદ્ભુત લેખો આપતા પો. ગુ. પટેલ, પો. મ. પટેલ, ચુનીભાઈ, સ્વામીનારાયણ માનનીય લેખો લખતા, શિક્ષણજગત અને બાળમનોવિજ્ઞાનનું એ અદ્ભુત ત્રૈમાસિક હતું.

**ગૌશાળા માટે વિજ્ઞપ્તિ**

આ સંસ્થાના વિદ્યાલય અને આશ્રમમાં પોણાબસો વિદ્યાર્થીઓ અભ્યાસ કરી રહ્યા છે. અમારા માનવા મુજબ કસરત વગેરે કામોમાં વિદ્યાર્થીઓ ઘણી જ સારી પ્રગતિ કરી રહ્યા છે. શારીરિક કસરત બેવડો ફાયદો આપે તે દૃષ્ટિએ સવારમાં પણ વિદ્યાર્થીઓને કસરત પછી દૂધ આપવાની જરૂર છે.

આટલા બધા વિદ્યાર્થીઓ માટે જોઈતું દૂધ વેચાતું લાવવામાં જોઈતી સગવડ ન મળે એમ અનુભવથી જણાય છે. છતાં દૂધ મેળવવું અત્યંત આવશ્યક સમજી, ખપ પૂરતું દૂધ અહીં સંસ્થામાંથી જ મળી રહે તે હેતુથી કેટલીક ગાયો સંસ્થામાં રાખવાની યોજના કરવા નિશ્ચય કર્યો છે. જેમાં શેઠશ્રી ચંદુલાલ મણિલાલ દેસાઈ વીરમગામવાળાએ સંપૂર્ણ સહાનુભૂતિ દર્શાવી ગૌશાળા માટે તથા બાંધવાના મકાનના ખર્ચ પેટે તેઓશ્રીએ રૂ. ૫૦૦ની સખાવત કરી છે. તેમ જ વીરમગામવાળા શેઠશ્રી ગોરધનભાઈ મોહનલાલે ૨૫ દૂઝણી ગાયો આપવા વચન આપ્યું છે. ગૌશાળાના મકાન માટે હજુ ઓછામાં ઓછા પાંચ હજાર રૂપિયાની જરૂર છે.

આ પવિત્ર કાર્યને આગળ ધપાવવામાં ગાયો તથા નાણાંનું દાન આપવા ઉદાર ગૃહસ્થોને વિનંતી છે.

કેળવણી ૧૯૨૭

**છગનલાલ પી. પટેલ**
મંત્રી,
ક. પા. કે. ઉ. મંડળ, કડી,



છગનભાનું બીજું સૂત્ર હતું : **'સમય સાથે તાલ મિલાવીને ચાલો' પરિવર્તનને સ્વીકારો**. ગૌશાળા પાછળ ભાની લાંબી દૃષ્ટિ રહેલી હતી. ક. પા.નો મૂળ વ્યવસાય ખેતી. નીચ નોકરી, મધ્યમ વેપાર ઉત્તમ ખેતીનાં સૂત્રોએ પણ આપણને ઘણું નુકસાન કરેલું. હજુ ખેતીનું આધુનીકરણ થયું નહોતું. ખેતીનો આધાર આસમાની અને સુલતાની પર રહેતો. ભા ખેડૂતનાં દર્દ જાણતા હતા. ખેતીનો સંપૂર્ણ આધાર બળદ પર હતો. ખેતીનાં બધા કામમાં બળદ જ કેન્દ્રસ્થાને હતો. ભાના મનમાં વિચાર ચાલે કે, વાછરડા મોટા થાય, આખલા બને એટલે તેમને ખસી કરવાની હિમાયત કરી. પરંતુ આપણો ખેડૂતવર્ગ ભાની આ વાત પર નારાજ હતો. ડરણની ક. પા. પરિષદમાં વાછરડાના આખલા બનાવવાની વાતનો વિરોધ કરતો ઠરાવ પણ થયો હતો.

કેટલાક આગેવાનો ભાની એ વાત સાથે સંમત હતા.

વાછરડાને **ખસી** કરવાનો ક્રાંતિકારી વિચારી અમલમાં મૂક્યો. આખા સમાજમાં હોબાળો થયો. આ ડોસાને કુબુદ્ધિ સૂઝી લાગે છે. આ ડોસાને જીવતો રખાય નહિ.

એક રાત્રે હાકોટા - છાકોટા કરતું એક હિંસક ટોળું લાકડીઓ – ધારિયાં લઈ આશ્રમમાં ભાની ઓરડીએ પહોંચ્યું. એકાએક બનેલી આ ઘટનાથી આશ્રમવાસી ડરી ગયા. ભા નીડર અને બાહોશ તો હતા; એમાં વળી ગાંધીની અહિંસાની અસર ભળેલી. બધાને કશી ચિંતા ન કરવાનું જણાવ્યું અને પોતે બહાર આવ્યા અને પગથિયા પર ઊભા રહ્યા. આત્મશ્રદ્ધા અને નીડરતાનો આગવો પ્રભાવ હોય છે. ભાની જાદુઈ અસર ટોળાં પર થઈ. ટોળાનો રોષ હળવો થયો ન હતો. **ભાએ દૃઢ અવાજથી કહ્યું : 'તમે મને મારી નાખવા આવ્યા છો ને? તો લો હું તમારી સામે ઊભો છું.' ટોળા પર ભાના બોલેલા શબ્દોની અસર થઈ. થોડાક શાંત થયા**. ભાએ ખેતીમાં પડતી તકલીફો અને ખેડૂતના હિતની વાત કરી. આશ્રમમાં મુક્ત ચર્ચા કરવા નેતાઓને આમંત્રણ આપ્યું. છગનભાની વાતમાં બહુ તથ્ય લાગ્યું અને ટોળું વિખરાઈ ગયું. ગાંધીબાપુને એક પઠાણ મારવા આવેલો, પણ ગાંધીની નીડરતાથી તેના હાથમાંથી છરો પડી ગયો આવું. જ કંઈ ભા માટે બન્યું. ગૌશાળાનો વહીવટ શંકરદાસ જેસંગદાસ સંભાળતા હતા. તે નામાદાર અને મેનેજર એમ બેજવાબદારી સંભાળતા. તે પણ વેદાંતી હતા. **સ્વરૂપાનંદ** અને **વિચારસાગર** પુસ્તક તેના સાક્ષી છે. તેમની દીકરીએ દોઢસો વીઘાના ગૌશાળાના ખેતરમાંથી શક્કરિયું ઉખાડીને ખાધું તેને શંકરદાસે સજા કરેલી કહેલું. આ જમીન આપણી નથી. આશ્રમની માલિકીની છે. આ હતી તેમની પ્રમાણિકતા, ખેતીનું જ્ઞાન સારું ધરાવતા; સાથે સાથે વેદાંતી ખેડૂત હતા.

## ગૌરવભરી ગૌશાળા

ગૌરવભરી ગૌશાળા એ લેખમાં શ્રી ઈશ્વર હ. પટેલે ગૌશાળાના જન્મની વાત કરી છે.

''બપોરની વેળા હતી.

માથે સૂર્યનારાયણ સોળે કળાએ પ્રકાશી રહ્યા હતા.

ઉનાળાના ગરમ લાય જેવા વાયરા ધરતીની છેપટ ઉડાવતા ફરકી રહ્યા હતા અને આવતાજતા વટેમાર્ગુઓ માટે એ ઊડતી ધરતીની ગુલાલ ઘણીવાર પરેશાની ઊભી કરતી હતી; છતાંય વટેમાર્ગુઓ પોતાનો પંથ કાપે જતા હતા.

આ વટેમાર્ગુઓમાં છગનભા પણ એક વટેમાર્ગુ બનીને વિહરી રહ્યા હતા. તેઓ આશ્રમ માટે ફંડની ઝોળી લઈને ગામડે ગામડે ફરવા નીકળ્યા હતા.

એ ચાલ્યે જતા હતા.

ભલભલા યુવાનને ત્રાહી ત્રાહી પોકારાવે એવા, લમણા શેકી નાખતા ઉનાળાના વાયરા વાતા હતા; પણ છગનભાને મન કંઈ હતું નહિ!

એ તો હાથમાં ઝોળી અને બગલમાં પિત્તળની ખોળીવાળી લાકડી રાખીને નિશ્ચિંત મને ડગ ભરે જતા હતા. એક ગામથી બીજે ગામ કરતાં કરતાં દસબાર ગામડાં તે ઘૂમી વળ્યા હશે. નિશ્ચિતકાર્ય પાર પાડીને તે આશ્રમ તરફ પાછા આવવા નીકળ્યા હતા.

ભરબપોરની એ વેળા હતી અને તે શેરથારોડ ઉપર થઈને કડી તરફ આવતા હતા.

એ જ્યારે જ્યારે શેરથા રોડ ઉપર થઈ આવતા કે જતા હોય ત્યારે ત્યારે તે રોડ ઉપર આવેલા સુપ્રસિદ્ધ સઈજ મહાદેવની અચૂક મુલાકાત લેતા.

એ સઈજમહાદેવની પૂજા-અર્ચના કરતા સાધુમહારાજ સાથે છગનભાને સારી બેઠક જામેલી.

અને છગનભાને તો સાધુ-સંતોના સંગનો રંગ પ્રથમથી જ લાગેલો હતો. એમને તો સાધુ મળ્યા એટલે પ્રભુ મળ્યા!

એ તો સૈઈજના મહાદેવમાં વિસામો લેવા બેઠા.

સૌપ્રથમ તો છગનભાને આવેલા જાણી મહારાજ પૂછતા : 'કેમ છગનલાલ! આપ પધાર્યા?'

અને છગનભા તેના જવાબમાં માત્ર 'હા' ના સૂચક ભાવવાળું માથું હલાવે.

પાછા મહારાજ પૂછે :

'કેમ દમ-બમ લગાવશો ને!'



'મહારાજ! દમ લગાવવા તો તમારે ત્યાં આવતાંજતાં મુલાકાત નોંધાવીએ છીએ.'

અને પછી મહારાજ ચલમ ભરી લાવે. બે-ચાર ફૂંક મારી બરાબર ચેતાવી છગનભાને આપે. પછી છગનભા પણ બે-ચાર ફૂંક મારે અને એમ સામસામી આપલે કરવામાં ચલમના ચારછ વખત આંટાફેરા થઈ જાય.

ચલમની ફૂંકો લેતા જાય અને આ બંને જોગીઓ વચ્ચે અનેકજાતની ચર્ચા - વિચારણાઓ થતી જાય.

બન્ને વચ્ચે સામાન્ય વાતથી લઈ વેદાન્ત સુધીની જ્ઞાનમય ચર્ચાઓ ચાલે.

છગનભાને સાધુસંતો સાથે જ્ઞાનની ચર્ચાઓ કરવાનો ઘણો શોખ હતો. એટલે તે તો નિરાંતના બેચાર કલાક ચર્ચાઓમાં વિતાવી નાખતા; અને મહારાજને પણ 'ભાવતું હતું ને વૈદ્યે કહ્યું' નો સુમેળ આવી જતો.

આમ, એકવાર સૈઈજમહાદેવમાંથી વિરામ લઈ ઊઠવાની તૈયારી કરી, જતાં પહેલાં મહારાજની રજા લેવી એ શિષ્ટાચારની નિશાનીને માનનાર છગનભા મહારાજ આગળ રજા લેવા માટે બે હાથ જોડીને ઊભા રહ્યા, એટલે મહારાજે પૂછ્યું :

'બસ. છગનલાલ, જવાનો વખત થઈ ગયો?'

'હા, મહારાજ!'

'તો છગનલાલ! તમે આશ્રમનાં બાળકો માટે પૈસા અને અનાજ ઉઘરાવો છો; પણ અમારા જેવા સાધુ પાસે એ ક્યાંથી હોય? પણ તમને આ મહાદેવની એક ગાય આશ્રમનાં બાળકોના દૂધ માટે હું ભેટ આપું છું તે તમો લઈ જાઓ.'

મહારાજ આશ્રમનાં બાળકોને માટે ગાયની ભેટ આપે છે એ જાણીને સૌપ્રથમ છગનભા એક ક્ષણ માટે તો વિચારમાં પડી ગયા. કારણ કે, જ્યાં ખુદ આશ્રમના બાળકોને રહેવા માટે પૂરતી વ્યવસ્થા હજૂ પાર પડી ન હતી. ત્યાં વળી આ જાનવરને લાવીને ક્યાં બાંધવું? શું ખવરાવવું?

એ વિચારમાત્રથી તે થોડીવાર માટે અવાક્ બની રહ્યા.

મહારાજના બોલને તે વાગોળવા લાગ્યા, અને જેમ વાગોળતા ગયા અને એનો રસ જેમ જેમ હૃદયમાં ઉતારતા ગયા તેમ તેમ તેમનું અંતર વદવા લાગ્યું:

'છગન, દોરી લે ગાયને! શું વિચાર કરે છે એમાં? કોઈ માણસ, કોઈ વસ્તુ પ્રેમથી બક્ષિસ આપે તેનો અનાદાર થાય ખરો કે? અને આ તો ક્યાં સામાન્ય ચીજ હતી? આ તો ગૌમાતા! કૃષ્ણની વાલુડી, જેને આપણાં શાસ્ત્રો પૂજનીય ગણે છે તે તારે આંગણે આવે છે એનો તો વિચાર કર!'

માત્ર બાળકોને રહેવા માટે ચાર દીવાલની ઓરડીઓ ઊભી કરવાથી તેની

કિંમત નહીં અંકાય, કારણ કે એવી ઓરડીઓ તો ઘણીય બંધાણી છે અને હજુ ઘણા બંધાવશે. પણ જેમ દેશમાં નવસો ને નવાણું નદીઓ વહે છે, પણ એ બધામાં ગંગાનું મહત્ત્વ શાથી વધારે અંકાય છે એ તું જાણે છે? એ હિમાલયમાંથી પ્રગટી છે માટે? તો પછી હિમાલયમાંથી બીજી નદીઓ ક્યાં પ્રગટી નથી? છતાં તેમને ગંગા જેટલું પવિત્ર મહત્ત્વ કેમ ન મળ્યું? કારણ કે, વિદ્યાનગરી કાશી અને સ્વર્ગનો રાહ દેખાડનાર હરદ્વાર જેવાં કેટલાંય નગર અને ઉપનગરો ગંગાને ઘાટે જડાયેલાં છે માટે ગંગાનું મહત્ત્વ વધારે છે, માટે ગંગાનું જળ ઈતર નદીઓ કરતાં વધારે પવિત્ર લેખવામાં આવે છે. આ વાત શું તારા જેવા વેદાન્તીને પણ સમજાવવી પડે?'

'ગાયને લઈ જઈશું તો ક્યાં બાંધીશું. શું ખવડાવીશું તેની લાંબી ચિંતામાં પડ્યા વગર આ કામધેનુને આશ્રમને આંગણે બાંધી તેનું મહત્ત્વ વધાર.'

છગનભાનું અંતર આમ વદી ઊઠ્યું અને હૃદયના અવાજ ઉપર રામભરોસેં, મહારાજની પ્રેમભરી બક્ષિસ લઈને આશ્રમે આવ્યા.

ગાયને આશ્રમને આંગણે બાંધી. તે દિવસથી કડીને આંગણે આશ્રમના ઉપવને, **ગુજરાત ગૌશાળાનો જન્મ** થયો. એ ગૌશાળામાં વરસે દા'ડે એકસો ઉપરાંત ગાય અને વાછરડાં કિલ્લોલ કરતાં રહે છે. તેમના ઘાસચારા માટે ૫૦૦ વિઘા ઉપરાંત જમીન ગૌશાળા પાસે થઈ ગઈ છે. તે જમીન ઉપર અનાજ, શાકભાજી અને ફળફળાદિનાં મોસમસર વાવેતર થાય છે. આશ્રમના વિદ્યાર્થીઓ માટેનું દૂધ ગૌશાળાની ગાયો પૂરું પાડે છે.

ગુજરાતના આંગણે ચાલતી અનેક શિક્ષણસંસ્થાઓમાં માત્ર કડીની સંસ્થા જ એક એવી છે કે જે શિક્ષણ ઉપરાંત ઈતર પ્રવૃત્તિઓમાં અને એમાંય ગૌશાળા જેવી આદર્શભરી જવાબદારી લઈને કામ કરે છે અને એમાં જ કડીની સંસ્થાનું ગૌરવ દીપે છે.

આ ગૌશાળાનો જન્મ અઠ્ઠાવીસ વર્ષ પહેલાં એટલે સને ૧૯૨૮માં થયો હતો.

* * *

## દેશનું ખરું ધન
## ગાય માતા

પાટીદાર આશ્રમ કડી, ગૂજરાત ગૌશાળા

વાતો કરે કંઈ કામ થાય છે?

ખેડૂતને બચાવો, ખેતીને સુધારો, ગામડાંઓને પગભર કરો એવી બૂમો પાડે શું થાય?

રોગનું મૂળ દૂર કર્યા સિવાય કંઈ રોગ મટે છે?



આપણો ખેડૂત અત્યારે રોગીની સ્થિતિમાં છે, આપણો ખેડૂત અત્યારે રાંક છે, કંગાલ છે, પરાધીન છે.

ખેડૂતના આ રોગનું મુખ્ય મૂળ એ છે કે આપણો ખેડૂત ગૌમાતાને ભૂલી ગયો છે.

ગૌમાતાની આપણે કેવળ નામની જ પૂજા કરીએ છીએ.

ગૌમાતા માટે આપણે શું કરીએ છીએ?

આપણો ખેડૂત ગૌમાતાને પોતાને ઘેર પાળે છે? ગૌમાતાની ખરી સેવા કરે છે? ગૌમાતાને પોષે છે?

આપણે જો ગૌમાતાને ભૂલી ગયા હોઈએ તો પછી આપણી ખેતીમાં બરકત ક્યાંથી આવે? ગૌમાતાના આશીર્વાદ આપણા ઉપર ક્યાંથી ઊતરે! આપણે ક્યાંથી સુખી થઈએ?

### ગોપાલન

(સર્વ વિદ્યાલય, કડીના અધ્યાપક શ્રી ડાહ્યાલાલ હ. જાનીએ તા. ૨૪-૭-'૩૨ના દિને વિદ્યાર્થીઓ અને શિક્ષકો સમક્ષ આપેલા પ્રવચનમાંથી.)

ભારતવર્ષની સંસ્કૃતિનો પાયો ત્રણ શબ્દો ઉપર રચાયેલો છે. ઇડા, સરસ્વતી, મહી, જગતની બીજી સંસ્કૃતિઓનું બંધારણ જુદાજુદા આદર્શો ઉપર રચાયેલું છે જેમકે, ગ્રીસ અને રોમની સંસ્કૃતિઓ રાજ્યબંધારણ અને કલાની ભાવનાઓ ઉપર રચાયેલી હતી, પણ એ સંસ્કૃતિઓ ચિરંજીવી ન રહી શકી, કારણ કે એ સંસ્કૃતિઓનો આધાર જીવનને સ્પર્શતો ન હતો. જે સંસ્કૃતિ સામાજિક સંબંધ અને જીવનના પ્રશ્નોનો ઉકેલ કરે તે જ સંસ્કૃતિ ચિરંજીવ થઈ શકે. આપણે જોઈએ છીએ કે વિશ્વના અનંત કાલસાગરમાં એવી કેટલીય એ સંસ્કૃતિઓ નાશ પામી. જ્યારે ભારતવર્ષની જ આ ત્રણ શબ્દ ઉપર રચાયેલી સંસ્કૃતિ જ હજી સુધી અનેક વિઘ્નો, સંકટો અને પરદેશી સંસ્કૃતિઓની સ્પર્ધામાં વધતા જતા જડવાદ સામે ટકી રહી છે. આ ત્રણ શબ્દોનો અર્થ ગો, વિદ્યા અને પૃથ્વી છે.

આપણી સંસ્કૃતિનું ગુરુત્વમધ્યાબિન્દુ એ ઉપલા ત્રણ શબ્દો જ છે. જો આપણા જીવનને એક ત્રિકોણરૂપ કલ્પીએ. તો ગાય એ તેનો પાયો (Base) છે અને ખેતી તથા વિદ્યા તેની ભુજાઓ (Arms) છે.

હિન્દમાં અંગ્રેજોનાં પનોતાં પગલાંથી આપણી આ સંસ્કૃતિની પનોતી બેઠી છે. અર્થાત્ આપણી સંસ્કૃતિનાં નાશનાં ચિહ્નો જણાઈ રહ્યાં છે. આ મહાન સંસ્કૃતિ એ કાંઈ બે-ચાર સદીની નથી, એ વેદકાળ જેટલી પુરાણી છે. વેદમાં ગાયને લગતાં અનેક અનોખાં સૂક્ત છે. ગો શબ્દ ઘણીવાર – એટલે કે ૫૦૦ વાર વપરાયેલો વેદમાં મળી આવે છે. અનેક સ્થળે તેના ઉલ્લેખ નજરે પડે છે. ગાય ઉપરથી ગોધન,

ગોકુળ, ગોરક્ષા, ગોત્ર, ગોખરુ શબ્દો આવેલા છે. એ આપણા સમાજમાં ગાયનું ગૌરવ વધારનાર છે.

જેમ હાલ તાર, - ટપાલ, રેલવે વગેરેની રાજ્યબંધારણને સુવ્યવસ્થિત ચલાવવા માટે કાયદા-કાનૂનની જટિલ જાળ પાથરવામાં આવી છે તેમ બલકે તેથીએ વધારે ગૌરક્ષાને માટે આપણા સ્મૃતિકારો આપણા માનવ ધર્મશાસ્ત્રીઓએ પણ અનેક કાયદા અને બંધનો આપણે માટે કરી મૂક્યાં છે.

ગાયો જ પ્રાચીન આર્યોની ધનસંપત્તિ હતી. દરેક આર્ય પોતાના વારસને ઓછામાં ઓછી દસ ગાય તો મળવી જ જોઈએ એવો આગ્રહ રાખતો અને આપતો. રેવન્તીને તેના પિતાએ દાયજામાં ૪૦,૦૦૦ ગાયો આપેલી. વિશાખાને તેના પિતાએ ૧૪૦ હાથ પહોળું અને ત્રણ ગાઉ લાંબું ગાયોનું ધણ કરિયાવરમાં આપ્યું હતું. આ પ્રાચીન અને મધ્યકાળની આપણા ભારતવર્ષની ગોધનની સંખ્યાનો આંક આ ઉપરથી કાઢજો.

આ વાત ઠંડા પહોરનાં ગપ્પાં જેવી નથી, એ સાચી હકીકક છે. કારણ કે, આજે પણ અમેરિકાની કેટલીક કંપનીઓ પાસે દસ અને વીસ હજાર જેટલી ગાયો હોય છે.

આમ આપણે એક વખત ગાયોની પૂરેપૂરી મહત્તા સમજતા હતા અને તેનું ભક્તિપૂર્વક યોગ્ય પાલન અને પૂજન કરતા હતા. તે વખતે હિંદ સર્વ કળાએ સંપૂર્ણ હતો અને ગાયો પણ તંદુરસ્ત દૂધની નદીઓ વહેવડાવનારી અને માખણનો કાદવ બનાવનારી હતી. તે વખતે એવી ગાયો શતૌદના હતી; એટલે કે એક ગાયના દૂધમાંથી ૧૦૦ જણને ખીર ખવડાવી શકાતી. આજે પણ દિવસનું ૧૧૦ રતલ દૂધ દેનારી ગાય લખનૌમાં છે.

આમ, જે ગાયો દૂધ અને દહીંની રેલમછેલ વહેવડાવી આપણાં શરીર, મન અને આત્માને તંદુરસ્ત રાખતી તેના જ તરફ આપણે બેદરકારી દેખાડી કેવળ રૂઢિચુસ્ત બની. પૂજા કરી એની માત્ર ગૌપાલન ન કર્યું. તેથી જ આપણે હાલ નિસ્તેજ અને નિર્વીર્ય બની ગયા છીએ. જ્યારે પાશ્ચાત્ય દેશોએ ગાયનો લાભ ઉઠાવ્યો છે. ત્યારે આપણે માત્ર તેના નામના જ પૂજક રહ્યા છીએ.

હવે આપણે ગાયની અત્યારની સ્થિતિનું દર્શન કરીએ. હિદુસ્તાનમાં ગાયો ૨૦ જાતની છે. તેમાં સરેરાશ ૩૦૦ રતલ દૂધ આપનારી ગાયો છે. ત્યારે પશ્ચિમમાં વાર્ષિક ૩૦૦૦ રતલ સરેરાશ દૂધ આપનારી હોય છે. આપણી સારી ગાય જ્યારે ૩૦૦૦ રતલ વાર્ષિક દૂધ આપે ત્યારે અમેરિકાની પ્રોસ્પેક્ટ નામની જગવિજયી ગાય ૩૭૦૦૦ રતલ દૂધ આપે છે! કેનેડામાં એક વર્ષમાં જ ત્યાંની શ્રેષ્ઠ ગાય ૧૩૦૦



રતલ ઘી આપે છે. ત્યાંનાં બકરાં જેટલું દૂધ આપે છે તેટલું દૂધ આપણી ગાયો પણ નથી આપી શકતી. આમ, પાશ્ચાત્ય દેશોએ ગાય, બકરાં, મરઘાં – બધા તરફથી જે લાભ ઉઠાવ્યો છે તેટલો આપણે પૂર્વના ધર્મઝનૂની અને રૂઢિચુસ્ત લોકોએ નથી ઉઠાવ્યો. ખરેખર પશ્ચિમમાંથી આપણને કંઈ નહિ તોય ઉદ્યોગ અને પુરુષાર્થના માર્ગો તો શીખવા જ પડશે.

આપણી ગાયોની પડતી સ્થિતિનાં અનેક કારણો છે. બ્રિટિશ રાજ્યતંત્ર એ તેનો મોટામાં મોટો શત્રુ છે. તદ્દુપરાંત આજનો યંત્રવાદ પણ પ્રગતિનો વિરોધક છે. વળી, આજની પાંજરાપોળો, રેલવે, ખોટી જીવદયા, ભેંસો, ચર્માલયો, કતલખાનાં વગેરે તેના દુશ્મનો છે.

ગાયને ચારવાને માટે આ રાજ્યતંત્રમાં પૂરતી જમીન રહી નથી. તેમાં મુંબઈ ઇલાકાની સ્થિતિ કફોડી છે. અમેરિકામાં દરેક ગાય દીઠ સરેરાશ ૩-૪ એકર જમીન છે, ત્યારે હિંદમાં, ૪૩ સરેરાશ એકર જમીન ચરવા માટે છે. આથી ચારાના અભાવે ગોપાલન મોંઘું અને અશક્ય થઈ પડ્યું છે.

યાંત્રિક સાધનોથી ખેતી થતાં બળદની જરૂરિયાત ઓછી થવા લાગી. આગગાડીથી બળદોનાં વાહન ઓછાં થયાં, તેથી ગોપાલન કરવાની અને સારી જાતની ઓલાદ ઉછેરવાની જરૂર ન રહી તેથી આપણી ગાયોને આપણે જ ભૂલતા ચાલ્યા.

પાંજરાપોળો એ ગાયોનો મોટામાં મોટો દુશ્મન છે. તેનું વાર્ષિક ખર્ચ ૧૫ થી ૨૦ કરોડ રૂપિયા છે. તેમાં આંધળી, લૂલી, લંગડી ગાયો ઉપર ખોટી દયા બતાવી રાખવામાં આવે છે. તે ગાયોની ઓલાદમાં નથી સુધારો કરતી કે નથી કંઈ કાંઈ લાભ આપી શકતી. ઊલટું જીવદયાને નામે તેનો સંહાર થઈ રહ્યો છે.

અરે જીવદયાએ તો હદ કરી છે. દૂધ નહિ દેતી દૂબળી – વસૂકેલી ગાયો પાછળ લાખો રૂપિયા ખર્ચાય છે. જ્યારે કસાઈખાને જતી ગાયોના બચાવ અને રક્ષણ પાછળ કંઈ એ દરકાર આપતી નથી. એટલે સ્વાર્થઘેલા લોક ગાયની સારી જાતો પણ નજીવા મૂલ્યે કસાઈઓના હાથમાં મૂકતાં આંચકો ખાતા નથી.

ગાયના દૂધમાં શરીરને જરૂરી તત્ત્વો છે. અજ્ઞાન માણસો ભેંસનું દૂધ જાડું, પૌષ્ટિક અને ગુણકારી કહી તેનો ઉપયોગ પ્રતિદિન વધારે છે, પણ જ્યારે વિજ્ઞાનની દૃષ્ટિથી બન્ને દૂધનું પૃથક્કરણ કરી જોશે ત્યારે તેઓનું અજ્ઞાન તેઓ કબૂલ કરશે. અ, બ અને ક વિટામિન તત્ત્વો ગાયના દૂધમાંથી મળી શકે છે. તેમ જરૂરી ક્ષાર, અને પાચકતત્ત્વો પણ તમે ગોદૂધમાંથી જ મેળવી શકશો.

આપણામાંના કેટલાક ખેડૂતોની માન્યતા છે કે, ગાય પાળવીપોષવી આર્થિક દૃષ્ટિથી પોષાય તેમ નથી. તે પણ તેમનું અજ્ઞાન જ છે. આપણે એક ગ્રેજ્યુએટ તૈયાર

કરવા જે ખર્ચ વહોરીએ છીએ તેનું અડધું ખર્ચ જો ગાય પાછળ કરવામાં આવે તો ગ્રેજ્યુએટની આવક કરતાં તમારી ગાય દસગણી આવકમાં ચઢી જશે. ગ્રેજ્યુએટનો તો બૂટમોજાં, ચશ્માં અને ચટપટીમાં કમાણીનો કેટલો ભાગ તણાઈ જશે અને મહિને મેળ લ્યો તો 'મિયાં નૂરા ને લેખા પૂરા' કરી સરભર ટાંટિયા મેળવેલા જોશો. ત્યારે તમારી ગાય તો કલ્પવૃક્ષ અને કામધેનુ જેમ માન્યા મોલ ઉતારશે, દૂધ માગો, દહીં માંગો, ઘી કે માખણ માગો તમે લેતાં થાકશો. છાણનું ખાતર કરો, તેનો વસ્તાર વધે; ખાસા મઝાના બળદ લ્યો કે તેના જેવી બીજી કામધેનુઓ લ્યો. મરી ગયે તેની ચામડીનાં પાકીટ, બૂટ, જોડા બનાવો, તેનાં હાડકાંમાંથી ચપ્પાના હાથા, છત્રીના હાથા બનાવો. તેના પગના મેલમાંથી સરેસ જેવાં રસાયણો લ્યો – આવું આવું તો કેટલુંએ તમે માગતાં થાકો તેટલું મેળવી શકો.

ઘડિયાળરૂપી આ જીવનચક્રને ચાલતું રાખવા ઘડિયાળના મોગરારૂપ ગૌમાતાનો ઉદ્ધાર કરે જ સુખથી સૂવાની આશા રાખજો. નહિતર, છૂટીછવાઈ – છિન્નભિન્ન થયેલી મૃતપ્રાય થયેલી, સ્થિતિમાં હજીએ કંઈ કંઈ થોડીઘણી સંસ્કૃતિવાતોમાં એ તમો બોલી શકો છો તે આ પચીસીમાં જ હતી નહતી જઈ જશે.

હિંદભરમાં આટઆટલાં કતલખાનાં પોષાય છે તે શું આપણને – ગાયના પૂજકોને – ઓછું કલંકરૂપ છે? એ કલંક, એ બદનામી ભૂંસવી હોય તો તનતોડ પ્રયાસ અને ઉદ્યોગ કરવા જોઈશે. સીતામાતારૂપ ગૌમાતાનું રક્ષણ કરવા આપણી અંદર ગાઢ નિદ્રામાં ઊંઘતા રામને જ્ઞાનકિરણોથી જગાડવા પડશે.

અને ત્યારે? ફરી હિંદભરમાં ઇડા, સરસ્વતી અને મહીંથી અલંકૃત થયેલી સંસ્કૃતિની વિજયપતાકા ફરફરશે.

કડી. **સંપાદક : ઉમેદભાઈ પટેલ**

ચેતન, ૧૯૩૨ **રતીલાલ અમીન**

ચેતનનો વધારો ચૈત્ર, ૩૫૦-૩-'૩૪

**ગૌપાલન કરી ગોપાળ પ્રભુના સાચા ભક્ત બનો**

**ગૂજરાત ગોશાળા, કડી.**

દિવસે દિવસે નાશ પામતા ગૌ-ધનને બચાવવા માટે આજ પાંચ વર્ષથી કડીમાં એક ગૌશાળા ખોલી છે. હાલ લગભગ ૬૦ ઢોર આ ગૌશાળામાં છે.

ગાયોની ઓલાદ સુધારી ખેડૂતોને સારા બળદો મળે અને સમાજ ગાયના સાત્ત્વિક દૂધનો ઉપયોગ કરે એ આ ગૌશાળાનો ઉદ્દેશ છે.

આ ગૌશાળાને મદદ કરવા અમારી સર્વ ભાઈઓને વિનંતી છે.

નીચેમાંથી કોઈ પણ રીતે મદદ થઈ શકે છે.



૧. ગાયો માટે ઘાસદાણાનું દાન આપીને.
૨. સારી ગાયો ખરીદવા ગાયોની કિંમત જેટલું ગોદાન આપીને.
૩. ગાયોને ચરવા માટે ભૂમિદાન આપીને.
૪. ગૌશાળાના કૂવામાં પંપ મુકાવી આપીને.
૫. ગૌશાળાના મકાન માટે યથાશક્તિ દાન આપીને.

ક. પા. કે. ઉ. મંડળ - કડી **છ. પા. પટેલ**

ઈ. સ. ૧૯૩૪ **પો. ગુ. પટેલ**

**મહાત્મા ગાંધી : સંસ્થાની મુલાકાતે**

**૨૩ જુલાઈ, ૧૯૨૯**

છગનભાની કાર્યશૈલી જોતાં આપણે કહી શકીએ કે એ ગાંધીજીના વિચારોથી પૂરેપૂરા પ્રભાવિત હતા. તેમને સમાજઉત્થાન સામે રાષ્ટ્રીય ઉત્થાનનો ખ્યાલ પણ હતો. કાર્યકરોમાં અને સંસ્થામાં વાડાબંધી કે જ્ઞાતિવાદ પ્રવેશ્યો નહોતો. પાટીદાર કોઈ દિવસે સંકુચિત હોઈ જ ન શકે તે આ સંસ્થાએ અને પાટીદાર આશ્રમ, સુરતે બતાવી આપ્યું. સંસ્થાની ઈંટેઈંટમાં અને કાર્યકર્તાઓના શ્વાસચ્છ્વાસમાં રાષ્ટ્રવાદ ઘૂંટાયેલો હતો. અરે, ક. પા. કે. ઉ. મંડળનાં નાણાંપ્રકરણની કલમ - ૩ના આમુખના આ રહ્યા શબ્દો : 'આ સંસ્થાનું નામ જોકે કોમસૂચક છે, પરંતુ તેનો લાભ સર્વે કોમનાં બાળકો લઈ શકે છે. આ સંસ્થાની સૌથી નોંધપાત્ર વિશિષ્ટતા અને મુખ્ય પ્રવૃત્તિ 'સર્વ વિદ્યાલય' છે, જે તેના નામ પ્રમાણે સાર્વજનિક છે.'

આગેવાનોએ ધાર્યું હોત તો કોઈ વ્યક્તિનું નામ આ સંસ્થા સાથે જોડી શક્યા હોત. અન્ય કોમ સાથે જે ભળી ગયો છે તે પાટીદાર સંકુચિત કઈ રીતે હોઈ શકે. અન્ય જ્ઞાતિનાં બાળકો એક જ રસોડે જમતાં અને શાળામાં એક જ પાટલીએ બેસી ભણતાં.

આ સંસ્થાનું એ **'સર્વ વિદ્યાલય'** નામકરણ કરનાર પ્રો. જેઠાલાલ સ્વામિનારાયણ હતા. ગુજરાત કોલેજમાં ગણિત વિષયના અધ્યાપક હતા. રેંગ્લર હતા. શનિરવિવારે સ્વખર્ચે અમદાવાદથી આવી આશ્રમનાં બાળકોને ગણિત શીખવતા.

'ભા' અમદાવાદમાં આ સમયગાળામાં ક્યારેક કોચરબ આશ્રમે જતા. ગાંધી બાપુને મળતા. ડૉ. હરિપ્રસાદ દેસાઈ અમદાવાદમાં સાઈકલ લઈ ફરે. બાપુના આદર્શોનો પ્રચાર કરે. ભા સાથે દોસ્તી થઈ. ગાંધીજીને આપણી સંસ્થાની પ્રવૃત્તિનો ખ્યાલ આવ્યો અને તેમને લાગ્યું છગનલાલ જે કામ કરે છે તે મારા કાર્યક્રમનો એક ભાગ છે. એટલે તેઓ 'હજુ તો ચાલવાનું શીખતી' આ સંસ્થામાં પધાર્યા -

ઈ.સ. ૧૯૨૯ના જુલાઈ માસની ૨૩ તારીખે ગાંધીજી સવારે અગિયાર વાગ્યાની ગાડીમાં સંસ્થામાં આવ્યા. એમની સાથે કસ્તૂરબા, પ્યારેલાલ અને ડૉ. હરિપ્રસાદ દેસાઈ પણ હતા. મહાત્માજીએ સંસ્થાની પ્રવૃત્તિઓ ઝીણવટપૂર્વક જોઈ અને પ્રસન્નતા વ્યક્ત કરી. સાંજે ચાર વાગ્યાની ગાડીમાં એ પરત થયા ત્યાં સુધીમાં એમણે સંસ્થામાં બે પ્રવચનો આપ્યાં. એક સંસ્થાના કાર્યકરો, શિક્ષકો અને વિદ્યાર્થીઓ માટે હતું અને બીજું જાહેર પ્રવચન હતું. આ બંને પ્રવચનો 'ગાંધીજીનો અક્ષર દેહ ગ્રંથ-૪૧'માં અક્ષરશઃ પ્રગટ થયાં છે.

વિદ્યાર્થીઓ અને કાર્યકરોની સભામાં ગાંધીજીએ જણાવ્યું કે, વિદ્યાર્થીઓ ઉદ્યોગ શીખે છે તે આવશ્યક છે, પણ દેશમાં ઉદ્યોગ પર પ્રેમ જાગ્યો નથી. અહીં ૧૦૦ ટકામાંથી ૮૫ ટકા લોકો ખેતી કરતા હોય છે. તેથી બાકીના ૧૫ ટકાએ ખેડૂતોને મદદ મળે એવા ધંધામાં રોકાવું જોઈએ. આમાંના ૫ ટકાની મારફત અંગ્રેજ સરકાર આપણા ઉપર રાજ્ય ચલાવે છે તે વિચિત્ર અને શરમભરેલું છે. તમારે અંગ્રેજની ઓફિસ જોઈ તાળો કાઢવો જોઈએ કે તે ના હોત તો તે કેવી રીતે રાજ્ય ચલાવી શકત? અદાલતમાં છેક પોલીસથી તે ન્યાયાધીશ સુધી આપણા માણસો ન હોય, ને દુભાષિયા કે વકીલો ન મળે તો સરકાર શું કરે? અલમોડામાં વેઠ કરનાર ગળિયા બળદ જેવા બનીને બેસી ગયા તેથી વેઠ ચાલી ગઈ. તેવી રીતે જો પાંચ ટકા બેસી જાય તો રાજ્ય ચાલી ન શકે. આ પાંચ ટકામાં ઉદ્યોગ નથી. તેઓ તો ફક્ત લહિયા છે. તેઓ જીભ કે કલમ ચલાવે છે, પણ અંગ કે પગ ચલાવતા નથી. હળને બદલે આપણા હાથમાં કલમ આવી જાય તો સારું એ ભ્રમણાથી જ તમે ઉદ્યોગ છોડી બેઠા છો.

એ પછી તેમણે વિદ્યાર્થીઓને અસ્પૃશ્યતા છોડવા, સુથારી કામ માટે ચીવટ રાખવા, રેંટિયાને વળગી રહેવા અને પોતાનું કાપડ પોતાની મેળે વણવા બોધ આપ્યો હતો. **તેમજ આશ્રમની સુંદર વ્યવસ્થા જાળવવા માટે છગનભાને ધન્યવાદ આપ્યા હતા.**

વિદ્યાર્થીઓની સભાને સંબોધ્યા પછી મહાત્મા ગાંધીજી જાહેરસભાને સંબોધવા આવ્યા. આશ્રમની ઓરડીઓ વચ્ચેનો ચોક અને ઓરડીઓના ઓટલા માણસોથી ખીચોખીચ ભરાઈ ગયા હતા. આ સભામાં ગાંધીજીએ જણાવ્યું –

**'આ સંસ્થાની મુલાકાત લેવા હું એક વર્ષથી આતુર હતો. આ સંસ્થા પાછળ છગનભાઈ વગેરે વ્યક્તિઓ પોતાનું સર્વસ્વ રેડી રહી છે એ સાંભળ્યું ત્યારથી અહીં આવી જવાનું મન થયું હતું. આ સંસ્થાને કડીના શહેરીઓ અને વડોદરા રાજ્યના લોકો રક્ષો અને પોષો એ ઈચ્છવા જોગ છે. અહીં તમારા છોકરાને**



**મોકલવા તૈયાર થાઓ તો તે સારી કેળવણી પામી શકે છે. અક્ષરજ્ઞાન કરતાં પણ વધુ મૂલ્યવાન આચાર અને વિચારની શુદ્ધિ તમને અહીં મળશે.**

આ સંસ્થાના નિવેદનની સરળતા અને શુદ્ધતાને સારુ હું મંત્રીને, સંચાલકોને ધન્યવાદ આપવા ઈચ્છું છું. તેની સાથે મારે દુઃખ પણ વ્યક્ત કરવું જોઈએ કે તેઓ હજુ અસ્પૃશ્યતાનો કોયડો ઉકેલી શક્યા નથી તે બરાબર નથી. અસ્પૃશ્યતાનિવારણ વિના હિન્દુ ધર્મ કલ્પી શકાતો નથી. જો તેનો નાશ થાય તો આ જ્ઞાનયુગના અવસરે અહીં જ્યારે એક બીજા ધર્મનું ઘર્ષણ અને મુકાબલા થાય છે, તેવે સમયે કોઈ પણ ધર્મ કે જેમાં મહાદૂષણ હોય કે મૂળ ખરાબ હોય તો તેનો મેં ત્યાગ કર્યો હોત. હિન્દુ કુળમાં જન્મેલો હું તેથી સંતોષ નથી, બાપના કૂવામાં તરી શકવામાં પુરુષાર્થ હોય, પણ ડૂબી જવામાં નથી. હિન્દુ ધર્મ સારો છે, પણ તેની અસ્પૃશ્યતા કલંકરૂપ છે.

આ સંસ્થાની સાથે છગનભાઈનો સંબંધ હોય છતાં તેમાં સમાજના દાબને લીધે અસ્પૃશ્યતાના પ્રશ્નને સહન કરવું પડતું હોય. કડવા પાટીદાર કોમનું શ્રેય છે તેની મારફત હિન્દુ ધર્મ અને બધાનું એ શ્રેય છે. એક કોમના ભલામાં બધાનું ભલું છે... કોઈપણ મનુષ્ય અસ્પૃશ્ય છે એમ માનવું કડવા પાટીદાર કોમની સેવા નથી... બાળલગ્ન અને અસ્પૃશ્યતાનો મુકાબલો કરું તો બાળલગ્નની વાત છોડી દઉં. બાળલગ્ન તો મોટા કહેવાઈ ગયેલા પાટીદારોમાં ચાલે. આખા હિન્દુસ્તાનમાં બાળલગ્ન નથી. જો એમ હોત તો સમાજનો નાશ થઈ ગયો હોત. તેના માટે ધીરજ રાખી શકાય. પણ અસ્પૃશ્યતા તો એક ક્ષણને સારુ પણ સહન ન જ કરી શકાય... સાથે સાથે કાંતવાની પણ સલાહ આપવી જોઈએ... તમારાં છોકરાં પાસેથી ઘરેણાં શણગાર કઢાવી લો અને કાંતવાનું શીખવો.

રાષ્ટ્રીય ભાવના પોષવા ઈચ્છો તો તમારે હિન્દીને સ્થાન આપવું જોઈએ. તે ભાષા શીખી શકાય તેવી છે. તે ભાષા કામ નભાવી શકે છે. તે ચલાવી શકે પણ છે... મહાસભાનો કાર્યક્રમ હળવો અને સુંદર પણ વ્યાપક છે... તેનો કાર્યક્રમ તે ખાદી પ્રચાર અને વિદેશીનો બહિષ્કાર. પરદેશી ધાગો પણ કાઢી નાખી ખાદી રાખવી જોઈએ.

આ સ્ટેટમાં શરાબ - મદ્યપાનની ઊપજ મોટી છે. તે ઊપજમાંથી સુખી નથી થવું. ગમે તે કારણ હોય પણ પીઠાવાળા, પીનારને પ્રેમપૂર્વક તમે છોડી દેવાને કહી શકો છો. પીઠું ચલાવનારને સમજાવી શકો છો. પીનારા જીવન બરબાર કરે છે. તે સ્ત્રી અને બહેન વચ્ચેનો ભેદ ભૂલી જાય છે.

આજકાલ આપણે ગાયનું રક્ષણ કરવાને બદલે ભક્ષણ કરીએ છીએ. હિન્દુસ્તાનમાંથી આપણા હિન્દુને પ્રતાપે ઘણી ગાયો ઑસ્ટ્રેલિયા જાય છે. તેનું કારણ

એ છે કે ત્યાં કરોડો રૂપિયાનું ગોમાંસ પેદા થાય છે. તેમાંથી તેનું સત્ત્વ કાઢે છે. જો તે વર્ણન હું કરું તો તમને રડાવી શકું એમ છું. ત્યાં ગાયોનો જેટલો સંહાર થયા કરે છે તેટલો સંહાર મુસલમાન ભાઈઓ બકરી ઈદને દહાડે પણ નથી કરતા. ગુજરાતમાંથી – કાઠિયાવાડમાંથી ગાયોનો મોટો ભાગ જાય છે. તે પાપ સીધી રીતે કરીએ છીએ. પૂજવાને ઘર આગળ ગાય બાંધીએ એનું નામ ગોપાલન નહીં. ગાય માતાને જીવાડવી હોય તો ભેંસનો ત્યાગ કરવો જોઈએ... જેણે ભેંસને દૂધ માટે શોધી કાઢી તેણે ગાયોનો વધ કરાવ્યો... ગાયનો અને તેના વાછરડાનો ઉપયોગ થઈ શકે છે... ગાયનાં બધાં તત્ત્વોનો ઉપયોગ થાય છે તેટલો ભેંસનાં તત્ત્વોનો થતો નથી, એ વેદશાસ્ત્ર પણ બતાવી શકે છે. હું એટલું જ કહેવા ઇચ્છું છું કે ગૌરક્ષા કરવી એ પરમ ધર્મ છે... આપણે સ્વાર્થમાં ડૂબેલા છીએ. આખલાને ખસી ના કરીએ ત્યાં સુધી ગાય બચાવી શકવાના નથી... હાડકાંનું ખાતર ખોઈ બેઠા. મફત આપે તો બધાયે ખેડૂતો વાપરે. હિંદમાં ક્યાંયે એક પણ ચર્માલય ચાલતું નથી કે જ્યાં કેવળ મૃત ગાયનું જ ચામડું વપરાતું હોય. તે તો હું જ ચલાવી રહ્યો છું. આ ધંધાને હાથ કરવામાં ખાસ એક માણસ રોકી ધંધો હાથ કરી રહ્યો છું. ગાયને બચાવવી હોય તો (આખલા) ખસી કરી તેનો વંશ વધારવો જોઈએ. ગાયની પાસેથી જો ઓલાદ સારી હોય તો ઓછામાં ઓછું ૨૦ શેર દૂધ મેળવી શકીએ. **આખલા આણી તેનો પ્રચાર કરવો જોઈએ. તે તો સ્ટેટનું પણ કાર્ય છે**.'

મહાત્મા ગાંધીજી સંસ્થામાં પધાર્યા ત્યારે આશ્રમનો કાર્યભાર શ્રી પોપટભાઈ ગુ. પટેલ સંભાળતા હતા. એમની મુલાકાતને સંભારતાં એ લખે છે :

''સંસ્થાની તેમની (ગાંધીજીની) મુલાકાત તદ્દન સાદી અને સરળ હતી. બોર્ડિંગના મકાનના વચ્ચેના ચોકમાં પ્લીન્થ સુધી ચણેલા ભાગ ઉપર મહાત્માજીની બેઠક રાખી હતી. છાયા માટે થોડાક ભાગ પૂરતો મંડપ બાંધ્યો હતો. વિદ્યાર્થીઓ, કાર્યકર્તાઓ, કડીકસબાનો અને કડીતાલુકાનો જનસમુદાય તડકામાં ખુલ્લામાં બેસી મહાત્માજીનાં શાંતિથી દર્શન કરી શક્યાં હતાં અને તેમનું ટૂંકું પ્રવચન ખૂબ જ શાંતિથી સાંભળ્યું હતું. તે વખતે માઈકની કોઈ વ્યવસ્થા નહોતી.

મહાત્માજી બપોરની સાડા અગિયાર વાગ્યાની ગાડીમાંથી ઊતર્યા અને પાછા ચારની ગાડીએ વિદાય થયા હતા ત્યાં સુધીનો તેમનો કાર્યક્રમ ભરચક હતો. ઉપરનો **મુખ્ય કાર્યક્રમ શરૂ થવાને ૨૦ મિનિટની વાર હતી. તે ૨૦ મિનિટમાં નિદ્રા ખેંચી કાઢવાનું તેમણે જણાવ્યું. એ ૨૦ મિનિટ ઘસઘસાટ ઊંઘી ગયા અને બરાબર વીસમી મિનિટે પોતાની મેળે જ જાગી ગયા**. જાહેર સભા, કાર્યકર્તાઓ સાથે વાર્તાલાપ, વિદ્યાર્થીઓ સાથે વાર્તાલાપ વગેરે કાર્યક્રમ રાખવામાં આવ્યો હતો. એકાદ



કલાક સંસ્થાની પ્રવૃત્તિઓ નજરે જોવાનો કાર્યક્રમ હતો.'

શ્રી પોપટભાઈ મહાત્માજીની સંસ્થાની મુલાકાત વિષે લખે છે : 'આજે જ્યારે હું વિચારું છું ત્યારે મને લાગે છે કે સંસ્થાનું કોઈ વિશિષ્ટ કાર્ય નહોતું કે જે મહાત્માજીને સંસ્થાની મુલાકાત લેવાનું પ્રેરે. પરંતુ હિમાલય જેવા મહાન, સૂર્ય જેવા તેજસ્વી અને મહાસાગર જેવા ગંભીર એવા મહાત્માજીની ગણતરીઓ કંઈક જુદી જ હશે. એક વાત ચોક્કસ કે છગનભાની ત્યાગવૃત્તિ અને કોઠાવિદ્યાથી થતી સમાજસેવાથી મહાત્માજી સંસ્થાની મુલાકાત માટે પ્રેરાયા. અર્થાત્ મહાત્માજીને છગનભાનાં કાર્યક્ષેત્રને બિરદાવવાનું યોગ્ય લાગ્યું અને પરિણામે સંસ્થાને તેમનાં પગલાંનો લાભ મળ્યો.'

## કડી પાટીદાર આશ્રમની મુલાકાતે પૂ. મહાત્મા ગાંધીજી

ગઈ તા. ૨૩-૭-'૨૮ને રોજ સાબરમતીના તપસ્વી પૂજ્ય મહાત્મા ગાંધીજી પાટીદાર આશ્રમની મુલાકાતે પધારવાના સંદેશા ગામેગામ પહોંચ્યા હોવાથી દિવસ ઊગતાંની સાથે આજુબાજુનાં ગામડાંવાળા લોક પાંચ-પાંચ માઈલ દૂરથી ચાલી આવ્યાં હતાં. ગાડી આવ્યા વખતે પ્લેટફોર્મ માણસોથી ચીકાર થઈ ગયું હતું. મહાત્માજીને વંદેમાતરમ્ તથા તેમના જયનાદથી વધાવી લીધા હતા. પૂજ્ય બાપુજીની સાથે પૂજ્ય કસ્તુરબા તથા ડૉક્ટર હરિપ્રસાદ વગેરે મહેમાનો હતા. અર્ધો-પોણો કલાક માંડમાંડ વિશ્રાંતિ લીધા બાદ બાપુજીએ બોર્ડિંગના વિદ્યાર્થીઓની અને શિક્ષકોની મુલાકાત લીધી હતી.

બે વાગતાંના સુમારે ચાર-પાંચ હજાર માણસોથી ઉભરાઈ ગયેલી સભા સમક્ષ, જેમ કૃષ્ણ સુદર્શનચક્ર સાથે પધારે તેમ; પૂજ્ય મહાત્માજી રેંટિયા સાથે પધાર્યા હતા. શરૂઆતમાં વિદ્યાર્થીઓનો 'છોકરાઓ રે! હોં રે? ગોરો આવ્યો. શું શું લાવ્યો?' નામનો સંવાદ કરવામાં આવ્યો હતો તે મહાત્માજીને ઘણો જ રમૂજી લાગતાં હસવું આવી ગયું. ત્યારબાદ સંસ્થાના મંત્રી છગનલાલ પી. એ એમણે બાપુજીના પધારવાથી કડીને તથા અમને અપૂર્વ લાભ તથા આનંદ થયો છે એ માટે તેમનો ઉપકાર માન્યો હતો. પૂજ્ય બાપુજી સંસ્થાના મંત્રીને 'છગનભા' કહી બોલાવતા હતા. એ ઉપરથી જણાઈ આવે છે કે તેઓ તદ્દન નિરભિમાની છે. તેમનો પોશાક સાદો અને શરીરે ફક્ત એક જ કપડું ખાદીનું ધારણ કરેલું તથા કમ્મરે દોરી સાથે લટકાવેલ ઘડિયાળ તથા તેમની રેંટિયાપ્રવૃત્તિ વગેરે ઘણાં જ અસરકારક ચિહ્નો-કૃત્યોનું અનુકરણ કરવા યોગ્ય લાભ મળ્યો હતો.

તેમણે તેમના ભાષણમાં અસ્પૃશ્યતા દૂર કરવા, ગૌરક્ષા અને ગાયોની કતલ

થતી અટકાવવા, મદ્યપાન અટકાવવા વગેરે બાબતો ઉપર અસરકારક રીતે વિવાદ કર્યો હતો. પૂજ્ય મહાત્માજીની, કડીમાં આ પ્રથમ જ મુલાકાત હતી. સાથે સાથે મહાત્માજીએ જાહેર સભામાં ખાદીના પ્રચારકાર્ય માટે નાણાંનો વરસાદ વરસી રહ્યો હતો. કડીના મિલમજૂરો તરફથી રૂ. ૧૫૧ એકસો એકાવનની ભેટ કરવામાં આવી હતી. તથા શ્રી સર્વ વિદ્યાલય - ઉદ્યોગવિભાગના વિદ્યાર્થીઓએ પોતાને હાથે બનાવેલી એક આરામખુરશી ભેટ કરી હતી જે બાપુજીએ આભારથી સ્વીકારી હતી. બાપુ સાંજની ગાડીમાં અમદાવાદ પાછા વિદાય થયા હતા.

કડી, આશ્રમનું ભીંત પત્ર **- જોઈતારામ ધનશાભાઈ પટેલ**

કડી સર્વ વિદ્યાલયના પૂર્વશિક્ષક અને વીસનગર, નૂતન શાળાના આચાર્ય કલ્યાણભાઈ પટેલના જણાવ્યા મુજબ આશ્રમ તરફથી ગાંધીજીને એક લાકડાની ખુરશી ભેટ આપી હતી.

ફંડફાળો ઉઘરાવવાની ભાની પદ્ધતિ અનોખી હતી. એના અનેક પ્રસંગો ભાના લખાણમાં અને તેમને શ્રદ્ધાંજલિ અર્પતા લેખોમાં શબ્દશઃ જોવા મળે છે. **'કબીરવડનો રોપનાર'** લેખ'માં જાણીતા લેખક પીતાંબરભાઈએ તેમનું સરસ રેખાદર્શન કરાવ્યું છે. ભાએ પોતે લખેલા લેખો આ પુસ્તકમાં જોડ્યા છે. **'મારો પ્રવાસ'**, **'ગામડાંની સફરે'**, **'હુ ભૂલ્યો'**; **'સૌ ચેતજો'**, **'વસ્તુમાં દોષ કે પાત્રમાં'**, **'વિદ્યા વગોવાઈ'** વગેરે લેખોમાંથી ભાનું સમાજદર્શન, રૂઢિદાસ્યમાંથી મુક્તિ અને સુધારણાનો ઉત્સાહ જોવા મળે છે.

પહેલા વર્ષે એટલે કે સં. ૧૯૭૯માં વર્ષ દરમ્યાન કુલ ફંડ રૂ. ૧૨૯૭-૯૦ મળ્યું હતું અને બીજે વર્ષે કુલ ફંડ રૂ. ૨૦૩૯-૧૦-૦ મળ્યું હતું.

પહેલાં સાત વર્ષની ફંડપ્રવૃત્તિમાં જ્ઞાતિપંચો, પંચાયત અને સરકારને બાદ કરતાં રૂ. ૧,૦૦૦ કરતાં વધારે દાન આપનાર વ્યક્તિઓ ફક્ત પાંચ હતી. એમાં શેઠ દુર્ગાપ્રસાદ લશ્કરી, શેઠ સોમનાથ રૂપજીદાસ શેઠ ત્રિકમલાલ ગોપાળદાસ અને – ચંદુલાલ મણિલાલ હતા અને મુંબઈની એક કંપની – મેસર્સ વર્ધમાન બ્રધર્સ લિ. હતી.

૮મા વર્ષમાં રૂ. એક હજાર કરતાં વધુ દાન આપનાર રંગૂનના ચાર દાતાઓ ઉમેરાયા હતા. આ બધામાં કુલ ૨૦૦૧ કરતાં વધારે દાન આપનાર ફક્ત એક જ દાતા શેઠશ્રી સોમનાથ રૂપજીદાસ હતા અને આઠેક વર્ષમાં રૂ. ૫૦૧ કે તેથી વધુ રકમ આપનાર દાતાઓ કુલ ૧૭ હતા. રૂ. ૪૫૧ આપનાર કુલ ૨૦ દાતાઓ હતા.

આઠ વર્ષમાં કુલ ફંડ એકઠું થયું રૂ. ૧,૩૭,૦૮૭-૧-૩. એમાં ઉપર જણાવ્યા



એ દાતાઓ ઉપરાંત મોટી રકમો આપનારની રકમો નીચે મુજબ હતી.

| દાતા | રકમ |
|---|---|
| શ્રીમાન સયાજીરાવ મહારાજા - ૩ જા | ૪,૦૬૦-૧૫-૦૦ |
| કડી પ્રાંત પંચાયત | ૮,૩૦૦-૦૦-૦૦ |
| કડી મહાલ પંચાયત | ૧,૬૦૦-૦૦-૦૦ |
| દંઢાવ્ય મોટાબાર ગામનું પંચ | ૭,૯૮૧-૦૦-૦૦ |
| કડીકલોલ બેતાલીસ ગામનું પંચ | ૩,૦૦૦-૦૦-૦૦ |
| વઢિયારનું પંચ | ૨,૦૦૧-૦૦-૦૦ |
| સત્તાવીશ ગામનું પંચ | ૧,૦૦૦-૦૦-૦૦ |
| બેતાલીસના સત્તાવીસ ગામનું પંચ | ૫૦૦-૦૦-૦૦ |
| ચોરાશીનું પંચ | ૫૦૦-૦૦-૦૦ |
| દંઢાવ્ય નાનાબાર ગામનું પંચ | ૪૫૧-૦૦-૦૦ |
| કડી રૂ – મહાજન | ૨,૫૪૯-૦૦-૦૦ |

આ નોંધો વાર્ષિક અહેવાલના આધારે આપેલી છે.

શ્રી મોહનલાલ હરગોવિંદદાસે તો દાન આપ્યું હતું. તેમનાં વિધવા પત્ની જડાઉએ બાર ફલાઈશટલ સાળો આપી હતી. અને એક શટલ સાળ અમદાવાદના રામપ્રસાદ મગનલાલ તરફથી મળી હતી.

**'કામે લાગો! કામે લાગો!! કામે લાગો!!! અને પ્રભુ તમારી સાથે કામે લાગશે.'** જોન ઓફ આર્કનનો આ મંત્ર છગનભાએ સિદ્ધ કર્યો હતો.

ફંડપ્રવૃત્તિના છગનભાના બે સાથી મિત્રો માટે લખે છેઃ ''ફંડપ્રવૃત્તિમાંથી માધવજી ત્રિભુવનદાસ, શ્રી ધનશા ભગત તથા હું મુખ્યત્વે જોડાયા હતા. શ્રી ધનશા ભગતના જીવનની ટૂંકહકીકત અહીં નોંધવી આવશ્યક છે. તેઓ ગૃહસ્થ સંન્યાસી છે. એમનું જીવન ભલભલા ઉત્સાહી યુવાનને પણ શરમાવે એવું છે. ખેતી કરવી - કરાવવી, પોતાના દીકરાને ભણાવવો અને મા વિનાના બાળક - દીકરાને ઉછેરવા વગેરે પોતાના ઘરની સર્વ વ્યવસ્થા કરવી અને જરા નવરાશ મળે કે તરત જ સંસ્થાના ફંડ માટે નીકળી પડવું. એવો એમનો અવિરત કાર્યક્રમ હતો. અને હજુ પણ છે. શ્રી માધવજી તો ઘરના ગૃહસ્થ અને વસ્તારી એટલે અમને સેવા માટે અનુકૂળ સંજોગો એ હતા જ.

આ બંને આદરજમા વતનીઓ હતા. એમણે પોતાના ગામના વિકાસમાં નોંધપાત્ર ફાળો આપ્યો હતો. ક.પા.શુ. સમાજમાં અને ક. પા. પરિષદોમાં પણ બંને 'ભા'ની સાથે હાજરી આપતા – ચર્ચાઓ કરતા.

રજાઓમાં ભા વિદ્યાર્થીઓની ટુકડી સાથે સમાજસુધારણા માટે અને ફંડફાળા

માટે નીકળી પડતા. આ દૃશ્ય જોઈએ તો આપણને સોક્રેટિસની યાદ આવી જાય. હરતાંફરતાં યુવાનોને જ્ઞાન આપવાની પદ્ધતિ – ટુકડી તેમની હરતીફરતી શાળા હતી.

સંસ્થાના આશ્રમના ભૂતપૂર્વ મુખ્ય ગૃહપતિ અને વીસનગરની ના. મ. નૂતન સર્વ વિદ્યાલય ભૂતપૂર્વ આચાર્ય સ્વ. કલ્યાણભાઈ ગો. પટેલ પોતાનાં એ દિવસોનાં સંસ્મરણો રૂપે લખે છે :

'રજાના દિવસો હતા. પંદરેક વિદ્યાર્થીઓની એક ટુકડી લઈ છગનભા સંસ્થા માટે ફંડ ઉઘરાવવા નીકળ્યા હતા. વિદ્યાર્થીઓને એમની લાક્ષણિક વાતોથી હસાવતા એ ગામડે ગામડે ઘૂમતા હતા. એમની તળપદા શબ્દોથી ભરેલી વાણીમાં જ્યારે એ લોકોને સંબોધતા ત્યારે એમના મુખ ઉપર અપૂર્વ શ્રદ્ધા દીપી ઊઠતી. ગામડાની જનતા એમની વાણીથી મંત્રમુગ્ધ બની જતી. ભાષણ વચ્ચે આવતાં ટૂંકા દૃષ્ટાંતો એમના વક્તવ્યને સ્પષ્ટ અને સુરેખ બનાવતાં.

ફરતાં ફરતાં વિદ્યાર્થીઓની ટુકડી સાથે એ .. ગામ પહોંચ્યા. સવારના દસનો સુમાર હતો. ગામના એક મંદિરમાં પડાવ નાખ્યો. ત્યારબાદ વિદ્યાર્થીઓ સરઘસ આકારે ગામની શેરીએ શેરીએ ઘૂમી વળ્યા. ગીતોના સરોદોથી ગામને ભરી દીધું. ગામનાં સ્ત્રી-પુરુષો વિદ્યાર્થીઓના આ સરઘસને જોવા ઘરમાંથી બહાર નીકળતાં. એમાં કોઈ પ્રશંસાનાં પુષ્પો વેરતું તો કોઈ કડવી ટીકા કરતું.

બપોરના બાર વાગ્યા. પરંતુ જમવાની કંઈ સગવડ ન થઈ. વિદ્યીર્થીઓને કકડીને ભૂખ લાગી હતી. વિદ્યાર્થીઓને પોતાના પુત્રતુલ્ય ગણનાર છગનભાથી આ સહ્યું જતું ન હતું. જમવાનું કહેવા ગામોમાંથી કોઈ સ્ત્રી કે પુરુષ ફરકતું ન હતું. ત્યાં તો છગનભાના મુખ ઉપરથી દુઃખની એક કરુણ રેખા પ્રગટીને અલોપ થઈ ગઈ. એમની આંખમાં શ્રદ્ધાનું નવું તેજ ઝબક્યું. એમણે વિદ્યાર્થીઓને ઝોળી લઈ ઘેરઘેર ફરી રોટલાના ટુકડાઓ ઉઘરાવવા કહ્યું. છગનભામાં રહેલી શ્રદ્ધાએ એમ કરવા વિદ્યાર્થીઓને બળ આપ્યું. 'વિદ્યાર્થીના આશીર્વાદ' એમ બોલતાં બોલતાં વિદ્યાર્થીઓ ઘેરઘેર ફરી વળ્યા. થોડા સમયમાં છગનભા આગળ રોટલાના ટુકડાઓ અને કોઈ ઉદાર ગૃહિણીઓએ આપેલાં મરચાં અને અથાણાંનો ઢગ થયો. બધાએ સાથે મળી એ ટુકડાઓ ખાધા અને સુદામાના તાંદુલમાં કૃષ્ણે મૂકેલો સ્વાદ એ રોટલાના ટુકડામાં વિદ્યાર્થીઓએ અનુભવ્યો.

બીજા દિવસે અમારો પ્રવાસ આગળ વધ્યો. અમારી ટુકડીમાં કેટલાક શહેરના વિદ્યાર્થીઓ પણ હતા, જેમણે ગામડું કદી જોયું જ ન હતું. એક ગામમાંથી ફંડ કરી અમે આગળ જવા તૈયાર થયા, ત્યાં ગામના બેચાર સમજુ માણસોને લાગ્યું કે,



વિદ્યાર્થીઓ જમીને જાય તો સારું. એમના પ્રેમને વશ થઈ છગનભાએ માગણી સ્વીકારી અને વિદ્યાર્થીઓને મિષ્ટાન્ન મળ્યું. બીજા એક ગામે ઘર દીઠ એક એક વિદ્યાર્થીને જમવા માટે મોકલી આપવામાં આવ્યો. એક વિદ્યાર્થીને જમવામાં કાચો રોટલો અને કઢી મળ્યાં. છગનભાનો આદેશ હતો કે જે કંઈ મળે તે પ્રેમપૂર્વક ખાઈ લેવું. વિદ્યાર્થી જેમતેમ કરી શરમનો માર્યો ખાઈ તો ગયો, પરંતુ ઘરમાંથી બહાર નીકળતાં જ તેને ઊલટી થઈ અને કઢી ને રોટલો બહાર નીકળી ગયાં. પણ પેલો વિદ્યાર્થી તો હસતો જ હતો. સ્વેચ્છાએ સ્વીકારેલા કાર્યમાં નિરાશા અને દુઃખ દૂર નાસી જાય છે. ડોસીમાએ પીરસેલા રોટલા અને કઢી ગમે તેવાં હોય પણ વિદ્યાર્થી તરફનો એમનો પ્રેમ અપૂર્વ હતો. આવા સંજોગોમાંથી બોધ આપવાનો એક પણ પ્રસંગ છગનભા જવા દેતા નહિ. એમની સાથેનો પ્રવાસ ફરતી શાળા બની જતો. અત્યારનું શિક્ષણશાસ્ત્ર શિક્ષણમાં જાતઅનુભવના મહત્ત્વની ભલે બાંગ પોકારતું હોય પણ પૂ. છગનભાએ તો વર્ષો પહેલાં એને અમલમાં મૂકી દીધો હતો. આવા પ્રવાસોમાં વિદ્યાર્થીઓને વ્યાવહારિક જ્ઞાનનું પૂરતું ભાથું મળી રહેતું.

રાત્રે એ ખાટલામાં પડ્યા પડ્યા વિદ્યાર્થીઓએ પંચીકરણ અને વેદાંતના સિદ્ધાંતો સરળ દૃષ્ટાંતો દ્વારા સમજાવતા. વિદ્યાર્થી ભણવામાં હોશિયાર છે કે ઠોઠ એ એમને મન મહત્ત્વની વસ્તુ ન હતી. વિદ્યાર્થીના ચારિત્ર્યઘડતર ઉપર જ એમની આંખ મંડાયેલી રહેતી. ચારિત્ર્યની ખામી એમના હૃદયને હલાવી નાખતી.

સંસ્થાના આરંભથી તે હજુ સુધી એની સાથે સીધી રીતે સંકળાયેલા અને લગભગ સિત્તેર ઉપરાંતની વય થઈ ત્યાં સુધી મંડળ કાર્યાલયના સઘળા કાર્યભારની જવાબદારી સંભાળી ચૂકેલા શ્રી ભાઈલાલભાઈ જી. પટેલ એક રોમાંચક અનુભવની વાત આ રીતે યાદ કરે છે : 'થોડા વિદ્યાર્થીઓની અમારી ટુકડી છગનભાની સાથે ફંડપ્રવૃત્તિનું કાર્ય પતાવી છત્રાલથી પગપાળા કડી આવવા નીકળી હતી. ખેતરો વચ્ચે થઈને પગે ચાલતા માર્ગ કાપવાનો એક અનેરો લહાવો છે. એમાંય ભાની અસ્ખલિત વાણીમાંથી વાર્તા, ટૂચકા અને વિનોદની લહાણી! 'નબળો દાડિયો વહેલી કેડ બાંધે' જેવી કહેવતનો પ્રયોગ પોતાને માટે કરી પોતાને પણ વિનોદનું આલંબન બનાવે. એક માણસે પોતાને વળગેલું રીંછ ખેડૂતને કેવી રીતે વળગાડી દીધું એ વાત કહીને પેટ પકડીને હસી રહેલા છાત્રોનો રસ્તો હળવો ફૂલ બનાવી દીધો હતો. ચાલતાં ચાલતાં બપોરનો સમય થયો. સૌને બરાબર ભૂખ લાગી હતી. હજુ તો ખેતરો જ ખેતરો હતાં. નજીકમાં કોઈ ગામ દેખાતું નહોતું. ભાએ છાત્રોને પૂછ્યું : 'ભૂખ લાગી છે?' ભૂખ તો કકડીને લાગી હતી. વિદ્યાર્થીઓના જવાબની ભાને ખબર પણ હતી. એક કૂવો આવ્યો. સૌ બેઠા. 'બોલો શું કરીશું?' ભાએ પૂછ્યું.

સાથે રાંધવાનાં કે જમવાનાં સાધનમાં કશું નહોતું. માત્ર ઘઉંનો લોટ હતો. ભા સૌના મુખ ઉપરના ભાવ નિહાળતા હતા. છાત્રોના ચહેરા ઉપર નિર્દોષ કુતૂહલ પણ હતું. ભા પોતે આ ભૂખ્યાં બાળકોને જમાડવા ઘણા તલપાપડ હતા. પણ વિદ્યાર્થીઓને જરાક ચકાસી જોતા હતા. એમણે છેવટે કહ્યું : 'આપણી પાસે કશું સાધન ન હોય અને કામ પાર પાડીએ ત્યારે ખરા. ચાલો હું રસ્તો બતાવું.

સૌના કુતૂહલ વચ્ચે ભાએ એક ધોયેલો અને તદ્દન સ્વચ્છ ટુવાલ લીધો અને કહ્યું : 'આપણે આમાં લોટ બાંધી દઈએ.'

અને પછી તો રૂમાલમાં લોટ બંધાયો, બળતણ એકઠાં થયાં. ભઠ્ઠો તૈયાર થયો.

હવે શું? ઓરશિયો – વેલણ કશું નહીં. ભાની સૂચના પ્રમાણે બાટી બની ગઈ! ભઠ્ઠામાં શેકાયેલી લાડુ જેવી ગોળગોળ બાટીમાં એવો તો સ્વાદ હતો, આજે ય દાઢ જાણે એની સાક્ષી પૂરે છે!'

આ પ્રકરણમાં ભાની વાગ્શક્તિ તરફ ઠીકઠીક નિર્દેશ થયો છે તો એ વિષે થોડી વાત અહીં જ કરી લઈએ. ભા વાણીના જાદુગર હતા એ એમને સાંભળનાર ઘણીવાર એક યા બીજા શબ્દોમાં કે બીજી રીતે કહેતા. સાહિત્યકાર પીતાંબર પટેલ એ હકીકત આ રીતે કહે છે :

'છગનભા સુધારાની અસ્ખલિત વાણી વહેવડાવતા. એમની વાણીમાં કુધારા સામેનો ધગધગતો લાવા નીકળતો. તેમાં ન હતો આડંબર કે ન હતો વાણીવિલાસ. તે તો સીધીસાદી, ગામડાની જ ભાષામાં, ગ્રામ-જીવનનાં રોજબરોજનાં ઘરગથ્થું દૃષ્ટાંતોથી રીઝવતા, હસાવતા ને બોલતા. તેમનાં ભાષણ સાંભળનારા મુગ્ધ બની જતા. લોકોના હૃદયમાં સોંસરું ઊતરી જાય એ રીતે તે કહેતા. એમને જે કહેવાનું હતું તે વેધક અને સચોટ હતું... એમની જીભમાં તો એવો તો જાદુ હતો કે ગમે તેવા જુનવાણી ગામમાંથી પણ સારો એવો ફાળો થતો. જ્યાં જતા ત્યાંથી કદીયે ખાલી હાથે પાછા ફરતા નહિ.'

તા. ૧૪-૨-'૨૫ના રોજ અગિયાર વાગે એક ડેપ્યુટેશન રાજ્યના દીવાનસાહેબને બંગલે મળવા ગયું હતું. તેમાં છગનભા પણ હતા. ડેપ્યુટેશનનો હેતુ સ્ટેમ્પ ફીમાં ભરાયેલી રકમ પરત કરવા વિનંતી કરી હતી તે હતો, અને આ રકમનો ઉપયોગ પાટીદાર કોમના વિદ્યાર્થીઓની કેળવણી માટે થાય તે પણ હતો.

ગૌશાળાની શરૂઆત એ આ સંસ્થાનું મોરપીંછ હતું. જ્યારે વ્યાયામપ્રવૃત્તિ પણ એક છોગું હતું. ગુજરાતભરમાં ક્રાંતિકારી પુરાણીભાઈઓ – અંબુભાઈ અને છોટુભાઈ પુરાણીએ અખાડાની પ્રવૃત્તિની આહલેક જગાડી હતી તેમાંથી કડી સંસ્થા કઈ રીતે બાકાત રહે. બંને ભાઈઓએ કડીની મુલાકાત પણ લીધેલી.



ડીસાવાળા શેઠશ્રી ઉમેદભાઈ જીવાભાઈ તરફથી તેમના સ્વ. પૌત્ર ચંદુલાલ જેઠાલાલના સ્મરણાર્થે ૧૨૦૦ રૂ. આપી વિશાળ વ્યાયામશાળાનું મકાન બનાવ્યું. એનું ઉદ્ઘાટન તે વખતના મહેસાણા પ્રાંત સૂબાસાહેબ શ્રી મુકરજીના શુભહસ્તે થયું. આ પ્રસંગે શ્રી મુકરજીએ રૂ. ૨૫ની કિંમતનો ચાંદીનો શિલ્ડ સંસ્થાને ભેટ આપ્યો.

ઈ. સ. ૧૯૩૪-'૩૫ના ગાળામાં તો સંસ્થા પાસે ૪૦૫૯ જેટલાં પુસ્તકો ધરાવતું પુસ્તકાલય હતું. વર્ષદીઠ સરેરાશ વિદ્યાર્થી ૧૮ પુસ્તકો વાંચતાં. અનેક મેગેઝિનો પણ આવતાં જેની વિગત પાછળ આપી છે. વિદ્યાર્થીઆશ્રમમાં પ્રવચનો રાખવામાં આવતાં જેમાં વિદ્યાર્થીઓનું ઘડતર, સંસ્કાર અને સંસ્કૃતિનું ધ્યાન રાખવામાં આવતું.

ગૌશાળાની દેખભાળ અને વહીવટ શ્રી શંકરભાઈ જે. પટેલ લાંઘણજવાળા સંભાળતા હતા. ૧૯૨૮માં બે સામાન્ય ગાયોથી ગૌશાળાની શરૂઆત કરી અને કેટલાક ગૃહસ્થોને મદદ કરવા વિનંતી કરી. મુંબઈથી શેઠ શ્રી ચંદુલાલ મણિલાલે ઘાટકોપરની જીવદયા મંડળની છ ગાયો સંસ્થાને ભેટ મોકલી અને એમ અમારી પ્રવૃત્તિને વેગ મળ્યો. પછી તો, જે જે ગૃહસ્થોએ આ વાત સાંભળી તેમણે 'ગોદાન' કરવાની ઇચ્છા જણાવી અને બીજી પરચૂરણ મદદો પણ મળવા લાગી. ગૌશાળાના મકાન માટે શેઠશ્રી ચંદુભાઈ તરફથી ૪૦૧ રૂ. તથા પાટડી દરબાર તરફથી ૫૦૦ રૂ.ની મદદ મળી.

ગાયોની સંખ્યા તો વધવા લાગી એથી તેના માટે ગોચર મકાનની વ્યવસ્થા કરવાની આવશ્યક્તા ઊભી થઈ. સંસ્થાની પશ્ચિમે ત્રણ માઈલ દૂર આવેલી શ્રી રતિલાલ સીતવાળાની ૪૦ વીઘા જમીન ભેટ મળી. દક્ષિણમાં નાની કડી પાસે ૧૫ વિઘાની સરકારી પડતર જમીન નાની કડીના ભાઈઓની સહાનુભૂતિથી જૂજ કિંમતે સંસ્થાએ ખરીદી., પરંતુ ગૌશાળા માટે આ જમીન પૂરતી અને અનુકૂળ નહતી. દેવયોગે સંસ્થાની ઉત્તરે બે માઇલ ઉપર ૧૫૦ વીઘા જમીન કૂવા સાથે રૂ. ૧,૦૦૦માં સંસ્થાને મળી અને અમને લાગ્યું કે હવે ગૌશાળાનો વિકાસ કરી શકાશે.

આ ગૌશાળા કેવળ પાંજરાપોળ નથી, પરંતુ દેશની અંદર સારી જાતની ગાયો પેદા થાય, ગાયોની ઓલાદ સુધરે, ખેડૂતો ઘર ઘર ગાયો રાખતા થાય, અને બળદોની ભારે કિંમતો આપવામાંથી બચી જવાય. એ ઉદ્દેશો આ ગૌશાળાની પાછળ રહેલા છે. સારી ગાયો અને બળદો નીવડવાનો મુખ્ય આધાર સારા સાંઢ ઉપર રહેલો છે.

વડોદરારાજ્ય ખેતીવાડી ખાતા તરફથી સંસ્થાને ત્રણ વર્ષ માટે સારો કાંકરેચી સાંઢ આપવામાં આવ્યો હતો. તેની મુદત પૂરી થતાં છારોડી ફાર્મમાંથી એક સારો સાંઢ પસંદ કરીને લાવવામાં આવ્યો હતો.

આમ, કડીને આંગણે ગૌશાળાનો વિકાસ થયો. આ ગૌશાળામાં વરસે દા'ડે

એકસો ઉપરાંત ગાય અને વાછરડાં કિલ્લોલ કરતાં રહે છે. તેમના ઘાસચારા માટે ૫૦૦ વીઘા ઉપરાંત જમીન ગૌશાળા પાસે થઈ ગઈ છે. તે જમીન ઉપર અનાજ, શાકભાજી અને ફળફળાદિનાં મોસમસર વાવેતર થાય છે. આશ્રમના વિદ્યાર્થીઓ માટેનું દૂધ ગૌશાળાની ગાયો પૂરું પાડે છે.

ગુજરાતના આંગણે ચાલતી અનેક શિક્ષણસંસ્થાઓમાં માત્ર કડીની સંસ્થા જ એક એવી છે કે જે શિક્ષણ ઉપરાંત ઈતર પ્રવૃત્તિઓમાં અને એમાંય ગૌશાળા જેવી આદર્શભરી જવાબદારી લઈને કામ કરે છે અને એમાં જ કડીની સંસ્થાનું ગૌરવ દીપે છે.

संहतिः कार्यसाधिका.

સંપ ત્યાં જંપ.

# કડવા પાટીદાર સામાજિક સુધારણાકાર્ય

**પ્રકાશક :**

મંત્રી : કડવા પાટીદાર કેળવણી ઉત્તેજક મંડળ; કડી

**પત્રિકા નં. ૧**

## આપણી ઉન્નતિ શામાં રહી છે?

**કેળવણી : સંપ : સહકાર : ઉદ્યોગ : ત્રેવડ :**

**ખેતી ઉત્પાદક ધંધો**

દુનિયામાં ખરું ધન ઉત્પન્ન કરનાર ખેડૂતો છે, અને ખરી રીતે આખાય જનસમાજને મોખરે ખેડૂત જ ઊભો રહેવો જોઈએ. છતાં અત્યારે આપણે શું જોઈ રહ્યાં છીએ? કંગાલ અને રાંક હાલતમાં ખેડૂતને જોઈને આપણને દુઃખ થયા વિના ન જ 'રહે. 'રે ખેડૂત, તું ખરે જગતનો તાત ગણાયો. આ સઘળો સંસાર પાળતો તુંજ જણાયો.' જે ખેડૂત ઉપર આ સઘળો સંસાર ચાલી રહ્યો છે તે ખેડૂતની આવી અધોગતિ થવાનું કારણ શું? દુનિયામાં નવું ધન ઉત્પન્ન કરનાર માત્ર એક ખેડૂત જ છે. ખેતી સિવાયના તમામ ધંધાઓ માલની આપ-લે સુધારાવધારા કરી ચાલી રહ્યા છે. જ્યારે ખેતી જ એક ધંધો એવા છે કે તેમાંથી નવું દ્રવ્ય પેદા થાય છે. આવો ઉત્તમ અને ઉપયોગી ધંધો કરનાર ખેડૂતની આવી દશા શાથી થઈ? દિવસે દિવસે ખેડૂત ઘસાતો જ જાય છે. તેના માથા ઉપર દવાના થર ઉપર થર જામતા જ જાય છે. સમાજમાં તેનું સ્થાન નીચું ને નીચું ઊતરતું જ જાય છે. પૈસેટકે કંગાલ બનેલો ખેડૂત પોતાના ધંધામાં સાહસ તે શી રીતે કરી શકે? આવી કંગાલ હાલતમાં તેને

* ગુજરાત ગૌશાળા, કડી, સ્થાપિત ૧૯૨૮ થી ૪૦ સુધીના અવલોકન અંક.



પોતાની ખેતીમાં નવા નવા પ્રયોગો કરવાનું સૂઝે જ ક્યાંથી? માંડમાંડ પોતાનું પેટ ભરી શકે તેટલા દાણા ઉત્પન્ન કરનાર ખેડૂત નવાં સાહસો ખેડી ખેતીના શાસ્ત્રને ખીલવી જ શી રીતે શકે? એ વાત તદ્દન ખરી છે કે, ખેતી એ ઉત્પાદક ધંધો છે. ખેતી જેવું નવું દ્રવ્ય ઉત્પન્ન કરી શકે છે એવું દ્રવ્ય બીજો કોઈ પણ ધંધો ઉત્પન્ન કરી શકતો નથી. પણ, જ્યાં સુધી ખેડૂત પોતાના પગ ઉપર ઊભો રહેતો ન થાય, ત્યાં સુધી તેની પાસેથી લાંબી લાંબી આશાઓ રાખવી ફોગટ છે. જ્યાં સુધી ખેડૂત શરીરે સશક્ત બન્યો નથી; જ્યાં સુધી તેનાં મન અને બુદ્ધિ કેળવાયાં નથી; જ્યાં સુધી સામાજિક રિવાજોએ તેને નિચોવવાનું બંધ કર્યું નથી ત્યાં સુધી ખેડૂતની ખેતીમાં વિકાસની આશા રાખવી એ હવાઈ કિલ્લો છે.

**આર્થિક સ્વતંત્રતા**

અત્યારે તો ખેડૂત દરેક રીતે પરતંત્ર છે. સદીઓજૂના સામાજિક રીતરિવાજોના સકંજામાં તે જકડાયેલો છે. તેના ઉપર દેવાનાં રણેરણ ચડેલાં છે. જ્યાં સુધી નાણાંની બાબતમાં ખેડૂત સ્વતંત્ર ન થાય, ત્યાં સુધી તે જરા પણ આગળ વધી શકે નહિ. ખેડૂતની પ્રગતિનું પ્રથમ પગથિયું આર્થિક સ્વતંત્રતા છે. આ આર્થિક સ્વતંત્રતા કેવી રીતે સધાય એ એક મોટો પ્રશ્ન છે. દિનપ્રતિદિન ખેડૂત વધારે ને વધારે આર્થિક બાબતમાં પરતંત્ર બનતો જાય છે. એક તો તેની ખેતી કરવાની રીત જૂનીપુરાણી છે. તેની જમીન એકજથ્થે નથી. ગામની ચારે બાજુ આવેલા તેના જમીનના ટુકડાઓની સંભાળ રાખવામાં તેનો કેટલોય વખત વ્યર્થ ચાલ્યો જાય છે. જમીન છૂટી છૂટી હોવાથી બગાડ પણ પુષ્કળ થાય છે. વળી, જ્યાં સુધી જમીન એકજથ્થે કરી ખેડૂત પોતાના ખેતર ઉપર રહેતો ન થાય, ત્યાં સુધી તેને ખેતીમાંથી નફો મળે એ અસંભવિત છે. અત્યારે તો તેને ખેતીમાંથી પૂરી મજૂરી પણ પાલવતી નથી. 'ખેતરમાં વસતા ખેડૂતની કેટલી બધી મહેનત બચે; કેટલો બધો બગાડ તે અટકાવી શકે; જો ખેડૂત આ બાબત સમજી જાય તો. એક રીતે તેને જરૂર આર્થિક લાભ થાય જ.

ખેડૂતને પાયમાલ કરતી બીજી બાબત સામાજિક રિવાજો છે. ખેડૂતની સ્થિતિ પૈસો ખરચવાની હો કે ન હો પણ અમુક ખર્ચ તો તે કરે જ જાય છે. મરણ પાછળનાં થતાં જમણોમાં હજારો રૂપિયા ઉડાડી દેવાદાર થનાર ખેડૂતોના સોએ નવાણું દાખલાઓ હશે. ભલેને વર્ષો સારાં આવે; ભલેને ખેડૂત સુંદર પાક જોઈ રાચે; ભલેને ખેડૂત એક વર્ષમાં દસ વર્ષ જેટલું મેળવે. છતાંયે તેની સ્થિતિ ક્યાં સુધરે છે? કારણ સ્પષ્ટ છેઃ ખેડૂતની જિંદગીમાં એક-બે વાર મરણ પાછળ કારજ કરવાનું આવે એટલે બસ! સારા વર્ષોમાં કમાયેલું ધન ક્યાંય ઊડીને રાખ થઈ જવાનું અને ઊલટું દેવું ઢસેડવું પડે તે જુદું. આ પ્રમાણે ખોટા ખર્ચ કરવાથી થયેલું દેવું વંશપરંપરાથી ચાલતું

આવે જ જાય છે અને દર વર્ષે તેનું વ્યાજ પણ પૂરું નહિ ભરી શકનાર ખેડૂત દિવસે દિવસે કરજના બોજામાંથી ઊંચો આવી શકતો નથી. આ પ્રમાણે આર્થિક સ્વતંત્રતામાં આડે આવનારી વસ્તુઓ જ્યાં સુધી આપણે દૂર કાઢી રાખી ન દઈએ ત્યાં સુધી આપણે ક્યાંથી પૈસા મેળવી શકીએ? અને જ્યાં સુધી ખેડૂત પાસે પૈસા નથી ત્યાં સુધી ખેતીમાંયે વિકાસ શી રીતે થઈ શકે?

**સહકાર**

ખેડૂતની ઉન્નતિનું બીજું પગથિયું સહકાર્ય છે. સહકાર એટલે સાથે મળી કામ કરવું. કોઈ પણ ધંધા કરતાં ખેતી અને ખેતીને સંબંધ ધરાવતા ધંધામાં સહકારની સૌથી વિશેષ જરૂર પડે છે. અત્યારે ખેડૂતને બીજા ધંધાદારીઓ લૂંટી ખાય છે તેનું કારણ એ જ છે કે ખેડૂતોમાં સહકાર નથી. એક મામૂલી ગામમાં મામૂલી વેપાર કરનાર વેપારીઓનાં એસોસિયેશન્સ, સહકારી મંડળીઓ હોય છે. જ્યારે જે વસ્તુઓનો આખી દુનિયાને ખપ છે તેવી વસ્તુને પેદા કરનાર ખેડૂતની મંડળીઓ જ ન મળે! વેપારીઓ નક્કી કરે તે પ્રમાણે ખેડૂતને પોતાનો માલ વેચવો પડે છે. પછીથી ભલે ને તેને પોતાની મજૂરી જેટલું પણ ન પરવડતું હોય! આ એક ઊંધો ન્યાય છે. જ્યાં સુધી ખેડૂત સમજશે નહિ, અને જ્યાં સુધી તે પોતાની મંડળીઓ બાંધશે નહિ ત્યાં સુધી તે કોઈ દિવસ ઊંચે ચઢી જ શકવાનો નથી. દરેક ગામમાં ખેડૂતનો ઉત્પન્ન થયેલો માલ વેચવાની ખેડૂતોની જ બનેલી એક સહકારી વેચાણમંડળી જોઈએ. ખેડૂતને પૈસા ધીરનારી ખેડૂત સહકારી બેન્ક પણ જોઈએ અને ખેડૂતને માલ પૂરો પાડનારી ખેડૂત ખરીદમંડળી પણ જોઈએ. આ પ્રમાણે જ્યારે ગામેગામ મંડળીઓ સ્થપાય અને દરેક ગામની મંડળીઓની પાછી એક મધ્યસ્થ મંડળી સ્થપાય તો જ ખેડૂત આ સ્પર્ધાના જમાનામાં ફાવી શકવાનો છે.

**સ્વચ્છ રહેણી**

ખેડૂતની ઉન્નતિનું ત્રીજું પગથિયું ખેડૂતની સ્વચ્છ રહેણી છે. અત્યારની સ્થિતિમાં તો પ્રથમ નજરે 'ગામડું' એટલે 'ઉકરડો' એવો જ આપણને ભાસ થાય છે. ખેડૂતનાં ઘર જુઓ, તેની ઊઠવાબેસવા, સૂવાની જગા જુઓ તો આપણને જણાશે કે, હે રામ! આટલી બધી કુદરતની મહેર હોવા છતાં મનુષ્ય કેટલી હદે પોતાની જાતને દુ:ખી બનાવી રહ્યો છે! ઘરમાં પૂરતું હવા અજવાળું ન મળે. જ્યાં બળદ કે ભેંસ બંધાતાં હોય ત્યાં જ સૂવા બેસવાની જગા હોય. ઘરમાં કશી ચીજ જ વ્યવસ્થિત ન મળે. અને ઘર બહાર? એની તો વાત જ ન કરવી. ઉકરડા અને ગંદી વસ્તુના થર ઉપર થર જામેલા જ હોય. બાળકો અને મોટેરાં રસ્તાઓ જ્યાં ત્યાં મેલાંથી બગાડી



જ મૂકતાં હોય. ગામના તળાવ ઉપર પણ એ જ દૃશ્ય. જે તળાવનું પાણી ન્હાવા - ધોવામાં, અરે! પીવામાં પણ વપરાતું હોય તે જ તળાવમાં ઢોર મૂતરે, પોદળા કરે અને માણસો મળત્યાગ કરી તેને અશુદ્ધ કરે અને ભાગોળે ઉકરડાના ડુંગરા જ દેખાય. ઉકરડો એ અલબત્ત સોનાનું ખાતર છે, પણ તેનીયે વ્યવસ્થા જોઈએ. ઉકરડા માટે અલગ દિશામાં ઊંડો ખાડો ખોદી તેની અંદર એને વ્યવસ્થિત રાખવામાં આવે તો ખાતર પણ કિંમતી બને અને હવા પણ ન બગડે. આવા ગંદવાડમાં જીવન ગુજારતાં ગ્રામ્ય બાળકોના હૃદયમાં સ્વચ્છતાનો ખ્યાલ સ્વપ્ને પણ ક્યાંથી આવી શકે! સ્વચ્છતા એ દિવ્યતાની લગોલગ આવેલી છે. જ્યાં સુધી આપણાં શરીર અને આપણી આજુબાજુની પરિસ્થિતિ આપણે શુદ્ધ અને સ્વચ્છ ન બનાવી શકીએ ત્યાં સુધી આપણાં મન પણ મેલાં જ રહે છે. શરીર અને ઘરઆંગણાની સ્વચ્છતાને મનની પવિત્રતા સાથે ગાઢ સંબંધ રહેલો છે. સ્વચ્છતા જોઈ આપણું મન પ્રફુલ્લ બને છે, અને જ્યારે મન પ્રફુલ્લ બને છે ત્યારે જ આપણે આનંદ અનુભવી શકીએ છીએ. અસ્વચ્છ વાતાવરણમાં રહેતો ખેડૂત સંપૂર્ણ તંદુરસ્તી ન જ ભોગવી શકે. વારંવાર અનેક રોગોથી તેનું શરીર તવાયેલું રહે તો, તે પોતાના ધંધામાં ઉત્સાહ અને હિંમતપૂર્વક કામ પણ શી રીતે કરી શકે? સ્વચ્છતા જાળવવી અને તંદુરસ્ત રહેવું એ દરેક માણસની પ્રથમ ફરજ છે.

**નૈતિક જીવન**

ખેડૂતની ઉન્નતિનું ચોથું પગથિયું તેનું નૈતિક જીવન છે. એટલું સારું છે કે હજુ ખેડૂતના હૃદયમાં ઊંડે ઊંડે એ રામ વસેલો છે, તેથી અનેક અનિષ્ટ અને અધોગતિએ પહોંચાડનાર દુષ્ટ રિવાજોનો તે ભોગ બનેલો હોવા છતાં તે પોતાનું નૈતિક જીવન કંઈક સાચવી રહ્યો છે. અત્યારે તો બાળલગ્નની વિનાશક રૂઢિ તેને જકડી રહી છે. આ રૂઢિ તેને આર્થિક દૃષ્ટિએ હાનિ પહોંચાડે છે એટલું જ નહિ, પણ તેનું નૈતિક જીવન હલકું બનાવે છે. બાળલગ્ન લગ્નની શુદ્ધતા અને ગંભીરતાનો નાશ કરે છે, જીવનને કલુષિત બનાવે છે. અત્યારે તો આપણા ખેડૂતભાઈઓ એમ જ સમજી બેઠા છે કે દુનિયામાં તેમને બે મુખ્ય કામ જ કરવાનાં છે : લગ્ન અને માબાપનાં મરણ પાછળ નાતવરાઓ. કોઈપણ પ્રકારે આ બે બાબતો પાર પાડી એટલે ગંગા નાહ્યા. પછી ભલેને આખુંયે જીવન ક્લેશ - કંકાસમાં, બીજાનાં અપમાન સહન કરવામાં પસાર થતું હોય! બાળલગ્ન બાળકોનાં ભાવિ જીવનને ઊગતાં જ ડાંભી દે છે. આ બાળલગ્ન બાળકોને કેળવણીમાં આગળ-વધતાં અટકાવે છે. બાળકોનાં શરીર અને મનને બગાડે છે અને ભાવિ આશાઓ ઉપર પાણી ફેરવે છે. જો આપણે

આપણું નૈતિક જીવન ઉચ્ચ અને શુદ્ધ રાખવા માગતા હોઈએ, તો આ બાળલગ્નની બેડી તોડે જ છૂટકો છે. બાળલગ્નનો નાશ કર્યા સિવાય સશક્ત અને ઉત્સાહી પ્રજા પાકશે એવી આશા રાખવી એ ઝાંઝવાનાં જળ સમાન છે.

**ગૃહઉદ્યોગો**

ખેડૂતની ઉન્નતિનું ચોથું પગથિયું ગામડાના ગૃહઉદ્યોગો છે. ખેતી એ આપણો મુખ્ય ધંધો ખરો, પણ તેની સાથે બીજા નાના નાના ગૃહઉદ્યોગો ન રાખીએ તો આપણે ન જ ફાવીએ.

જીવનની મુખ્ય બે જરૂરિયાતોમાં અનાજ તો આપણે ઉત્પન્ન કરીએ છીએ, પણ કપડાંની બાબતમાં હમણાં હમણાં આપણે તદ્દન પરાધીન બની ગયા છીએ. કરોડો મણ રૂ આપણે આપણા ખેતરમાં પકવીએ છીએ, પણ તે બધું પરદેશ મોકલી તેમાંથી બનેલાં કપડાં આપણે ખરીદીએ છીએ. ખેતીમાં આપણને કંઈ બારે માસ સરખું કામ હોતું નથી. ઉનાળામાં નવરાશનો વખત મળે છે તે વખતે આપણાં જ ખેતરોમાં પાકેલો કપાસ લોઢી, પીંજી, કાંતી, વણી કે વણાવી તેનાં કપડાં બનાવીએ તો તે આપણને રૂના ભાવે જ પડે. આમ કરવાથી આપણાં ઘરમાંથી અને દેશમાંથી ધન જતું અટકે અને ગરીબ વણકરો વગેરેને મજૂરી પણ મળે. આપણે બધા જાણીએ છીએ કે આજથી સો વરસ ઉપર દરેક ખેડૂતના ઘરમાં રેંટિયા હતા અને ઘરની વૃદ્ધ માતાઓ કાંતતી અને તેમાંથી કપડા બનતાં. તે વખતે આપણો ગૃહસંસાર સુખી અને આનંદી હતો.

જેમ આપણે રેંટિયાને વિસારી મૂક્યો છે, તે જ પ્રમાણે ગાયને પણ વિસારી મૂકી છે. ગાયને બદલે આપણે ભેંસો પાળતા થઈ ગયા છીએ. ગાય કરતાં ભેંસ આપણને તાત્કાલિક ફાયદો આપતી જણાય છે, પણ લાંબી નજરે વિચારીશું તો જણાશે કે ગાયના પાલનમાં જ આપણી સમૃદ્ધિ રહેલી છે. ગાયનું દૂધ દરેક રીતે શરીર, મન અને બુદ્ધિને ફાયદા કરતું છે. 'જેવું અન્ન તેવા ઓડકાર.' એ કહેવત પ્રમાણે ગાયનું દૂધ પીવાથી આપણાં બાળકો ચંચળ, બુદ્ધિશાળી અને નીરોગી બને છે. જ્યારે ભેંસનું દૂધ ચરબી વધારે અને માણસની બુદ્ધિને મંદ અને જડ બનાવે છે. ભેંસ એ જંગલી પ્રાણી છે. તેના દૂધમાં પણ તેવા જ ગુણો હોય એ કુદરતી છે. કોઈ મૂર્ખ માણસને આપણે કહીએ છીએ કે ''એ તો ડોબા જેવો છે.'' આ શું બતાવે છે? વળી આપણી ખેતીનો આધાર બળદ ઉપર રહેલો છે. જેમ જેમ આપણે ગૌપાલન સંબંધી બેદરકાર થતા ગયા તેમ તેમ કરોડો ગાયો પરદેશ ચઢતી ગઈ. ગાયોની ઓલાદ પણ દિનપ્રતિદિન ઊતરતી ગઈ અને બળદોની કિંમત ખૂબ જ વધી પડી. પરિણામે



આપણને બળદ ખરીદવાનું ખર્ચ ઘણું જ વધી પડ્યું. તેથી ખેતી આપણને નુકસાનકારક નીવડી. આ બધું ગાયોની સેવા ન કરવાનું પરિણામ છે. જ્યાં સુધી આપણે ખેડૂતો આ ગૌપાલનનો મહિમા નહિ સમજીએ ત્યાં સુધી ગાયોની દશા તથા આપણી ખેતીની દશા સુધરવાની નથી. અત્યારે જેમ આપણે ભેંસો પાળીએ છીએ તે પ્રમાણે દરેક ખેડૂત પોતાને ઘેર નિદાન એક ગાય પાળવાની પ્રતિજ્ઞા લે, તો થોડા જ સમયમાં આપણી અને આપણી ખેતીની આબાદી થાય.

**કેળવણી**

અભણ ખેડૂત! આ શબ્દ આપણે વારંવાર સાંભળીએ છીએ. જ્યાં સુધી આપણે કેળવણીમાં પછાત હોઈશું ત્યાં સુધી આપણે જરૂર લઈ જ જવાના 'કેળવણી' વિના અત્યારના જમાનામાં કોઈને ચાલે તેમ નથી. કેટલાક ભાઈઓ કહે છે કે, 'ખેડૂતને વળી ભણવાનું શું કામ છે?' આ આપણી અજ્ઞાનતા બતાવે છે. દુનિયા ઉપર નજર ફેંકશો તો જણાશે કે હિંદુસ્તાનના ખેડૂતો જેવા કંગાલ અને અભણ ખેડૂત દુનિયાના કોઈપણ ભાગમાં તમને જડશે નહિ. અમેરિકાના ખેડૂતો પોતાની મોટરો રાખે છે અને તેઓ કરોડાધિપતિ હોય છે. જ્યારે આપણે અહીંની સ્થિતિ તદ્દન ઊંધી જ છે. કારણ એ જ કે આપણને કેળવણીની કિંમત નથી. આપણે ભણતા નથી તેથી આપણને બીજા ધંધાદારીઓ છેતરી જાય છે. આપણામાં કરકસર અને ત્રેવડના ગુણો નથી. તેથી જ્યારે સારું પાકે છે ત્યારે ઉડાવીએ છીએ અને નબળાં વર્ષોમાં હાથપગ જોડી બેસી રહીએ છીએ. વળી, કેળવણીના અભાવને લીધે આપણે આપણી ખેતીમાં કોઈ પણ પ્રકારના સુધારાવધારા કરી શકતા નથી. બીજા દેશોમાં વધારે પાક ઉત્પન્ન કરવા ખેડૂતો શું શું કરી રહ્યા છે તે આપણે જાણી શકતા નથી. એટલે કૂવામાંના દેડકાની માફક આપણે એમ જ સમજીએ છીએ કે દુનિયા તો કૂવા જેવડી છે. આપણને ખબર નથી કે દુનિયામાં તો મોટા મોટા મહાસાગરો પડ્યા છે. વળી આપણી અભણતાને લીધે વ્યવહારમાં આપણે જ્યાં ત્યાં હડધૂત થઈએ છીએ. આપણને જે માન મળવું જોઈએ તે નથી મળતું. તેનું કારણ કેળવણીનો અભાવ છે. એટલે આપણાં બાળકોને સરસ કેળવણી આપવી એ આપણી પ્રથમ ફરજ છે.

ખેડૂત ભાઈઓ મેં તમારી આગળ ખેડૂત ભાઈઓની સાચી ઉન્નતિ માટે જે વિચારો મૂક્યા છે તેને એક કાને સાંભળી બીજાં કાને કાઢી નાખશો નહિ. તેના ઉપર પૂરતો વિચાર કરજો, અને જે વિચારો તરતમાં અમલમાં મૂકી શકાય તેવા હોય તેને જરૂર અમલમાં મૂકશો. પરિણામે આપણને સુખ, આનંદ અને શાન્તિ મળશે.

૧૦-૧૦-'૨૯ લેખક : **બાપુભાઈ વિઠ્ઠલદાસ ગામી,** બી.એ.

## પત્રિકા નં. ૨
## બારમાં-કારજથી આપણી અધોગતિ.

### કારજની પ્રથા પડવાનું કારણ

હિંદુપુત્રે પિતાને પિતૃપિંડ આપી પિતૃઋણ અદા કરવું એવી ફરજ મનાય છે. આ ફરજને આધારે શરૂઆતમાં પુણ્યદાન, બ્રહ્મભોજન વગેરેની પ્રથા પડેલી હોવી જોઈએ, અને તે પ્રથા વ્યવહારના સ્વરૂપમાં બદલાઈ હશે. એકે ભોજન આપ્યું એટલે બીજાઓએ પણ શરમને લીધે મોટાઈ મેળવવા વગેરે કારણોને લીધે જમણ આપવું જ જોઈએ એમ બન્યું. કારજની પ્રથા પડવાનું ગમે તે કારણ હશે, છતાં હાલ તે અનિષ્ટમાં અનિષ્ટ રિવાજ થઈ પડ્યો છે.

### મજૂરી અર્થે દેશાવર જતા કડવા પાટીદારો

આ અનિષ્ટ રિવાજથી કડવા પાટીદાર કોમ સાવ નિચોવાઈ ગઈ છે અને તદ્દન નિર્માલ્ય બની ગઈ છે. કડીપ્રાંતમાં એક લાખને પાંસઠ હજાર કડવા પાટીદારોની વસ્તી છે, એટલે કે આશરે પચાસ હજાર કુટુંબો હશે. આ કુટુંબો પૈકી ભાગ્યે જ એક હજાર કુટુંબની સ્થિતિ ઠીક ગણાય, બાકીનાં કુટુંબો ગરીબ અને નિરાધાર છે. એક-બે વર્ષ કરવરિયાં આવે તો કાં તો અમદાવાદની મિલની મજૂરી કે મુંબઈમાં વાસણ ઊટકવાનો ધંધો કરવા જવું પડે. અમદાવાદ અને મુંબઈમાં હાલ કડીપ્રાન્તનાં નિદાન આઠ હજાર કડવા પાટીદાર કુટુંબો મજૂરી અર્થે વસતાં હશે. ધંધાર્થે દેશાવર ન જવું અગર મજૂરીનો ધંધો હલકો છે એમ કહેવાનો આશય મુદ્દલે નથી. પરંતુ ખેતી જેવો સ્વતંત્ર ધંધો છોડી આટલાંબધાં કુટુંબો દેશાવર ચાલ્યાં જાય અને કડી પ્રાંતની ફળદ્રુપ જમીન અણખેડાયેલી પડતર પડી રહે એ સ્થિતિ તદ્દન શોચનીય છે. કયાં કારણોથી અભણ ખેડૂત કુટુંબોને દેશાવર નાસવું પડ્યું હશે તે શોધવું અઘરું નથી. અમદાવાદ વગેરે ઠેકાણે જઈ વસેલાં કેટલાંક કુટુંબોને આજકાલ એક સૈકો થવા આવ્યો છે. કેટલાંકને અર્ધી સદી તો કેટલાંકને ત્રણ દસકા થવા આવ્યા છે. હજુ પણ દર વર્ષે કેટલાય કડવા પાટીદારો દેશાવર મજૂરી અર્થે ગયા જ કરે છે. હાલ કડીપ્રાંતનાં કેટલાંક ગામડાં ખાલી જેવાં લાગે છે. કેટલાંક ગામોમાં હાલ જેટલી વસ્તી છે તેટલી જ વસ્તી (મૂળ તે ગામની) દેશાવર છે.

આ સ્થિતિ બારમાં-કારજથી આવી છે. રળી ખાવા જેટલું જ જમીનજોડિયું હોય ને રહેવા એક ખોરડું હોય તોપણ માં કે બાપનું મૃત્યુ થયું કે તેમની પાછળ કારજ કરવું જ પડે એવી સમાજની જોહુકમી છે. ન્યાત બહારની ધમકી આપવામાં આવેલ ગરીબ બિચારો ખેડૂત પણ એવી માન્યતાવાળો થયો છે કે જો બારમું ન કરીએ



તો ઈજ્જત જાય અને માબાપ સ્વર્ગ ન પામે - અદ્ધર લટકે (નરકમાં જાય અથવા પ્રેત થાય). એટલે તે પોતાની પાસેનું સર્વસ્વ વેચીસાટી, ગીરો મૂકી, દોકડે, પૈસે કે બે પૈસે વ્યાજે નાણાં મેળવી બારમું કરે છે. એને પરિણામે બારમાના બીજે જ દિવસે અમદાવાદ કે મુંબઈનો રસ્તો લે છે. કન્યાવિક્રય કરીને માબાપ પાછળ બારમું કર્યાના દાખલા પણ બન્યા છે.

### બારમાંથી થતું નુકસાન

આવી રીતે કારજ કરવાથી આખી જ્ઞાતિની આર્થિક સ્થિતિ નબળી થઈ ગઈ છે. આર્થિક સ્થિતિ નબળી થઈ એટલે નૈતિક અધોગતિ પણ આવી. જે ખેડૂત આખા જગતનું પાલન કરે તે ખેડૂત દુઃખી ને કંગાલ હોય એ અત્યંત નવાઈ જેવું ગણાય. કમાણીનો, ઉત્પન્નો દુરુપયોગ કરવાથી શું પરિણામ આવે છે એ આ ઉપરથી સમજાશે. ખેડૂત પોતાની આવક અનુત્પાદક કામોમાં જ ખર્ચ્યા કરે છે અને ઉત્પાદક કામોમાં ખર્ચવા જેટલી સ્થિતિ પણ ન રહે ત્યાં સુધી પોતે ઉડાઉ બન્યો રહ્યો. જો તેણે ખેતીની પેદાશ વધારનારાં સાધનો વસાવવામાં જોઈએ તેટલા પ્રમાણમાં ખેતરમાં ખાતર નાંખવામાં, જોઈએ તેટલા પ્રમાણમાં પાકને પાણી આપવાની વ્યવસ્થા કરવામાં, જે જમીન કુવેતર ન હોય તે જમીન ઉપર કૂવાઓ કરવામાં, ખેતર ઉપર જ બળદને રહેવા અને ઘાસ ભરવા માટે મકાનો કરવામાં, સાલો બનાવવામાં, ઉકરડા માટે ચણતરથી ખાડા બનાવવામાં, પોતાનાં બાળકોને કેળવવામાં, ઘર ધોળીને સાફસૂફ રાખી તંદુરસ્તીનાં સાધનો મેળવવામાં કે અન્ય ઉત્પાદક કામોમાં પોતાની પેદાશનો ઉપયોગ કર્યો હોત, તો તેની આવી સ્થિતિ થવા ન પામત. ઊલટું, તેણે કારજ, લગ્નપ્રસંગના જમણ, કોર્ટના કજિયા વગેરે અનુત્પાદક કાર્યોમાં નાણાં ખર્ચ્યાથી તેની દુર્દશા આવી છે.

### કારજથી નાશ પામેલા ખેડૂતની સ્થિતિ

માબાપની હયાતી વખતે જે ખેડૂતની સ્થિતિ કંઈક ઠીક હતી. માબાપના મૃત્યુ પછી હજારો રૂપિયા દેવા કરી ખર્ચ કર્યો ને ખેતર અને ઘર ગીરો મૂક્યાં. દર વર્ષે ખેતરનું ઉધડ અને ઘરનું ભાડું ભરે. ખેતરનો પાક શેઠને વેચે અને ગોળ, ખાંડ, તેલ, કાપડ, કોસ વગેરે સાધનો ખરીદવા નાણાં વગેરેનો ઉપાડ કરે અને તેનો હિસાબ રાખે. ખેડૂતને હિસાબ મોઢાનો. વર્ષ થયાં કે શેઠે દાવો કરી બળદ, ભેંસો, ઘરનું બધુંય લઈ લીધું. ખેડૂત થયો હાથેપગે. ગામમાં બીજો ધંધો ન રહ્યો. કોઈ પાશેર મીઠું પણ ઉધાર માંડે નહિ. ફાટ્યાંતૂટ્યાં લૂગડાં પહેરે. એક ઝૂંપડીમાં આખુંય કુટુંબ પડી રહે. કડીપ્રાંતમાં આવા ખેડૂતોની સંખ્યા ઘણી જ મોટી છે. બાકીના લગભગ બધા ખેડૂતો

એવા છે કે જેઓ લેણદારના દેવાનું વ્યાજ માંડમાંડ આપી શકે છે. આવા ખેડૂતો પોતાનાં ખેતરોને આબાદ કરવા માટે જરૂરી સુધારા કેવી રીતે કરી શકે? અને પોતાનાં બાળકોની કેળવણી પાછળ પૈસા કેવી રીતે ખર્ચી શકે?

### સુજ્ઞ જ્ઞાતિજનોની ફરજ

જ્ઞાતિની આ સ્થિતિ સુધારવા સુજ્ઞ જ્ઞાતિજનોએ વિવેકબુદ્ધિ વાપરી કટિબદ્ધ થવું જોઈએ. यद्यदाचरति श्रेष्ठस्तत्तदेवेतरोजनः મોટા અને ડાહ્યા માણસો જે કરે છે તેનું અનુકરણ અન્ય લોકો કરે છે. સમજુ અને ડાહ્યા કડવા પાટીદાર બંધુઓએ જ્ઞાતિહિતની ખાતર, લોક કલ્યાણાર્થે પોતે જાતે બારમા-કારજમાં ભાગ લેવો ન જોઈએ. કોઈ કારજ કરતું હોય તો તેને ઉપદેશ આપી વારવો જોઈએ.

### પાટીદાર શિક્ષકો અને યુવકોની ફરજ

કડી પ્રાંતમાં કડવા પાટીદાર શિક્ષકોની સંખ્યા ઠીક ઠીક છે. બીજા સમજુ અને કેળવાયેલા યુવાનોની સંખ્યા પણ સારા પ્રમાણમાં છે. શિક્ષકો અને યુવકો આ રિવાજને બંધ કરવા ધારે તો તે બંધ થઈ શકે તેમ છે. જો શિક્ષકો અને યુવકો યુવકમંડળો સ્થાપી, સંગઠન કરી, પોતાનું બળ જમાવી કારજમાં જમવા ન જવાની પ્રતિજ્ઞા લે; બીજા પાટીદાર બંધુઓને જમવા ન જવાનો ઉપદેશ આપે; પોતાને ત્યાં પ્રસંગ આવે ત્યારે કારજ ન કરે અને ભાઈઓને કારજ ન કરવાનો ઉપદેશ આપે તો આ રિવાજ ટૂંક મુદતમાં જ બંધ થશે.

### રચનાત્મક કાર્યની રૂપરેખા

કડવા પાટીદાર કોમનું હિત ચાહનાર દરેક બંધુ શું કરી શકે?

૧. તે યુવકમંડળો અને વિદ્યાર્થીમંડળો સ્થાપે.
૨. તે કારજમાં ભાગ ન જ લે.
૩. તે કારજમાં ભાગ ન લેવા પોતાના ભાઈઓને ઉપદેશ આપે.
૪. તે પોતે કારજ ન જ કરે.
૫. તે બીજાઓને કારજ ન કરવા ઉપદેશ આપે.
૬. તે પોતાના ગામના વિદ્યાર્થીઓ તથા કુમારોનાં કુમળાં મગજમાં કારજનાં બૂરાં પરિણામો ઠસાવે.

ગામના વિદ્યાર્થીઓની મદદ મેળવી સરઘસ, ગાયન ગાઈને કારજ વિરુદ્ધ વાતાવરણ ઉત્પન્ન કરે.

૧૪-૧૧-૨૯ લેખક : **પોપટલાલ ગુલાબદાસ પટેલ,** અ.વિ.



## પત્રિકા નં. ૩
## કડવા પાટીદારની ઉન્નતિ માટે શું કરી શકાય?

આજે જગતનું અનાજથી પોષણ કરનાર જ્ઞાતિ-ખેડૂત કંગાલ સ્થિતિમાં કેમ રખડ્યા કરે છે તે પ્રશ્ન સમાજસેવા કરનારનું ધ્યાન ખેંચે છે. સવારથી સાંજ સુધી માટી સાથે કુસ્તી કરી માટીમાંથી અનાજ-કણ પેદા કરે છે, છતાં તે ખેડૂતનાં બાળકોને પેટપૂરતું અન્ન ખાવાને મળતું નથી. ખેડૂતની બેહાલ સ્થિતિનો અનુભવ કરી જો સમાજના મૂળતત્ત્વને ઉગારી લેવામાં ન આવે તો આખા જનસમૂહની ઉન્નતિ થવાની નથી. બીજાના ઉપર આધાર રાખી ખેડૂત પોતાનાં દુઃખ દૂર કરવાનો નથી. તેણે સ્વાશ્રયી થવાની જરૂર છે.

मनः एव मनुष्याणां कारणं बन्धमोक्षयोः । બીજાની પાસે દુઃખ નિવારણની યાચના કરી નિસ્તેજ થવાને બદલે આપણા દુઃખનું મૂળ કારણ શોધી તેનો નાશ કરવા પ્રયત્નશીલ બનવું જરૂરનું છે, અને દુઃખ નિવારણ કરવા આજના સમયમાં જે વ્યવહારુ ઉપાય મને જણાયા છે તે જ્ઞાતિબંધુઓને જણાવવાનો હું આ લેખમાં પ્રયત્ન કરું છું.

### ચોપડી બાંધી હિસાબ રાખતાં શીખો

પાટીદાર ભલો અને ભોળો છે એ સામાન્ય વિશેષણોથી સમાજમાં આજે અને સંબોધવામાં આવે છે. આપણે ભલા ભલે રહીએ, પરંતુ ભોળપણ એવું ન હોવું જોઈએ કે લોકો આપણને છેતરી ગેરલાભ લઈ જાય. આજે અભણ અને ભણેલા દરેક પાટીદાર બંધુઓને એક નાની ચોપડી અગર નોટબુક જમા ખર્ચના હિસાબ માટે રાખવાની જરૂર છે અને જે જે ઈસમોને ચીજ જે ભાવે વેચે અગર જેને ત્યાંથી ઉપાડ કરે અને વસૂલ આપે તે જ ઈસમના હાથથી પોતાની ચોપડીમાં તેનું ખાતું પડાવી તે જ વખતે નામું તે ચોપડીમાં લખાવી લે. વળી, પોતાની આવકની બહાર ખર્ચનો આંકડો ન જાય અગર જતો હોય તો તેનું આખરે ભાન થાય તે માટે પોતાનું ખર્ચખાતું પણ તેમાં ઈલાયદું રાખવું જોઈએ. આ નાની ચોપડીથી ખેડૂત પાસેથી એક વખત આપેલી રકમો ફરીથી લહેણી બતાવી અનેક વખત ભરવાનો પ્રસંગ થતો અટકશે. આપેલું વસૂલ લહેણદાર છુપાવી શકશે નહિ અને વ્યાજનો દર અને વ્યાજની રકમ કેટલી દર વર્ષે ભરવી પડે છે તે લખાણ ઉપરથી ખેડૂતનું ધ્યાન ખેંચાશે. ખોટા સરવાળા બતાવી છૂટ મૂક્યાનો આડંબર લેણદાર કરી શકશે નહીં. પોતાનો પાક બજારભાવથી જ્યારે વેચાય ત્યારે તેનો ભાવ જ તે વખતે ચોપડીમાં લખાવી લેવાથી પાછળથી ભાવની વધઘટ થતાં લેણદાર-શાહુકાર ઓછો ભાવ લખી શકશે નહિ. આજે ખેડૂતનું

પેદા કરેલું, ખેડૂતની પાસેથી અર્ધ ઉપરાંત શાહુકાર લઈ છુપાવી શકે છે તેનું મુખ્ય કારણ ખેડૂત પાસે તેનો હિસાબ રહેતો નથી તે જ છે. આજે સરકારમાં જમીનનું ગણોત લેવામાં આવે છે. તે રોકડ રકમ રૂપે ૩૦ વર્ષ માટે નક્કી થાય છે. છતાં વર્ષ એકસરખાં આવતાં નથી. વર્ષની પેદાશ આઠ આનીથી ઓછી થાય તો સરકારી ગણોતમાં માફી મેળવવાનો ખેડૂતનો હક છે. પરંતુ તે ખેતીનો હિસાબ બતાવ્યા સિવાય સરકારની ખાતરી કરી શકાય નહીં. જો ખેતીના ખર્ચમાં કરેલું કરજ ખેડૂત પોતાની ચોપડીમાં લખી રાખે તો તેની થયેલી પેદાશ સાથે સરખાવી ખેડૂતનો નફો નક્કી કરી ગણોત માફ કરવાની લડત હિંમતથી કરી શકાય. આજે જ્યાં ખેડૂતસંઘ સ્થાપવામાં આવ્યા છે ત્યાં પણ હિસાબખર્ચના આંકડા લેખી તૈયાર નહિ હોવાથી તપાસ કરનારનું કામ અઘરું બન્યું છે. તે હિસાબ રાખવાથી સુલભ થવા સરખું થશે. હું એટલું અવશ્ય ઇચ્છું છું કે દરેક ખેડૂત આજથી બે આનાની ચોપડી અવશ્ય ખરીદ અને તેમાં તેનો તમામ હિસાબ લખવાનું શરૂ કરે તો આજનું તેનું દર્દ તે જાતે જ શોધી શકશે.

**ખેતીવાડીની સહકારી બેંકો ઉઘાડો અને આવકખર્ચથી નિયમિત બનો**

ખેડૂત પ્રથમ હિસાબ રાખતો થાય એટલે શાહુકારને તે સ્થિતિ અસહ્ય થશે, કારણ કે તેની આવકને નુકસાન પહોંચવાનો સંભવ છે. આજે શાહુકાર માત્ર એક દલાલ છે. તેનામાં નવીન ઉત્પન્ન કરવાની શક્તિ નથી. એટલે તે ખેડૂતને તેના પંજામાંથી મુક્ત કરવા તૈયાર નથી. ખેડૂત એકલો ટકી શકશે નહીં. તેને સંઘબળ જમાવવાની ફરજ પડશે. આજે ખેતીમાં રોકવાની મૂડી ખેડૂતની પાસે નથી. ખેતી પકવવા માટે રોકડ રકમ તથા બી વગેરે અનાજ ખરીદવા નાણાંની સગવડ શાહુકાર નહીં આપે તે સ્વાભાવિક છે, તેથી તેની મુશ્કેલી દૂર કરવા ખેડૂતે ખેડૂતસંઘ સ્થાપી સંઘના માણસોની બચત રહેલી મૂડીનું ભંડોળ કરી 'ખેડૂત સહાયક સહકારી મંડળીઓ સ્થાપવી પડશે અને તેના અંગે સહકારી બૅંક સ્થાપી તેમાંથી ખેડૂતને ઓછા વ્યાજે નાણાં ધીરવાનું કામ કરી ખેડૂતને સ્વાશ્રયી બનવામાં મુખ્ય મદદ આપવાની જરૂર છે. આજે શ્રીમંત સરકારે સહકારી પદ્ધતિએ કામ કરવા માટે સહકારી બૅંકો ઉઘાડી છે, પરંતુ તેનો જેવો જોઈએ તેવો લાભ લેવાયો નથી, અને તેનું મુખ્ય કારણ એક જ છેઃ ખેડૂત ખેતીના કામનું બહાનું બતાવી કારજ-વરા કરવામાં દેવું કરે છે અને ખેતીમાંથી બચત નહિ રહેવાથી દેવાના ડુંગર નીચે દબાતો જાય છે અને ઉપાડેલું કરજ નિયમિત કરેલા હપતાથી ભરી શકતો નથી. તેથી સહકારી બૅંકનું ખાતું બંધ કરી ફરીથી શાહુકારની જાળમાં ફસાય છે. ખેડૂતે નિયમિત થવાની પ્રથમ જરૂર છે. આ નિયમિતપણું જ્યાં સુધી ખેડૂત આવકખર્ચનો હિસાબ નહિ રાખે ત્યાં સુધી બનવું



સંભવિત નથી.

**ખેતી ઉપરાંત બીજો ગૃહઉદ્યોગ શરૂ કરો, જેવો કે હાથકંતામણ વગેરે**

આજે ખેડૂતને ઈશ્વર-કુદરત ઉપર જીવવાનું છે. તેનો મુખ્ય આધાર વરસાદ ઉપર છે. આજે વરસાદ નિયમિત ખેતી માટે પૂરતા પ્રમાણમાં આવતો નથી. વરસાદની અતિવૃષ્ટિથી એક સાલ ઘર પાડી નાખ્યાં અને પાક બગાડી ગયો અને ખેતરો ધોઈ નાખ્યાં. જ્યારે ગઈ સાલ પાછલા એક વરસાદની ખામીને લીધે ચોમાસુ પાક નિષ્ફળ ગયો. એટલું જ નહિ પરંતુ એરંડા, જુવાર, કપાસનો શિયાળુ પાક સારો થવાનો સંભવ રહ્યો નથી. આ કુદરતી આફત અધૂરી હોય નહિ. સૃષ્ટિનિયંતાએ તીડ મોકલ્યાં. તે પ્રથમ એક વખત આવતાં, આજે ઉપરાઉપરી ત્રણ ત્રણ વખત આવી ગયાં અને હજુ હિમ સંકટનો ભય તો ઝઝૂમતો કાયમ છે. આ ઉપરથી ખેડૂત હતાશ થાય તેવી સ્થિતિ ઊભી થઈ છે. તે ખેડૂતનું ક્ષેત્ર વિશાળ છે તેને મદદ આપવા જતાં લાખો રૂપિયા પણ પૂરતા નથી. એટલે શ્રીમંત સરકાર તેની માગણીને પૂરતા પ્રમાણમાં પહોંચી વળતી નથી. ખેડૂત સરકારને આગ્રહ કરવાનો પ્રભાવ બતાવી શકવા સમર્થ નથી અને સરકારના બજેટમાં ખેડૂતના સરકારી આકારની માફી આપવાથી ટ્રેઝરી ભરાતી નથી. એટલે આવક છોડવાનું શી રીતે રુચે? હું ખેડૂતબન્ધુઓને વિનંતી કરું છું કે, તમે તમારું બજેટ તૈયાર કરો. આગંતુક ભય માટે બચત કરો. ખાસ કરીને એકત્ર ખેતી ઉપર મોં માંડી બેસી રહેવાથી તમે હવે સમાજમાં ટકી શકવાના નથી. તમારે બીજો પેટાધંધો કરવો જ રહ્યો. ખેતીના કામમાંથી તમને ફારગત થવાનો સમય નથી એમ કહી તમારો બચાવ થઈ શકશે નહિ. આજે ખેતીની સાથે રહીને જો કોઈ ધંધો કરી શકાય તો તે ગૃહઉદ્યોગનો છે અને ગૃહમાં કરવા જેવો ધંધો કંતામણ અને વણાટનો છે. આજે પંજાબનો ખેડૂત નવરાશનો વખત ઊન કાંતી તેના ઘરનાં ઉપયોગી કપડાં બનાવવામાં ગાળે છે. હું પણ ઇચ્છું છું કે, આજે દરેક ખેડૂત ઘરમાં રેંટિયો રાખે, અગર હાથથી ફેરવવાની તકલી ઉપર કાંતતો થાય અને ખેતરમાં હરતાંફરતાં કાંતીને તેના ઘરજોગ કાપડ વણવા જેટલું સૂતર ઘરમાં જ પેદા કરતો થાય, જેથી અર્ધા ખર્ચનો બચાવ તે ગૃહઉદ્યોગથી કરી શકશે. આમ હાથકંતામણ અગર બીજો કોઈપણ ઉદ્યોગ કરવાની ખાસ આવશ્યક્તા છે. તે હાથ ઉપર લીધા સિવાય ખેડૂતનો આ યુગમાં ઉદ્ધાર નથી.

૧૪-૧૨-૨૯ લેખક : **રામચંદ્ર જમનાદાસ અમીન**

બી.એ. એલએલ.બી.

સભાસદ : ધારાસભા, વડોદરારાજ્ય.

## પત્રિકા નં. ૪
## બાળલગ્ન

**બાળલગ્નનું મૂળ**

આગળના જમાનામાં આપણી કડવા પાટીદાર જ્ઞાતિમાં દસ વર્ષે લગ્ન કરવાનો રિવાજ હતો. તેનું મૂળ કારણ જોતાં એમ હશે કે જ્યારે દેશમાં અંધાધૂંધી હશે તે વખતે ઉંમરલાયક કુંવારી કન્યાઓનું અપહરણ થવાની બીક હશે. તેથી આપણા વડીલોએ દસ વર્ષનાં લગ્ન ઠરાવેલાં હોવાં જોઈએ એમ અનુમાન થાય છે. આ જમાનામાં એવો કોઈ ભય નથી. માટે એક તિથિનાં બાળલગ્ન ન કરતાં મોટી ઉંમરે લગ્ન થાય એ ઈચ્છવા યોગ્ય છે. બાળલગ્નોથી બધી બાબતમાં નુકસાન છે.

**બાળલગ્નથી નૈતિક નુકસાન**

બાળલગ્નથી નૈતિક નુકસાન ઘણું જ છે. બાળકની અજ્ઞાન અવસ્થામાં પતિના ધર્મ કયા કયા; સ્ત્રીના ધર્મ કયા કયા એ તે શું સમજે? 'દોઢ છાણું ને ડોકલી ઘી કડવો પરણે રાત ને દી' એ કહેવત ઉપરથી કડવા પાટીદારોની અજ્ઞાન દશા કેટલી બધી ગંભીર છે એ સ્પષ્ટ સમજાય છે. કોઈપણ શાસ્ત્રમાં બાળલગ્ન કરવાનું કહ્યું નથી. છતાં આપણે બાળલગ્ન કરીએ છીએ ને પરિણામે દુઃખ ભોગવીએ છીએ.

**આર્થિક નુકસાન**

બાળલગ્નથી આર્થિક નુકસાન કંઈ ઓછું નથી. ભોળા પાટીદારોને ભોળવવા માટે ઊંઝામાં આવેલા ઉમિયામાતાના મંદિરમાંથી લગ્નકંકોત્રીઓ બહાર પાડે અને તે કંકોત્રીઓ લઈ બ્રાહ્મણો ગામેગામ જાય. આ વિધિથી કેટલાક પટેલોનાં ખિસ્સાં તર થતાં. એથી જ પટલાઈમાં ક્લેશ પેઠો. અમદાવાદમાં પણ પક્ષો પડ્યા ને કજિયા થયા. દરેક ગામમાં પણ કજિયાનાં બીજ રોપાયાં. કેટલેક પ્રસંગે કચેરીનો પણ આશરો લેવાયો. લગ્ન નીકળે એટલે પટેલ ભાઈઓને પોતાનાં બાળકો પરણાવી દેવાની પૂરી ઉતાવળ હોય. વેપાર રોજગારમાં ચિત્ત રહે નહિ અને ખેતીવાડી ભેળાય. છોકરાનું વેવિશાળ નક્કી ન થાય ત્યાં સુધી જંપીને ન બેસે. એટલે ધંધામાં નુકસાન આવે અને જેનાં છોકરાંનાં વેવિશાળ ન થયાં હોય તેને પોતાની આબરૂ હલકી થયા જેવું લાગે. આપણી જ્ઞાતિમાં સેંકડે ૨૦ ટકાના ઘરમાં વિવાહ કરવા માટે પૈસા હોય છે. બાકીના ૮૦ ટકાને દેવું કરી વિવાહ કરવાના હોય છે. આપણી જ્ઞાતિના સધન ભાઈઓને ત્યાં પણ વિવાહ હોવાથી બીજી જ્ઞાતિના ભાઈઓ પાસેથી નાણાં કરજે લાવવાના હોય છે. પૈસાદાર શેઠને ત્યાં હંમેશાં પૈસા લેનાર ભાઈ ટાંપાં ખાય એટલે શેઠ તો ઘણા મોંઘા થાય. મનગમતું વ્યાજ ને મનગમતો જામીન લે. કોથળી છોડામણ લે. મનગમતી મિલકત લખાવી લે. તે જે કહે તે કબૂલ કરવું પડે. એક જ તિથિએ



બાળલગ્નો કરવાથી આવું પરિણામ આવે છે.

**બાળમરણ પ્રમાણ, ફોગટ જતો ખર્ચ અને અકાળે રંડાપો**

૨૫ થી ૩૫ વર્ષ સુધીના ગૃહસ્થને ત્યાં નિદાન ૪ વરઘોડિયાં - છોકરાં પરણાવવાનાં હોય. તેમની ઉંમર અનુક્રમે ૯, ૬, ૩ વર્ષ અને ૪ માસ હોય. એક છોકરાના વિવાહના ખર્ચના ઓછામાં ઓછા ૨૦૦ રૂપિયા થાય. અજ્ઞાન અને અભણ ખેડૂતો પાસેથી લેવાતું ભારે વ્યાજ, કોથળી છોડામણ, શેઠને જ માલ વેચવો ને તેમને ત્યાંથી જ માલ ખરીદવો એવું ઓશિયાળાપણું વગેરે ગણતાં રકમ પાંચ વર્ષે બમણી થાય છે. ચાર વરઘોડિયાંના લગ્નખરચની રકમ, વ્યાજ વગેરે ગણતાં તેઓ સોળ વર્ષનાં થતાં સુધીમાં નિદાન ૪૦૦૦ ચાર હજાર ઉપર થવા જાય છે. આ ગણતરી કરી જોઈ ખાતરી કરવા પાટીદાર ભાઈઓને વિનંતી છે. પરણાવવાને લાયક ઉંમર થતાં સુધીમાં આ ચાર બાળકો પૈકી એકાદ તો બળિયા, ઓરી, ઉટાંટિયાથી મરણ પામે અને એકાદ રાંડે એટલે તે બાળકના લગ્નનું ખર્ચ નકામું જાય છે. બજારમાં એકીસાથે માગ ઊભી થવાથી કાપડિયા, કંસારા તથા બીજા વેપારીઓ પાસેથી કહોવાયેલો, સડેલો અને જૂનો માલ પણ મોંઘા ભાવે લેવો પડે છે. માબાપનું કારજ કરવાનું લગભગ બધે ઠેકાણે ફરજિયાત હોવાથી; ઉપરાઉપરી દેવાં કરી પાટીદારો જીવન ગાળતા હોવાથી અને દેવું પૂરું ભરી ન રહ્યા હોય તેટલામાં તો ૧૦ વર્ષે બીજા વિવાહ આવે, એટલે ફરજિયાત દેવું કરવું પડે. ઘાંચીના બળદની પેઠે આપણાં દેવાંનો અંત શાનો આવે? જેમ આંબાના લીલાં કલ્પવૃક્ષમાં ડોળ પડે છે ને ઝાડનો ધીરેધીરે નાશ કરે છે એમ ફરજિયાત બાળલગ્ન આપણી કોમને રિબાવી રિબાવી દુઃખી બનાવે છે.

**કજોડાં**

બાળલગ્નથી કજોડાં ઘણાં થાય છે. નાનપણમાં અનેક રોગોને લીધે બાળકો ખોડવાળાં થાય છે અને ટૂંક મુદતમાં અને ઉતાવળથી વિવાહ કરવાના હોવાથી વરઘોડિયાંના ગુણદોષ જોઈ શકાતા નથી. પરિણામે ફારગતી અગર કૂવોહવાડો કરવો પડે છે, અગર સાધુ બનવું પડે છે. એક નાની ચીજ ખરીદવી હોય તો કેટલી તપાસ કરવી પડે છે? પોતાનાં વહાલાં બાળકોને વગર વિચારે, જેમ તેમ લાકડે માંકડું વળગાડવાની માફક પરણાવી દેવાં એ અત્યંત નુકસાનભરેલું છે અને કજોડાંથી સગા-સંબંધીઓમાં ઝેરવેર ઉત્પન્ન થાય છે.

**કેળવણી આપવામાં મુશ્કેલી**

બાળલગ્નથી બાળકોને કેળવણી આપી શકાતી નથી. આપણી જ્ઞાતિમાં એવાં પણ લગ્નો થાય છે કે જેમાં છોકરો પાંચ વર્ષનો અને કન્યા આઠ વર્ષની હોય. ઘણાંખરાં

લગ્નો તો એવાં હોય છે કે વર અને કન્યાની ઉંમર લગભગ સરખી હોય છે. અને વર કરતાં કન્યા ૨થી ૫ વર્ષ નાની હોય એવાં લગ્ન બહુ જ જૂજ હોય છે. વિદ્યાર્થી ગુજરાતી ચોથી કે પાંચમી ભણતો હોય ને પૂંખાય, ઘેર વહુ આવે એટલે ભણવાનું માંડી વાળવું જ પડે અને આખી જિંદગી અજ્ઞાનમાં કાઢવી પડે. વર કન્યા કરતાં ઓછામાં ઓછો પાંચ વર્ષ મોટો હોય તો જ ઘરસંસાર સુખી નીવડે.

**ઘરડા ગાંડા હતા?**

ઘણા એવી દલીલ કરે છે કે શું આપણા ઘરડાઓ ગાંડા હતા તે આ રિવાજ ચાલુ રાખ્યો હશે? અહીં એક જ પ્રશ્ન ઊઠે છેઃ બ્રાહ્મણ, વાણિયા, લેઉઆ પાટીદાર વગેરે બીજી સત્તર કોમના ઘરડા ગાંડા કે આપણી એક જ કોમના ઘરડા ગાંડા? બીજી જ્ઞાતિઓ જમાનાને ઓળખી શુભાશુભનો વિચાર કરી સત્ય માર્ગે આગળ વધી. આપણી જ્ઞાતિ અજ્ઞાનતાને વશ થયેલી શી રીતે આંખ ઉઘાડી શુભાશુભનો વિચાર કરી શકે?

**પુખ્ત વયે લગ્ન કરવાથી થતા ફાયદા**

મોટી ઉંમરે લગ્ન કરવાથી ફાયદો થાય છે. કારણ કે ઉપર લખેલાં વરઘોડિયાં ચારમાંથી બે જ ઉંમરલાયક થતાં બચે છે. બે તો ગત થઈ જાય છે. બે વરઘોડિયાંને પરણાવવાનો ખર્ચ રૂ. ૮૦૦ (આઠસો) કરીએ તોયે ઉપર લખેલા રૂ. ૪૦૦૦ માંથી બાદ કરતાં રૂ. ૩૨૦૦ બચે છે. કોઈ સગા તથા ભાઈઓમાં વિવાહ ન હોય એટલે એમનાં નાણાં તથા જણસો, ઘી, કપડાં વગેરે જે જોઈએ તે મળે. વખતે ઉછીનાં નાણાં લેવાં પડે તોપણ જ્ઞાતિમાંથી મળી શકે. મોટી ઉંમરે લગ્ન થવાથી વરઘોડિયાંના ગુણદોષ સારી રીતે જોઈ શકાય છે ને નિરાંતે વરસ સારું કમાણીવાળું હોય ત્યારે વિવાહ કરી શકાય છે. કોઈનું દેવું કરવું પડે નહિ. ઉછીનુંપાછીનું સહકારના તત્ત્વથી પણ લાવી શકાય. આ ઉપરાંત પૂંખવા-વોળાવવાનું રૂ. ૨૦૦ આશરાનું વધારાનું ખર્ચ કરવું પડતું નથી. વિદ્યાર્થીનો વિદ્યાભ્યાસ પણ પૂરો કરી શકાય ને કેળવણીની કિંમત માબાપ પણ સમજે અને છોકરો અભણ રહેશે તો કોઈ પરણાવશે નહિ એમ સમજી પૈસા ખરચી ભણાવવા હોંશ રાખશે ને ઉચ્ચ કેળવણી આપશે. આપણા લેઉઆ પાટીદાર ભાઈઓ મોટી ઉંમરે લગ્ન કરે છે તેથી ઉચ્ચ કેળવણી પ્રાપ્ત કરી શકે છે. તેઓ મનુષ્યપણાનું સુખ મેળવી રહ્યા છે. કેળવણીના પ્રતાપે જ નામદાર વિઠ્ઠલભાઈ ઝવેરભાઈ તથા વલ્લભભાઈ તથા રા. બા. ગોવિંદભાઈ હાથીભાઈ તથા પ્રો. જેઠાલાલ ચીમનલાલ સ્વામીનારાયણ વગેરે મોટી પાયરીએ પહોંચ્યા છે. નામદાર વિઠ્ઠલભાઈ વડી ધારાસભાના પ્રમુખ તરીકે શોભી રહ્યા છે ને પટેલ નામને આખી દુનિયામાં દીપાવી રહ્યા છે. આપણી કોમમાં બાળલગ્નના રિવાજથી કોઈ ઉચ્ચ કેળવણી લઈ



શકતા નથી. વાચકબંધુઓ! હવે તો ચેતો! ખરું શું ને ખોટું શું તે તપાસો.

**અંધારું ઉલેચાતાં દૃષ્ટાંત**

એક ગામડું પર્વતોમાં વસેલું હતું. ત્યાંના લોકોમાં એવો રિવાજ હતો કે સાંજે સૂર્યાસ્ત થતાંની સાથે આખા ગામના લોકો સૂપડાં લઈ ઘરમાંથી અંધારું ઉલેચતા. કોઈ સૂપડું, કોઈ સાવરણી, કોઈ થાળી લઈ ઉલેચતા. (સવારે સૂર્યોદય થાય એટલે અંધારું જતું જ રહે, પરંતુ લોકો તો માનતા કે, અંધારું કેમ જતું રહે છે. જો ના ઉલેચીએ તો? આ પ્રમાણે ઘણા વરસોના રિવાજ મુજબ રાત્રે અંધારું ઉલેચે દિવસે કામધંધો કરે. કોઈને છાંટો સુખ ન મળે ને દુઃખનો તો પાર જ નહિ. કોઈ રાતે ઊંઘે જ નહિ. એવામાં એક સંતમહાત્મા પહાડોમાં ફરતા ફરતા તે ગામમાં ગયા. ત્યાંના લોકોનો અંધારું ઉલેચવાનો રિવાજ જોઈ એમ લાગ્યું કે આ લોકો અભણ અને મૂરખ છે. એક રાત તો બધું જોયું. બીજા દિવસે ગામના લોકો ભેળા કરી કહ્યું કે, તમો ઘણા દિવસથી અંધારું ઉલેચી થાકી ગયા હશો. માટે આજે સર્વે ઊંઘી જાઓ. હું એકલો અંધારું ઉલેચીશ. આ સાંભળી સર્વે લોકોને વિશ્વાસ આવ્યો. સહુ રાતે સૂઈ રહ્યા. સંત પણ સૂઈ રહ્યા. સવારે સૂર્ય-ઉદય થયો ને અંધારું ગયું. લોકો જાગ્યા. સંતને પરમેશ્વર તરીકે માનવા લાગ્યા. સંત કહે તેમ કરવા લાગ્યા. અંધારું ઉલેચવાનું દુઃખ હણ્યું. આપણી કોમ પણ બાળલગ્નનો રિવાજ પકડી રાખી ખરેખર અંધારું ઉલેચે છે. ઉપાધિ અને કલેશો નાહક ભોગવે છે.

**અધિરાઈ છોડી દો**

ઘણા ભાઈઓનું એવું કહેવું છે કે એક તિથિનાં લગ્ન વિના - એટલે બાળલગ્ન વિના કોઈ છોકરા પરણશે નહિ. આ સમજણ ભૂલભરેલી છે, કારણ કે જેના નસીબમાં જે કન્યા હશે તે જ મળવાની. સંસારમાં છોકરા-છોકરીઓ લગભગ સરખી જ સંખ્યામાં જન્મે છે. તો પછી અધીરાઈ શા માટે રાખવી? વાંચકો, ધીરજ ધરી શુભાશુભનો વિચાર કરો. પોતાનાં બાળકોને કેળવો. ખોટાં ખર્ચ ન કરો. શક્તિવાન બનો એટલે છોકરાં આપોઆપ જ પરણશે.

૨-૨-૨૦ લેખક : **રા. ધનશાભાઈ જેકરણદાસ પટેલ**

ઓનરરી લેક્ચરર

## પત્રિકા નં. ૫

## આટલું તો જરૂર કરજો.

કયો માણસ આ જગતમાં સુખ મેળવવા નહિ ઇચ્છતો હોય! સર્વ માણસો કોઈ ને કોઈ રસ્તે સુખ મેળવવા પ્રયત્ન કરી જ રહ્યા હોય છે. છતાં આપણે જાણીએ છીએ કે કેટલા ઓછા માણસો જીવનમાં સુખ, શાન્તિ અને મીઠાશ મેળવી શકે છે.

આનું કારણ શું? કારણ બહુ દૂર શોધવા જવું પડે તેમ નથી. સહેજ ઊંડા ઊતરી શાંત ચિત્તે વિચારશો તો કારણ તરત જણાઈ આવશે. આપણે શું કરી રહ્યા છીએ; આપણો વ્યવહાર કેવી રીતે ચલાવી રહ્યા છીએ; આપણાં કુટુંબ, નાત, ગામ, દેશ કેવી સ્થિતિમાં આવી પડ્યાં છે અને શું કરવાથી આપણે બધાય સુખી થઈ શકીએ એ બાબતોનો વિચાર કરવાની જરૂર છે.

આપણે બધાય અનુભવીએ છીએ કે દિવસે દિવસે આપણી સ્થિતિ નબળી બનતી જાય છે. દિવસે દિવસે આપણે શરીરબળે, બુદ્ધિબળે અને ધનબળે ઘસાતાં જઈએ છીએ. આ અધોગતિમાંથી બચવાનો કોઈ ઉપાય?

ઉપાયો આપણી પાસે જ છે. પણ આપણાં દુર્ભાગ્યે તે આપણને સૂઝતા નથી. સહેજ તો વિચારો. આપણાં બારમાંએ કેટલાય ભાઈઓને ઘરબાર વિનાના, ખેતર-પાધર વિનાના અને ઢોરઢાંખર વિનાના કરી મૂક્યા છે! કેટલાય ભાઈઓ દેવાના ઢગથી ઊંચું માથું કરી શકતા નથી! આપણાં બાળલગ્ને કેટલાંય આપણાં વહાલાં બાળકબાળકીઓના ભવ બગાડી તેમનાં જીવનને શુષ્ક, નિર્માલ્ય અને નિસ્તેજ બનાવી મૂક્યાં છે! બાળલગ્નને લીધે આપણે આપણાં બાળકોને કેળવણી આપી શકતા નથી. તેમનાં શરીર, મન અને બુદ્ધિને ખીલવી શકતા નથી અને અકાળે તેમના ઉપર ન લાદવાનો બોજો લાદી તેમને દરેક રીતે કમતાકાત અને બુદ્ધિહીન બનાવી મૂકીએ છીએ.

નક્કી માનજો કે, આ જમાનો કેળવણીનો છે. કેળવણી વિના આપણે જરાયે આગળ વધી શકવાના નથી. આપણે આપણાં બાળકોને જો કેળવણી નહિ આપીએ તો ભવિષ્યમાં પસ્તાવાનો સમય આવશે. નકામાં ખર્ચામાં આપણે હજારો રૂપિયા નાંખી દઈએ અને વેપારીઓના વંશપરંપરાગત ગુલામો બનીએ છીએ. શું હજુ પણ આપણી આંખ નહિ ઊઘડે? શું હજુ પણ આપણે સમાજમાં હડધૂત દશા ભોગવ્યા કરીશું?

કેવળ બોલવાથી અને વાતો કરવાથી કંઈ પણ નહિ વળે. આ જમાનો કામ કરવાનો છે. જો આપણે આટલું કરીશું તો જરૂર આપણાં અને આપણાં બાળકોનાં જીવન સુખી બનશે.

૧. આપણે જાતે બારમું ન કરીએ તથા આપણા ભાઈઓને બારમું નહિ કરવા સમજાવીએ અને આવા બારમામાં કોઈ પણ રીતે ભાગ ન લઈએ.
૨. નાની ઉંમરે બાળકબાળકીઓને પરણાવી તેમના ઊગતા જીવનને છૂંદી ન નાખીએ.
૩. બાળકબાળકીઓને યથાશક્તિ કેળવણી આપીએ.



૪. નવરાશના સમયમાં રેંટિયો ચલાવી તેના સૂતરની ખાદી વણાવી પહેરીએ.
૫. આપણા દેશમાં બનતી વસ્તુઓનો જ ઉપયોગ કરીએ.
૬. આપણા ગામમાં, ગામને લગતાં સામાન્ય હિતનાં કાર્યો કરવા યુવકમંડળો કે સેવામંડળો સ્થાપીએ.
૭. ગામમાં વાંચનાલય, પુસ્તકાલય અને રાત્રિશાળાઓ ખોલીએ.
૮. બાળક-બાળકીઓ માટે શાળાઓ કાઢી તેના ઉપર બરાબર દેખરેખ રાખીએ.
૯. ગામમાં સફાઈ અને સ્વચ્છતા રાખવાની ખાસ વ્યવસ્થા કરીએ.
૧૦. અંદરઅંદરના ટંટાઓ ઘર મેળે જ પતાવી લઈએ. કચેરીએ ચઢી અરસપરસ પાયમાલ થઈ વેરનાં બી ન રોપીએ.
૧૧. દેવું કરી નકામા ખર્ચા ન જ કરીએ.
૧૨. ખર્ચ, દેવું, લહેણું વગેરેનો ચોક્કસ હિસાબ રાખીએ.

ભાઈઓ, આ પ્રમાણે અત્યારથી જ ચેતીને આજ સુધી કરેલી ભૂલો જો આપણે સુધારી લઈશું અને અરસપરસ સંપ અને સહકારથી આપણે આપણાં કાર્યો કરીશું તો જરૂર આપણે સશક્ત અને સુખી થઈશું.

**બાપુલાલ વિ. ગામી, બી.એ.** (ઓનર્સ)

### પત્રિકા નં. ૯

## ખેડૂતની ખરાબી

### અંક ૧ લો

### પ્રવેશ ૧લો

**સ્થળ** - ધના પટેલનું ઘર. **સમય** - સાંજનો પહોર

**પ્રસંગ** - ધના પટેલના બાપનું બારમું કરાવવા ભાઈઓ ભેગા થયા છે.

માધો - (ધનાને વિચારમાં પડેલો જોઈને) ચ્યમ ધના! શા વચારમાં પડ્યો છ? ડોહા વાંહે કાંઈ છોકરાંના હાથ એંઠા કરાવવા છે કે નઈ? વચાર કરીને કે'. એટલે એ પરમાણે ચીઠાં લખાય.

દેવો - હા ધના, માધો કાકો ખરું કીછં.

ધનો - વચાર શો કરું? ઘરમાં ઝેર ખાવાએ પૈસો નથી.

લાલો - નથ? તેથી શું થ્યું. હૌની પાંહે ચ્યાં દાટેલા હોય છે. આ પેલા પભાએ કર્યું તે ઈની પાહે ચ્યાં દાટેલા હતા?

ધનો - પણ ઈને તો ઘર વેચ્યું અને વાણિયાઓએ કાઢ્યા. મને એ ડોહાને બાંધી મૂકવાનું ગમતું નથ. પણ શું કરું? નાંખી નજરે પોકતી નથી.

રામજી - એ ઈમ કાંય ચાલ? આબરૂના કાંકરા થાય. છોકરાંબોકરાં પયણાવવાં છ ક નથી પયણાવવાં. ભઈઓનો વેવાર નહીં હાચવો તો ચોટી ઉઘાડી રાશીને લૂંદા ખાવા શા મોઢે જશો?

માધો - જો ધના! પૈસા તો રળેખપે મળશે, પણ બાપનો અવશર કાંય ફરી ફરીને આવશે?

દેવો - પૈસા વગર ક્યાંય કોઈનું અટચી પડ્યું છ. આ આપણા ગરબડ શેઠ અડધી રાખે રૂપિયા કાઢીન આલે. તારું રાંયણવાળું શેતર હાંનમાં લશી આલે એટલી જ વાર.

ધનો - તાણે શું કરું. બધા ભાઈઓની મરજી ઈમ હોય તો ભલે. હેડો આપણે શેઠને ઘેર જઈએ.

(સર્વે જાય છે.)

## પ્રવેશ ૨જો

**સ્થળ** - શેઠનું ઘર **સમય** - સંધ્યાકાળ.

શેઠ - આવો માઢાભાઈ, આજ બઢા અટાણે કવેળાના શા કામે આવ્યા છો?

માધો - આ ધનાનો ડોહો મરી જ્યો છે ને તે ઈમના બારમાની નાત કરવા મથીએ છીએ. હવ બધો આધાર તમારા ઉપર છ.

લાલો - અતારે હગાંવહાલાંમાં ધનાની આબરૂ હાચવવી એ તમારા હાથમાં છે, શેઠ!

શેઠ - માવીટરનો અવશર કર્યા વના ન ચાલે. પણ મારી પાસે હમણાં વેટ નથી.

ધનો - શેઠ, તમે આબરૂ નહિ હાચવો તો કુણ હાચવશે? અમે તમન મુચીને ચ્યાં જઈશું?

રામજી - તે ... શેઠ ગમતું શેતર હાંનમાં લશી લ્યો, પણ પૈસા આલવા જ પડશે.

શેઠ - એટો હમજ્યા. પૈસાની ભીડ તો છે. પણ ટમારે કેટલા રૂપિયા જોઈશે તે કહો તો વળી કંઈક આડુંઅવળું કરીએ. બોલ ધના કયું ખેટર લખી આપીશ.

ધનો - આશરે હજારેક રૂપિયા તો જોવ જ તો હગાંવાલાં ઝાઝમ છે અન કટમ મોટું છે એટલે એટલા તો જોવશી જ, અને શેતર તો બે છે જ ચ્યાં? આ એક રાયણવાળું છો વીધા છે તે અડધું લસી આલું.

શેઠ - મઠી મઠીને પાંચસો રૂપિયાની સવડ ઠાય ટેમ છે. જોઈએ તો એટલા આપું.

માધો - શેઠ, જોઈએ તો આખું શેતર લખી લ્યો, પણ રૂપિયા હજારેહજાર પૂરા આલો. હવ બીજા ચ્યાં લેવા જઈએ.

શેઠ - જુઓ માઢાભાઈ! ટમારી શરમે ડબાવું પડે છે. આ ઢનો આખું ખેતર લખી આપેટો પૈસાનું ટો ઠીક પણ રકમ તો મોટી રહી એટલે પાઘડીના પચાસ



રૂ. આપવા પડશે. કોથળી છોડામણ દસ રૂ. અને બીજાનો વટાવ રૂપિયે આનો લઈએ છીએ તે પરમાણે તો હાડી બાહઠ ઠાય પણ ટમારી શરમે ચાલીસ રૂ. લઈશું.

દેવો - હાંભળ્યું ધના! શેઠ શું કીંછ. આ... પચાને ... દહ અન... ચાળી ઈમ કરીને એક હો તો શેઠને પેલા જ આલવાના.

લાલો - પણ શેઠ! વ્યાજ તો કાંક ઓછું લેશો કની.

શેઠ - ટમારી પાહેથી કાંય વઢાર લેવાય. એક દોકડા લેખ લઈશું.

માધો - શેઠ ઈનાં છોકરાંને ખાવાનાય હાંહા છે એટલે કાંક ઓછું કરો તો ભગવાન તમારું ભલું કરશે.

શેઠ - ટમારા હમ માઢાભાઈ, ઈમાં જડાય આઘુંપાછું ઠાય ઈમ નઠી. ડોકડો ટો ટમારી શરમે. બીજાનો તો ડોઢ ડોકડો લઈએ છીએ.

ધનો - તાણે શેઠ, અટારે પૈસા આલશો?

શેઠ - ટે કાલ ચાર જણ મેહાંણે ચાલો અને અંગૂઠો ડઈ આપો. પછી પૈસા લઈ જજો.

માધો - ઠીક તાણ શેઠ, અમે બધા જઈએ છ. હવ. (બધા જાય છે.)

## પ્રવેશ ૩જો

**સ્થળ** - નોંધણી કચેરી **સમય** - બપોરનો

(સ્ટેમ્પનો કાગળ લઈને બધા દસ્તાવેજ લખનારની પાસે જાય છે.)

શેઠ - અમથાભઈ, એક દસ્તાવેજ લખાવવો છે.

અમથાલાલ - હા લાવોને લખી આપું. બોલો કોણ લખી આપનાર છે. સ્ટેમ્પ લાવ્યા છો?

શેઠ - હા. કાગડ લાવ્યા છીએ. આ ઢના પાહેથી એક ખેટર લખી લેવાનું છે. (શેઠ વેચાણનો દસ્તાવેજ લખવાનું અમથાના કાનમાં કહે છે) અમથો દસ્તાવેજ લખી કાઢે છે, ને સહી બાકી રાખે છે.)

અમથો - લ્યો શેઠ! આ દસ્તાવેજ તૈયાર થયો. લાવો મહારી લખાઈના પાંચ રૂપિયા.

શેઠ - ઢના, પાંચ રૂ. આપ.

ધના - એક ઘડી લશ્યું ઈના પાંછ રૂ. આખો દહાડો મજૂરી કરીન મરી જઈએ છીએ તોય અધેલી મળતી નથી. આ તો ગજબ કહેવાય.

લાલો - ચ્યમ ધના શો વચાર કરે છે? આલન, ઝટ દઈને હેંડીએ. હજુ તો નુંધણી કરાવવાનું બાચી છ.

ધનો - શેઠ મારી પાહે તો નથી, તમે આપો. હાંજે મારામાંથી એટલા કાપી લેજો.
(શેઠ રૂ. આપે છે, અને સહી સાક્ષી થયા પછી સામે બેઠેલા નોંધણી કામદાર પાસે બધા જાય છે.

શેઠ - સાહેબ, આ દસ્તાવેજ નોંધાવવાનો છે. (નોંધણી કામદારને બાજુ ઉપર બોલાવીને) સાહેબ, સાનને બદલે વેચાણનો દસ્તાવેજ લખાવ્યો છે. માટે મહેરબાની કરીને એટલું ધ્યાનમાં રાખજો. (એમ કહીને હાથથાં દસ રૂ. ની નોટ મૂકે છે.) (સાહેબ નોટ ગજવામાં મૂકે છે.)

નોંધણી કામદાર - કેમ, ધના પટેલ, આ દસ્તાવેજ તમે લખી આપો છો ને?

ધનો - હા શાબ.

નોં. કા. - રૂ. મળી ગયાને?

ધનો - હા, શાબ, મળ્યા છે.

નોં. કા. - ઠીક ત્યારે, હું દસ્તાવેજ નોંધું છું.

(નોંધણી કામદાર દસ્તાવેજ નોંધી આપે છે. બધા ઘેર જાય છે.)

**પ્રવેશ ચોથો**

**સ્થળ** - ધનાનું ઘર **સમય** - સવારનો

(બારમાનો સામાન લાવવા ભાઈઓ ભેગા થયા છે.)

માધો - ધના શેઠન ઈથી રૂ. લાયો ક નથ લાયો?

ધનો - માધા કાકા રૂ. તો લાયો છું. (છોકરાને. ગગલા, જા તારી માને કે' ગઢીમાંથ રૂ. આલે) (ગગો કોથળી લાવીને માધાના ખોળામાં મૂકે છે.)

માધો - લે દેવા, ગણ્ય ને ચેટલા છં. તું થોડું ભણેલો છે.

દેવો - (ગણીને) આઠ હઈકડાં ન ત્રઈણ વીહો અને ઉપર પાંછ. કો' માધા કાકા, ચેટલા થ્યાં.

લાલો - હાડા આઠ હઈકડાં થ્યાં ક ન? હજારમાં ચેટલા બાચી રહ્યા?

દેવો - હો તો શેઠના જ્યા. ન તરી પાંતરી દસ્તાવેજ કરાયાના ખરચના થયા.

માધો - આઠ હઈકડાં, હાઠ અન પાંછ રૂપિયા થ્યા. ચ્યમ ખરું કની?

રામજી - હા, પણ હજુ તો બીજા રૂપિયા જોવશે.

પભો - આ અમારે ડોશીનું બારમું કર્યું તાંણ એક કોથળી અન ઉપર કાંક થ્યાતા.

ધનો - માધા કાકા, હો દોઢસો તમે ઉછીના આલો તાણ. અત્યાર બીજા ચ્યાંથી લાવીએ.

માધો - ભલે, ખૂટતા આલીશ હેંડને; કાંય નાળનાં ગાલ્લાં નાળમાં રે'શે? ભાગ્યું ગાલ્લે ઘલાશે. લ્યો હવે મે'હાણે જવાનું મોડું થાય છે. બે ગાડાં જોડીને મે'હાણે જાઓ અને ઘઉં, ગોળ, ચોખા, મસાલો વગેરે લઈ આવો.



દેવો - પણ તમાર આવવું પડશે. એક જણ તો તમારા જેવો પારખુ જોય કન?

માધો - લ્યો હેંડો તાણ. ત્યાર થઈન આવો. પછી આવતાં હાંજ પડી જશે.

(બધા તૈયાર થઈને જાય છે. સામાનનાં ગાડાં ભરી લાવે છે ને શીરો કૂટી ખાય છે.)

**અંક ૨ જો**

**પ્રવેશ ૧લો**

**સ્થળ** - ધનાનું ઘર **સમય** - સવારનો

માધો - ચ્યમ ધના! પેલા રૂપિયાનું શું કર્યું? આ ખાતરની મોસમ આવી છે ન માર બળદ વગર ચાલે એવું નથ. રૂ. જોઈશે.

ધનો - કાકા, હાલતો રૂ. નથી. દિવાળી કાંક વેચીને આલીશ.

માધો - ના ઈમ તે ચાલ? માર દિવાળી સુધી ચાલ એવું નથ. રૂ. ન હોય તો તારો મોટો રે'લ્લો આલ.

ધનો - રેલ્લો? ઈના તો કાલ હવાહો બોલાણા હતા પણ મી વેચ્યો નહિ. અત્યારે આલીન હું શું કરું? અને તમે હો રૂપિયા જ માગો છો. વળી તમારું ઝૂંપડું ખમતું છ. દિવાળી હુધી ચલાવો તો હારુ.

માધો - ના, તારે અતારે હાલ રૂ. આલવા પડશે. નાં આલ તો કોઢિયામાંથી તારો બળદ છોડી જાઉં છું. (કોઢિયા તરફ ચાલવા માંડે છે.)

ધનો - (માધાને કોઢિયા તરફ જતો જોઈને) ભલે લઈ જાઓ પણ હો રૂપિયા માગો છો અને હવાહોનો બળદ છે, તે વધના પછી રૂ. ચ્યાણ આલશો?

માધો - (પાછો વળીને) વધનં વધજ છે તો! આટલા દા'ડા ચીયો કાકો હો રૂપિયા વગર વ્યાજે આલતો તો. (માધો બળદ છોડવા જાય છે.)

ધનો - (સ્વગત) અરે ભગવાન! હવે હું ખાતર શી રીતે નાખીશ? રૂપિયા વના બીજો બળદ પણ શી રીતે લાવીશ? (નિરાશ થઈને નીચે પડી જાય છે)

**પ્રવેશ ૨જો**

**સ્થળ** - શેઠની દુકાન. **સમય** - બપોર પછીનો.

ધનો - શેઠ, એક હાઠશિત્તેર રૂપિયા આલો તો. એક નબળુંપાતળું બળદિયું લાવું ને ખાતર નાખું.

શેઠ - કેમ રે! ઢના ટારે તો બે બળદ હટા. ટો અટારે શા માટે બળડ લેવો પડે છે?

ધનો - આ માધો ડોહો હોએક રૂપિયા માગતા હતા તે હવારમાં જોરજુલમથી લેણા

પેટે મારો રેલ્લો છોડી જ્યા. ખાતર નાખવું છે, એટલે બળદ હાલ લેવો પડશે.

શેઠ - ઠીક ભાઈ, તને કંઈ બળડ લઈ આલ્યા વગર ચાલશે? પણ દશ દિવસ કેડે આવજે.

ધનો - પછી તો હઉ ખાતર નાખી દે'ને વરહાદની રત આઈ જાય. પાંછ રૂપિયા વટાવના લ્યો પણ રૂપિયા અતારે આલો શેઠ ગમ ઈમ કરીન.

શેઠ - લે આ રૂપિયા. (એમ કહીને સાઠ રૂપિયા ધનાને આપે છે અને પાંચ વટાવને બદલે દસ ઉમેરીને સિત્તેર રૂપિયા ચોપડામાં ધનાને ખાતે ઉધારે છે.

### પ્રવેશ-૩

**સ્થળ** - શેઠની દુકાન **સમય** - સાંજનો પહોર.

(એક વર્ષ પછી ધનાને હિસાબ કરવા શેઠ બોલાવે છે.)

શેઠ - હાંભળ! ઢના, ટારો આ વર્ષનો ઉપાડ કેટલો ઠયો ટે. શિટેર રૂપિયા ટો ટને બળદ લેવા આપ્યા. ટ્રીસ રૂપિયાનાં લૂગડાં અને દશ મણ બાજરી ખાવા લઈ ગયેલો ટેના ત્રીસ રૂ. અને બીજા કપાસ, ગોળ, ખાંડ વગેરે પરચૂરણના ચાલીસ રૂપિયા અને ટ્રીસ રૂપિયા વેરાના. આ બસો રૂપિયા ટો એ ઠયા, અને ૧૮૦ રૂપિયા રાયણવાળાની ઉઢેડના અને ઉપાડ કર્યો ટેના વ્યાજના રૂપિયા વીસ; એટલે બઢા મળીને ચાડસો રૂપિયા ઠયા.

ધનો - ઉધેડ? શેઠ, ઉધેડ? રાયણવાળું તો તમન હાંનમાં લશી આલ્યું છ તે વ્યાજ માગો; ઉધડ શની?

શેઠ - આ કયા મોંઢાની વાટ હટી? સારું છે કે સરકાર માબાપની કચેડીમાં બડાબડ નોંધ થાય છે. નહિ ટો ટમે લોકો ટો ફરી જટાં વાર ન કડો. લે, જો આ દસ્ટાવેજ. (એમ કહી દસ્ટાવેજ ધના આગળ નાખે છે)

ધનો - (નવાઈ પામીને) અલ્યા દેવા? જો તો ખરો, આ દસ્તાવેજમાં શું લશ્યું છે?

દેવો - (વાંચીને) આમાં તો વેચાણનું લશ્યું છે. (ધનો શેઠનું પાપ સમજે છે અને પોતાની અજ્ઞાનતા ઉપર નિસાસા નાખીને ચૂપ રહે છે.)

શેઠ - જોયું ઢના, દસ્ટાવેજ ટો ખોટો નઠીને?

ધનો - હશ તાણ શેઠ, જે લશ્યું હોય તે ખરું.

શેઠ - હાંભળ હવે ટારી ભરટી કેટલી ઠઈ ટે. ડિવાળી ઉપર ટ્રીસ મણ બાજરી આપી ટેના સાઠ રૂપિયા અને ટારા ટયાંથી અડધા અડધા મણના બે ગાડવા ઘીના આવ્યા ટેના વીશ રૂપિયા અને...



ધનો - (વચમાં જ બોલે છે) મારા ગગલાની માતો તયણ ગાડવા કહેતી'તી શેઠ.

શેઠ - કહ્યું હવે, એને શી ખબડ. ચોપડો ક્યાંય ખોટો હોય? એટો ભૂલી ગઈ હશે? બૈરાંને એ શેનું યાડ રહે. અમાડે ટો ટરટ નામું લખાય ટરટ!

ધનો - હશ તાણ, બે હશી શેઠ.

શેઠ - પછી આગળ હાંભળ. આ ટેં ઘઉં કેટલા આપ્યા?

ધનો - આ... ચાળી... કે... પીસતાળી મણ આલ્યાતા. જાણ્યામાં તમારે ચોપડે લશ્યું હશે કને. વાંચો કન. ચેટલા છ તે.

શેઠ - અમારા ચોપડામાં ટો પાંટરીસ મણ લખ્યા છે. અટે ના ઠાય શિટેર રૂપિયા.

ધનો - ઘઉંનો શો ભાવ ગણ્યો, શેઠ?

શેઠ - બે રૂપિયા વળી, બીજું શું?

ધનો - શેઠ એ વેરાઈ તો કાંક બે રૂપિયાને તઈણ આનાનો ભાવ હતો નેં?

શેઠ - એવા આના બે આનાનું ગરાગમાં કોણ ગણવા બેઠું છે ટે.

ધનો - બીજું શું શું ભરાયું છે? આગળ બોલો જો.

શેઠ - આ દસ મણ મગ ભરાવ્યાટા. ટેના અઢીના ભાવે પચીસ રૂપિયા આ ઠાય. એટલે બઢા ઠઈને સાઠ રૂપિયા. બાજરીના, વીશ રૂપિયા ઘીના, શિટેર રૂપિયા ઘઉંના અને પચીસ રૂપિયા મગના - એમ પોણાબસો રૂ. જમે થયા.

ધનો - શેઠ, કાંક તુવેરો તમને ભરાવી હતી તો?

શેઠ - (યાદ કરતા હોય એવો ડોળ કરીને. હા માળુ, મારે પરગામ જવાનું હતું તેથી મેં ગુમાસ્ટાને લખવાનું કીઢું હતું, તે લખવનું જ ભૂલી ગયો લાગે છે. આવવા ડે એની ઢૂળ જ કાઢી નાખું. ભાઈ ઢના કેટલી ટુવેરો હટી?

ધનો - કાંક તરીહ મણમાં બે મણએક ઓછી હતી.

શેઠ - ટયારે એ સટ્ટાવીસ મણ ટુવેરોના પોણા બેના ભાવે સટ્ટાવી દોઢું સાડી ટ્રીસ, અને અઢાવી પા. સાડાચાર, એટલે પાંટ્રીસ રૂપિયાની ટુવેરો ઠઈ.

ધનો - હવે ચેટલા બાકી રહ્યા શેઠ?

શેઠ - સવાબસો રહ્યા હટા. ટેમાંથી આ પાંટ્રીસ રૂપિયા ગયા એટલે બરાબર બસો રૂપિયા પૂરા રહ્યા. બોલ! આ બસો રૂપિયા ક્યારે આપીશ?

ધનો - શેઠ! હાલ તો મારી પાંહે એક જઈએ નથ. આવતી શાલ વાત.

શેઠ - એમ કંઈ ચાલે? રૂપિયા ટો અટયારે લાવ. ન હોય ટો ઘર લખી આપ.

ધનો - શું કરું? (બીજું કાંઈ થાય એમ નથી. હાંનમાં ઘર લશી લ્યો તારે.

(શેઠ સાનમાં ઘર લખી લે છે.)

**પ્રવેશ-૪**

**સ્થળ** - શેઠની દુકાન **સમય** - બપોરનો.

શેઠ - અલ્યા ઢના ટ્રણ વરસથી ટો ટું કાંઈ ઉઢેડ કે વ્યાજ કે કશુંય આપટો નઠી. હજાર બારસેં ટો ઠઈ ગયા. બોલ શું કરવું છે. હા કે નાનો જવાબ ડે; નહિ તો ડાવો ભડવાની જડુડ પડશે ને ઘડમાંથી બહાર નીકળવું પડશે.

ધનો - શેઠ! પહોર હેમ પડ્યું. આ સાલે વરહાદની ખેંચ પડી અને વધ્યું-ઘટ્યું તીડ આવ્યાં તે ખઈ જ્યાં. શું મોઢું દેખાડું? ઊંઘે આવતી નથી. પણ ચ્યાંથી લાવીને આલું?

શેઠ - એમાં હું શું કરું. ગમે ટેમ કર, પણ પૈસા લાવ. ન હોય ટો ઘર ખાલી કર.

ધનો - શેઠ! ટયારે હમણાં દહ દહાડા ખમી ખાઓ. ચ્યાંક હગાંવ્હાલાંથી બને તો લાવી આપું. (એમ કહીને ધનો ચાલે છે.) થોડું ચાલ્યા પછી (સ્વગત) ચ્યાંય નાંશી નજરે પોંચતી નથી. હા, એક છોડી છે. આ એની ચ્યાંક હગાઈ કરું ને ચારહેં પાંછહેં રૂપિયા લાવીને ભરું તાણે. એટલો ઉપાય છે.

શેઠ - (ધનાને પાછો બોલાવીને) ઢના, આ મેમાનને મેંહાણે ગાડી ઉપર મૂકી આવવાના છે. તારું ગાડું જોડીને મૂકી આવજે. ગાડીનો ટેમ ન ચુકાય માટે જરા વહેલો જજે.

ધનો - શેઠ! કાલે તો તમારા કૂવાવાળામાં વાવડો કરવા હું હોળ લઈને જ્યો'તો એટલે મારે વાવવાનું રહી જ્યું. આજ નહી વવરાય તો વરાપ હુકાઈ જશે ને શેતર પડી રેસે.

શેઠ - ગરજ હોય ત્યારે તો આ આવ્યા શેઠને ઘેર અને શેઠનું કામ હોય ત્યારે તો ના પાડીને ખોટાં બાં'ના બતાવે છે.

ધનો - ઠીક ત્યારે. હમણાં ગાડું જોડીને મૂકી આવું છું. મેમાનને તૈયાર કરો. (થોડે દૂર જઈને સ્વગત) શું કરીએ ભાઈ, ''દેવાનાં દાસ'' જ્યારે ત્યારે દોઢિયુંએ આલે નહિ ને મફતની વેઠ કરાવે છે. કામદાડો હોય તો શેઠના કામે જવું પડે ને ધરુનું કામ રઝળતું રે.'

(ધનો ચાલવા માંડે છે. રસ્તામાં ચોકિયાત મળે છે.)

ચોકિયાત - ધના પટેલ! તલાટી શાબે કહ્યું છે કે, તમારે કાલ હવારમાં વહેલા તજવીજદાર શાબને બલોલ હુંધી મૂચી આવવાના છે, માટે ગાલ્લું જોડજો.

ધનો - કાલે પેલો ફોજદાર ગામમાં ટળ્યો, તો ઈન માટ દૂધ આલવું પડ્યું અને ઈના ઘોડા માટ ચાર આલવી પડી અને આજ વળી આ લપ આવ્યું. સરકારનો મફતનો પગાર ખાવો; મફતની વેઠ કરાવવી ને પૈશોએ આલવો નહિ. ના પાડીએ તો માળાં હેરાન કરે. જા, કહે કે સવારમાં મૂકી આવશી.



**પ્રવેશ ૫મો**

**સ્થળ** - ધનાનું ઘર **સમય** - સવારનો

શેઠ - ધના, પહોર સાટસો બાકી મૂક્યા હટા અને આ વર્ષની ઉઢેડ અને વ્યાજમાં કાંઈ આપ્યું નથી. પૈસા આપ, નહિ ટો ઘર બહાર નીકળ.

ધનો - શેઠ, પહોર પાંચસો રૂપિયા આલ્યાતા અન બીજા થોડે થોડે ભરી દઈશ. શું કરવા ઘર ખાલી કરાવો છો?

શેઠ - રૂપિયા નહિ આપે તો સરકારમાં જવું પડશે અને ખરચો તારે માથે પડશે. માટે સમજીને જ આપી ડે ને.

ધનો - આ ઘર તમને આલ્યું ને અમે ચ્યાંક બીજ જઈ મજૂરી કરીને પેટ ભરશું.

શેઠ - પણ એકલા ઘરથી તારું દેવું પૂરું નહિ થાય. આ તારા બળદ, ભેંસ, વાસણ બધું આપીશ ત્યારે પરાણે પૂરું થશે.

ધનો - (સ્વગત) એટલું એ મારી પાહે રહે તાણ તું વાણિયો શીનો? (મોટેથી) ઠીક. એય લ્યો. તમારું પૂરું ન થાય તો અમારું ભગવાન પૂરું કરશે. (ઘર, બળદ, વાસણ, ભેંસો વગેરે સઘળું શેઠને સોંપી ધનો બાળબચ્ચાં સાથે ચાલવા માંડે છે) થોડે જતાં સ્વગતઃ પ્રભુ? આખરે મારી આ દશા!! આ તે વાણિયો કે? એકનું એક શેતરે હાંનને બદલે વેચાણ લખાવી લીધું. રહેવાનું ઝૂંપડુંએ પડાવી લીધું. એનું પૂરું કરવા કાળજાની કોર જેવી દીકરી વેચી તો એ ન ધરાણો. છેવટે બળદ, ભેંસ ને વાસણો લઈ લીધાં, પહેરે લૂગડે ઘરબા'ર કાઢ્યાં. હવે હું શું કરું? ક્યાં જાઉં? હા, ચાલ ત્યારે, અમદાવાદ જઈને ચ્યાંક મિલબિલમાં મજૂરી કરીને પેટ ભરીશું. હે પ્રભુ! તું ન્યાયી છે. આ નીચ-કાળાં - કામ કરનારને તું જોજે. (નિસાસો નાખીને ઉદાસ ચહેરે ચાલવા માડે છે.)

**અંક ૩જો**

**પ્રવેશ ૧લો**

**સ્થળ** - મહેલ્લાનો ચોક **સમય** - સાંજનો

માધો - ચ્યમ વિઠાભાઈ! તમે કાલ મેહાંણે શું કરી આયા?

વિઠ્ઠલ - બેડીઉં ઘઉં વેચી આવ્યો અને એક રવો ગોળ, અર્ધોમણ ખાંડ અને ભેંસના માટે કપાસિયા લઈ આયો.

માધો - ઘઉં શા ભાવ વેચ્યા?
વિઠ્ઠલ - સવાત્રણ રૂપિયે મણ.
દેવો - તાણ માળું! આપણ છેતરાઈએ છીએ. આ મારા ઘઉં તો શેઠ કાલ તઈણ રૂપિયે લઈ જ્યા.
લાલો - વિઠાભાઈ! ગોળ, ખાંડ, કપાહ એ શા ભાવ મળ્યાં?
વિઠ્ઠલ - ગોળ રૂ. ૬-૨-૦, ખાંડ રૂ. ૫-૫-૦ અને કપાસિયાના રૂ. ૧-૧૨-૦
લાલો - અલ્યા આપણ તો આમાંય છેતરઈએ છીએ. આ કાલ અમે ગરબડ શેઠને ત્યાંથી સાડા છ રૂપિયે ગોળ લાવ્યા, ને ખાંડના સાડા પાંચ રૂપિયા અને કપાસિયાનો તો પૂરા બે રૂપિયાનો ભાવ માંડ્યો.
રણછોડ - તમે તો ઉધારે લાવ્યાને? ઉધારનું કામ તો એવું જ હોય. અમે તો શેઠને ઘેર જતા જ નથી. લેવુંવેચવું બધું હાથે જ કરીએ છીએ. નામુંઠામું સઘળું અમે હાથે જ લખીએ છીએ. એટલે અમને છેતરાવાની ચિંતા જ નથી.
પભો - પણ ભાઈ, તમે તો ભણેલા કની. અને અમે તો રહ્યા અભણ. માળું ભણવું એ જરૂરનું તો છે જ તો.
માધો - વિઠાભાઈ! મી આ લાલાનું એક શેતર રાખ્યું. આ ઈનો દસ્તાવેજ કરાવવા જવું છે. તે તમે હંગાથે ના આવો અમારું તો કારકુનો લોહી પીએ છે, અને હાંજ હુધી ખોટી કરવા છતાં કામ પૂરું નથી કરી આપતા. બેચાર ધક્કાએ ખવરાવે છે. ઈસ્ટાંપનો કાગળ તો લાવ્યો છું તે ત્યાં જઈને લખાવીશું.
વિઠ્ઠલ - ત્યાં જઈને શું કરવા? લાવોને અહીંયાં જ લખી દઉં. ત્યાં તો માત્ર નોંધાવાનો જ બાકી રહેશે.
માધો - પભા! જાને ઘેરથી આગળ લઈ આવને.
વિઠ્ઠલ - પભાભાઈ! મ્હારે ત્યાંથી ખડીઓકલમ લેતા આવજો.
રામજી - તે આપણુ લસેલું તો કારકુનશાબ પાસ નહિ કરે ને ઈસ્ટાંપ બાતલ જશે.
રણછોડ - શા માટે? આપણે બરાબર લખીએ તો કાગળ રદ કરી શકાય જ નહિ.
દેવો - હાથે લસેલું ચાલે તો ઘણું હારું. આ ધનાના શેતરનો દસ્તાવેજ કરવા જ્યાતા તાણ પાંછ રૂપિયા લસ્યાના આલવા પડ્યા'તા.
પભો - લ્યો વિઠાભાઈ! આ કાગળ, ખડિયો, અને કલમ.
માધો - વિઠાભાઈ! તમારે જોઈએ તે હકીકત પૂછતા જાઓ અને લસી કાઢો.
વિઠ્ઠલ - (લસી રહ્યા પછી) લો આ દસ્તાવેજ પૂરો થયો. કાલે મહેસાણે જઈને નોંધાવી આવીશું. (બધાં વેરાઈ જાય છે.)



## પ્રવેશ ૨જો

**સ્થળ** - નોંધણી કચેરી **સમય** - બપોરનો

વિઠ્ઠલદાસ - સાહેબ, આ દસ્તાવેજ નોંધવાનો છે.
નોં. કારભારી - (દસ્તાવેજ લખનારનું નામ વાંચીને) આ દસ્તાવેજ કોણે લખ્યો છે? એ નહિ ચાલે. નીચે લખનાર બેઠો છે. તેની પાસે લખાવી લાવો.
વિઠ્ઠલદાસ - કોણે લખ્યો છે તેની સાથે તમારે શું કામ છે? દસ્તાવેજ બરાબર છે કે નહિ તે તમે જોયું કે?
નોં. કામદાર - એમાં જોવાનું હોય? ગામડિયાઓને કાયદેસર દસ્તાવેજ લખતાં આવડે જ શાનો?
નોં. કામદાર - (વાંચીને) છે તો બરોબર. કહો જોઈએ, લખી આપનાર અને લખી લેનાર કોણ કોણ છે?
માધો - સાહેબ! હું લશી લેનાર છું.
લાલો - સાહેબ! હું લશી આપનાર છું.
નોં. કામદાર - (કંઈ મળે એવું નથી એમ સમજીને) ઠીક, હું તમારો દસ્તાવેજ નોંધી લઉં છું.

(નોં. કામદારને કંઈ મળ્યું નહિ એટલે કારકુને પણ આશા છોડી અને વિના હરકતે સૌ ઘેર આવ્યા.)

## પ્રવેશ ૩જો

**સ્થળ** - મહેલ્લાનો ચોક **સમય** - સાંજ

દેવો - ચ્યમ માધાકાકા! આજ વિઠાભાઈન લઈન દસ્તાવેજ નોંધાવા જ્યાંતા તે ચેટલું ખરચ થ્યું?
લાલો - અલ્યા દેવા! લાગત વના બીજું એક પૈસોએ ખરચ ના થ્યું.
માધો - ભાઈ એ તો ભણેલાના પરતાપ. ભણેલાનો ફેર તો પડે જ કેની.
પભો - (વચ્ચે જ નવા સમાચાર જણાવવા) આજ તો પેલા ધના પાહેથી ગરબડ શેઠે ઘર, ઢોરઢોંખર, વાસણકૂસણ વગેરે પડાવી લીધું છે. તેથી બિચારો બૈરાં - છોકરાં લઈને ચ્યાંક શે'રમાં મજૂરી કરવા જ્યો.
વિઠ્ઠલ - જે ભણે નહિ ને પોતાની શક્તિનો વિચાર કર્યા સિવાય ખોટા ખર્ચ કરે તેની એવી જ દશા થાય.
રામજી - ધનાએ શું અવળું કામ કર્યુ હતું? ડોહાનું બારમું કર્યું એ અવળું ખરચ કર્યું કહેવાય.

વિઠ્ઠલ - હા જ તો. અવળું જ. વળી બારમાંના એક ટંકના શીરામાં એને બિચારાને તો ગામ મૂકવું પડ્યું.

લાલો - (વળી બીજા જ નવા સમાચાર જણાવવા) એ તો હમજ્યા વિઠાભાઈ, પણ આ પેલા કાગળ લઈને બધે ફરતા હતા અને ચૂંટણી ચૂંટણી કરતા તે ચૂંટણી એટલે શું?

વિઠ્ઠલ - આપણે ગામમાં પંચ હોય છે તેવું આપણા આખા પ્રાન્તનું એક પંચ એને પ્રાંત પંચાયત કહેવાય. એમાં કામ કરવા લોકો પોતે જ સારા માણસોને પસંદ કરી મોકલે તેનું નામ ચૂંટણી.

જેસંગ - આપણે વેરામાં લોકલસેસનો રૂપિયે આનો આપીએ છીએ તેના રૂ. ભેગા થાય તેમાંથી લોકોને જરૂરના કૂવાહવાડા, રસ્તા વગેરે પ્રજાના લાભનાં કામ માટે એ પંચાયતવાળા પૈસા વાપરે.

માધો - છે તો માળું મઝાનું; પણ ત્યાંએ અમારા જેવા શું કરે? તમારા જેવા ભણેલા હોય ઈમનું ત્યાં કામ.

રામજી - હા ભાઈ, તાણ આપણું બધું ભણ્યા વના જ જાય છે ન. આપણ બધા એક થઈને આવતી ચૂંટણીમાં વિઠાભાઈને મોકલીએ તો હારું.

બેત્રણ જણ - હા, ઈમ થાય તો ઘણું હારું.

વિઠ્ઠલ - ઠીક; લ્યો હવે તો બહુ મોડું થયું. વળી કાલે બેસીશું.

સઘળા વેરાઈ જાય છે.

### પ્રવેશ ૪થો

**સ્થળ** - મહેલ્લાનો ચોક **સમય** - સાંજનો.

(બધા ભેગા થઈને બેઠા છે, એટલામાં ચોકિયાત આવે છે.)

ચોકિયાત- કેવળભાઈ, તમારે હવારમાં વહેલા વહીવટદાર સાહેબના સામાનનું ગાડું ભરીને મેહાણે જવાનું છે ઈમ તલાટીએ કીધું છે.

કેવળ - સવારે ગાડું જોઈએ છે અને અત્યારે આઠ કલાક પહેલાં ખબર આપે છે? સવારમાં ઘઉં પાવા જવું છે. જા, તલાટીને કહે કે ચોવીસ કલાક પહેલાં ખબર આપી નથી માટે સવારમાં ગાડું નહિ જોડાય.

પભો - કેવળભાઈ, તમારા ઘર જોડે મારું ઘર છે એટલે હમણાં મને જોડવાનું કહેશે.

કેવળ - તમે પણ મારા જેવો જ જવાબ આપજોને એટલે ચાલશે, પછી જોઈ લઈશું શું કરે છે તે. (ચોકિયાત જાય છે.)



(નિયમ પ્રમાણે ખબર આપેલી ન હોવાથી તલાટી છાનોમાનો બેસી રહ્યો.)

દેવો - જોયું? કેવળભાઈ, કાયદો જાણતા હતા તે ચોક્ખું પરખાવ્યું અને આપણા જેવાને તો કામ રખડતું મૂચીનેય જયાર બોલાવ તાર જવું પડ.

જેસંગ - ભણતરની તો ભાઈ, દરેક જગાએ જરૂર છે. વકીલ, દાક્તર કે મોટા અમલદારથી માંડીને તલાટી, કારકુન, શિક્ષક અથવા વેપારી થવાને તો ભણવાની જરૂર છે જ, પરંતુ એક સારા ખેડૂત થવાને ભણવાની એથી પણ વિશેષ જરૂર છે, કારણ કે ખેતી જ આપણા દેશનો મુખ્ય ધંધો છે.

માધો - શું માળું ભણતરના પ્રતાપ!! ભણેલા બધાય અભણ કરતાં હખમાં દહાડા કાઢે છે અને આપણા જેવા અભણ કુટાય છ.

દેવો - એ તો બધું ઠીક, પણ વિઠાભાઈ, આ બધા અમારા જેવા અભણને કાંક હારો રસ્તો બતાવો કે આ વાણિયા અને અમલદારોના ત્રાસમાંથી છૂટીએ.

વિઠ્ઠલ - તમારે સુખી થવું હોય તો હું બતાવું તે રસ્તે ચાલો. જુઓ. ખોટાં ખરચ કરવાં નહિ. દેવું કરવું નહિ. ઉધારે માલ લાવવો નહિ. બાર માસ ચાલે એટલું અનાજ રાખી મૂકવું. સારું બીબેવડ સંઘરવું, લેવા-વેચવાની વેળાએ કોઈ ભણેલા પાસે ગણાવવું અને ભણે એવડાં તમામ બાળકોને ભણાવવાં. આવી આવી તો ઘણીએ બાબતો છે. પણ પહેલાં આટલું કરો.

લાલો - આ બધું તો હમજ્યાં. અમને લેતાં અને વેચતાં બહુ અડચણ પડે છે. ભણેલા નહિ એટલે વેપારી ગમે તેમ અષ્ટંપષ્ટં કરીને ઓછું આલે અને લેવા વેળાએ વધારે લે? શું કરવું, આનો કંઈ રસ્તો બતાવો છો?

કેવળ - આપણે બધા એક સંપ કરીને આપણો બધાનો માલ એકસાથે વેચીએ તો સારો ભાવ મળે અને માલ લાવવો હોય ત્યારે પણ આપણે સામટો ભેગા મળીને લાવીએ તો સારો માલ મળે અને સસ્તો પડે અને બે બાજુથી છેતરાતા અટકીએ.

રામજી - તાણ હવ, આપણે ઈમ કરો કે આપણે વાણિયાને માલ આપીએ નહિ ને ઈન ત્યાંથી લાવીએય નહિ. વિઠાભાઈ ને કેવળભાઈ એવા બધા ભણેલાને સાથે રાખી માલ વેચવો ને લાવવો.

માધો - આપણ બધા અજ્ઞાનમાં જ આમ આટલા દહાડા કુટાણા. વાણિયાએ પાહે પૈસોએ રહેવા ન દીધો. આટલા દહાડા તો ભણેલા કાંક કહેતા તે અમને ગમતું નહોતું. ઊલટા બધા હસી કાઢતા.

લાલો - પણ હવે હમજાયું કે ભણેલા તો આપણ માટે કહેતા હતા. આપણને સુખી થવાનો રસ્તો પણ ઈમણે જ બતાયો.

દેવો - હવે આપણે ગમે તેમ કરો, પણ છોકરાંને તો ભણાવવાં જ.

વિઠ્ઠલ - બસ, હવે એ જ રસ્તો છે. છોકરાઓને ભણાવો. ખેતીને કેળવો અને અમારે રસ્તે ચાલો. પછી જુઓ કે કેટલો ફાયદો થાય છે.

માધો - પણ વિઠાભાઈ, આ આપણા ગામમાં તો માસ્તર મફતનો પગાર ખાય છે અને ઈને પગાર આલનારાય કાંય જોતા નથી કે કામ ચેવું થાય છે. આ એ તો ઊલટાં છોકરાં બગાડ છ. નથી શીખતાં શેતીનું કામ કે નથી હારું ભણતાં. આ ઈનું શું કરવું એ બતાવો તો હારું.

વિઠ્ઠલ - આપણામાં સંપ હોય તો માસ્તરને સારું કામ કરવાને સમજાવીએ અને ન સમજે તો સરકારમાં લખી સારા શિક્ષકની માગણી કરીએ અને વધારે ભણાવવા માટે જ્યાં વધારે ભણતરની સગવડ હોય ત્યાં મોકલીએ.

લાલો - જેસંગભાઈ આ વિઠાભાઈની વાત તો ખરી છ. પણ બહારગામ છોકરાં ખાંય ચ્યાં અન ઈમના ઉપર દેખરેખ કુણ રાખ? અને એ તો એવાં બગડે છે કે ઈમના હાડકાં નથી શેતીમાં નમતાં કે નથી બીજા ધંધામાં નમતાં. ઈમન તો ફક્કડ થઈને ફરવાનું અને ચ્યાંક નોકરી કરવાનું ગમે. આ એવા ભણતરથી આપણો શો દિ વળવાનો?

જેસંગ - પણ આપની નાતની કડીમાં પેલી બોર્ડિંગ છે ત્યાં છોકરાંને રહેવાની, ખાવાની, ભણવાની બધીએ સગવડ છે. ત્યાં ખેતી, વણાટ, સુથારી, છાપકામ અને એવા બીજા ઘણા ધંધા શીખવે છે અને વળી ત્યાં છોકરાઓની ચાલચલણ ઉપર ખૂબ ધ્યાન આપે છે. એટલે છોકરાઓ ફક્કડ થતા નથી પણ ડાહ્યા, વિવેકી, મહેનતું ને સાદા થઈને આવે છે.

માધો - તો તો બહુ હારું. આપણ બધા ત્યાં જ છોકરાઓને મોકલીએ તો બહુ લાભ થાય.

કેવળ - હા, એ બરાબર છે. ત્યાં ખેતી અત્રે બીજા ધંધાનું શિક્ષણ છોકરાઓને મળશે અને તેઓ સાદા, મહેનતુ અને વિવેકી થશે તેથી ખેતી ઘણી સુધરશે અને આપણી અજ્ઞાનતા તથા ગરીબાઈ તરત ચાલ્યાં જશે.

વિઠ્ઠલ - હવે લોકોને કેળવણીના ફાયદા સમજાવા માંડ્યા છે. જો લોકો ખોટાં ખરચ બંધ કરીને પોતાનાં બાળકોને કેળવવા પાછળ એ પૈસા ખરચે તો થોડા



જ વખતમાં આપણી ઉન્નતિ થાય. અત્યાર લગી અંધારામાં જ રહ્યા. હવે આંખો ઊઘડી છે. જાગ્યા ત્યાંથી સવાર ગણી સારે રસ્તે ચાલીશું તો થોડા વખતમાં આપણી સ્થિતિ સુધરી જશે. પરમાત્મા તે દિવસ જલદી લાવો એવી તે દયાળુને પ્રાર્થના.

૩૦-૯-૩૦ લેખક : **ચુનીલાલ મગનલાલ પટેલ**

## પત્રિકા નં. ૧૦
# આપણી ઉન્નતિનું પગથિયું : કેળવણી

### અગાઉ ખેડૂતો કેળવાયેલા હતા

જ્યારે સૃષ્ટિ રચાઈ ત્યારથી જ પરમેશ્વર ખેડુતોને વિશેષ હક્કો ભોગવવાના આપ્યા છે. દુનિયામાં ખેડૂત એકને જ પરમાત્માએ ઉત્પન્ન કર્યો છે કે જેને બીજાના આશરે રહેવું પડતું નથી.

**કણબી પછવાડે કરોડ, કણબી કોઈની પાછળ નહિ,**
**હળથી બાંધે હોડ, પેટ ભરે પાદશાહ તણાં.**

દરેક માણસને હવા, પાણી અને અનાજની જરૂર છે. એમાં હવા અને પાણી ખુદ પરમેશ્વરે પેદા કર્યા છે, માત્ર અનાજ ઉત્પન્ન કરવાનું કાર્ય ખેડૂતોને સોંપેલું છે. જેથી ખેડૂત ત્રીજા ભાગનો પરમેશ્વર પણ કહી શકાય. અગાઉ ખેડૂત ખરેખર દેવની માફક પૂજાતો અને ખેડૂત પણ પોતાની ફરજો અદા કરવાનું ચૂકતો નહિ. પૂજાવાનું કારણ એ જ હતું કે અન્ય કોમો કરતાં પોતાની ગાડી કેળવણીની બાબતમાં આગળ રાખતો. હાલ તેનું પરિવર્તન થયું છે. જેથી કરીને પૂજાવાને બદલે તેને પૂજવું પડે છે.

### કેળવણીમાં આગળ ક્યારે વધી શકાય?

પિતા પોતાના છોકરાને પરણાવવાની જેટલી ધગશ બતાવે છે તેટલી જ ધગશ તેના છોકરાને ભણાવવાની બતાવે તો તે છોકરો તેના જીવનની સાર્થકતા બરાબર સમજી શકે. જે બાળકમાં થોડાઘણા સારા સંસ્કારો પડ્યા હશે તે બાળક મનુષ્ય થતાં પોતાના છોકરાઓને તેના કરતાં બે ડગલાં આગળ વધારવાનો પ્રયત્ન કરશે. આવી પ્રથાથી આપણે આપણો પંથ આગળ વધારી કેળવણીનું કેન્દ્ર બનીશું.

### અક્ષરજ્ઞાનની કેળવણી ભિખારી બનાવે છે

માત્ર અક્ષરજ્ઞાનની કેળવણી આપવી તે મૂર્ખાઈભરેલું છે, કારણ કે તેવા પ્રકારની

કેળવણીથી નોકરી સિવાય બીજો ધંધો આપણને ગમતો નથી, ચાલુ જમાનામાં આપણે જોઈએ છીએ કે નોકરી શોધી હાથ પણ આવતી નથી અને નોકરિયાતો વધી પડ્યા છે એટલે નોકરી પર આધાર રાખી બેસી રહેનાર માણસ ઘરનો કે ઘાટનો પણ રહેતો નથી. તેને આપણો ખેતીનો ઉત્તમ ધંધો પણ ગમતો નથી. આવા પ્રકારની કેળવણીથી માણસ સુખી થવાને બદલે ભિખારી બને છે. આપણે અક્ષરજ્ઞાનની કેળવણી સાથે બીજી એવા પ્રકારની કેળવણી લેવાની જરૂર છે કે જેથી કરીને આપણે આપણો સંસાર સુખમય બનાવી શકીએ.

**ભણીને ખેતી ઉત્તમ રીતે કરી શકીએ**

આપણા ખેડૂતભાઈઓ એમ માને છે કે ખેડૂતોને ભણવાની શી જરૂર છે? તેમને તો હળનો ડંડો જ પકડવાનો છે, પરંતુ તેઓ સમજતા નથી કે હાલ અમેરિકા દેશ કેટલો આગળ પડતો છે? દરેક ખેડૂત શ્રીમંત છે. જ્યારે આપણે રાત-દિવસ મજૂરી કરીએ છીએ છતાં પણ પેટ ભરવાના સાંસાં પડે છે. અમેરિકન લોકો કેળવાયેલા હોવાથી દિવસે દિવસે નવું ને નવું શોધન કરતા જાય છે. જ્યારે આપણે દર વર્ષે એકનું એક જ અનાજ વાવીને ખેતી કરીએ છીએ. જેથી કરીને એક જ દિશાનું ધ્યેય હોવાથી કુદરતી ફટકાથી હેરાન થવું પડે છે. આપણે ફક્ત કુદરત પર જ આધાર રાખીએ છીએ. જ્યારે અમેરિકન લોકો કુદરત પર જરા પણ આધાર રાખી બેસી રહેતો નથી, કારણ કે તેઓ કેળવાયેલા છે.

**અભણ રહેવાથી આપણને ચોમેર માર પડે છે**

આપણે અભણ હોવાથી શાહુકારો આપણને ચૂસી રહ્યા છે. કરકસરનો પાઠ આપણે શીખેલા નહિ હોવાથી દેવાના ભારમાં દિવસે દિવસે આપણે દબાતા જઈએ છીએ. સ્વચ્છ રહેણીકરણી પણ સાચવી શકતા નથી. દુનિયામાં આપણી શી ફરજો છે તેનું ભાન પણ આપણને થતું નથી. કુસંપનાં કોકડાં એટલે દરજ્જે સુધી ગૂંચાઈ જાય છે કે તે ઉકેલવાં મુશ્કેલ થઈ પડે છે. એટલે કેળવણીના અભાવથી જ આપણે ચોમેરથી માર વેઠી રહ્યા છીએ.

ચોમેર નજર કરતાં કડવા પાટીદાર કોમ અભણ માલૂમ પડે છે. જેના પરિણામે તેને અસંખ્ય દુઃખો સહન કરવાનાં હોય છે. દુઃખની હદ હવે આવી પહોંચી છે અને હવે આપણે નહિ ચેતીએ તો જરૂર આપણું ભૂષણ ખોઈ બેસીશું. માટે તમારાં બાળકોને ઉચ્ચ પ્રકારની કેળવણી આપવાની તક હવે ગુમાવશો નહિ. જો બાળકો કેળવાયેલાં હશે, તો જરૂર તમને આશીષ દેશે અને ઘડપણમાં પણ સુખ આપશે.

૨૩-૩-૩૧ લેખક : **ત્રિકમલાલ રણછોડદાસ પટેલ**



**પત્રિકા નં. ૧૧**

## ગાયનો

**કારજ** - (ચાબખાની રાહ)

મુઆ પર મિષ્ટાનો શું જમો, પડ્યા પર પાટું દેઈ દમો.
વીશ વરસની બાળા રાંડે, ખેદ કરીને ખમો;
તેનો ખાંતે દાડો ખાતાં, ભાભા થઈ શું જમો. મુઆ.
વહાલાનો વિયોગ થતાં જે; શોક તણો છે સમો;
મિષ્ટાન્નનો ઊડતા અવલોકી, આવે ના અણગમો. મુઆ.
વહાલું મનુષ્ય પોતાનું જાતાં, ખોટ ખમો છો તમો;
બળી ખાખ થાવા ટાણે કરો, ખાતર ઉપર દીવો. મુઆ.
પટેલ મંડળ પાસે બેસે, બીછાવીને જાજમો;
જન્મ - મરણનો ભેદ ન જાણે, હોય વિવા-વાજનો. મુઆ.
રાક્ષસ જેવું હૃદય કરીને, જન રૂએ ત્યાં જમો;
ખાતે ખાતાં પડો ન ફાટી, કહીએ બહુ શું અમો. મુઆ.
ગીધ કાગડા ફોલી ખાતાં, મુઆ પશુને જુઓ;
કરી દુરાગ્રહ જમો બારમાં, નીતિ ધર્મને ખુઓ. મુઆ.
સમય સૂચવે છોડો બંધુ, દુષ્ટ રિવાજો તમો;
પ્રેતવરા વિદેશ વળાવી, સુખશાંતિમાં સમો. મુઓ.

**દાન ક્યાં કરવું**

(કવાલી ગઝલ)

અરે ઓ પાટીદાર બંધુ, જરા તો આંખ રે ખોલો;
તમારાં દાનનાં નીરો, નકામાં ના હવે ઢોળો.
તમારા આંધળા પુણ્યો, દુરાચારો વધારે છે;
ખરાં દુઃખિયાં તણાં દુઃખો, જરા એ ના ઘટાડે છે.
તમારા દાનથી બાવા, અફીણ ગાંજો ઘૂંટાવે છે;
મંદિરોમાં મળી ટોળાં, ચડશ ગાંજો ફૂંકાવે છે.
ઘણાં જ્ઞાતિ તણાં બાળો, અરેરે જે નિરાધારો;
રૂએ છે વિદ્યાને કાજે, તેઓને પ્રેમથી પાળો.
રઝળતાં ને રખડતાં જે, આપણી જ્ઞાતિનાં બાળો;
દેઈને દાન સુહસ્તે લીઓ આ જન્મનો લ્હાવો.

### વરવિક્રય

રાગ - ધનાશ્રી

વિક્રયનો વહેવાર જ્ઞાતિમાં વિક્રયનો વહેવાર,
કહેતાં નાવે પાર, જ્ઞાતિમાં વિક્રયનો વહેવાર.
કુળવાનો વરવિક્રય કરતાં, લાજ ન પરે લગાર,
જાત-કજાત ગણે સૌ સરખું, નાણાં ઉપર પ્યાર.
આવક ખૂટે કે કન્યાને, તરછોડે તત્કાળ,
ઝટપટ બીજી કન્યાં પરણી, ચલાવતા વેપાર.
સ્વાર્થી જનને કાંઈ ન સુઝે, મતલબના એ યાર,
શોક્ય ઉપર નિજ પુત્રી આપે, મૂર્ખ કહો કે ગમાર.
પોતે મનથી માની લે છે, કે કુળ જોયું સાર,
આવક ખૂટે કે વરરાજા, ત્રીજી કરતા નાર.
છેડા છૂટકા કરવામાં પણ, વરરાજા તૈયાર,
કારણ કે મુખ માગ્યું નાણું, મળતું ત્યાં તત્કાળ.
કુળ તણી આ પેઢી સારી, ચાલે ધમધોકાર,
વણમહેનતથી મળતું નાણું, એવો આ વેપાર.
શુદ્ધ હૃદયનો પ્રેમ નથી ત્યાં, ચાલે શું સંસાર,
નીચ અધમ એ કુળવાનોને વારંવાર ધિક્કાર.

### નથી જાગ્યા ફરી સૂવા

(કવાલી)

કરો જ્ઞાતિ તણી સેવા, સુધા સમ મિષ્ટ એ મેવા;
પડે તેવા સહી લેવા, નથી જાગ્યા ફરી સૂવા.
નિહાળીને તમે ડોળી, ન બેઠો ચક્ષુઓ ચોળી;
ગળાવા હિતની ગોળી, નથી જાગ્યા ફરી સૂવા.
હતાં જે બંધનો જૂઠાં, કર્યા તે તો તમે બૂઠાં;
જલાવો જે રહ્યાં ઠૂઠાં, નથી જાગ્યા ફરી સૂવા.
લડાઈ વીર છે લીધી, નથી તેમાં ખરી સિદ્ધિ;
બતાવી ટેક છે કીધી, નથી જાગ્યા ફરી સૂવા.
જનેતા જાગતી જ્યોતિ, સકળના પાપ જે ધોતી;
તમારાં આંસુ એ લ્હોતી, નથી જાગ્યા ફરી સૂવા.



સજો સૌ શસ્ત્ર પ્રીતિનાં, તૂટે જો વૃક્ષ ભીતિનાં;
કરાવી કાર્ય નીતિનાં, નથી જાગ્યાં ફરી સૂવા.
ભલે ખોટા કહે 'મોટા, છતાં મોટા બને ખોટા;
તમે છોટા અને મોટા, નથી જાગ્યા ફરી સૂવા.

### હવે તો આંખ ઉઘાડો

(રાગ ગઝલ)

અરે ઓ જ્ઞાતિબંધુઓ, જરા જાગી હવે જુઓ;
સકલ વરણો ઘણી સુધરી, હવે તો આંખ ઉઘાડો. ૧

થયા નીરધન ને રોગી, ખરે કુધારા સેવ્યાથી;
ભૂલ્યા ત્યાંથી ગણી ફરીથી, હવે તો આંખ ઉઘાડો. ૨

તમારા બાળલગ્નોએ, કીધા અભણ ને રોગી;
અરે જીવન કીધું બાતલ, હવે તો આંખ ઉઘાડો. ૩

ખરેખર બાળલગ્નોથી, ગઈ મર્યાદા પણ ચાલી;
રહ્યું ના માન વડીલોનું, હવે તો આંખ ઉઘાડો ૪

અરે ખોટી ઈજ્જત માટે, કરો છો કરજ જીવ સાટે;
પછી પસ્તાવો છો જાતે, હવે તો આંખ ઉઘાડો ૫

કરેલાં કરજને માટે, જવું પડશે વણિક હાટે;
ડબલ નાણાં તહાં થાશે, હવે તો આંખ ઉઘાડો ૬

ઉછેરી લાડથી પુત્રી, દીઓ છો નર્કમાં નાખી;
દયાને દીલમાં સ્થાપી, હવે તો આંખ ઉઘાડો. ૭

દઈને દાન વિદ્યાનું, ગણો સૌ પુત્ર સમ પુત્રી;
લ્યો ના પુત્રીના શ્રાપો, હવે તો આંખ ઉઘાડો. ૮

ખરે નિરધન બનાવ્યાં છે, જીવન વિષમય કીધું છે,
કીધો એ જુલમ કુધારો, હવે તો આંખ ઉઘાડો. ૯

અરે નીજ જ્ઞાતિના માટે, તથા સ્વ પુત્રોના કાજે;
તજી કુધારા ત્વરાથી, હવે તો આંખ ઉઘાડો. ૧૦

### જ્ઞાતિસેવા કરો

(રાગ ગઝલ કવાલી)

કરવા જ્ઞાતિની સેવા, અમે ઝુંડો ઉઠાવ્યો છે;
જગાડી બંધુને દેવા, અમે ઝુંડો ઉઠાવ્યો છે. ટેક

અવિદ્યાથી રહ્યું જ્ઞાન, છવાયું જ્ઞાતિનું જ્યાં સ્થાન;
બચો તેનાથી દેવા ભાન, અમે ઝુંડો ઉઠાવ્યો છે. ૧

લહો સુવિદ્યા ને કૃષિ જ્ઞાન, બને શ્રીમાન ને વિદ્વાન,
અમારા ઉર એ અભિમાન, અમે ઝુંડો ઉઠાવ્યો છે. ૨

શૂરા છો દાને કહેવામાં, શૂરા છો કીર્તિ લેવામાં;
જ્ઞાતિ બને રંક દેવામાં, અમે ઝુંડો ઉઠાવ્યો છે. ૩

તમારાં દાન સખાવત, જ્ઞાતિના હિતમાં જો હત;
સદા જ્ઞાતિ હત ઉન્નત, અમે ઝુંડો ઉઠાવ્યો છે. ૪

થાય જ્યાં જ્ઞાતિનું કલ્યાણ, થાય જ્યાં બંધુનાં સન્માન;
દેવાવાં જોઈએ તેમાં દાન, અમે ઝુંડો ઉઠાવ્યો છે. ૫

હશે બહુ જ્ઞાતિમાં ન્યાળો, વિના આધારના બાળો;
સુવિદ્યા દઈને પાળો, અમે ઝુંડો ઉઠાવ્યો છે. ૬

હશે અપંગને અંધા, બને નહિ જેનાથી ધંધા;
તેવાના થઈ પડો બંદા, અમે ઝુંડો ઉઠાવ્યો છે. ૭

બગાડે જ્ઞાતિનો માઝો, કઢંગા રીતરિવાજો;
તજાવો અને ત્યાજો, અમે ઝુંડો ઉઠાવ્યો છે. ૮

બૂરાં જોતાં છે બાળલગ્ન, ઘટે આયુષ્ય બગાડે તન;
છોડાવા એ નઠારું ચલન, અમે ઝુંડો ઉઠાવ્યો છે. ૯

રહીશું જ્ઞાતિના હિતે, સહીશું કષ્ટ દેશો તે;
નહીં ડરીએ વિપરીતે, અમે ઝુંડો ઉઠાવ્યો છે. ૧૦

જ્ઞાતિના શ્રેયને પ્યાસા, બુઝાવો આપી દિલાસા;
અમારા ઉર એ આશા, અમે ઝુંડો ઉઠાવ્યો છે. ૧૧

સદા ઈચ્છા રહે છાતી, સુવિદ્યાથી વધે જ્ઞાતિ;
દઈને અર્થ લ્યો ખ્યાતિ, અમે ઝુંડો ઉઠાવ્યો છે. ૧૨



જ્ઞાતિને માનીને જનની, કરો સેવા ખરા મનની;
બની ઉદાર તન ધનની, અમે ઝુંડો ઉઠાવ્યો છે. ૧૩

સજ્જન શ્રીમંત વિદ્યાધર, રાખી લ્યો નામને અમર;
થઈ જ્ઞાતે સદા હિતકર, અમે ઝુંડો ઉઠાવ્યો છે. ૧૪

### ચાર મોટા અધર્મ

(ભુજંગી રાહ)

કરે વિનંતી આપનો દાસ આજે,
સૂણો પ્રેમી ભ્રાતા સહુ સુખ કાજે;
ચહો સુખ તો ધર્મ વેગે વિચારો;
વિચારી - કરીને કરો શુભ ધારો. ૧

પટેલો પટેલાઈનું નામ બોળો,
પ્રપંચી થઈ વિખ હાથે વલોવો;
થતું બાળલગ્ન તે કેવું જ ખોટું,
બાળાઓ હજારો ઝૂરે પાપ મોટું. ૨

વરા વાજનોથી થયા સૌ ખુવાર,
ભરી હોજરાંને ખોયા રોજગાર;
નથી રીત તો પ્રીત હોય જ શાની,
કુસંપે ઠર્યો કેર કીધા જ હાની. ૩

વેચે દીકરીને પિતા દામ માટે,
સાટાં ત્રેખડાં સૌ કરે સ્વાર્થ સાટે;
કરો કો નહીં સ્નાન કે ધ્યાન ધર્મ,
વધ્યો સર્વ વાતે કુધારો અધર્મ. ૪

કથ્યા ચાર મોટા જ અધર્મ ભારી,
પટેલો હવે ઉરમાં લ્યો વિચારી;
કુધારો ક્હાડીને કરોને સુધારો,
ગરીબો તણી વિનતી ઉર ધારો. ૫

■ ■ ■

## ૫

# પાટીદાર આશ્રમ અને સર્વ વિદ્યાલયની પ્રવૃત્તિઓની અલપઝલપ ૧૯૨૨થી ૧૯૪૦

શ્રી ક.પા. કે.ઉ. મંડળના હેવાલો ઉપર દૃષ્ટિ નાખતાં તેની મુખ્ય પ્રવૃત્તિઓનો ખ્યાલ આવે છે. એમાં સર્વવિદ્યાલય હાઈસ્કૂલ; પાટીદાર વિદ્યાર્થી આશ્રમ; ગૂજરાત ગૌશાળા; વજાંગ વ્યાયામમંદિર; દાસપુસ્તકાલય; સુથારીવર્ગ, સીવણવર્ગ, મુદ્રણાલયવર્ગ, સંગીત અને બાગાયત જેવી પ્રવૃત્તિયો થાય છે..

કડવા પાટીદાર આશ્રમની વાત કરીએ તો વિનાપગારે આશ્રમની દેખરેખ પુરુષોત્તમ પટેલ (દાસકાકા)ના ભાઈ વિઠ્ઠલભાઈ રાખતા. આશ્રમની સ્થાપનાની સાથે છગનલાલ છગનભા બન્યા. તા. ૨૮-૧૦-'૨૦થી શ્રી કુબેરભાઈ છોટાલાલ પટેલને ગૃહપતિ તરીકે નીમવામાં આવ્યા. આશ્રમમાં દાખલ થતી વખતે આશ્રમના નિયમો સ્વીકારે તેને જ પ્રવેશ મળતો. હરકોઈ કોમના વિદ્યાર્થીને આશ્રમમાં દાખલ કરવામાં આવતા. પોતાનું કામ વિદ્યાર્થીએ જાતે જ કરવાનું રહેતું. વિદ્યાર્થીએ સંસ્થાના જ વિદ્યાલયમાં ભણવા જવું પડતું. વિદ્યાર્થીઓને વસ્તુઓ રાખવાની યાદી આપવામાં આવતી. **પહેરવાનાં બધાં જ કપડાં ખાદીનાં હોવાં જોઈએ** – એવો આગ્રહ રખાતો.

નાદુરસ્ત તબિયતવાળા વિદ્યાર્થીએ સિવાય બધાને એકસરખું જમવાનું મળતું. ઘી અને દૂધની માત્રા નક્કી કરવામાં આવી હતી. અડધો શેર દૂધ અને ઘી એક ભાર. નરમ તબિયતવાળા માટે અલાયદી ભોજન વ્યવસ્થા થતી.

આશ્રમના શરૂઆતના છ મહિના સુધી એક વીશીથી વિશેષ નહોતો. સં. ૧૯૭૬-'૭૭-'૭૮ના એકત્ર રિપોર્ટમાં આ વિગતો આપેલી છે. તેમાં વિદ્યાર્થીઓની કુટેવોની પણ ચર્ચા કરી છે. વિદ્યાર્થીઓ ભોંય પર સૂઈ રહેતા. અસાધારણ ઠંડીના

* બાપુભાઈ ગામી, વાર્ષિક અહેવાલ, સંવત ૧૯૮૮-'૮૯, પૃ. ૩૨-૩૬.



દિવસો સિવાય વિદ્યાર્થી ઠંડા પાણી વડે ન્હાતા.* સવારસાંજ પ્રાર્થના થતી. ધાર્મિક પ્રવચનો, ભજનકીર્તન પણ થતાં. **હરિજનબાળકો પણ આશ્રમમાં આવતાં વિદ્યાર્થીઓ સાથે ભળી જતાં વકીલ ધનાભાઈ સાથે ભણતા હરિજનઆગેવાનોએ આ વાતનો સ્વીકાર કર્યો છે. પૂર્વસંસદસભ્ય શ્રી ખેમચંદ ચાવડા અને શ્રી સોમચંદ સોલંકીએ આ વાતનો સ્વીકાર કર્યો છે.**

શ્રી છગનભા અને શ્રી પોપટભાઈના સંયુક્ત રિપોર્ટમાં જણાવ્યા મુજબ 'સંસ્થામાં કામ કરતાં અમને અનુભવ થયો છે કે, પુરુષાર્થ અને નિસ્વાર્થ સેવાને કંઈ પણ અસાધ્ય નથી. સામાન્ય જનતા હંમેશાં સત્કાર્યને મદદ આપવા તૈયાર જ હોય છે. ખોટ ફક્ત કાર્યકર્તાઓની રહે છે. જો પૂરતા કાર્યકર્તાઓ હોય અને દર વર્ષે ગામેગામ ઉઘરાણાના કાર્ય માટે પ્રયત્ન કરવામાં આવે, તો સંસ્થાને કોઈપણ દિવસ નાણાં માટે ચિંતા કરવી ન પડે.'

શાળામાં ઉત્તમ અનુભવ ધરાવતા શિક્ષકો આવ્યા. તેમણે આશ્રમનો વહીવટ કેવા પ્રકારનો હોવો જોઈએ; આપણો આશ્રમ કઈ પદ્ધતિ પર ચાલે છે; તેમાં શું શું ખામીઓ છે; તે ખામીઓ દૂર કેવી રીતે થાય જેવી બાબતો પર સમૂહમાં ઘણી વાટાઘાટો ઘણા વિચારો યોજનાઓ કરી શંકાઓ અને સમાધાનો થતાં. બાદ હાલમાં ભવિષ્યને માટે તેમ ચોક્કસ યોજના ઘડી કાઢવામાં આવી છે. વિદ્યાર્થીઓમાં ઉત્તમ ગુણો ને ભાવનાઓનો વિકાસ થાય તે માટે આશ્રમમાં નીચેની બાબતો પર ખાસ ધ્યાન આપવામાં આવતું.

(૧) વિદ્યાર્થીઓને જનકોલાહલથી બને તેટલા દૂર રાખવા.
(૨) વિદ્યાર્થીઓનાં મન, વાણી અને શરીર હંમેશાં નિર્મળ રહે એવા જ સંજોગોમાં તેઓને મૂકવા.
(૩) નિયમિતતા પર ખાસ લક્ષ રાખવું.
(૪) સાદાઈને ચાહતા કરવા.
(૫) પરસ્પરમાં પ્રીતિ અને સહાનુભૂતિ થવાની લાગણીઓને ખીલવવી.
(૬) જેમ બને તેમ ઓછી જરૂરિયાતોથી નિભાવી લેવાની ટેવ પાડવી.
(૭) મહેનતથી ડરે નહિ તેવા ખડતલ બનાવવા.
(૮) તે જે કામ કરે તે પોતપોતાની જાતે કરી લે તેવી ટેવ પાડવી.
(૯) પરસ્પરમાં અને સર્વમાં ઊંચનીચના ભેદ ભુલાવી સમાન દૃષ્ટિ રાખતા કરવા.
(૧૦) પ્રભુમાં વિશ્વાસ અને શ્રદ્ધા રાખતા અને ધર્માજ્ઞાઓને અનુસરતા કરવા.

ક. પા. કે. ઉ. મંડળના હેવાલો વાંચતાં લાગે છે કે આ ટેનકમાન્ડમેન્ટનું અમલીકરણ કરવા માટે શિક્ષકો, ગૃહપતિઓ અને સંચાલકો ખડેપગે કામ કરતા. આશ્રમના વિદ્યાર્થીનો માનસિક, શારીરિક વિકાસ થાય તે માટે સતત જાગૃત રહેતા.

૧૯૨૬ - '૨૭નો અહેવાલ જોતાં જણાય છે કે આશ્રમમાં વિદ્યાર્થીઓની સંખ્યા ૧૨૯ થઈ. કસરત અને રમતો એ તો વિદ્યાર્થી જીવનનો પ્રાણ છે. વિદ્યાર્થીઓ માટે કસરત ફરજિયાત હતી. વ્યાયામશાળાની જવાબદારી શ્રી ગોવિંદલાલ ગી. દેસાઈએ સ્વેચ્છાએ ઉપાડી હતી. કડી પ્રાંત મારુતી મહોત્સવનું આયોજન આ સંસ્થામાં થયું હતું.

વિદ્વાનો અને વિદ્યાપ્રેમીઓને સંસ્થામાં આમંત્રિત કરવામાં આવતા. કોઈવાર વિવેકાનંદના શિષ્યો પણ આવતા. સત્યાગ્રહ આશ્રમમાંથી આવેલા વિદ્યામંદિરના અધ્યાપક શ્રી છગનલાલ જોષીએ વિદ્યાર્થીઓને સ્વચ્છતા, ખેતી અને કાંતવાનો ધર્મ સંબંધી ઉપદેશ આપ્યો હતો. તેમણે આશ્રમમાં શ્રી બાપુભાઈ ગામીને એક પત્ર લખ્યો. તેમાં આશ્રમમાં અપાતા મિષ્ટ ભોજનથી વિદ્યાર્થીને થતા નુકસાન અંગે અને દેશની પરિસ્થિતિનો તેમાં ઉલ્લેખ હતો. શ્રી બાપુભાઈએ તે પત્ર '**કેળવણી ત્રૈમાસિક**'માં છાપ્યો હતો અને તેનો જવાબ આપ્યો હતો. તેઓ શ્રી જોષીના મત સાથે સંમત હતા. લગભગ ૨૦ હસ્તલિખિત પત્રો બહાર પડતાં. સવારે ૫-૩૦ કલાકે ઊઠી જવાનું રહેતું.

ભા અને કાર્યકર્તાઓ બાળલગ્નના વિરોધી હતા. તેમણે એક નવો નિયમ દાખલ કર્યો. ૧૮ વર્ષ સુધી તેને કુંવારો રાખવાની લેખિત કબૂલાત આપે તેની માસિક ફી રૂ. ૬ લેવામાં આવતી. ૧૨ જણાએ કબૂલાત આપી હતીઃ તેમાં સરઢવના ચાર વિદ્યાર્થીઓ હતા ખોડાભાઈ પ્રભુદાસ, ચંદુલાલ મથુરદાસ, ગોરધનભાઈ ઈશ્વરદાસ અને ભોળીદાસ મોતીદાસ.

## શ્રી કડવા પાટીદાર વિદ્યાર્થીઆશ્રમ, કડી

વાર્ષિક હેવાલ - ૧૯૨૭-'૨૮

### આશ્રમમાં ૧૫૮ વિદ્યાર્થીઓના વાલીના ધંધાની વિગત

| ખેતી | વેપાર | ખેતી/ વેપાર | સરકારી નોકરી | ખાનગી નોકરી | મજૂરી | ધીરધાર/ ખેતી | કુલ |
|---|---|---|---|---|---|---|---|
| ૯૩ | ૧૦ | ૧૮ | ૮ | ૧૦ | ૨ | ૮ | ૧૪૯ |



### પરણેલા - પૂંખાયેલા - રાંડેલા તથા કુંવારા વિદ્યાર્થીઓની ધોરણવાર વિગત નીચે મુજબ છે.

| ધોરણ | કુંવારા | પરણેલા | પૂંખાયેલા | રાંડેલા/ વિધુર | કુલ |
|---|---|---|---|---|---|
| ૭ | ૦ | ૦ | ૨ | ૦ | ૨ |
| ૬ | ૧ | ૨ | ૬ | ૧ | ૧૦ |
| ૫ | ૪ | ૫ | ૬ | ૦ | ૧૫ |
| ૪ | ૪ | ૭ | ૭ | ૧ | ૧૯ |
| ૩ | ૧૨ | ૭ | ૮ | ૦ | ૨૭ |
| ૨ | ૧૨ | ૨૨ | ૫ | ૧ | ૪૦ |
| ૧ | ૧૫ | ૧૮ | ૨ | ૧ | ૩૬ |
| | ૪૮ | ૬૧ | ૩૬ | ૪ | ૧૪૯ |

બાળલગ્નની તાસીર આપતા આંકડા જોતાં લાગે છે કે કાર્યકરો કેટલી ચોક્સાઈ રાખતા હતા.

### વર્ષ દરમ્યાન આશ્રમમાં થયેલી રસોઈ

૧૯૨૬ એપ્રિલ થી ૧૯૨૭ માર્ચ સુધી

| રોટલી દાળભાત શાક | ભાખરી શાક દૂધ | રોટલા શાક દૂધ | ખીચડી રોટલા શાક | કઢી/કઠોળ રોટલી | દાળભાત તથા છૂટું | મિજબાની .... | કુલ .... | મિજબાની માત્ર દૂધ | કુલ .... |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૨૬૧ | ૧૪૮ | ૬૪ | ૩૪ | ૨૮ | ૫૧ | ૩૧ | ૬૯૯ | ૩૧ | ૭૩૦ |

### આ વર્ષના મિષ્ટાન્ન આપનાર ગૃહસ્થો

૧. ગંગારામ નથુભાઈ, વીડજ
૨. હરજીવન ભગવાનદાસ, ભાવનગર
૩. તુલસીદાસ ગોપાળદાસ, કડી
૪. અંબાલાલ અમથાલાલ, કાંઝ
૫.,, ,, ,,
૬. રૂગનાથ પુરુષોત્તમ, વીરમગામ
૭. સોમનાથ રૂપજી, અમદાવાદ
૮. સોમનાથ રૂપજી, અમદાવાદ.

૧૯૩૨-'૩૩ના નિવેદનમાં જણાવ્યું છે કે, વિદ્યાર્થી-આશ્રમ એ વિદ્યાર્થીનું ઘર છે. તેને ઘરનો પ્રેમ અને વાતાવરણ મળે તે જરૂરી છે. 'ભા', ગૃહપતિઓ અને આચાર્યો

તે વાતાવરણ પૂરું પાડતા.

૧૯૩૪-'૩૫નાં નિવેદનોમાં આશ્રમ સુંદર પ્રગતિ કરી રહ્યો છે તેનો અહેસાસ થયો. ઉત્સવો ઉજવાતા, રમત હરીફાઈઓ ગોઠવાતી. ચર્ચાસભાઓ તો ખરી જ. ગાંધી જયંતી - ટીળક જયંતી પણ ઉજવાય. સંવાદો, નાટકો રજૂ થતાં. આ સમય દરમિયાનમાં શ્રી બાપુભાઈ ગામી મુખ્ય ગૃહપતિની ફરજ બજાવતા. તેમણે લખેલો આ લેખ આજના ગૃહપતિઓએ મનન કરવા જેવો છે.

**આપણાં છાત્રાલયો**

છાત્રાલયો વિદ્યાર્થીઓને કેવળ ખાવાપીવા અને રહેવાની સગવડ કરી આપનાર વીશીઓ નથી, પણ બાળકોના જીવનને યોગ્ય માર્ગે વાળનાર અને ઘડનાર કેળવણીની સંસ્થાઓ છે એ હવે કેટલેક અંશે સ્વીકારવા લાગ્યું છે. છાત્રાલયોનો જ્યારે આપણે કેળવણીની દૃષ્ટિએ વિચાર કરીશું, ત્યારે જ આપણાં બાળકોમાં ખરો પ્રાણ આવશે જ્યાં બાળકોને ચોવીસે કલાક સમૂહમાં રહેવાનું છે અને જ્યાં જીવનના લગભગ બધાય પ્રશ્નો ખડા થાય છે ત્યાં જ બાળકોની વિવિધ શક્તિઓનો વિકાસ રહેલો છે તે આપણે ભૂલવું જોઈતું નથી.

જ્યારે દરેક સંસ્થાનો તે સંસ્થાના દૃષ્ટિબિન્દુથી વિચાર કરીએ છીએ ત્યારે જ આપણે સાચા વિચારો કરી શકીએ છીએ. વેપારના કારખાનાનો, વેપારીની આર્થિક દૃષ્ટિએ વિચાર કરવો ઘટે, તેમાં હંમેશાં ખર્ચ કરતાં વધુ ઉત્પન્નની દૃષ્ટિ હોય તો જ વેપારનો વિકાસ થાય. વેપારમાં નાણાં અને નફો પ્રધાનપદે હોય છે, બાકીની વસ્તુઓ ગૌણ હોય છે. આવી દૃષ્ટિથી વેપાર ચલાવનાર વેપારી વિજયી નિવડે છે. તેમજ કાયદા ઘડવાની સંસ્થાઓ અને કચેરીઓ કાયદાને પ્રધાનપદે રાખી ચાલે તો જ તે પ્રતિષ્ઠા જમાવી શકે છે અને લોકોને સંતોષ આપી શકે છે. આવી સંસ્થાઓમાં કાયદાઓમાં ચૂંથણાં વાદવિવાદ બધુએ શોભે. આવી જ કાયદાબાજી જો કોઈ વેપારી કે કેળવણીની સંસ્થા કરવા જાય તો તે પોતાના ધ્યેયથી દૂર જાય પોતાને કરવાનાં કામો બાજુએ રહી જાય અને શક્તિનો નિરર્થક વ્યય થાય.

છાત્રાલય એ એક કેળવણીની સંસ્થા હોઈ તેનો વિચાર કેળવણીના દૃષ્ટિબિન્દુથી થવો જોઈએ. છાત્રાલયમાં મુખ્ય વસ્તુ બાળકોના જીવનનું ઘડતર છે. બાળકોના જીવનનો વિકાસ એ મુખ્ય વસ્તુ છે. એટલે છાત્રાલયમાં તેને કેન્દ્રસ્થાને રાખી બીજી દરેક બાબતનો વિચાર કરી શકાય. શું કરવાથી બાળકો પોતાની શક્તિઓનો સાચો વિકાસ કરી શકે છે એ વિચાર હંમેશાં છાત્રાલયના સંચાલકોના સન્મુખ હોવો જોઈએ. બાળકોને રહેવા માટે આલીશાન મકાનો નહિ હોય તો ચાલશે, બાળકો માટે સાધન સામગ્રીની ઊણપ હશે તો બાળકો નિભાવી લેશે, ધમધમાટ દાળશાક અને નાની



પાતળી રોટલીઓ થતી નહિ હોય તોય નભશે, પણ બાળકોને દોરનાર, તેને મૂંઝવતા અનેક પ્રકારના બૌદ્ધિક અને સામાજિક કોયડાઓનો ઉકેલ આણનાર, તેની છિન્ન ભિન્ન થઈ જતી શક્તિઓને સુમાર્ગે વાળનાર, **તેનો સાચો મિત્ર અને સલાહકાર ગૃહપતિ નહિ હોય તો બાળકોની આંતરશક્તિઓ ઠૂંઠવાઈ જશે. બાળકના જીવનના દરેકેદરેક ખૂણાનો વિચાર કરનાર, બાળકને હૂંફ અને પ્રકાશ આપી તેના જીવનને ઉન્નત અને ઉલ્લાસિત કરનાર ગૃહપતિને બાળક માંગે છે. કેવળ રસોડાની વ્યવસ્થા કરી, પોલીસની માફક બાળકની પ્રવૃત્તિઓ ઉપર ચોકી રાખનાર, કાયદો, દંડ અને ધાકધમકીથી છાત્રાલયનો વ્યવહાર ચલાવનાર ગૃહપતિ એ સાચો ગૃહપતિ નથી અને એવું છાત્રાલય એ સાચું છાત્રાલય નથી, અને એ પ્રમાણે છાત્રાલય ચલાવવાથી કશો અર્થ પણ સરતો નથી**.

છાત્રાલયનું મકાન અને સાધનસગવડો એ છાત્રાલયનું શરીર છે. છાત્રાલયમાં રહેતાં બાળકો એ છાત્રાલયની પ્રાણશક્તિ છે, અને ગૃહપતિ એ છાત્રાલયનું પ્રેરક બળ છે. જ્યાં પ્રેરક બળ નથી હોતું ત્યાં, શરીર અને શક્તિ નકામાં થઈ પડે છે. શક્તિ કાં તો જડવત્ પડી રહે છે કે અનિયંત્રિતપણે ઉછાળા મારી જીવનને તોડી ફેંકી દે છે, આ શક્તિનો સાચો ઉપયોગ કરવા માગતા હોઈએ, તેને કાબૂમાં લઈ તેની પાસે વરાળશક્તિ અને વિદ્યુતશક્તિ માફક મોટા મોટા કામો કરાવવા માગતા હોઈએ; તો તેને પ્રેરનાર, કાબૂમાં રાખનાર અને આગળ દોરનાર પ્રેરકબળની પ્રથમ જરૂરિયાત રહે છે. એટલે જો બાળકોના સાચા છાત્રાલયજીવનનો વિકાસ સાધવા માગતા હોઈએ તો રૂપિયાઆનાપાઈનો વિચાર કર્યા સિવાય સાચા ગૃહપતિની વ્યવસ્થા દરેક છાત્રાલયે પ્રથમ કરી લેવી એ અત્યંત જરૂરની વસ્તુ છે.

જીવનનું ઘડતર એ આંતરકાર્ય છે અને છાત્રાલય એ જીવન ઘડનાર સંસ્થા છે. બીજી સંસ્થાઓની માફક બહારની વસ્તુઓથી તેનું કામ માપી શકાતું નથી. છાત્રાલયની કિંમત પરીક્ષાનાં પરિણામો ઉપરથી નક્કી થઈ શકે નહિ; તેનાં મકાનો અને બહિર્વ્યવસ્થાથી તેની કિંમત આંકી શકાય નહિ; પણ છાત્રાલયના વિદ્યાર્થીઓએ જીવનઉપયોગી કેટલી તાલીમ લીધી છે; સ્વાશ્રય, સ્વતંત્રતા, સેવા અને સ્વાવલંબનના કેટલા અંશો તેના જીવનમાં ઊતર્યાં છે; જીવનશક્તિનો વિકાસ કેટલા પ્રમાણમાં સધાયો છે તેના ઉપરથી જ છાત્રાલયની કિંમત આંકી શકાય છે.

હવે આપણે ઠેરઠેર છાત્રાલયો ખોલ્યાં છે એટલે છાત્રાલયના શાસ્ત્રનો અભ્યાસ કરી તેનો સાચો વિકાસ કરવા આપણે પ્રયત્નો કરવા જોઈએ. આ કામ મુશ્કેલ તો છે જ. બધાયના સહકાર વિના બનવું શક્ય નથી. છાત્રાલયના ચાલકોમાં દીર્ઘદૃષ્ટિ, ઉદારતા, સાચો સહકાર, સંપ અને પ્રેમ હશે તો જ આપણે જીવતાં છાત્રાલયો રચી

શકીશું અને સામાજિક પ્રગતિ સાધી શકીશું. પરમાત્મા આપણને સાચી દૃષ્ટિ આપો.

मा विद्विषावहै

સર્વ વિદ્યાલય, કડી **બાપુભાઈ વિ. ગામી**

ઈ. સ. ૧૯૩૪

૧૯૩૫-'૩૬ના નિવેદનના આધારે કહી શકાય કે, શારીરિક વિકાસ પર ધ્યાન આપવામાં આવતું. મહેસાણા વ્યાયામસંમેલનમાં ૩૭ વિદ્યાર્થીઓએ ભાગ લીધો હતો. ગાંધીજયંતીને દિવસે વિદ્યાર્થીઓએ ૨૪ કલાક – અખંડ બે રેંટિયા ચલાવ્યા હતા. છાત્રાલય સંમેલનો પણ ભરવામાં આવતાં. દક્ષિણામૂર્તિ સંસ્થાવાળા નાનાભાઈ ભટ્ટ અને વિદ્યાપીઠમાંથી શ્રી વિઠ્ઠલભાઈ કોઠારી, બબલભાઈ મહેતા, રવિશંકર મહારાજ, ડૉ. સુંમત મહેતા, રામનારાયણ પાઠક, નૃસિંહપ્રસાદ ભટ્ટ વગેરે આશ્રમમાં મહેમાન તરીકે આવ્યા હતા.

૧૯૩૬ના હેવાલમાં જણાવ્યા મુજબ વડોદરારાજ્ય પુસ્તકાલયમંડળ તરફથી તા. ૨૭-૯-'૩૬ના રોજ બ્રુકર ટી. વોશિંગ્ટનની પરીક્ષામાં ૧૫ વિદ્યાર્થીઓએ ભાગ લીધો હતો. જેમાં બેચરભાઈ મથુરભાઈને સારા લખાણ માટે રૂ. ૧ ઈનામ મળ્યું હતું. ઈતરવાચનની પરીક્ષાઓ લેવાતી. સત્તર જેટલા વિષયો પર ચર્ચાઓ ગોઠવાઈ હતી. એમાં **મૂર્તિપૂજા, સમાજજીવનમાં યુવકો, નાગરિક ધર્મ, અંત્યજ ઉદ્ધાર, સૌદર્ય ઉપાસના, અમેરિકાના અનુભવો** જેવા વિષયો હતા. વિષયક્રમ પ્રમાણે વક્તાઓ હતાઃ સર્વશ્રી પુરુષોત્તમ દાસકાકા, છ. રા. પટેલ, શ્રી ભટ્ટ, કડીના મુનસફ, પ્રો. સ્વામિનારાયણ, શ્રી બાપાલાલ દલાલ અને શ્રી મહાદેવપ્રસાદ (એમ.ડી.)

મોટા વિદ્યાર્થીઓ માટે શનિવારે, અને નાના વિદ્યાર્થીઓ માટે ગુરુવારે ચર્ચાસભા રાખવામાં આવતી.

**શનિવાર સભામાં વિષયો હતા :** વિદ્યાર્થીઓ અને ખેડૂત, સ્ત્રીકેળવણી, છાત્રોદય, આધુનિક કેળવણી, લગ્નસંસ્થા, પર્યટનો, અંત્યોદ્ધાર, ગામડાંના ઉદ્યોગો, આદર્શ ગૃહપતિ, સમાજમાં સ્ત્રીનું સ્થાન, સમાજવાદ, સાહિત્યની અતિવૃદ્ધિ, સંપૂર્ણ મદ્યનિષેધ, જ્ઞાતિભેદની જરૂર છે? સહશિક્ષણ, કલમ કે તલવાર? અભિવ્યક્તિ, સમાજસેવા, વિદ્યાર્થીઓ અને રાજકારણ, પ્રેમ, અહિંસા, વિશ્વશાંતિ, જીવનમાં ઉત્સવો અને કથા.નું સ્થાન વગેરે.

**ગુરુવારની સભામાં** : વ્યસનો, સ્વચ્છતા, બાળલગ્ન, ન્યાતવરો, હું નેતા હોઉં તો ગ્રામસેવા, ખોટા વહેમો, જવાહરલાલ નહેરુ, હિન્દની સ્થિતિ, દેશાટન, વ્યાયામ, કેળવણી, ગામડું કે શહેર? મહાત્મા ગાંધીજી, કસરત અને તેના ફાયદા, કેળવણી, શ્રીમંત સયાજીરાવ, અમારા પ્રધાનો, ક્ષમા વગેરે.



આશ્રમની ઉત્તરોત્તર પ્રગતિ થતી જતી હતી. ૧૯૨૦-'૨૧માં ૨૪ વિદ્યાર્થીઓ હતા એ ૧૯૩૯-'૪૦માં આંકડો ૧૮૭ એ પહોંચ્યો. પરિણામો પણ સરસ આવતાં. ૧૯૩૮માં ૯૦ ટકા અને ૧૯૩૯માં ૧૦૦ ટકા પરિણામ આવ્યાં હતાં. ઉદ્યોગ-પ્રવૃત્તિની સાથે ઐચ્છિક કાંતણવણાટ વિભાગ શરૂ કરવામાં આવ્યો છે, જેમાં ૩૧ કિશોરો રેંટિયો કાંતે છે.

આ સંસ્થા પાસે સમૃદ્ધ પુસ્તકાલય પણ છે. ઈ.સ. ૧૯૨૬-'૨૭ના નિવેદનમાં જણાવ્યા મુજબ નીચેનાં પત્રો આવતાં.

**દૈનિક : મુંબઈ સમાચાર.** ૧૯૩૪માં **નવભારત** અને **ફ્રી પ્રેસ જનરલ** આવતાં.

**અઠવાડિક : Young India નવજીવન, સયાજીવિજય, નવગુજરાત, પ્રજાબંધુ ગુજરાતી પંચ, આર્યપ્રકાશ, ગુજરાતી**

**માસિકો** : હિન્દી : **સરસ્વતી, બાલસખા** Physical culture, Modern Review, Welfare.(અંગ્રેજી) **કુમાર, જ્ઞાનપ્રચાર, બાલમિત્ર, ગુજરાત સાહિત્ય, બાલજીવન, પાટીદાર, ગુણસુંદરી, પ્રસ્થાન, વસંત વ્યાયામ, ચિત્રમય જગત, ખેતીવાડીવિજ્ઞાન, શિક્ષણપત્રિકા, શ્રીબોધ, સુવર્ણમાલા, પુસ્તકાલય, ચેતન.**

**દ્વૈમાસિક : સાબરમતી, બાળક,**

**ત્રૈમાસિક : કૌમુદી, દક્ષિણામૂર્તિ, કેળવણી, સૌરાષ્ટ્ર શિક્ષક.**

ઈ. સ. ૧૯૨૭માં **મંડળવિભાગ**ના નામે **પાટીદાર કેળવણી મંડળ સમાચાર**મા ક.પા.કે.ઉ. મંડળના મંત્રી છગનલાલ પીતાંબરદાસ પટેલે ઉદાર ધનાઢ્ય ભાઈઓને વિનંતી કરતો પત્ર બહાર પાડેલો.

આપ જાણો છો કે આ સંસ્થા જનસમાજની દાનવૃત્તિ અને સહાનુભૂતિ ઉપર ટકી રહી છે. બાળકનો સર્વમુખી વિકાસ સાધવા આ સંસ્થા પ્રયત્ન કરી રહી છે એટલે દર વર્ષે તેનું ચાલુ ખર્ચ નિશ્ચિત દશથી પંદર હજાર રૂપિયા થાય છે.

મુખ્યત્વે કરીને વર્ષોવર્ષ સંસ્થા ગામડાના સામાન્ય સ્થિતિના માણસો પાસેથી અકેક રૂપિયો ઉઘરાવી પોતાનું ખર્ચ કાઢે જાય છે. અત્યાર સુધી ગામડાના પાટીદાર ભાઈઓ ઉદાર દૃષ્ટિથી આ સંસ્થાને પોષવા તન, મન અને ધનથી મદદ કરતા આવ્યા છે.

ચાલુ સાલે આખાય ગુજરાતમાં અતિવૃષ્ટિને લીધે ગામડાં અને તેની ખેડૂત પ્રજા બહુ જ કફોડી સ્થિતિમાં આવી પડી છે. અનેક જણ ઘરબાર વિનાનાં થઈ પડ્યાં છે. ખેતરો ધોવાઈ ગયાં છે, પ્રથમ પાક નિષ્ફળ ગયો છે, અમૂલ્ય ખાતરો પાણીથી ઘસડાઈ ગયાં છે. જ્યાં આવી સ્થિતિ પ્રવર્તતી હોય ત્યાં સંસ્થા પોતાના ફાળાની શી આશા રાખી શકે? કોઈપણ ગામમાં જઈ સંસ્થા માટે આ સાલે ઉઘરાણું કરવા

જેવું રહ્યું નથી; અને કદાચ ફંડ પ્રવૃત્તિ માટે કરવામાં આવે તોપણ નિષ્ફળતા સિવાય બીજું શું હોઈ શકે?

સંસ્થા પાસે સ્થાયી ફંડ નથી કે તે પોતાનું ચાલુ ખર્ચ તેના વ્યાજમાંથી કાઢી શકે. આવી સ્થિતિમાં મારી નજર જ્ઞાતિના કે અન્ય ધનાઢ્ય ભાઈઓ તરફ જ સ્વાભાવિક રીતે પડે છે. જે ધનાઢ્ય ભાઈઓએ, અતિવૃષ્ટિના સંકટમાં સપડાયેલાં ભાઈબહેનોને ઉદાર દિલે મદદ કરી છે અને કરી રહ્યા છે તે જ ભાઈઓ ખેડૂતના પૈસા ઉપર નભતી આ સંસ્થાને પણ પોતાના હૂંફાળા આશ્રય તળે લેશે જ એવી મને આશા રહે છે.

ભલે સંસ્થા ઉપર અતિવૃષ્ટિની સીધી અસર ન થઈ હોય, પણ તેની આડકતરી અસર તો ઘણી જ છે. જેના વડે સંસ્થા જીવે છે તે જ મૂળ ઉપર પ્રહાર થયા છે. એટલે તે પ્રહારો સંસ્થા ઉપર જ પડ્યા છે એમ સમજવાનું છે.

ભાઈઓ, મારી આ નમ્ર યાચના પ્રત્યે પૂર્ણ ધ્યાન આપી, '**ફૂલ નહિ તો ફૂલની પાંદડી**'ના ન્યાયે આ સંસ્થાને મદદ કરી તેની ઊગતી પ્રવૃત્તિઓને પોષણ આપવા ઉદાર હાથ લંબાવશો જ.

આપનો સ્નેહાધીન
**છગનલાલ પીતાંબરદાસ પટેલ**
મંત્રી
ક.પા. કે. ઉ. મંડળ.

## ઈ.સ. ૧૯૨૬-'૨૭ના શ્રી કડવા પાટીદાર કેળવણી ઉત્તેજક મંડળ - કડી

વાર્ષિક હેવાલમાં જણાવ્યા મુજબ વર્ષની શરૂઆત એક દુઃખદ પ્રસંગથી થ.ઈ

વર્ષની શરૂઆતમાં કેટલાંક અનિવાર્ય કારણોને લઈને એક ગંભીર સ્થિતિ ઊભી થવા પામી હતી. સંસ્થાના કાર્યકર્તાઓ વચ્ચે સંસ્થાના વહીવટ સંબંધી ગંભીર મતભેદ ઉત્પન્ન થયો હતો અને સંસ્થાને વિકટ કસોટીમાંથી પસાર થવાનું હતું. આ પ્રસંગે સમગ્ર સંસ્થાનું હિત દૃષ્ટિ સન્મુખ રાખી કેટલીક કડવી ફરજો બજાવવાની દુઃખદ સ્થિતિ ઊભી થઈ હતી. એને પરિણામે સંસ્થામાં મૂળથી કામ કરતા એક આજીવન સ્વયંસેવક ભાઈ શ્રી કુબેરભાઈ છોટાલાલ પટેલની સેવાનો લાભ સંસ્થાને જતો કરવો પડ્યો છે.

આપણે આશા રાખીએ કે એ ભાઈ સ્થૂળદષ્ટિએ સંસ્થાની છૂટા થયા છે પણ સુક્ષ્મદૃષ્ટિએ તેમનો સંબંધ સંસ્થા સાથે કાયમનો રહે અને અત્યાર સુધી અંદર રહી સંસ્થાની પ્રગતિ અને વિકાસ માટે જે પ્રયત્નો કરતા હતા તે હવે બહાર રહી સંસ્થાની શુભ પ્રવૃત્તિઓમાં પોતાની સહાનુભૂતિ અને મદદ ચાલુ રાખે.



જ્ઞાતિહિતેચ્છુઓ! સંસ્થાને દૃઢ પાયા પર મૂકતાં અને પૂર્ણ વિકાસ સાધતાં પહેલાં આપણે આવી અનેક કસોટીઓમાંથી પસાર થવું પડશે, અનેક વાવાઝોડાંના પ્રહારો સહન કરવા પડશે; અને અનેક મુશ્કેલીઓમાંથી પસાર થઈ પાર ઊતરવું પડશે. આપણે તો એવું ઈચ્છીએ કે, આ બધા પ્રસંગોમાં આપણી દૃષ્ટિ હંમેશાં સંસ્થાના હિત તરફ રહે, સંસ્થાની શુદ્ધતા ઉપર રહે, સંસ્થાના વિકાસ તરફ રહે, અને આપણે હંમેશાં સત્યપરાયણ રહી આપણા કાર્યમાં તન, મન, ધનથી આપણા પ્રયત્ન ચાલુ રાખીએ! પ્રભુ આપણને સંસ્થાનું, જ્ઞાતિનું અને આખા જનસમાજનું શ્રેય કરવા પ્રેરણા અને બળ અર્પો!

### સંસ્થાની ફંડપ્રવૃત્તિ

વર્ષની શરૂઆતમાં શ્રી જુગલભાઈ તથા શ્રી નગીનભાઈ, રા. અંબાલાલ ત્રિભોવનદાસના બોલાવ્યાથી મુંબઈ ગયા હતા. ત્યાંથી તથા સુરતથી મળીને રૂ. ૧,૪૦૦ આશરે ઉઘરાવી લાવ્યા હતા. આ ઉઘરાણાના કાર્યમાં શ્રી અંબાલાલ, શ્રી ચંદુભાઈ, નગીનદાસ (મુંબઈ) તથા કચરાભાઈ મગનલાલ (સુરત) વગેરે એ જે મદદ કરી છે તે બદલ તેમનો સંસ્થા તરફથી આભાર પ્રદર્શિત કરું છું.

અધ્યાપક રા. પોપટલાલ મગનલાલ તથા કેટલાક વિદ્યાર્થીઓ ભાલમાં ઉઘરાણા માટે ગયા હતા. આ ઉઘરાણામાં શ્રી સાંકળચંદ મણીલાલ (બાવળા) તથા શ્રી કેવળદાસ રણછોડદાસે (કેલીઆ વાસણા) કરેલી મદદ બદલ સંસ્થા તેમનો ઉપકાર માને છે.

દિવાળીના તહેવારોમાં શિક્ષકવર્ગ, શ્રી છગનલાલ, શ્રી ધનશા ભગત તથા પચાસેક વિદ્યાર્થીઓ અમદાવાદ, અસારવા, ગોમતીપુર તથા પાટડી જઈ આવ્યા હતા. અસારવામાંથી મોતીલાલ રણછોડદાસે ખૂબ જ મદદ કરી. ઘેર ઘેર ફરી અસારવામાંથી તેમજ પાડોશી ગામ હરિપુર તથા જહાંગીરપુરમાંથી સારી રકમ એકઠી કરી આપી હતી. આવા કર્તવ્યપરાયણ સજ્જનોની મદદથી ને સહાનુભૂતિથી સંસ્થા આટલા સારા પાયા પર આવી ઊભી છે.

અમદાવાદ શહેરમાં ભારતભુવન થિયેટરમાં વિદ્યાથીઓએ '**પ્રતાપ**' નાટક ભજવી બતાવ્યું અને **સંગીતરાસ**, **સંગીતડ્રીલ** વગેરે કાર્યક્રમ કરી બતાવ્યો હતો. એને પ્રતાપે પાછળથી થયેલ ઉઘરાણામાં પરચૂરણ - પરચૂરણ પણ ઠીક રકમ એકઠી થઈ હતી. આ ઉઘરાણામાં શ્રી છગનલાલ, શ્રી ધનશા, શ્રી જુગલભાઈ, શ્રી પોપટલાલ ગુલાબદાસ, શ્રી પોપટલાલ મગનલાલ તથા શ્રી સોમનાથ જેશંગદાસ વગેરેએ એ કાર્ય કર્યું હતું.

અમદાવાદથી બારોબાર પાટડી ગયા હતા. ત્યાં પણ **પ્રહ્‌લાદાખ્યાન**, **રાસ**, **સંગીત-ડ્રીલ** વગેરેનો કાર્યક્રમ વિદ્યાર્થીઓએ કરી બતાવ્યો હતો. ત્યાં બેત્રણ

કાર્યકર્તાઓ રોકાયા અને બીજા કડી આવ્યા હતા. પાટડીમાં ઉઘરાણું ઠીક થયું હતું. આ ઉઘરાણામાં શ્રી મણિભાઈ, શ્રી કેશવલાલ, શ્રી હરિસિંહજી, શ્રી પ્રાણજીવન તથા અન્ય ભાઈઓએ સારી મદદ કરી હતી તે બદલ સંસ્થા તેમની ઋણી છે. ત્યાંથી વીરમગામ આવ્યા હતા. શ્રી અંબાલાલ શિવલાલભાઈએ વિદ્યાર્થીઓને ભોજન આપી સારી સેવા કરી હતી.

દિવાળી પછી ડાંગરિયા પ્રદેશમાં દર વર્ષ પ્રમાણે કંઈક ઉઘરાણું કરવામાં આવ્યું હતું. આદરજ, થોળ, વામજ વગેરે ગામોમાંથી ડાંગર મળી હતી. આ ઉઘરાણામાં તથા ત્યાર પછીના ઉઘરાણામાં વીડજના શ્રી ગંગારામભાઈએ ગામોગામ ફરી મદદ કરી હતી. પોતાના ગામેથી આશ્રમ માટે સરપણ મણ ૫૦૦ આશરે મોકલાવ્યાં હતાં. આવા શાંત કાર્યકર્તાઓને ઈશ્વર અખૂટ આત્મબળ અર્પો!

શ્રી ધનશા ભગત, શ્રી છગનલાલ પી. તથા રણછોડલાલ કાળીદાસ અને શ્રી ધનજીભાઈ, મોતીભાઈ એમણે વિજાપુર તાલુકામાં ફરી દસબાર ગામેથી ઉઘરાણું કર્યું હતું. શ્રી ધનજીભાઈએ એક માસ પૂર્વે પણ કહેવરાવ્યું હતું કે, 'કોઈ તમારા ત્યાંથી આવો તો એકાદ અઠવાડિયું ફરીએ!' પણ અહીં કોઈને નવરાશ નહિ હતી તેથી ન જવાયું.

કોઈન્તીઆ અને અઘાર બાજુ ઉપર જણાવ્યા તેમાંના મુખ્ય કાર્યકર્તા શ્રી ધનશા અને રણછોડદાસ ઉઘરાણા માટે જઈ આવ્યા હતા.

### બ્રહ્મદેશની સફરે

કડીના પાટીદાર વિદ્યાલય અને આશ્રમને માટે આવશ્યક સહાય મેળવવા માટે અમે રંગૂન સુધીનો દીર્ઘ પ્રવાસ આરંભ્યો. ઘણા દિવસથી બર્માની સફર કરવાનો ઈરાદો હતો. બર્મા ટાપુમાં કડી પ્રાંતના ઘણા ભાઈઓ વસ્યા છે અને અસાધારણ પરિશ્રમ અને મહેનતથી ઝવેરાતની અને બીજી સારી પેઢીઓ જમાવી છે. ગુજરાતથી બ્રહ્મદેશનો રસ્તો લગભગ એક અઠવાડિયાનો છે. કલકતા સુધી જતાં લગભગ અઢી દિવસ થાય છે અને કલકતાથી રંગૂનની સ્ટીમર આંતરે દિવસે ઊપડે છે. તેથી કલકતામાં એકાદ બે દિવસ રોકાવું પડે છે. સ્ટીમરમાં બરોબર ત્રણ દિવસ લાગે છે. અઠવાડિયામાં એક વખત મેલસ્ટીમર ઊપડે છે. તે સ્ટીમરને અઢી દિવસ લાગે છે. મેલસ્ટીમરમાં ઘણી ભીડ થાય છે. બીજી સ્ટીમરોમાં થોડી રાહત રહે છે. પણ થર્ડ કલાસના ઉતારુઓના નસીબે તો પારાવાર વિટંબણા સર્જેલી હોય છે. ત્રીજા વર્ગના ઉતારુઓ તો ખરેખર નરક યાતના ભોગવીને જ મુસાફરી પૂરી કરે છે.

અમે, તા. ૧૦મી મે, ૧૯૨૭ના રોજ સવારે નવ વાગે અમદાવાદથી દિલ્હી મેલમાં નીકળ્યા. બીજે દિવસે સવા દશ વાગ્યે દિલ્હી પહોંચ્યા. દિલ્હીમાં ત્રીજા વર્ગના



ઉતારુઓ માટે મુસાફરખાનું ઘણું સરસ છે. તેમાં લગભગ પાંચ કલાક ગાળી, આગ્રાના રસ્તે જનારા દિલ્હી-હાવરા એક્સપ્રેસમાં બેઠા. આ ગાડી ઘણી ઉતાવળી ચાલે છે. તા. ૧૧મીએ સાંજે પાંચ વાગે નીકળી તા. ૧૨મીએ સાંજે સાડા આઠ વાગે હાવરા પહોંચ્યા. બરોબર ૨૨ કલાકમાં નવસેં ઉપરાંત માઈલની મુસાફરી કરી. કલકતામાં રાત્રે સાડા આઠ વાગ્યે હાવરા સ્ટેશને ઊતરી રાત્રે લગભગ નવ વાગ્યે રહેવાના સ્થળે પહોંચ્યા. સ્ટીમરની મુસાફરી વિષે ઘણી દહેશતભરી વાતો સાંભળેલી હોવાથી સેકન્ડ ક્લાસનો પેસેજ લેવાનો વિચાર હતો. પણ સેકન્ડ ક્લાસના પેસેજ અગાઉની રિઝર્વ કરાવવા પડે છે. અમે તો ગુરુવારે રાત્રે કલકતા ગયા અને શુક્રવારની સ્ટીમરમાં આગળ વધવાનો વિચાર હોવાથી સવારમાં થર્ડ ક્લાસની બે ટિકિટો લઈ સ્ટીમરમાં બેઠા. બિલકુલ પહેલવહેલી દરિયાની મુસાફરી હોવા છતાં હું અને પોપટલાલ ખૂબ સુખરૂપ રંગૂન પહોંચ્યા હતા. ૧૬મીએ સવારે સાડાસાત વાગ્યે લ્યુઈસ્ટ્રીટ જે.ટી. એ પહોંચ્યા. પોલીસખાતાએ અમારી બહુ બારીકાઈથી તપાસ કરી. અત્રેથી જ રંગૂનના પોલીસ ઉપર અમારા આગમનના સમાચાર મોકલેલા હોવા જોઈએ. અમારાં નામ નોંધ્યાં અને અમે ક્યાં ઊતરવાના છીએ તેની પણ નોંધ લીધી.

રંગૂનમાં અમે તેત્રીસ દિવસ રહ્યા. બર્માના ભાઈઓએ હૃદયપૂર્વક ખંત દાખવી પુષ્કળ મદદ કરી. હમણાં પાંચ વર્ષ ઉપર વેપારમાં રેલમછેલ નહોતી. વ્યાપારના દરેક ક્ષેત્રમાં મંદી હતી, તોપણ જે ઉત્સાહ બતાવવામાં આવ્યો તેની જેટલી પ્રશંસા કરીએ તેટલી ઓછી છે. પાટીદારભાઈઓએ મદદ કરી, એટલું જ નહીં, પણ બીજી કોમના બન્ધુઓએ પણ સહાય કરી.

**જેવી રીતે કડીમાં સંસ્થાના સેક્રેટરી વયોવદ્ધ છગનલાલ પીતાંબરદાસ છે તેવી રીતે રંગૂનમાં પણ અમારી સાથે સ્થળે સ્થળે ફરવામાં વડીલબન્ધુ શેઠ બાભાઈદાસ હતા.** શેઠ બાભાઈદાસ રંગૂનમાં ખૂબ પૂર્વે ગયેલા અને તેમણે બીજા ઘણા જુવાન ભાઈઓને ત્યાં બોલવી ઠેકાણે પાડેલા. તેઓ શેઠ નગીનચંદ ફુલચંદની પેઢીના આડતિયા તરીકે રંગૂન ગયેલા અને તે પેઢીના આશ્રયે ઝવેરાતનો ધંધો જંગલોમાં (ગામડાંઓમાં) ફેલાવવા ઘણા પાટીદાર ભાઈઓને ઠેકાણે પાડેલા. શેઠ બાભાઈદાસે ઠેકાણે પાડેલા માણસોની સંખ્યા લગભગ સાઠની થાય છે. તેવી જ રીતે આટાદાળના ધંધામાં આગળ વધી લગભગ એંશી માણસોને ઠેકાણે પાડનાર ઘુમાસણવાળા શેઠ ભગવાનદાસ રાયચંદ પણ વૃદ્ધ અને માનનીય પુરુષ છે. રંગૂનની પાટીદાર કોમમાં શ્રેષ્ઠ પદ ધારણ કરનાર શેઠ મૂલચંદભાઈ દયાળજી શેઠ બાભાઈદાસના હાથ નીચે ઝવેરાતનો ધંધો શીખેલા. શેઠ મૂલચંદભાઈ, પૂનમચંદ મુલચંદ નામની ઝવેરાતની પેઢીના ભાગીદાર છે. શેઠ મૂલચંદભાઈના ચિરંજીવી ભાઈ

ચુનીલાલ મૂલચંદ પણ જાતે વિલાયત સુધી ગયેલા બાહોશ ઝવેરી છે. તેમને ત્યાં વિલાયતના યુરોપિયન આડતિયાઓ પંડે આવે છે અને તેમની મારફત વેચાણ કરી જાય છે. ઉમતાની ત્રણ પેઢીઓ - સારા પાયા ઉપર છે. ગણેશલાલ જેસિંગદાસ; નરોત્તમદાસ, દ્વારકાદાસ; અને મોહનલાલ ઉમેદરામની પેઢીઓ અગ્રસ્થાને છે.

કડીઆશ્રમના છોકરાઓનું નસીબ પ્રબળ હતું. ફંડની શરૂઆત થતાં પાંચ - છ દિવસ લાગ્યા; પણ જ્યારે આરંભ થયો ત્યારે ચાર પેઢીઓની એક હજાર ઉપરની રકમો માંડીને થયો. શેઠ પૂનમચંદ મૂલચંદ, શેઠ ગણેશલાલ જેસિંગદાસ, શેઠ નરોત્તમદાસ દ્વારકાદાસ અને શેઠ મોહનલાલ ઉમેદરામની પેઢીઓએ એક હજાર-ઉપરની રકમો ભરી અને શેઠ મનસુખલાલ દોલતચંદ, શેઠ ભગવાનદાસ રાયચંદ, શેઠ છગનલાલ ભગવાનદાસ, શેઠ વસનજી બહેચરભાઈની પેઢીઓએ પાંચસેની રકમો ભરી. તેથી લગભગ છ હજાર ઉપરની રકમ એકસામટી ભરાયા બાદ ફન્ડની શરૂઆત થઈ. રંગૂન બહારનાં સ્થળોએથી પણ મદદ મળતી ગઈ. બસીનમાં લગભગ પંદરસો મળ્યા. પાઉન્ડેમાંથી લગભગ આઠસો મળ્યા. હેન્ઝાડા વગેરે સ્થળોએથી પણ આપણા ભાઈઓએ એમની મેળે રકમો મોકલી આપી. ડૉક્ટર પ્રાણજીવનદાસની પેઢી - મગનલાલ પ્રાણજીવનદાસે પણ રૂ. ૧,૧૧૧ ભરી આપ્યા. શેઠ મોહનલાલ કાળિદાસે પણ રૂ. ૫૦૧ ભર્યા અને શેઠ ખરવરે રૂ. ૫૦૧ ભર્યા. ઠક્કર સુંદરજીએ રૂ. ૨૫૧ આપ્યા. આ પ્રમાણે દરેક કોમના માણસોએ કડી આશ્રમને અને વિદ્યાલયને મદદ કરી. કડીની સંસ્થામાં ભણેલા ઘણાં બાળકો રંગૂનમાં કામ કરી રહ્યાં છે તે સઘળાઓએ અને અન્ય ભાઈઓએ માથાદીઠ એક રૂપિયો આપી રંગૂનમાં અને બર્મામાં વસનારા ભાઈઓની યાદી જેવું કરી આપ્યું. કુલ રકમ રૂ. ૧૫,૨૨૩ થઈ. અમે સઘળો સમય આનન્દમાં પસાર કર્યો. ત્યાંના ભાઈઓનો પ્રેમ એટલો સુન્દર હતો કે અમે તેનું વર્ણન કરવા અસમર્થ છીએ. સંસ્થાને અણીના સમયે આ મદદ મળી છે અને સંસ્થા બ્રહ્મદેશના ભાઈઓની અત્યંત ઋણી છે. રંગૂનની મદદ સંસ્થામાં યાવચંદ્રદિવાકરૌ સુવર્ણના અક્ષરે કોરાઈ રહેશે. અમને વિદાય કરતી વખતે જે દેખાવ સ્ટીમર ઉપર થયો તે અમે કદી વિસારીશું નહીં. લગભગ સઘળા ભાઈઓ અમને વિદાય આપવા માટે આવ્યા હતા અને સ્ટીમર ઊપડી ત્યાં સુધી તેમણે અસાધારણ પ્રેમ દાખવ્યો હતો. પાછા ફરતાં અમે જબલપુર રોકાયા. ત્યાં શેઠ મોહનલાલ હરગોવિંદદાસ બીડીવાળાની અને શેઠ ભીખાભાઈ મગનલાલ મૂલજીની એમ બે પેઢીઓ છે. તે બન્ને પેઢીઓએ અને તેમાં કામ કરનારા ભાઈઓએ મળી રૂ. ૧,૪૭૯ની મદદ કરી. આ પ્રમાણે કુલ ૧૬,૭૦૨ની મદદ મેળવી એકાવનમાં દિવસે કડી પાછા આવ્યા અને તે દિવસે સંસ્થાના કાર્યકર્તાઓનો અને વિદ્યાર્થીઓનો અપૂર્વ અને અવર્ણનીય આનંદ



અમારા ચિત્તમાંથી કદી ભૂંસાશે નહીં. ખરેખર કડીની સંસ્થાની પાછળ કોઈ દૈવી શક્તિ કાર્યકરી રહી છે અને ફક્ત સવા પાંચ રૂપિયાની મૂડીથી ઉત્પન્ન થયેલી આ સંસ્થામાં લગભગ બસે વિદ્યાર્થીઓ શિક્ષણ લઈ રહ્યા છે. લાખોના ફન્ડથી નભતી સંસ્થાઓમાં પણ આટલા વિદ્યાર્થીઓ નથી. એકે રસોડે પોણાબસો વિદ્યાર્થીઓ જમે અને ત્યાં ચોવીસે કલાક ગુરુસમીપમાં રહી ઉત્તમ ચારિત્ર્ય સાથે શિક્ષણ પ્રાપ્ત કરે એવી સંસ્થાઓ વિરલ છે. કડીની સંસ્થા એ ગરીબોની જાગૃતિનું ઉત્તમ ફળ છે. ગરીબ ખેડૂતોને છેવટે ભાન થયું છે કે, **જ્ઞાનવિના તેમનો ઉદ્ધાર નથી**.

**ઋતે જ્ઞાનાત્ર મુક્તિઃ**

જ્ઞાન વિના મુક્તિ નથી. અભણ રહેવાના પાપ માટે ખેડૂતોને અસહ્ય યાતનાઓ ભોગવવી પડે છે. **ચારેબાજુથી અજ્ઞાન ખેડૂતો લૂંટાય છે. તેઓ હવે જાગ્યા છે. તેમની જાગૃતિનું ફળ કડીની સંસ્થા છે. ગરીબોની આ સંસ્થા બર્માવાસીઓનો સદા ઉપકાર માનશે અને તેમની સહાય માટે હમેશાં આભારી રહેશે**. આવી અનેક સ્થળેથી મળેલી મદદોને આધારે ચાલતી આ સંસ્થામાં અભ્યાસ કરતાં બાળકો આ વસ્તુ તરફ લક્ષ્ય આપી પોતાના જીવનમાં પરોપકાર અને સ્વદેશસેવાના ઉત્તમ પાઠો શીખશે અને ‘स्वदेशसेवैव महाव्रत स्यात’ એ મહામંત્રને પોતાના અન્તઃકરણમાં સદાને માટે કોરી રાખશે.

**જેઠાલાલ ચીમનલાલ સ્વામીનારાયણ**
એમ. એ. એમ.એલ.સી.

## બ્રહ્મદેશનો ફાળો

શ્રી પાટીદાર કેળવણી મંડળ-કડીના ફંડ માટે બ્રહ્મદેશની સફર કરવાના વિચારો બે વર્ષ થયાં મનમાં ઘોળાતા હતા. સુરતના વતની શેઠશ્રી મૂળચંદદાસ દયાળજી ઝવેરી રંગૂનના અગ્રગણ્ય વેપારીઓમાંના એક છે. પાટીદાર વેપારીઓમાં તેમનું સ્થાન પ્રથમ છે. સાર્વજનિક કાર્યોમાં અગ્ર ભાગ તેમનો હોય જ. એઓશ્રી રંગૂનમાં હોય અને ત્યાં જવાનું બને એવો સુયોગ શોધતા હતા. તેઓશ્રી રંગૂનમાં છે તેવા સમાચાર સાંભળી પ્રોફેસર સ્વામીનારાયણ અને હું ત્યાં ગયા. મે માસમાં ધારેલી સફર કરી રંગૂન પહોંચ્યા. શેઠશ્રી મૂળચંદદાસ તરફથી ભાઈ વલ્લભભાઈ; ઝવેરી ગણેશલાલ જેસંગદાસ તરફથી ભાઈશ્રી નરસિંહભાઈ તથા ભાઈશ્રી વિઠ્ઠલભાઈ સ્ટીમર પર સામા આવેલા. અમારો ઉતારો શેઠશ્રી મૂળચંદદાસને ત્યાં હતો. જેટલા દિવસ સુધી અમે બ્રહ્મદેશમાં રહ્યા તેટલા દિવસ સુધી શેઠશ્રી મૂળચંદદાસે અને ભાઈશ્રી નરસિંહભાઈએ અમારી આગતાસ્વાગતા કરી અમારા પર જે ઉપકાર કર્યો છે તેનો બદલો અમે વાળી શકીએ તેમ નથી.

રંગૂનમાં તેમજ રંગૂન બહારના પ્રદેશમાં શેઠશ્રી મૂળચંદદાસની લાગવગ ઘણી જ છે. તેઓશ્રીએ આ ફાળાના કાર્યમાં આગળ પડતો ભાગ લઈ અમને સાથે ફેરવી, કડવામીઠા બે શબ્દો સાંભળવાનો પ્રસંગ પડ્યે તે સાંભળી, પૂર્ણ નમ્રતા દાખવી ફંડનું કાર્ય અવિરત તેત્રીસ દિવસ સુધી કર્યા કર્યું છે. અમારી સર્વ ચિંતા એમણે જ લઈ લીધેલી. કયાં કયાં, ક્યારે ક્યારે જવું એની યોજનાઓ પોતે ઘડી દરેકને તૈયાર રહેવા કહેતા. રંગૂન બહારના પ્રદેશમાં પોતાના પરિચિત ગૃહસ્થોને પત્રો લખી ફંડમાં કોઈ રકમ ભરવા તેમને વિનવેલું અને તેથી પત્ર મારફત મંડાયેલી રકમ પણ મોટી થઈ હતી. શેઠશ્રીના ચિરંજીવીની ભાઈ ચુનીલાલ સુધારાના વિચારો ધરાવે છે. જ્ઞાતિની અને દેશની ઉન્નતિના માર્ગમાં પોતાથી બનતી મદદ આપે છે. આ ફાળામાં પણ તેમની મદદ બહુ જ મોટી હતી.

વયોવૃદ્ધ ઝવેરી બાભાઈદાસ ભાયચંદદાસે પોતાની જ્ઞાતિ માટે ઘણું જ કર્યું છે. પોતાની જ્ઞાતિનાં બાળકોને ઝવેરાતનું જ્ઞાન આપવું એ પોતાનું કર્તવ્ય છે એમ પોતે માનેલું. તે પ્રમાણે સાઠસિત્તેર જ્ઞાતિજનોને તૈયાર કર્યા છે. આ બધા ભાઈઓ તેમનો હાલ ઉપકાર માને છે અને તે બધા હાલ સારી સ્થિતિ ભોગવે છે. આ ફાળામાં તેમણે દરેકે સારી સારી રકમો ભરી છે. ઝવેરી નરોત્તમદાસ દ્વારકાદાસની પેઢીવાળા ભાઈ હીરાભાઈ તથા જેસંગભાઈ, ઝવેરી ગણેશલાલ જેસંગદાસની પેઢીવાળા ભાઈ નરસિંહભાઈ ઝવેરી, વસનજી બેચરભાઈ, શેઠ મનસુખલાલ દોલતચંદની પેઢીવાળા ભાઈશ્રી વિઠ્ઠલભાઈ અને ઝવેરી બાભાઈદાસે પોતાનો કામધંધો છોડી અવિરત એક માસ સુધી ફંડના કાર્યમાં ઉત્સાહભર્યો ભાગ લઈને મદદ કરી છે તે બદલ સંસ્થા તે સર્વ ગૃહસ્થોની ઋણી છે. ગાંધી મણિલાલ કેશવલાલ ભાઈએ પણ પ્રસંગોપાત્ત ફાળા માટે ફરી મદદ કરી હતી. શ્રી મોહનલાલ અમુલખદાસ જેમણે સંસ્થાને જાતે જોઈ છે તેમણે સંસ્થાના ફંડમાં સારી મદદ કરી હતી. જ્ઞાતિ બહારના સજ્જનોમાં તેઓએ ફાળા માટે સાથે ફરી સારી રકમો મંડાવી આપી હતી. તેમનો આ સ્થળે આભાર માનું છું.

બસીનમાં ઝવેરી રતીલાલભાઈએ પણ સારી રકમ ભરી. અન્ય ઠેકાણે સાથે ફરી સારી રકમો મંડાવી આપી હતી. એક પારસી ગૃહસ્થ શેઠશ્રી રતનશા એમણે પારસી જ્ઞાતિ સદા સર્વદા ઉદાર જ છે એ તથ્ય પોતાની રકમ ભરી સત્ય કરી આપ્યું હતું.

રંગૂનમાં હરેક સાર્વજનિક પ્રગતિના મોખરે ઊભા રહેનાર શેઠશ્રી પ્રાણજીવનદાસ જગજીવનદાસ મહેતા, આ અમુક દષ્ટિએ કોમી ગણાતા ફાળામાં પણ ખરેખર મોખરે ઊભા રહી પોતાના વિશાળ હૃદયની સાબિતી આપી છે. પેઢીનું



નામ શેઠશ્રી મગનલાલ પ્રાણજીવનદાસની કું. એવું છે. તેમની રકમ સૌથી મોટી રૂ. ૧,૧૧૧ (અંકે અગીયારસો અગિયાર)ની છે. જ્ઞાતિ બહારના ઘણા સજ્જનોએ આ ફાળામાં રકમો ભરી પોતાની ઉદારતા દાખવી છે. શેઠશ્રી નાનાલાલ કાળીદાસે; શેઠશ્રી મનસુખલાલ દોલતચંદની કું; શેઠશ્રી બેચરદાસ માણેકચંદ ખરવર, ઠક્કર સુંદરજી નાનજી ઝવેરી વી.ડી. મહેતા, મુંબઈવાળા શેઠશ્રી હેમચંદ મોહનલાલ ઝવેરી, પોપટલાલ ડાહ્યાભાઈ, ઝવેરી કાન્તિલાલ ચુનીલાલ, ઝવેરી ઉમેદલાલ હિંમતલાલ, ઝવેરી ત્રિભુવન ન્યાલચંદ, ઝવેરી નગીનદાસ ઉમેદચંદ, ઝવેરી જયંતીલાલ વાડીલાલ, શેઠ ચુનીલાલ જગન્નાથ સંગાણી, ઝવેરી મોહનલાલ વાડીલાલ, ઝવેરી ઠાકોરદાસ ગોકળદાસ, શેઠશ્રી હરીલાલ નારણદાસ ઝવેરી, સૂરજલમલ લલ્લુભાઈ, ઝવેરી જમનાદાસ ઉમેદદાસ, શેઠશ્રી સી.વી. ગલીયારા, શેઠશ્રી વૃજલાલ નારણદાસ તથા અન્ય મદદનીશ ગૃહસ્થોનો આભાર માનું છું. અન્ય જ્ઞાતિજનોએ પોતાની સ્થિતિના પ્રમાણમાં ઘણું જ આપ્યું છે. તે સર્વેનો આભાર માનું છું.

એકંદરે રૂ. ૧૫,૨૨૩ નું ફંડ થયેલું. પાંચ વર્ષ પહેલાંની વેપારની સ્થિતિ સાથે હાલની વેપારની સ્થિતિ સરખાવતાં આ રકમ બહુ જ મોટી ગણાય.

આ ફાળામાં તન, મન અને ધનથી મદદ કરનાર સર્વે ગૃહસ્થોનો ફરી અંતઃકરણપૂર્વક સંસ્થા વતી આભાર માની, દેશમાં આવવાનો પ્રસંગ થતાં આ સંસ્થાની મુલાકાત લેવા સવિનય વિનંતી કરી વિરમું છું.

લિ. સેવક :
**પોપટલાલ ગુ. પટેલ,**
સહમંત્રી

**શ્રીયુત પ્રોફેસર સ્વામીનારાયણ તથા મંડળના સહમંત્રી પોપટલાલ ગુ. પટેલ, સંસ્થા માટે રંગૂનમાં ફંડ ઉઘરાવવા ગયેલા તે પ્રસંગે સ્થાપવામાં આવેલા પાટીદાર બંધુસમાજ તરફથી, પ્રોફેસર સાહેબને મળેલું માનપત્ર.**

**માનવંતા અનેક સદ્ગુણાલંકૃત વિદ્યાવિભૂષિત સ્વદેશપ્રેમી પ્રોફેસર જેઠાલાલ ચીમનલાલ સ્વામીનારાયણ એમ.એ.એમ.એલ.સી. (મુંબઈ)**

મુરબ્બી શ્રી

અમો બ્રહ્મદેશમાં વસતા પાટીદાર બંધુઓ આપની આ ભૂમિની પહેલી મુલાકાત પ્રસંગે આપને અંતઃકરણપૂર્વક આવકાર આપવાની તક લઈએ છીએ.

આપનું નામ હિંદમાં અને ખાસ કરીને ગુજરાતમાં જાણીતું છે. દેશ પ્રત્યેની ફરજો અદા કરવામાં આપે જે ઉત્સાહ, ખંત અને તત્પરતા દર્શાવ્યાં છે અને હાલ પણ બતાવી રહ્યા છો તે માટે અમો પાટીદાર બંધુઓ અભિમાન ધરાવીએ છીએ.

ખરેખર પાટીદારકોમને આપે દીપાવી છે.

આપની અભ્યાસની કારકિર્દી અત્યંત ઉજ્જ્વળ હતી. એમ.એ.ની પરીક્ષામાં પ્રથમ વર્ગમાં પહેલું સ્થાન મેળવનાર આપણી કોમમાં આપ પહેલવહેલા જ છો. ગણિતશાસ્ત્ર અને સંસ્કૃતના વિષયમાં આપ પારંગત છો એ અમોને અભિમાનપ્રદ છે.

'બંગભંગ' અને 'સ્વદેશી'ની ચળવળ સમયે તેમજ 'અસહકાર'ની હિલચાલ પ્રસંગે આપે સારા વેતનવાળી સરકારી નોકરી છોડી દઈ દેશકાર્યમાં ઝંપલાવવામાં પાછી પાની નથી જ કરી અને ચાર વર્ષ થયાં મુંબઈની ધારાસભાના સભ્ય હોઈ રાષ્ટ્ર-કાર્ય આપ કરી રહ્યા છો એ આપશ્રીનો દેશ પ્રત્યેનો પ્રેમ બતાવે છે.

આપ પ્રજાના પ્રતિનિધિ તરીકે પ્રજાનાં દુઃખો જાણવા તાઢતડકો વેઠી ગામડે ગામડે પગપાળા સતત ફર્યા કરો છો અને તેમનાં દુઃખો ફીટાવવા આપ બનતા પ્રયત્ન કરો છો તે માટે આપની જેટલી પ્રશંસા કરીએ તેટલી ઓછી જ છે.

આપણી કોમના કુરિવાજો નાબૂદ કરવામાં આપ છેલ્લાં ૨૦ વર્ષ થયાં જે જહેમત ઉઠાવી રહ્યા છો તે માટે આપને અનેકાનેક ધન્યવાદ ઘટે છે.

સાતેક વર્ષથી પાટીદારકોમની કેળવણી અર્થે આપ ભગીરથ પ્રયત્નો આદરી રહ્યા છો એ અને આપના આત્મભોગ અને ખંતને પ્રતાપે કડીની કેળવણીની સંસ્થા સર્વાંગી વિકાસ સાધી રહી છે. એ આપનો વિદ્યાપ્રેમ સાબિત કરે છે.

ટૂંકમાં, આપની અનેકવિધ સેવાઓ માટે અમો આપના ઋણી છીએ અને કોમનું, ખેડૂતોનું અને દેશનું હિત સાધવા આપને પરમકૃપાળુ પરમાત્મા અગાધ શક્તિ અને દીર્ઘાયુષ્ય અર્પો એવી હાર્દિક પ્રાર્થના કરી અમે વિરમીએ છીએ.

**પાટીદાર બંધુસમાજ,** રંગૂન

**અમારો પ્રવાસ**

ગયા વર્ષની હુતાશણીના દિવસે શ્રી છગનલાલ પીતાંબરદાસ તથા શ્રી પોપટલાલ ગુલાબદાસ અને હું સાતેક વિદ્યાર્થીઓ સાથે ગામડાની સફરે નીકળ્યા. અહીંથી સાંજના નીકળી રાત્રે પા. આત્મરામ માલદાસને ત્યાં છત્રાલ મુકામે રહ્યા. ત્યાં ઉઘરાણાનું કામ થયું નહિ. ત્યાંથી સવારે વડાઈ મુકામે ગયા. ત્યાંના ભાઈ ડુંગરદાસની તથા છત્રાલના વયોવૃદ્ધ ઝવેરદાસની મદદથી રૂ. ૧૧ થયા. બપોરે ઈસંડ ગયા. પા. કાળીદાસ ડુંગરદાસને ઘેર બપોરા કર્યા. જમ્યા. રૂ. ૧૦ ઉઘરાવ્યા. ત્યાંથી બપોરની ગાડીએ મહેસાણા ગયા. ત્યાંના મંદિરમાં ગામના બધા પાટીદારોનું રાવણું બેઠું હતું એથી અમો પરબારા ત્યાં ગયાં. શ્રી ગંગારામ મુખીએ તથા શ્રી જેઠાલાલ લાલદાસ તથા શ્રી રામદાસ તેમજ અમોએ અમારી હકીકત કહી સંભળાવી. દર વર્ષે ઘર દીઠ એક તોલું દાણા પાટીદાર કેળવણી મંડળને આપી મદદ કરવાનો ઠરાવ બધા



ભાઈઓએ પાસ કર્યો.

રાત્રે શ્રી મુખીને ત્યાં જમવા સૂવાની વ્યવસ્થા હતી. સેવામંડળના સેક્રેટરી ભાઈ કાળીદાસ સાથે શ્રી રામદાસને ઘેર ગયા. ત્યાં દૂધ - પાન વગેરે થયાં હતાં. સવારે ઊઠી ગાડીમાં બેસી સિદ્ધપુર મુકામે આવ્યા. બાળકોને વીજળીનું કારખાનું, બ્રહ્મચર્યાશ્રમ, રુદ્રમાળ, સરસ્વતીનદી, માધુ પાવડી વગેરે બતાવ્યાં. બપોરે નદીને કિનારે વિશ્રામ કરી સાંજના કોઢા ગામે ગયા. પા. મગનલાલ વક્તનદાસને ઘેર જમવા-સૂવાનું હતું. રાત્રે ગામના પાટીદારો ભેગા થયા. પા. મગનલાલે રૂ. ૫૧ આપ્યા. બીજા પણ રૂ. ૨૪ થયા. બીજે દિવસે ગામ ભૂણાવ ગયા. ત્યાંના તલાટી પેટલાદના રહીશ પા. મગનલાલ વાઘજીભાઈને ઘેર જમ્યા. ચોરામાં મુકામ રાખ્યો. રાત્રે બધા ભેગા મળ્યા. ઉઘરાણું થયું નહિ. ત્યાંથી ઉપેરા ગયા. ઉપેરા ગામે સંસ્થાને સારી મદદ કરેલી, પણ ગામમાં ક્લેશને લઈ આ વખતે કંઈ થયું નહિ.

ઉનાવાના પા. માધવલાલ જોઈતનદાસની દુકાને રાત રહ્યાં. દિવસે અમારા જમવાનો પ્રબંધ ન થવાથી અમારા વિદ્યાર્થીઓએ અક્ષયપાત્ર શોધી કાઢ્યું કે જે દરેક સ્થળે કામ લાગે. અસલના વિદ્યાર્થીઓ ભિક્ષા માગી વિદ્યાભ્યાસ કરતા તથા પર્યટન કરી જ્ઞાન મેળવતા તે વસ્તુની અમને અહીં ઝાંખી થઈ. વિદ્યાર્થીઓ ઝોળી વાળી પાટીદાર બહેનો પાસેથી રોટલા, મરચાં વગેરે માગી લાવ્યા. બેત્રણ ડોલો છાશ ભરી લાવ્યા અને બહુ જ આનંદથી પેટ ભરીને, અનેક ઘરનો પ્રસાદ લઈ, સંતોષ પામ્યા. આને અમે અક્ષયપાત્ર કેમ કહ્યું કારણ બાળકો મુસાફરી કરતાં કોઈ સમે ખાવાનું ખૂટી જાય તો કોઈ જ્ઞાતિભાઈના ઘેરથી એને ભિક્ષા માગતાં શરમ આડી નથી આવતી.

ઉપેરા ગામે રહ્યા. તે દરમ્યાન અમારું નાવણધોવણ ધુધળીમલના મઠે હતું. જ્યાં અમને બહુ જ આનંદ મળતો. ત્યાંથી અમો જાસકા, સરદારપુર વગેરે ગામોએ થઈ ઉમતા ગયા. વિદ્યાર્થી પુરુષોત્તમ અંબારામને ઘેર સાંજે વાળુ કરી શ્રી ગણેશલાલ જેસંગદાસને ઘેર મુકામ કર્યો. બીજે દિવસે રાત્રે ગામના ભાઈઓ ભેગા થયા હતા.

શ્રી રંગૂનવાસી ભાઈ હીરાલાલે રૂ. ૧૦૧ આપ્યા તથા બીજા પચીસેક રૂપિયા થયા. આ ગામે પહેલાં સંસ્થાને બહુ મદદ કરેલી છે. શ્રી ગણેશલાલ તથા પોપટલાલના મામાને ઘેર અમારું જમવાનું રહ્યું હતું. શ્રી ગણેશલાલના પિતાશ્રી સ્વર્ગસ્થ પા. જેસંગદાસ રામદાસે શ્રી છગનલાલની સાથે રહી સંસ્થાના કાર્યમાં ઘણી જ મદદ કરી હતી. તેમની સંસ્થા પ્રત્યે અપૂર્વ ભાવના હતી. પરમાત્મા એમના આત્માને શાંતિ અર્પો.

રંગૂનથી રૂ. ૫૦૧ સંસ્થાને મોકલ્યા છે. ત્યાંથી અમો ગુંજા સ્ટેશને ગયા, પણ ગાડી ઊપડી જવાથી વીસનગર ગયા. શ્રી પ્રભુદાસ ભાવસંગદાસને ત્યાં ભોજન કરી

રાત રહ્યા. સવારે તેમના ચિ. શિવલાલે અમને ઉઘરાણાના કાર્યમાં સારી મદદ કરી. જૂના તથા નવા મળી રૂ. ૧૫૦ થયા. બપોરે પટેલના ઘેર જમી ગાડીએ બેસી અમો પરત આવ્યા.

**પોપટલાલ મગનલાલ પટેલ,**
અધ્યાપક, કડી

**મંડળ-વિભાગ**

**પાટીદાર કેળવણી મંડળ - સમાચાર**

**સંવત : ૧૯૮૩** **સને ૧૯૨૭**

તમે જાણો છો?

આ સંસ્થાનો જન્મ કેવી રીતે કેવા સંજોગોમાં થયો છે?

જ્ઞાતિના સ્થંભરૂપ આ સંસ્થા કેવા તપનું અને કેવા ત્યાગનું ફળ છે?

આ સંસ્થા પાછળ તો પવિત્ર સંન્યાસીઓના શુભ આશિષોનું બળ રહ્યું છે.

આ સંસ્થા, જ્ઞાતિભાઈઓના અજ્ઞાન અને કુમાર્ગી જીવનવ્યવહાર તરફ પ્રેમ, દયા અને કરુણાનું જ્વલંત ચિહ્ન છે.

આ સંસ્થાના મૂળમાં જ્ઞાતિભાઈઓ માટે અનહદ પ્રેમ, તેમના દુઃખી, રિબાતા અને રંક જીવન માટે કરુણા અને તે જીવનને ઉચ્ચ અને ઉજ્જ્વલ બનાવવાના મનોરથો વસેલા છે.

तपेन किं न सिध्यति ? બ્રહ્મા તપ તપી વિવિધ વૈભવથી ભરેલા બ્રહ્માંડને રચી શકે છે.

તપ, ભોગ અને યજ્ઞ એને આધારે તો આ સર્વ જીવનચક્ર ચાલી રહ્યું છે.

અંતર્જ્યોતિના આદેશે આ સંસ્થા ઊભી કરી છે, તે ચલાવે છે અને તે જ ચલાવશે.

સોળ રૂપિયાની સીલકમાંથી જે મકાનના પાયા ખોદવાનો પ્રારંભ કરવામાં આવ્યો તે મકાનમાં આજે હજારો રૂપિયા ખર્ચાઈ રહ્યા છે. લગભગ સિત્તેર ગામના મળી ૧૫૦ વિદ્યાર્થીઓ વિદ્યા, કળા અને હુન્નરનો લાભ લઈ રહ્યા છે.

અને નાણાં?

ન ધારેલી દિશાએથી મદદ મળે જાય છે.

શુભ પ્રયત્નને શું નથી આવી મળતું?

પાટીદાર તેની ઉદારતા માટે તો પ્રખ્યાત છે.

પરંતુ તે ઉદારતાના કુમાર્ગે વળેલા વહેણને; બારમાં, બાળલગ્ન વગેરે સુપન્થે દોરવાની જ જરૂર છે.



આવી સમુદ્ર જેવડી જ્ઞાતિ શું ન કરી શકે?

ધારે તે કરી શકે.

ઘર દીઠ અંકેક રૂપિયો દર વર્ષે સંસ્થાને મોકલો તોયે અધધ થઈ જાય.

મંત્રી
**છ. પા. પટેલ**

**શું વિચારી રહ્યા છો?**

આજે તો આપણે હજારો રૂપિયા આપણી પાયમાલી કરનાર રિવાજો પાછળ વેડફી રહ્યા છીએ, બારમાં અને બાળલગ્ને નિઃસત્વ અને કંગાલ કરી મૂક્યા છે. ઘર વેચી, જમીન વેચી, દેવું કરી, છોકરાને અભણ રાખી આપણે આ ઘાતકી રિવાજોનો ભોગ બનવા પતંગિયાની માફક સળગતી જ્વાળામાં ઝંપલાવી રહ્યા છીએ.

હવે તો આંખ ઉઘાડશો? ક્યાં સુધી આ ગાઢ અંધકારમાં પડી રહેવા ધાર્યું છે? ક્યાં સુધી મૂંગે મોંએ સામાજિક અપમાનો સહન કરી દીન અને લાચાર સ્થિતિ ભોગવવા ધારી છે?

આ સ્થિતિ પલટાવવાનો એક જ અમોઘ ઉપાય છે. કેળવણી સિવાય આપણા પડળ ખોલાવાનાં નથી. આપણને પોષક બળવાન અને તેજસ્વી કેળવણી સિવાય આપણો આરો નથી.

આપણે તો ભૂલા પડ્યા, પાટુ ખાધાં પણ આપણાં બાળકોને તો બચાવીએ? સ્વતંત્ર અને તેજસ્વી કેળવણીથી જ આપણું કામ સાધી શકીએ.

આવી કેળવણી માટે જ, છ વર્ષથી પાટીદાર કેળવણી મંડળ કડી પ્રયત્ન કરી રહ્યું છે. તેના કાર્યકર્તાઓ રાતદિવસ ગામડેગામડે સંસ્થાના ફંડ માટે ઘૂમી રહી જાગૃતિનો મંગળમય પ્રકાશ ફેલાવી રહ્યા છે.

લાખ રૂપિયા ખર્ચ્યા છતાં હજુ સંસ્થાનું વિશાળ મકાન અધૂરું પડ્યું છે. બીજા લાખ રૂપિયા ખર્ચાય તો જ મકાનની અગવડ ટળે તેમ છે. દરવાજાનો ઉપલો ભાગ ઉઘાડો પડ્યો છે, પાયા પુરાયેલા પડ્યા છે, અખાડાને મકાન નથી, ઓરડીઓ વિદ્યાર્થીઓથી ભરાઈ ગઈ છે. નવી ઓરડીઓ ઊભી કર્યા વિના નવા વિદ્યાર્થીઓનો સમાવેશ થઈ શકે તેમ નથી.

સંસ્થાનું મકાન પૂરું કરવા અને સંસ્થાના પંદર હજાર વાર્ષિક ખર્ચને નિભાવવા પાટીદાર ભાઈઓ પોતાની લક્ષ્મીનો સદુપયોગ કરી સ્વઉન્નતિ કરવા આંખો ઉઘાડશે?

કડી,
તા. ૨૫-૭-'૨૭

**છગનલાલ પી. પટેલ**
**રા. કેળવણી ત્રૈમાસિક**
મંત્રી : પાટીદાર આશ્રમ

## પાટીદાર આશ્રમ - કડી

કલોલથી બહુચરાજી જતાં વચમાં આવતું ત્રીજું સ્ટેશન તે કડી. સ્ટેશનની સામે જ ભવ્ય મકાન એ પાટીદાર આશ્રમ. જો તમે ત્યાં રોકાવાના હો તો તમને સહેજે આશ્રમ જોવાનું મન થઈ જાય. (પછી તમે ગમે તે જ્ઞાતિના હો!) મને પણ બેચાર દિવસ ત્યાં વસવાનો અવસર મળ્યો હતો તેથી ત્યાં શું જોયું ત્યાંનું વાતાવરણ કેવું નિર્દોષ, શાંત અને આનંદી છે તેનો કાંઈક ખ્યાલ આપવા પ્રેરાઉં છું.

પ્રભાતમાં પાંચના ડંકા થયાને દસ મિનિટ હોય ત્યારે વિદ્યાર્થીઓને ઊઠવાનો ઘંટ વાગે છે અને વિદ્યાર્થીઓ તેમજ અધ્યાપકો, ગાડીએ જતા પેસેન્જરની માફક પ્રાર્થનાના સ્થાને ઝટપટ ગોઠવાઈ જાય છે. ચંદ્રના શાંત પ્રકાશમાં અને પ્રભાતની ગુલાબી ઠંડી અને તાજી હવામાં આ દૃશ્ય પ્રાચીન ઋષિના આશ્રમની યાદ દેવડાવે છે. 'રઘુપતિ રાઘવ રાજા રામ પતિત પાવન સીતારામ'ની ધુનથી પ્રાર્થના શરૂ થાય છે. પ્રણવ મંત્રો, એકાદ ભજન અને 'ઓમ્ સહનાવવતુ સહનૌ ભુનક્તુ...'નો મંત્ર બોલી પ્રાર્થના પૂરી કરે છે. પ્રાર્થના બાદ વિદ્યાર્થીઓ શૌચ, દાતણ પાણી અને કસરત કરી સ્નાન માટે કૂવા ઉપર જાય છે. આપણી પેઠે તેઓ બંધબારણે ગરમ પાણીથી નહાતા નથી. પણ કૂવામાંથી નીકળતા તરતના તાજા પાણીથી પથ્થરબંધ અને પવન રહિત જગ્યામાં નિરાંતથી સ્નાન કરે છે. સાત વાગે વિદ્યાભ્યાસ માટે ઘંટ થતાં સૌ પોતપોતાના અભ્યાસમાં ગૂંથાઈ જાય છે.

વાંચક બંધુઓને ખબર તો હશે જ કે આશ્રમને અંગે પાંચ ધોરણની વિદ્યાલય છે. વિદ્યાલયમાં કામ કરતા અધ્યાપકો સેવા ભાવથી પ્રેરાયેલા. આપણી જ ન્યાતના અને ઉચ્ચ ચારિત્ર અને ભાવનાવાળા છે. વિદ્યાર્થીઓના શારીરિક, માનસિક અને નૈતિક વિકાસ માટે શાસ્ત્રીય ઢબે શિક્ષણ આપવાની વિદ્યાલયની નેમ છે. ભણ્યા પછી જીવનનિર્વાહ માટે નોકરી ન કરવી પડે તે સારુ સુતારી કામ, વણાટ કામ, સિવણ, નેતર ગુંથામણ અને સંગીત વગેરે વિષયો શીખવવામાં મોટો ખર્ચ કરવામાં આવે છે. નાના બાળકમાં મોટા માણસ કરતાં વિશેષ શક્તિ (energy) હોય છે. જેથી તેના મનપસંદ વિષયમાં તેની શક્તિનો ઉપયોગ કરવા સાધન અને છૂટ આપવામાં આવે તો સહેલાઈથી તે વિષય પોતાનો કરી લે છે. અંગ મહેનતથી તેમનું શરીર કસાય છે અને મહેનત કરતાં તેમને શરમ આવતી નથી. ઉદ્યોગના વર્ગો સવારમાં બે કલાક ચાલે છે. તેમાંથી પરવાર્યા બાદ જમી, થોડો આરામ લઈ વિદ્યાર્થીઓ વિદ્યાલયમાં જાય છે. શિક્ષણને પોતાનું ધ્યેય માનતા ગ્રેજ્યુએટ અને સ્નાતક અધ્યાપકો જ્યાં ચોવીસે કલાક હાજર હોય ત્યાં શિક્ષણમાં શું કેળવણી હોય? પહેલાં ત્રણ ધોરણનું શિક્ષણ ઈતર શાળાઓના શિક્ષણ કરતાં ચઢિયાતું છે. ચોથા અને પાંચમાં ધોરણનું



શિક્ષણ સામાન્ય છે. છતાં અધ્યાપકોના સતત શ્રમ અને કાળજીથી તે ઊણપ પૂરાઈ જશે એમાં શક નથી.

વિદ્યાલયની પૂર્તિમાં એક પુસ્તકાલય છે. જેમાં દૈનિક, અઠવાડિક અને માસિક પત્રો આવે છે; પુસ્તકો પણ સારી સંખ્યામાં છે. વિદ્યાર્થીઓ પુસ્તકાલયનો લાભ લઈ પોતાનું હસ્તલિખિત શક્તિ નામનું માસિક પ્રકટ કરે છે.

પાંચ વાગે નિશાળ છૂટતા વિદ્યાર્થીઓ રમવા જાય છે. કેટલાક અખાડામાં કુસ્તી, લાઠી, મલખંભ, ડબલ બાર, લકડી પટા વગેરે શીખે છે. (સાંજની કસરત મરજિયાત છે જ્યારે સવારની ફરજિયાત છે) સંધ્યાકાળ થતાં જમી લઈ પ્રવચનમાં જાય છે. પ્રવચન શાસ્ત્ર કે ઈતિહાસના કોઈપણ વિષય ઉપર અપાય છે. પ્રવચનમાંથી છૂટી સાડા નવ સુધી અભ્યાસ કરી સાડા નવે સૂઈ જાય છે.

આવા આશ્રમને મદદ કરવી તે પોતાની જાતને મદદ કરવા બરોબર છે. ઘેર ગમે તેટલો ખર્ચ કરીએ તો પણ આવું શિક્ષણ બાળકોને મળવું દુર્લભ. તેથી દરેક સુજ્ઞ બંધુ આ સંસ્થાને પોષશે; દરેક દાતા દાન આપતી વેળાએ આશ્રમને યાદ કરવાનું ભૂલશે નહિ. આશ્રમ અને તેનાં અંગોનો વાર્ષિક ખર્ચ પંદર હજાર જેટલો છે. તેના સંચાલકો આ બહોળા ખર્ચને પહોંચી વળવા પોતાની બનતો શ્રમ લઈ રહ્યા છે તે વેળાએ તેમને યથાશક્તિ મદદ આપવી એ આપણો ધર્મ છે. સંસ્થાની પાસે સ્થાયી ફંડ કાંઈ જ નથી. લોકોની દાનવૃત્તિ ઉપર જ રોજનું રોજ કમાઈ સંસ્થા નભે છે. અને તેમાં જ તેની મહત્તા છે. જે દિવસે પ્રજાને એમ થશે કે સંસ્થા શ્રેયને બદલે અશ્રેય કરે છે તે દિવસથી તેને મળતી મદદ બંધ થશે, પણ જ્યાં સુધી લોકો તેને પોષે છે ત્યાં સુધી તેની આવશ્યક્તા છે. એમ સાબિત થાય છે.

અમદાવાદ **પ્રાણજીવન વ્રજલાલ દેસાઈ**

૧૯૨૭

## નાયબ દીવાન રા. બા. ગોવિંદભાઈ સાહેબનું ક. પા. કે. ઉ. મંડળ - કડીમાં આગમન

ભાદરવા સુદી ૪ ગણેશ ચતુર્થીના દિવસે વડોદરા રાજ્યના નાયબ દીવાન રા. બા. ગોવિંદભાઈ સાહેબે, કડી પ્રાંતમાં અતિવૃષ્ટિથી થયેલી ખરાબીની જાત માહિતી મેળવવા ફરતાં ફરતાં, કડવા પાટીદાર કેળવણી ઉત્તેજક મંડળ - કડીની અચાનક મુલાકાત લીધી. તેઓશ્રીની સાથે પ્રાંતના સૂબા સાહેબ તથા નાયબ સૂબા સાહેબ પણ પધારેલા હતા. આ પ્રસંગે આપણી કોમને તથા સંસ્થાના કાર્યને ઉદ્દેશી તેમણે જે વચનો કહ્યાં તે ખરેખર વિચારવા જેવાં જ છે.

વિદ્યાર્થીઓનો સંગીત કસરત વગેરેનો સામાન્ય કાર્યક્રમ થયા બાદ, સંસ્થાના

મંત્રી શ્રી છગનલાલ પિતામ્બરદાસે સંસ્થાનો સંક્ષેપમાં ઈતિહાસ કહ્યો. તથા હાલ સંસ્થામાં જે કાર્ય થઈ રહ્યું છે, અને સંસ્થા જે સ્થિતિએ આવી ઊભી છે તેનું ટૂંકમાં દિગ્દર્શન કરાવ્યું. તાલુકા પંચાયત પ્રાંત પંચાયત તથા શ્રી મહારાજા સાહેબ તરફથી સંસ્થાને જે ઉદાર મદદ મળે છે, તથા રાજ્યના નાનાથી તે મોટા અમલદારો સંસ્થા પ્રત્યે જે મમતા અને સહાનુભૂતિ બતાવી રહ્યા છે તેન અંતઃકરણપૂર્વક આભાર માન્યો. સંસ્થાનો વહીવટ કોમી હોવા છતાં તેમાં સર્વ જ્ઞાતિના બાળકોને લાભ આપવામાં આવે છે તે પણ જણાયું. તથા સંસ્થાએ રાજ્ય પાસે ખેતીવાડીના શિક્ષણની અનુકૂળતા કરી આપવા જે માગણીઓ કરી છે તેનો ઉદાર દૃષ્ટિથી વિચાર કરવા વિનંતી કરી. છેવટા રા. બા. ગોવિંદભાઈ સાહેબે પધારી સંસ્થાના કાર્યકર્તાઓ અને વિદ્યાર્થીના ઉત્સાહમાં જે વૃદ્ધિ કરી તે બદલ તેમનો અંતઃકરણપૂર્વક આભાર પ્રદર્શિત કર્યો.

ત્યારબાદ રા. ગોવિંદભાઈ સાહેબે, પોતાની મીઠી અને મળતાવડી વાણીમાં કાર્યકર્તાઓ તથા વિદ્યાર્થીઓને સંબોધી નીચે પ્રમાણે જણાવ્યું.

**'મંત્રીશ્રી છગનલાલ, અન્ય કાર્યકર્તાઓ અને વિદ્યાર્થીઓ તમારી સંસ્થાની આ પ્રથમ મુલાકાત લેતા હું ઘણો જ ખુશી થયો છું. આ પ્રસંગ પહેલાં પણ મને સંસ્થાની ભેટ લેવા નિમંત્રણો મળેલાં પણ સરકારી કામના સંજોગોમાં મારાથી આવી શકાયું નહિ. આજે આવી હું જે કંઈ જોઉં છું તેથી મને આનંદ થાય છે.**

તમારી કોમના સંબંધમાં હું ઘણાં વર્ષથી આવ્યો છું. તેના જેવી ઉદ્યોગી અને પ્રેમાળ કોમ બીજી કોઈ નહિ હોય, તેને હું અંતઃકરણથી ચાહું છું. જ્યારે જ્યારે મને તમારી કોમના સંબંધમાં આવવાની તક મળેલી ત્યારે ત્યારે મેં તમારા લાભની અનેક વાતો કહી છે. મેં ઘણીવાર કહ્યું છે કે તમો બહુ ઉદ્યોગી છો. તમારા ઉદ્યોગના પ્રમાણમાં આવાં અંધારાવાળાં ઘરને બદલે તમો તો હવેલીઓ જોઈએ, અને ગાડાંઓને બદલે તમે મોટરો વાપરતા થાવ એટલી સમૃદ્ધિ તમને મળવી જોઈએ. આ બધું કરવા તમોને કેળવણીની જરૂર છે. તે સાથે તમારી કોમમાં જે કઢંગા રિવાજો ચાલી રહ્યા છે તે બંધ કરવા જોઈએ. દુનિયામાં કોઈપણ કોમ એવી નથી કે જ્યાં ઢીંગલાઢીંગલીની પેઠે લગ્ન થતાં હોય. માતા બોલે ત્યારે દસ દસ કે બાર બાર વર્ષે લગ્ન કરવાં એના જેવી એકે મૂર્ખાઈ નથી. આ સંબંધી મેં ચાણસ્માના અને સિદ્ધપુરના આગેવાનો સાથે વાતો કરી છે. **ઈ.સ. ૧૯૧૨માં શ્રી છગનલાલ પિતાંબરદાસે મને કહ્યું કે 'મારા કુટુંબમાં એક છૂટક લગ્ન કરવાનું છે.' મેં જણાવ્યું કે આવા પ્રસંગે તમે મને નિમંત્રણ નહિ આપો તોએ તમારે ત્યાં આવીશ અને આપશો તો એ આવીશ.' આ છૂટક લગ્નના પ્રસંગે હું તેમને ત્યાં ગયો હતો અને જમ્યો હતો. આની સારી અસર થઈ છે. હવે આ રિવાજ ટકી શકવાનો નથી. જરૂર નાબૂદ થશે.**



વળી રાજ્ય તરફથી ખેતીવાડીનું શિક્ષણ લેવા જનારને સ્કોલરશિપ આપવાની ગોઠવણ કરી પણ જ્યાં સુધી અજ્ઞાન હોય ત્યાં કોણ તૈયાર થાય? તે વખતે તમારી કોમમાં કોઈ મેટ્રિક સુધી પણ ભણેલો વિદ્યાર્થી જડ્યો નહિ. હાલ તો એલએલ.બી. સુધી ભણેલા પણ મળે છે. આવા સંજોગોમાં આ તમારી સંસ્થા જોઈ મને હર્ષ થાય છે. તમારી ખેતીવાડી સંબંધી માગણીઓ ઉપર સરકારે વિચાર કર્યો છે. સરકારની એ તરફ સહાનુભૂતિ છે. ધીમે ધીમે તમને સરકાર વધારે મદદ કરશે. અત્યારે સ્થિતિ પલટાઈ ગઈ છેઃ ઉત્તમ ખેતી, મધ્યમ વેપાર, કનિષ્ટ ચાકરી અને નફ્ફટ ભીખ.' એ જૂની કહેવત અનુસાર ખેતીને ગણવામાં આવતી નથી. ખેતી કરનારને ચાકરી કરવાનું મન થાય તેનાથી આપણને વધુ ફતેહ મળવા સંભવ છે. વળી આજે આપણા ખેડૂતોના ગામમાં ઘરમાં રમતોને સ્થથન નથી. ઉ મ પછી આનંદને સ્થાન નથી. કેળવણીથી જીવન રસમય થશે. રાસ જેવી સુંદર રમતોનો આનંદ અનુભવાશે અને ઉદ્યમ પછી સંગીતનું સુખ મધુર લાગશે. કેટલાક કહે છે કે વળી ખેડૂતને આવી બધી કેળવણીની શી જરૂર છે. પણ તેમની આ માન્યતા ખોટી છે. કળા કૌશલ્યની (culture) સર્વને જરૂર છે. તેમાં પ્રવૃત્તિ થવી જોઈએ.

ખેતીની દિશામાં અજ્ઞાનતા વર્તે છે. જમીન હોય છે પણ તે છૂટીછવાઈ હોવાથી તેમાં વખત ઘણો જાય છે. વાડોને લીધે કેટલીએ જમીન નકામી જાય છે. કૂવાઓના ઠેકાણાં નથી. મારો ખેડૂત મંડળ સ્થાપવાનો ઉદ્દેશ, જમીન એક જથ્થે કરવાનો હતો. જો જમીન એક જથ્થે થાય તો ત્યાં ખેતીના બધાં સાહિત્યો રાખી શકાય. કૂવા ઉપર પંપ મૂકી વિશાળ પાયા ઉપર ખેતી કરી શકાય.

બીજી બાબત પાડા ઉછેરવાની છે. પાડાઓ કોસ ખેંચી શકે છે. ગાડે જોડી શકાય છે. તે ઉપરાંત ખેડુતને ગૌપાલનની તો ખાસ જરૂર છે. આજે તો ગાયો રબારીઓ પાસે જ હોય છે. રબારીઓ ખેતર ભેલાવે છે. અને કોર્ટે ચઢવું પડે છે. વળી ગાયોથી બળદ પણ થાય અને બળદ ખરીદવાના ભારે ખર્ચનો બચાવ થાય. પણ ત્યાં 'ખસી' કરવાનો પ્રશ્ન આવી ઊભો રહે છે. કહે છે કે 'ખસી' કરવાથી પાપ થાય. કયા શાસ્ત્રમાં આ પાપ લખ્યું છે? મને એક શાસ્ત્રીએ એક શ્લોક કહ્યો. તેનો અર્થ એવો છે કે 'ખસી' કરવામાં તો પુણ્ય રહ્યું છે. પણ હજુ આ બાબતનો અસર થઈ નથી. કોઈએ હિંમતથી આ 'ખસી' કરવાનું કાર્ય કર્યું નથી. કોઈ ખેડૂત ભાઈએ હજુ પાડાનું ગાડું જોડ્યું નથી. મને આશા રહે છે કે આ વિદ્યાર્થીઓ આ બાબતના ફાયદા સમજીને આ બધા સુધારા કરશે.

તમારામાંથી બધાય ખેડૂત થાય એવું ન બને. જેને જે બાબતમાં વિશેષ રસ હોય તે કાર્ય તેણે હાથ ધરવું જોઈએ. જે વિદ્યાર્થી-ને ચિત્રકામની શોધ કરી હોય

તે શા માટે ચિત્રકાર ન થાય? જેની પ્રગતિ સંગીતમાં સરસ થઈ શકતી હોય તે શા માટે તે વિદ્યામાં પ્રવિણ ન થાય? પણ તમારામાંના ઘણા ખરા ખેડૂત થવાના. ખેતીના જ્ઞાન સાથે બીજા ધંધાઓની જરૂર છે. સુથાર કામ અને લુહાર કામની ખેડૂતોનાં બાળકોને ખાસ જરૂર છે. એક જ દાખલો આપું. ચાણસ્માના પટેલિયાઓ મારી પાસે ફરિયાદ લઈ આવ્યા કે ‘લવાર અમારી કોસો ટીપતાં નથી. અમે શું કરીએ?’ જો કે હું ત્યાં ગયો અને લવારિયાઓને ધમકાવ્યા અને કામ કરાવ્યું. પણ જેને આપણે વસવાયાં કહીએ છીએ, તેમને ‘બેચરકાકા, અમારી કોસ ટીપી આપોને!’ એ પ્રમાણે દાઢીમાં હાથ ઘાલવો તેના કરતાં જાતે જ કરી લેવું શું ખોટું છે? સુથારનું પણ એવું જ સમજવું. યાદ રાખજો કે કોઈ પણ ધંધો પ્રામાણિકપણે કરવામા નાનમ નથી. જેમાં આપણું મગજ દોડતું હોય તે કાર્ય કરવું જ.

વિદ્યાર્થીઓ‘ આ વાત બરોબર યાદ રાખજો. સારો અભ્યાસ કરજો. તમારી ઉન્નતિ માટે જ આ સંસ્થા થઈ છે. પરમાત્મા તમારા કાર્યમાં અનુકૂળ છે.

મણિયારી ચાણસ્મા જેવા ગામમાં જ્યાં પ્રથમ પાણીનું ઘણું જ દુઃખ હતું ત્યાં ઘણું જ સુખ થઈ ગયું છે. બેઠા બેઠા પાણી મળી શકે છે. વિજ્ઞાન આગળ કશું જ અશક્ય નથી. જો તમે સારી વિદ્યા મેળવશો તો જરૂર કુદરત તમને સહાય કરશે અને તમારી આગળ આ જે તક આવી છે તેનો ઉપયોગ કરશો તો ચરોતર કરતાં પણ આગળ વધી શકશો.

અંતમાં હું જણાવું છું કે આ સંસ્થા માટે જેટલી મદદ મળી શકશે તેટલી મેળવવા હું પ્રયત્ન કરીશું.’

ત્યાર બાદ સામાન્ય વાતચીતને અંતે, વંદેમાતરમ્’ અને ‘સયાજીરાવ મહારાજની જય’ના પોકરો વચ્ચે સભા વિસર્જન થઈ હતી.

કડી, **બાપુલાલ વી. ગામી**
૩૦ ઓગસ્ટ, ૧૯૨૭

*

## વિદ્યાર્થીઓને

**પ્રિય વિદ્યાર્થીઓ,**

હવે તમને બધાયને ખબર મળી ગઈ હશે કે, નવેમ્બરની તા. ૪થી અને ૫મીએ આપણા જૂના અને નવા વિદ્યાર્થીઓનું એક સ્નેહસંમેલન ભરાવાનું છે. આ સંમેલનને સફળ બનાવવું એ તમારા દરેકના હાથમાં છે. જેવો તમે ઉમંગ અને ઉત્સાહ બતાવશો તે પ્રમાણે કાર્ય થશે. આ સંસ્થામાંથી તમે તમારા જીવનનું ભાથું મેળવ્યું છે. તમારામાંના ઘણા, સંસ્થામાં નાનાથી મોટા થયા હશો; જીવનનાં અમૂલ્ય વર્ષો તમે આ સંસ્થામાં



ગાળ્યાં હશે. કિશોર અને યુવા અવસ્થાનાં અનેક વિવિધરંગી સ્વપ્નો તમે આ સંસ્થામાં રહી જોયા હશે; અનેક ભાઈબંધ દોસ્તારો કર્યા હશે; અનેક ભાઈઓની સાથે રમ્યા કુદ્યા હશો; અનેક ભાઈઓની સાથે ગોષ્ઠિ વિનોદનું સુખ અનુભવ્યું હશે એ બધી વસ્તુઓને સંભારવાની આ એક સુંદર તક આપણને મળી છે.

પ્રિય બંધુઓ, વિદ્યાર્થી અવસ્થા જેવી એકે અવસ્થામાં નિર્દોષ આનંદ અને નિશ્ચિંત જીવનની મજા મળતી નથી. હું પણ જ્યારે મારી વિદ્યાર્થી અવસ્થા સંભારું છું ત્યારે મને ગલગલિયાં થાય છે. તમારામાંના કેટલાક જીવન-સંગ્રામમાં પડી ગયા હશો; જીવનકલહની તડકીછાંયડી અનુભવતા હશો એવા વખતે ભૂતકાળના નિર્દોષ આનંદમાં લઈ જનાર આ સ્નેહસંમેલન તમને કંઈક નવું જ ચેતન આપશે; તમારા જીવનમાં કંઈક નવાં જ સ્વપ્નાંનો જન્મ આપશે અને કર્કશ તથા કઠોર જણાતા જીવન-વ્યવહારમાં તમને મૃદુતા અને મીઠાશ આપશે.

આ બધું મેળવવા ઇચ્છો છો? ઇચ્છતા હો, તો જરૂર આ સ્નેહ-સંમેલન વખતે હાજરી આપશો. તેના કાર્યક્રમમાં ઉત્સાહ અને ઉમંગભેર ભાગ લેશો. ચર્ચવાના જે જે વિષયો સૂચવવામાં આવ્યા છે તે સંબંધી તમારા વિચારો રજૂ કરાશે.

संहतिः कार्यसाधिका । સંહતિ-સંગઠન એ આ જમાનામાં વિજયની ચાવી છે. આ સ્નેહસંમેલનનો એ પણ હેતુ છે. આપણે બધા વિદ્યાર્થીઓ ભેગા મળી એક કાયમનું વિદ્યાર્થીમંડળ સ્થાપીએ અને તે દ્વારા આપણે જનસમાજની કંઈક સેવા કરીએ; વિદ્યાર્થી આલમની પણ કંઈક સેવા કરી શકીએ અને આવી નિઃસ્વાર્થ સેવાવૃત્તિથી આપણે આપણા જીવનને ઉન્નત બનાવી શકીએ.

જે સંસ્થાએ આપણને વિદ્યારૂપી ધન આપ્યું છે તેના ૠણમાંથી મુક્ત થવા આપણે શું કરીશું? આ ૠષિૠણમાંથી મુક્ત થવા દરેક વિદ્યાર્થીએ શક્તિ અનુસાર કંઈ ને કંઈ કરવું જ જોઈએ. સંસ્થાએ કેટલી આશાથી અને કેટલા પ્રેમથી આપણને પાળીપોષી વિદ્યારૂપી ધન અર્પણ કર્યું છે! તે દેવું ફેડવા જો આપણે યત્કિંચિત્ પણ પ્રયત્ન ન કરીએ, તો આપણે કૃતઘ્ની ઠરીએ. અમેરિકાની મોટી મોટી સંસ્થાઓને ટકાવનાર અને નભાવનાર તેના વિદ્યાર્થીઓ જ છે. ત્યાં વિદ્યાર્થી, સંસ્થામાંથી નીકળી જ્યારે જીવનવ્યવહારમાં પડે છે ત્યારે તે પોતાની સંસ્થાને ભૂલતો નથી; પોતાની કમાણીમાંથી તે કંઈક હિસ્સો સંસ્થાને અર્પણ કરે જ છે. આ પ્રમાણે આપણે પણ વિચારતા થઈ જઈએ તો આવી સંસ્થાઓ ટકાવવી અને નભાવવી એ રમત વાત છે. જ્યારે આપણામાં એટલી કર્તવ્યબુદ્ધિ આવશે ત્યારે આપણી સંસ્થા સુરક્ષિત રહેશે. તમે જાણો જ છો કે આપણી સંસ્થા પાસે કાયમી કંઈ પણ ફંડ નથી. કેવી પરિસ્થિતિમાં તે સંસ્થા બચાવવામાં આવે છે. પૈસાદાર અને અમીર માણસોની અમીદષ્ટિ આપણી

સંસ્થા તરફ હજુ ઊતરી નથી. ગામડે ગામડે ભટકી રૂપિયો, બે રૂપિયા જે મળે તે ઉપર આપણી સંસ્થા નભી રહી છે. આ બધી બાબતો તમને કહેવાની જરૂરી નથી જ; કારણ કે તમને એનો જાતઅનુભવ છે જ.

પ્રિય બંધુઓ, મને આશા છે કે 'વિદ્યાર્થીમંડળ'ની યોજનાઓ અને બીજી યોજનાઓ માટે દરેક બંધુ કંઈ ને કંઈ વિચાર કરશે જ અને તેના લાભ વિદ્યાર્થીઓને આપશે જ.

ઉપરાંત, આ સ્નેહસંમેલનનું પ્રમુખસ્થાન ગૂજરાત મહાવિદ્યાલયના આચાર્ય કાકા કાલેલકરે સ્વીકાર્યું છે. એ બાબત પણ ઓછી મહત્ત્વની નથી. કાકા કાલેલકરને ગૂજરાતમાં ભાગ્યે જ કોઈ નહિ ઓળખતું હોય. શિક્ષણશાસ્ત્રના તેઓ ઊંડા અભ્યાસી છે અને તેમનું જીવન વિદ્યાર્થી સાથે ઓતપ્રોત થયેલું છે. એટલે આ પ્રસંગે તેમના વિચારો અને અનુભવોનો લાભ પણ આપણને મળશે.

અંતમાં એટલું જ કહીશ કે, આ સંસ્થા તમારી છે; ભવિષ્યમાં તમારે જ તેને સંભાળવાની છે; નભાવવાની છે અને જીવાડવાની છે. તમે તેની સંભાળ નહિ લો, તો પછી કોણ લેવાનું હતું? માટે મારા સર્વ નાના અને મોટા બંધુઓને ખાસ વિનંતી કે તેઓ આ સ્નેહસંમેલનમાં જરૂર આવે; તેમાં ઉત્સાહપૂર્વક ભાગ લે અને તેને સફળ બનાવવા પ્રયત્ન કરે.

મોટા બંધુઓ, તમોને મારે ખાસ કહેવાનું છે. તમારી આશાએ જ અહીંના નાના બંધુઓએ આ કાર્ય ઉપાડ્યું છે. તેની સફળતા અને નિષ્ફળતાનો યશ કે અપયશ તમને જ છે. માટે આ સ્નેહસંમેલનમાં કોઈ પણ ભોગે હાજરી આપી તેના કાર્યને વધુ સંગીન બનાવી, સંસ્થાની પ્રવૃત્તિને પ્રબળ વેગ આપશો.

સંસ્થાના દરેક જૂના વિદ્યાર્થીને મળવા અત્યંત આતુરતા ધરાવતો,

પાટીદાર આશ્રમ-કડી આપનો
તા. ૫-૧૦-'૨૮ **બાપુભાઈ ગામી**

*

## (કડી, પાટીદાર આશ્રમનું)
## દ્વિતીય વિદ્યાર્થી સ્નેહસંમેલન

સ્નેહસંમેલન પ્રસંગે આશ્રમના મકાનને કાગળનાં તોરણોથી શણગારવામાં આવ્યું હતું. સ્ટેશનેથી આશ્રમમાં આવવાના રસ્તા ઉપર મહેમાનોને સત્કારવા 'સ્વાગતમ્' ટાંકવામાં આવ્યું હતું.

તા. ૪-૧૧-'૨૮ રવિવાર અને તા. ૫-૧૧-'૨૮ સોમવારને દિવસે શ્રી કડવા પાટીદાર કેળવણી ઉત્તેજક મંડળના જૂના અને નવા વિદ્યાર્થીઓનું સ્નેહસંમેલન હતું.



'જય જગદીશ હરે'નું ગાયન સવારની પ્રાર્થનામાં થયા બાદ, પૂ. છગનલાલ પીતામ્બરદાસના હાથે ધ્વજવંદનની ક્રિયા થઈ. તે પછી જૂના તેમજ નવા વિદ્યાર્થીઓ અને સંસ્થાના અધ્યાપકોનું બનેલું એક મોટું સરઘસ વંદેમાતરમ્ બોલતાં બોલાતાં ગામમાં ફર્યું હતું. ફરી આવ્યા બાદ, આઠ વાગે હાજર થયું. તે વખતે સ્વાગતમંડળના પ્રમુખનું ભાષણ થયા બાદ જૂના તેમજ નવા વિદ્યાર્થીઓની અરસપરસ ઓળખાણ આપી. બપોરે એક વાગે વિદ્યાર્થીઓના સ્વહસ્તે બનાવેલી વસ્તુઓનું પ્રદર્શન શ્રી ધનશાભાઈ જેકરણદાસના હાથે ખુલ્લું મુકાયું. સાંજના ત્રણ વાગે પાછી સભા મળી. તે વખતે નિબંધ વાચન થયા બાદ 'વિદ્યાર્થીસંઘ'નું બંધારણ વંચાયું અને તેની ચૂંટણી થઈ. સાંજે સ્નેહસંમેલનના પ્રમુખ કાકાસાહેબ અમદાવાદથી આવવાના હોઈ તેમનું સ્વાગત કરવા વિદ્યાર્થીઓ સ્ટેશનથી આશ્રમમાં આવવાના રસ્તા ઉપર બન્ને બાજુએ ડ્રીલ ઑર્ડરમાં ગોઠવાઈ ગયા હતા. ગાડી આવી. કાકાસાહેબને વંદેમાતરમ્ના અવાજથી વધાવી લેવામાં આવ્યા. સાંજે કાકાસાહેબ નાટ્યપ્રયોગો જોવા આવ્યા હતા. બીજે દિવસે સવારે પ્રાર્થનામાં કાકાસાહેબનું ભાષણ થયા બાદ તેમના શુભ હસ્તે ધ્વજવંદનની ક્રિયા થઈ. સાડાઆઠ વાગે સંસ્થાના મંત્રીશ્રી છગનલાલે તથા શ્રી પોપટલાલે સંસ્થાનો ઈતિહાસ કહ્યો, અને તે પછી વિદ્યાર્થીમંડળના પ્રમુખ શ્રી બાપુભાઈનું ભાષણ થયા બાદ સાડાનવ વાગે પૂજ્ય કાકાસાહેબનું ભાષણ હતું. તે સાંભળવાને ગામમાંથી ઘણા પ્રતિષ્ઠિત માણસો આવ્યા હતા. બહેનોની પણ સારી સંખ્યામાં હાજરી હતી. સાંજના ૧-૩ સુધી તેઓશ્રીએ સંસ્થાના કાર્યકર્તાઓ સાથે વાતચીત કરી. ૩-૪૫ વિદ્યાર્થીઓના પ્રશ્નોનું નિરાકરણ કરી ૪II-૬II સુધી સ્ત્રી સભામાં વાતચીત કરી હતી.

### પૂ. કાકાસાહેબનું ભાષણ

શરૂઆતમાં મારે કહી દેવું જોઈએ કે, અહીં આવીને મેં ઘણું જાણ્યું છે અને મને સાંભળવાને પણ ઘણું મળ્યું છે. હું જ્યાં જાઉં છું ત્યાં ત્યાં મારે મારા મતો વિષે ઘણું સાંભળવું પડે છે તેથી કંટાળો આવે છે અને આંતરિક સંતોષ પણ થાય છે. અહીં આવ્યાનું મને સાર્થક પણ લાગ્યું છે. કોઈને રોજ રોજ પોતાના વિચારો સાંભળવા પડે તેના જેવું બીજું દુઃખ નથી; પણ અહીંયાં કાર્યકર્તાઓનું કામ તથા વિચારો સાંભળવાથી આનંદ પામ્યો છું. **મેં મારી જિંદગીમાં શ્રી છગનભાના જેવાં ઉત્તમ તથા સારી શૈલીનાં વ્યાખ્યાનો ચારપાંચ જ સાંભળ્યાં છે. તેથી જ તમોને હું પ્રથમ જ જણાવી દઉં કે તમારે વ્યાખ્યાનનું અનુકરણ કરવાનું મન થાય તો તે શૈલીનું જ કરશો. કારણ કે તે શૈલી સહેલી છે અને સાહિત્યમાંથી ઉત્પન્ન થયેલી નથી, પણ કેટલાયે વર્ષના નિસ્પૃહી કાર્યના પરિણામે સ્વતઃ વહેનારી છે. હું તેમની શૈલીથી**

**ખૂબ તૃપ્ત થયો છું.** તેઓએ કેળવણી અને સમાજશાસ્ત્રોની સરખામણી કરતાં સરળ રીતે બતાવી આપ્યું છે કે, જો આપણે યોગ્ય કેળવણી નહિ લઈએ, તો કડીપ્રાન્તની ૨૯,૦૦,૦૦૦ ઓગણત્રીસ લાખ વિઘા જમીન ખોઈ બેસીશું. આ ગણતરી તેમની ઉત્તમ છે. આપણે હાલ કમિશનથી તપાસ કરીશું, તો જરૂર ખાતરી થશે કે બેકારી ભણેલાઓ માટે છે. તેઓને નોકરી મળતી નથી. તેઓમાં હાડમારી વિશેષ છે, કારણ કે તેઓને અપાયેલી કેળવણી ઉદ્યોગ સિવાય નિષ્પ્રાણ છે. કેળવણીમાં ઉદ્યોગને સ્વીકાર્યા વગર છૂટકો જ નથી. ઉદ્યોગ સાથે કેળવણી હોય તો હાડમારી પણ ન હોય. આધુનિક કેળવણીથી કેટલાક મુઠ્ઠીભર માણસોને જ નોકરી મળે છે પણ તે પુરુષાર્થ ખોઈ બેસે છે. પેન્શન માટે પોતાના શરીરને, મનને અને આત્માને વેચે છે એને આપણે નહિ ભૂલી શકીએ. જો એવી કેળવણી વધારવામાં આવશે તો આપણે ધરતી માતાને ખોઈ બેસીશું. એટલું જ્ઞાન જે માણસમાં આવે તે માણસ કહેવાય. આજની કેળવણીના પરિણામે પરાવલંબન ખૂબ વધી પડ્યું છે. સુતારના હથિયારના હાથા પણ પરદેશથી આવે છે અને કેટલાંક કુટુંબો મરચાં, રાઈ, મીઠું પણ વિલાયતથી મંગાવેલું ખાય છે. આજે સ્વરાજ માગનાર ઘણા છે પણ તેને માટે જરૂરી શક્તિ તેઓમાં નથી, તેથી તે મળે તો ઘણા ભોગવી શકવાના નથી.

શ્રી છગનભાને સમાજ ઉપર ખૂબ વિશ્વાસ છે. ખરી રીતે સમાજની દાનત બગડી જ નથી. સ્વરાજ તો તૈયાર છે પણ આપણે લેવા તૈયાર નથી. ખરેખર ૧૫ રૂપિયાની મૂડી ઉપર આવડા મોટા મકાનનો પાયો ખોદવા બેસે એવા માણસો ન જ મળે. મૂડી હોય તો ઘણાયે કરે. ખરી રીતે પૈસા એ મૂડી નથી, પણ તપશ્ચર્યા એ જ મૂડી છે. આ સંસ્થાની પાસે પૈસા નથી અને તેને માથે દેવું નથી એ ઘણું જ સારું છે. અને અહીં હું તો એવો આશીર્વાદ આપું કે તેને રાખી મૂકવા જેટલા વધારે પૈસા ન મળો. કારણ એ જ કે, વધારે પૈસા ઉપયોગ વિના સંસ્થાને બગાડે છે. પૈસા એ તો નજીવી વસ્તુ છે, માણસ એ બહુ જ કિંમતી છે.

**'મારાથી બની શકે તો છોકરાની કેળવણી બંધ કરી હું કન્યા કેળવણી શરૂ કરું.' એ છગનભાના વાક્યમાં સાચે જ ઊંડી ધગશ છે.** તેથી તેઓ છોકરાઓનો દ્વેષ નથી કરતા. બહેનોમાં ઘણી શક્તિ છે. તેઓએ હજી સીતા, સાવિત્રીનો આદર્શ જરાયે છોડ્યો નથી. તેઓ અત્યારની અજ્ઞાન અવસ્થામાં સ્વરાજ, ખાદી અને સ્વદેશ સુધારણાના કાર્યમાં આડે આવે છે. એટલે જ સ્ત્રીઓને પણ યોગ્ય કેળવણી આપવાની જરૂર છે.

સ્વરાજ મળ્યા પછી પણ આપણને આપણા સમાજ સાથે મોટી લડાઈ ઉઠાવવી પડશે. અંગ્રેજો તો ૩૦થી ૪૦ લાખ હશે, પણ હિન્દુસ્તાનનાં કુટુંબો ૧૧ કરોડ હશે.



એવડા મોટા દેશમાં કેળવણી વ્યાપક કરવાને બહુ જ મહેનત કરવાની જરૂર છે તે આપણે યુવાન અને ઘરડાનો ભેદ ટાળીને સિદ્ધ કરી શકીશું. ઘરડાઓનો પણ દ્વેષ કરવાની જરૂર નથી. તેઓની નિંદા કરી આપણે આગળ જઈ શકવાના નથી. આપણે તો તેઓના જૂના વિચારોને છોડી દેવાના છે. તેમ છતાં તેમની તરફ સંપૂર્ણ આદર રાખવાનો છે. જે સમાજ ઘરડાઓની સેવા નથી કરતો તે સમાજ જલદીથી સડી જાય છે. છગનભા ઘરડા થઈ ગયા છે એટલે તેમની જગા કોઈ લેશે કે નહિ એ શંકા અસ્થાને છે. કારણ કે વ્યક્તિ નિર્વંશ જાય છે, પણ સાધુના અખાડાઓનો વંશ જતો નથી. ફક્ત તેઓમાં સ્વચ્છંદ, પાપ, દંભ તથા ભોગવિલાસ આવી જાય તો તે બગડી જાય છે. અમદાવાદની બોર્ડિંગે ૫૦ કરતાં વધારે વિદ્યાર્થી દાખલ ન કરવા ઠરાવ કર્યો તે સારું જ થયું. કારણ કે તે સિવાય આ સંસ્થા ઊભી ન થાત. કેળવણી પણ એક જ ઠેકાણે ઘણા વિદ્યાર્થીઓ લે તેના કરતાં, ઘણે ઠેકાણે થોડા થોડા વિદ્યાર્થીઓ લે તે ઉત્તમ છે. આ સંસ્થામાં ઘણી સંખ્યા થાય તો મુખ્ય ગામડાંઓની મધ્યમાં તેની શાખા કાઢવાનું સૂચવું અને સંપત્તિનું વહાણ જે ગામડાંઓમાંથી શહેરમાં, શહેરમાંથી બંદરમાં અને બંદરમાંથી પરદેશ જાય છે, તેને હું ઊલટાવી દઉં – એટલે કે સંપત્તિને શહેરમાંથી ગામડામાં જતી કરું.

સંસ્થાને મેટ્રિકનું ધ્યેય છે તેથી સંસ્થા અસહકારી નથી એમ ન કહી શકાય. માંદો માણસ સાજો થાય ત્યારે ઓછો શક્તિવાન હોય છે, પણ ધીમે ધીમે તે શક્તિ પ્રાપ્ત કરતો રહે છે. જ્યારે સાજો માણસ રોગવશ થતાં દિવસે દિવસે નબળો પડતો જાય છે. પરિણામે મૃત્યુને પ્રાપ્ત કરે છે. એક અંધારામાંથી પ્રકાશમાં જાય છે અને બીજો પ્રકાશમાંથી અંધારામાં જાય છે. આ સંસ્થા અંધારામાંથી પ્રકાશ તરફ, અસત્યમાંથી સત્ય તરફ અને મૃત્યુમાંથી અમૃત તરફ પ્રયાણ કરી રહી છે.

ઔદ્યોગિક કેળવણી એ કેળવણીનું અંગ નથી પણ સર્વસ્વ છે. તેમાં બધુંએ આવી ગયું. બાકીની કેળવણી બુદ્ધિની છે. તે ધર્મ આપે છે. અક્ષર કેળવણી પાછળ ગાંડા ન બનતા. ઔદ્યોગિક કેળવણીના પરિણામે માણસમાં એટલી હિંમત આવે છે કે તમે એનું માથું ઉડાવી શકો પણ નમાવી ન શકો. ભાષા એ તો સાધક છે. પણ મુખ્ય સાધન તો ઉદ્યોગ જ છે. ઉદ્યોગથી પ્રજા પગભર થાય છે અને એવા રાષ્ટ્રીય ઉદ્યોગો પીંજણ, કાંતણ, વણાટ, સુથારી વગેરે દાખલ કરવા જોઈએ. તેથી ખેડૂતો હિંમતવાન, સુદૃઢ અને બુદ્ધિવાન થશે.

સંસ્થા પૈસા વિના પણ પૈસાદાર છે. એક જ માણસના પૈસાથી સંસ્થા બંધાઈ હોય તો તે નબળો પડશે અને સંસ્થા પણ નબળી પડશે. આ સંસ્થાનો પાયો પહાડના જેવો પહોળો છે. તેમાં કેટલાયે ખેડૂતોનો ભાગ આવેલો છે. મિનારાની જેમ તેનું

આયુષ્ય ટૂંકું નથી.

આ જમાનામાં દરેક કેળવણીની સંસ્થા એ એક સ્મૃતિ છે. તેની મારફત જ સુધારો થવાનો. મુઠ્ઠીભર વિદ્યાર્થીઓ ભેગા થશે, છતાંયે તેની અસર સમાજ પર થવાની જ. હું વિદ્યાર્થીઓમાં ઉદારતા, અને ત્યાગવૃત્તિ આવે એવું ઇચ્છું છું. તમારી ત્યાગવૃત્તિથી તમે નબળાઓને - પતિતોને ઊંચે ચઢાવવા પ્રયત્ન કરો અને તમારા હૃદયની ઉદારતામાં વધારો કરો. આ સંસ્થા દિનપ્રતિદિન વિશેષ સુદૃઢ બનો એટલું કહી વિરમું છું.

પાટીદાર આશ્રમ; કડી સંપાદક : **મણિલાલ ગણેશદાસ પટેલ**

ઈ.સ. ૧૯૩૬-'૩૭માં 'ભા' કોઈ હોદ્દા પર રહ્યા નહોતાં. આ ગાળામાં વિદ્યાર્થી આશ્રમ, શ્રી ગુજરાત ગૌશાળા, પાટીદાર મુદ્રણાલય વ. માટે શ્રી પાટીદાર મુદ્રાલય દાનનો પ્રવાહ ચાલુ જ હતો. જ્ઞાતિમાં કેળવણી માટે ચોપાનિયાઓ દ્વારા પણ ફેલાવો કરવામાં આવતો. સારા શિક્ષકો બને તે માટે કડીની સંસ્થામાં છગનભા'એ શિક્ષક-સંમેલન બોલાવ્યું હતું.

છગનભા અને સંસ્થાના આચાર્ય, શિક્ષકો વગેરે દીર્ઘદૃષ્ટિ ધરાવતા હતા. સમાજને સારા શિક્ષકો મળે તો જ વિદ્યાર્થીનું સાચું ઘડતર થઈ શકે તે હેતુથી શિક્ષકોનું સંમેલન તા. ૫-૫-'૨૯ના રોજ પાટીદાર આશ્રમ ખાતે મળેલું. ૧૨-૪-'૨૯ના રોજ છપાયેલી જાહેરખબર શબ્દશઃ આપું તો તે સ્થાને ગણાશે.

**પાટીદાર શિક્ષકસંમેલન**

કડી પ્રાંત પાટીદાર શિક્ષકબંધુઓ એકઠા મળે અને પાટીદારોની ઉન્નતિ અર્થે સામાજિક અને કેળવણી વિષયક પ્રવૃત્તિમાં પરોક્ષ તેમજ પ્રત્યક્ષ રૂપે ભાગ લેવા પ્રેરાય એ હેતુથી **'પાટીદાર શિક્ષકસંમેલન'** કડી મુકામે પાટીદાર આશ્રમમાં ભરવા અમારા વિચારને આપ સંમત થશો અને સંમેલનમાં ભાગ લઈ તેને સફળ કરવામાં મદદ કરશો એવી આશા છે.

આ સંમેલન, પાટીદાર આશ્રમ કડીમાં તા. ૫-૫-'૨૬ રવિવાર સાંજે પાંચ વાગે મળશે. જ્ઞાતિમાં કેળવણીનો ફેલાવો કરવા અને સામાજિક ઉન્નતિ સાધવા અર્થે કડીપ્રાંત પાટીદાર શિક્ષકસંઘની સ્થાપનાસંબંધી સંમેલનમાં વિચાર કરવામાં આવશે.

સર્વ પાટીદાર શિક્ષકબંધુઓને આ સંમેલનમાં ભાગ લેવા આગ્રહભરી વિનંતી છે.

પાટીદાર આશ્રમ લિ. સેવકો
કડી **છગનલાલ પીતાંબરદાસ પટેલ**
તા. ૧૨-૪-'૨૯ **પોપટલાલ ગુલાબદાસ પટેલ**



તા. ૧૧-૨-'૪૨ના રોજ પિલવાઈ ખાતે મહેસાણા પ્રાંત સેકન્ડરી સ્કૂલ્સ યુનિયના શિક્ષકોની કોન્ફરન્સ આગળ સર્વ વિદ્યાલય હાઈસ્કૂલ કડીના આચાર્ય બાપુભાઈ ગામીએ '**શિક્ષણનું કેન્દ્ર**' વિષે વ્યાખ્યાન આપ્યું હતું.

૧૯૩૭માં શ્રી માધવદાસજી ત્રિભોવનદાસનું અવસાન થયું. શ્રી પો. ગુ. પટેલ; છ. કા. પટેલ; રતિલાલ અમીન ગૃહપતિ તરીકેની સેવા બજાવતા અને શ્રી બાપુભાઈ ગામી મુખ્ય ગૃહપતિનો હવાલો સંભાળતા. શંકરલાલ જે. પટેલ નામાદાર અને ગૌશાળાનો વહીવટ સંભાળતા. પો. ગુ. પટેલ પણ તે વ્યવસ્થામાં મદદ કરતા. મુદ્રણાલય પો. ગુ. પટેલ અને ભાઈલાલભાઈ જી. પટેલ સંભાળતા. શનિ-બુધ સભાનો કાર્યભાર શ્રી બાપુભાઈ સંભાળતા અને **આશ્રમ સમાચાર** ચલાવતા. તેમાં સુંદર લેખો લખતા.

શંકરલાલ જે. પટેલને ગૌશાળા અને ખેતીનું અદ્ભુત જ્ઞાન હતું. તેઓ ગાયોને નામથી બોલાવતા. ગાયોની ઓલાદ, દૂઝણી ગાયો દૂધની માત્રા, વાછરડાં વસૂકી ગયેલી ગાયો, વાછરડી, ગોલાનું અને દૂધના હિસાબનું પત્રક રહેતું. ગૌશાળાથી દૂધ આશ્રમમાં આવતું. થોડીક ગાયોનાં નામો જોઈએઃ સેજલ, રેવતી, જમની, શામળી, કાબેર, વાઘણ, માંકડ, ગાંડી, રૂપેણ, માણેક, મધુરી, વીંછણી, વિજયા, મરઘી, કોયલ, રૂપાં, લાખણ, નર્મદા, ઝાંઝર જેવાં અનેક નામો હતાં. શ્રી શંકરભાઈનો '**ખરવાસો - મોંવાસો**' લેખ તંત્રીની નોંધ સાથે વૈશાખ, ૧૯૯૦ના અંકમાં પાન ૧૫૩ પર છપાયેલો તે શબ્દશઃ રજૂ કરું છું.

**ખરવાસો - મોંવાસો**

(પાંચ વર્ષથી ઉત્તર ગુજરાતના ખેડૂતોને બહુ જ ઉપયોગી એવી ગોપાલનની પ્રવૃત્તિ કડીમાં થઈ રહી છે. ખેડૂતો ગાયો પાળતા થઈ જાય ને દેશનું ગોરૂપી ખરું ધન ઉત્તરોત્તર વધે ને ઉત્તમ બને એ હેતુથી ગુજરાત ગોશાળા નામની સંસ્થા સ્થાપવામાં આવી છે. છેલ્લા પાંચ વર્ષમાં અનેક અખતરાઓ થયા છે. તે અખતરાઓ પૈકી એકમાંથી થયેલો ઉત્તમ ને ખેડૂતોને ઉપયોગી એવો અનુભવ ઢોરાંને ખરવાસો અને મોંવાસો નામના રોગ બાબતમાં થયો છે. આ રોગ બાબતમાં કરેલો ઉપાય રામબાણ છે. **- તંત્રી**

ગાય, ભેંસ-બળદ વગેરે ખરીવાળાં જનાવરોમાં ખરવાસો-મોંવાસો કરીને એક ભયંકર ચેપી રોગ થાય છે. તે રોગથી જનાવરોની ઘણી ખુવારી થાય છે. તેનાથી દૂઝણાં ઢોર વસૂકી જાય છે. ખેતીવાડી બંધ કરવી પડે છે. નાનાં જનાવર તો ઘણી વખત મરી પણ જાય છે. આ રોગ એટલો બધો ચેપી છે કે આ જ આ ગામમાં દેખા દે છે, તો બીજા બે દિવસ થતાં તેની આજુબાજુનાં ગામો સુધી તે પ્રસરે છે.

ગામમાં એક ઢોરને આજ થયો તો બીજે દિવસે દસ ઢોરને તે લાગુ પડશે, ત્રીજે દિવસે પચાસને લાગુ પડશે. રોગવાળું જનાવર જે રસ્તા ઉપર થઈને કલાકો પહેલાં ગયું હોય તે રસ્તા ઉપર વગર રોગવાળું જનાવર ચાલે તો તેને તે રોગ લાગુ પડવાનો સંભવ હોય છે, તો પછી રોગી ને નિરોગી ભેળાં થયે અગર એકબીજાનું એંઠાં ઘાસપાણી લીધે તો તે રોગ લાગુ પડે જ.

### રોગનાં ચિહ્નો

શરૂઆતમાં તાવ આવે છે, આંખો સહેજ ઊંડી ગયેલી લાગે છે, મોઢામાંથી લાળ નીતરે છે. શરીરે રૂંવાટી મારે છે, ઝાંખું પડેલું લાગે છે. ગરમ વરાળ મોઢામાંથી કહાડે છે, ઘાસ ખાવું બંધ કરે છે, ચાલવાને અશક્ત દેખાય છે. પહેલા દિવસે શરૂઆતમાં એ પ્રમાણે દેખાય છે, પછી તો ખૂબ જોર કરે છે. મોઢામાં, નાકમાં ચાઠાં પડી જાય છે. પગની ખરીઓમાં ચાંદાં પડી જાય છે. ખરીઓના ખરોના ખોબળા આખા ઊંચા થઈ જાય છે. જનાવર ઘાસપાણી લઈ શકતું નથી ને ચાલી શકતું નથી. મોઢાના રોગને મોવાસો અને પગના રોગને ખરવાસો કહે છે. બન્ને સાથે જ થાય છે.

આજ આ રોગે દેખા દીધો કે બીજા દિવસે અગર તે જ દિવસે એકજાતની માખી આળા ભાગ ઉપર ઈંડાં મૂકી જાય છે. તે માખીને ગામડામાં લોકો આશંગડી કહે છે. તેનો રંગ લીલો હોય છે. તે એક માખી અનેક ઈંડાં મૂકી શકે છે. ઈંડાંનો રંગ સફેદ હોય છે. ઈંડાં મૂક્યા પછી બેથી ત્રણ કલાકમાં તો તે સેવાઈ તેના ક્રીડા થઈ જાય છે, અને તે ચામડીની અંદર માંસના ભાગમાં ઊતરી જાય છે, પછી મોટું કાણું કરી મૂકે છે અને અંદર કોતરી ખાય છે. બે દિવસમાં તો તે કીડા એક ઇંચ જેવડા મોટા થઈ જાય છે. પગમાં કીડા પડ્યા હોય તો ઢોર પગ પછાડ્યા કરે છે ને તેને ચાટ્યા કરે છે.

શરીરના બીજા ભાગોમાં કીડા પડ્યા હોય તો તે ભાગ કોઈ દીવાલ કે ઝાડની સાથે ઘસવા પ્રયત્ન કરે છે, કારણ અંદર કીડા કરડતા હોવાથી ચળ આવે છે.

બહારના ભાગમાં સોજો ચઢી જાય છે એટલે રોગની પીડાની સાથે કીડાની પીડાનો વધારો થાય છે અને રોગની તીવ્રતાને બહેકાવી મૂકે છે. અંદર કીડા કોતરતા હોય છે, ઉપર બીજી માખીઓ ઈંડાં મૂકતી જાય છે. એટલે જો સાવચેતી રાખવામાં નથી આવતી તો કીડાના રોગથી જ જનાવર મરી જાય છે. ખરવાસા મોંવાસાનો રોગ જેમ બને તેમ નાનાં જનાવરોને એટલે વાછડા-વાછડી; પાડા-પાડીઓને જલદી લાગુ પડે છે.



### સાધારણ ઉપાય

જે ગામમાં આ રોગ ચાલતો હોય ત્યાંનાં ઢોર જે ગામે રોગ ન હોય ત્યાં લઈ જવાં ન જોઈએ તેમજ નિરોગી ગામવાળાએ રોગવાળા જનાવરનું એંઠાં ઘાસ પાણી સાજા ઢોરને ન આપવાં. માંદા ઢોરને જાહેર હવાડે પાણી પાવા ન લઈ જવું. સાજા ઢોરથી અલગ બાંધવું.

જીવડા પડ્યા હોય તો - ઈંડાં જોવામાં આવે કે - તરત કહાડી નાંખવા અને મીઠું છાંટવું, કીડા થઈ ગયા હોય તો ફિનાઈલ મૂકી મારી નાંખવા. એ ઊંડા ઊતરી ગયા હોય તો ફિનાઈલથી પણ મરતા નથી, ફિનાઈલની ગંધ આવતાં અંદર સંતાઈ જાય છે. તે વખતે ઘી અને ખાંડનું મિશ્રણ કરી કાણા ઉપર મૂકવું એટલે તે ખાવા બહાર આવશે. તે વખતે ચીપિયાથી વીણી નાખવા. તમાકુ ભરવાથી પણ જીવડા મરે છે. કીડા સાફ કર્યા પછી ફરીથી કીડા ન પડે તે માટે ખૂબ જ કાળજી રાખવી.

### રામબાણ ઉપાય

જે જનાવરને આ રોગનાં ચિહ્ન જણાય તેને તે જ ઘડીએ બાંધી બીજાં ઢોર ન જઈ શકે તેવી જગાએ લઈ જઈ બાંધી મૂકવું અને તે વખતથી ત્રણથી ચાર દિવસ સુધી મુદ્દલ પાણી આપવું નહીં. પાણી વગર જનાવર મરી જશે એવી જરા પણ બીક ન રાખવી. જુદું બાંધીને પછી તેને આશરે પાશેર (દશ રૂપિયાભાર) સુધી તલનું ચોખ્ખુંમાં તેલ નાળ ભરી પાઈ દેવું તેમજ આખા મોઢામાં તેલ ચોપડી કહાડવું. ત્રણ દિવસ સુધી દરરોજ એક વખત ઉપર પ્રમાણે તેલની માવજત કરવી. પરંતુ પાણી તો છાંટાભાર પણ દેખાડવું નહીં. તેની આગળ બની શકે તો લીલું, નહીંતર સૂકું પણ ઝીણી સળી વાળું સારું ઘાસ મૂકી રાખવું. બાંધ્યા પછી લગભગ ૪૮ કલાકે થોડું થોડું ઘાસ ખાવા માંડશે. ચાર દિવસમાં તો સંપૂર્ણ આરામ થઈ જશે. ત્રણ - ત્રણ ચાર ચાર માસ સુધી હેરાન થતાં ઢોર ચાર દિવસની થોડીક કાળજીથી સહેજે બચી જાય છે. ચાર દિવસ પછી તો રોગ થયો જ નથી તેવાં થઈ જશે. આ ઉપાય કરવાથી રોગ ફેલાતો પણ અટકી જાય છે.

ગુ. ગૌ. શાળા, કડી **શંકરભાઈ જેસંગદાસ**

ઈ.સ. ૧૯૩૪

### શ્રી ગૂજરાત ગૌશાળા
### સને ૧૯૩૭-'૩૮ સંવત ૧૯૯૩-'૯૪

વાર્ષિક નિવેદનમાં જણાવ્યા મુજબ :

**૧. ઉદ્દેશ.**

૧. ગાયની ઓલાદ સુધારી તેનું સંરક્ષણ કરી ખેડૂત અને સમાજની આર્થિક ઉન્નતિ સાધવી.

૨. ગાયના સાત્ત્વિક દૂધનો પ્રચાર કરી નષ્ટ થતા ગોધનને બચાવવું.

૩. દરેક ખેડૂત ઘેરઘેર ગાય પાળતો થાય એવા પ્રયત્નો કરવા.

**૨. ગોરક્ષણની દેશભરમાં પ્રવૃત્તિ**

દેશભરમાં ગોરક્ષણ અને ગોપાલન માટે ગાયોની ઓલાદ સુધારવા, સારા સાંઢ ઉછેરવા, ગાયનાં દૂધઘીના વપરાશના ઉપયોગનો પ્રચાર કરવા વગેરે પ્રવૃત્તિ ચાલી રહી છે. ગાયનું દૂધઘી ભેંસના દૂધઘી કરતાં કોઈપણ રીતે ઊતરતાં નથી. પણ ઊલટ વિશેષ ફાયદાકારક છે એવું સાબિત થયું છે. રાષ્ટ્રીય મહાસભાની હરિપુરામાં મળેલી બેઠક પ્રસંગે ગાયના દૂધઘીનો પ્રચાર ખૂબ જ પ્રમાણમાં થયો હતો. એ પ્રચારથી ગોપાલનના કાર્યને ખૂબ જ વેગ મળ્યો છે. આ બેઠકમાં વિદ્યાર્થીઓની ટૂકડી સ્વયંસેવક તરીકે ગઈ હતી.

વિદ્યાર્થીઓના આશ્રમો જેવાં સ્થળોએ ગાયના દૂધઘીના વપરાશનો જ આગ્રહ રાખવો જોઈએ કે જેથી તેમાં અભ્યાસ કરતાં બાળકોનાં મગજ તેજ બને અને બાળકો ગોપાલનનો મહિમા શીખે અને સમાજમાં તેનો પ્રચાર થાય. સમાજનો સમજુ અને આગળ પડતો વર્ગ ગોપાલનનું મહત્ત્વ સમજી તેને ઉત્તેજન આપવા માટે ગાયનાં દૂધઘી વાપરવા માટે તૈયાર થાય તો ટંકે અધમણ જેટલું દૂધ આપનારી ગાયો એકાદબે દશકામાં જ આપણે જોવા પામીએ અને પરિણામે હિન્દની એક ખૂબ જ મહત્ત્વની પ્રવૃત્તિ સુંદર રીતે વિકસી શકે.

વડોદરારાજ્ય તરફથી ઢોરસુધારણા સંબંધે યોજના થઈ છે. તેમાં ગોશાળાઓનો નીચે પ્રમાણે ઉદ્દેશ રાખેલો છે.

ગોશાળાઓનો મુખ્ય ઉદ્દેશ દુધાળાં ઢોરની ઓલાદ સુધારવાનો હોવાથી તેમાં માત્ર પસંદ કરેલાં શુદ્ધ ઓલાદનાં ઢોર રાખવાં જોઈએ અને ગાય વધારેમાં વધારે દૂધ શી રીતે આપે તથા સારી ઓલાદના આખલા - ઢોર ઉછેરને માટે - શી રીતે પેદા થાય એ તરફ ખાસ લક્ષ આપવું જોઈએ.

આ ઉદ્દેશ પ્રમાણે જ આ ગોશાળાનો પણ ઉદ્દેશ રાખેલો છે. ગોશાળાની જમીન ઉપર આંબા, બાવળ અને લીમડા વગેરે ઝાડ ઉછેરવાનો હેતુ પણ સાથે સાથે રાખવામાં આવ્યો છે.

**૩. જમીનની હકીકત**

દોઢસો વીઘા જમીન રેતાળ અને ટેકરાવાળી હોવાથી ચારવા માટે લાંબો વખત ઘાસ ટકતું નથી તેથી કેટલીક સારી જમીનની જરૂર હતી.

દેઉસણામાં આશરે ત્રણસો વીઘા જમીન, માગણી કરી હરાજીથી આશરે રૂ.



૭૩૦-૧૪-૦૦ માં ખરીદી છે. એટલે સંસ્થા પાસે હાલ નીચે પ્રમાણે જમીન છે.

| વીઘા | આકાર | |
|---|---|---|
| ૧૪૦-૧૯ | ૧૩૪-૧૧ | લક્ષ્મીપુરા |
| ૯-૧૭ | ૮-૫ | આદુંદરા |
| ૨૨-૧૮ | ૫૮-૨ | ,, |
| ૪૦-૧૬ | ૭૪-૧૧ | ,, |
| **૨૮૮-૧૧** | **૪૪૫-૧** | દેઉસણા |
| ૫૦૩-૩ | ૭૨૦-૧૪ | |

**૪ જમીન ઉપર ઝાડ છે તેની હકીકત**

ઉપર પ્રમાણેની જમીન છે એટલે હવે ગોશાળાના જનાવરોના વ્યવસ્થિત બે વિભાગ કરી શકાશે અને વાર્ષિક ઘાસ જે મોટા જથ્થામાં સૂકું વેચાણ લેવું પડતું હતું તે ઓછું લેવું પડશે. દેઉસણાની જમીન મળવાથી એક વસ્તુ તો એ છે કે ત્યાં જમીન ઉપર ત્રણચાર - વરસનાં બાવળ અને ખીજડાનાં આશરે ત્રણ હજાર ઝાડ હશે. એટલે એ એક જબરજસ્ત મૂડી ઊભી થઈ સંસ્થાને ટેકારૂપ થશે.

દોઢસો વીઘે માથોડું ઊંચા આવેલા આશરે પાંચ વરસના હાલ ૮૦ આંબા છે અને ગઈ સાલના નવા વાવેતર કરેલા ૩૫૦ આંબા છે. બધા મળી કુલ ૪૩૦ આંબા છે અને તેને નિયમિત પાણી અપાય છે. કુલ દોઢસો વીઘા જમીનમાં જો આંબા ઉછેરવામાં આવે તો આશરે ૮૦૦ આંબાની એક સારી મૂડી ઊભી થઈ શકે.

**શંકરભાઈ જે. પટેલ**

મેનેજર : ગૌશાળા

ઈ.સ. ૧૯૩૬-'૩૭માં જૂજ વરસાદ પડવાથી ગૌશાળામાં ઘાસની તંગી ઊભી થઈ. ૧૯૦ વીઘા જમીનમાં તો કંઈ જ ઘાસ ઊગ્યું નહિ. ઘાસની તાણ ઊભી થતાં ગૌશાળાના વ્યવસ્થાપક શ્રી શંકરભાઈ જેસિંગભાઈ ફંડ માટે બલોલ તથા આજુબાજુનાં ગામોમાં અને ચાણસ્મા ગયેલા. ત્યાંથી સારા પ્રમાણમાં ફંડ એકઠું થયેલું. એ કાર્યમાં મદદ કરવા માટે બલોલના મગનભાઈ બાજીભાઈનો તથા કોઈન્તીઆના શ્રી કુબેરદાસ અને ચાણસ્માવાળા શ્રી જયકિશનદાસ ગોદડદાસ તથા પ્રભુદાસ નરસિંહદાસનો સંસ્થા આભાર માને છે.

આજ દિન સુધી ગૌશાળાનો ગૌરવશાળી ઇતિહાસ સંસ્થા સાથે જોડાયેલો છે. આજે પણ આશ્રમના છાત્રોને આશ્રમની ગાયોનું દૂધ પૂરું પાડવામાં આવે છે.

**કન્યા વિદ્યાકુંજ, કન્યા છાત્રાલય** (શરૂ ૧૯૩૪ બંધ ૧૯૩૭)

કન્યા છાત્રાલયની બાબતે 'ભા'નું સ્વપ્ન અધૂરું રહ્યું તેમ કહીએ તો ખોટું નથી.

પણ તેમના સહકાર્યકર અને શિષ્ય શ્રી દાસકાકાએ ગાંધીનગરના સંકુલમાં સ્ત્રી શિક્ષણની સંસ્થા સ્થાપી ભાનું ઋણ અદા કર્યું. આજે તો ગાંધીનગર અને કડીની સંસ્થામાં કેળવણી માટેની અનેક શાળાઓ - કોલેજો સ્થપાઈ છે.

કયા કારણે આ સંસ્થા એકાએક મુરઝાઈ ગઈ તેનું કારણ જડતું નથી. ભાને પણ ખબર પડી કે સંસારરથનાં બે પૈડાં બરાબર ચાલતાં નથી, કારણ કે ભણેલાગણેલા વિદ્યાર્થીઓ અભણ સ્ત્રીઓને છૂટાછેડા આપવા લાગ્યા હતા. આવું જ ચાલે તો સંસ્થાઓ બંધ કરી દઉં અને માત્ર કન્યાઓને ભણાવવાનું શરૂ કરું તેવો ભાએ આક્રોશ પણ વ્યક્ત કરેલો.

### ચેતનમાં પ્રગટ થયેલી જાહેરાત

શ્રીમતી શારદાબહેનના હાથ નીચે બે વર્ષ સુધી તાલીમ પામેલાં **નવનીતબહેન** કન્યાઓને રસોઈકળા, સીવણકળા તથા ગૃહવિજ્ઞાન શીખવે છે ને કન્યાઓ સાથે ચોવીસે કલાક રહી છાત્રાલયની સુંદર વ્યવસ્થા રાખે છે.

કન્યાદીઠ ભોજન ખર્ચ માત્ર રૂ. ૩ રાખ્યા છે. સાત્ત્વિક ખોરાક આપવામાં આવે છે ને સવારે તથા સાંજે નાસ્તો અપાય છે.

પથારી, થાળી, વાડકો, લોટો, પ્યાલો ને પુસ્તકોની સગવડ સંસ્થા તરફથી કરી આપવામાં આવે છે. કપડાં તથા બીજી વસ્તુઓ માટે રૂ. ૧૦ દશ અનામત તરીકે લેવામાં આવે છે. કન્યાને ઓછામાં ઓછાં બે વર્ષ સુધી વિદ્યાકુંજમાં રાખવી પડશે.

**વિવાહિત કન્યાને અહીંના અભ્યાસ દરમ્યાન પોંખી શકાશે નહિ.**

ટ્રેનિંગ કોલેજમાં સિનિયરના અભ્યાસ માટે જવાના હેતુથી ગુજરાતી ૫-૬-૭ વર્ગોનો અભ્યાસ કરવા તેમજ અંગ્રેજી અભ્યાસ કરવા ઇચ્છતી કન્યાઓને પણ દાખલ કરવામાં આવે છે.

**બાપુભાઈ વિઠ્ઠલદાસ ગામી** **પોપટલાલ ગુલાબદાસ પટેલ**
કડી મંત્રીઓ
તા. ૨૦-૪-'૩૪ કન્યા કેળવણીમંડળ-કડી

### સ્ત્રી અને કન્યાકેળવણી માટે બહેન પાર્વતીના ઉદ્‌ગારો
### (કન્યા કેળવણીમાં રસ લેનાર બંધુએ ધ્યાન દઈ વાંચવા વિનંતી છે.)

ત્રણ વર્ષ ઉપર કડીની બોર્ડિંગના એક મેળાવડા વખતે બહેન પાર્વતીએ ભાષણ દ્વારા સ્ત્રી અને કન્યાને કેળવણી આપવા, બોર્ડિંગ અને પાઠશાળા ખોલવા માટે પ્રાર્થના કરી હતી. આથી એકજ્ઞાતિ સેવકે દર મહિને રૂ. ૧૫) સ્કોલરશીપ તરીકે આપવા વચન આપ્યું. અને એક વર્ષના રૂ. ૧૮૦ કડી કડવા પાટીદાર વિદ્યોત્તેજક મંડળને મોકલી આપ્યા હતા.



સ્ત્રીઓને અને કન્યાઓને કેળવણી આપવા માટે બોર્ડિંગ અને પાઠશાળા સ્થાપવા માટે કેવા પ્રકારની યોજના ઘડવી તેના વિચારમાં કડી બોર્ડિંગના વ્યવસ્થાપકો રોકાઈ રહ્યા હતા. દરમ્યાન કડીના વિદ્યાર્થીઓ છઠ્ઠું ધોરણ પૂરું કરી અમદાવાદ ગયા. અમદાવાદમાં મહામંડળની બોર્ડિંગમાં સ્થાનનો અભાવ અને અમુક હદ સુધી વિદ્યાર્થીઓને દાખલ કરવાનો નિયમ હોવાથી ઘણા વિદ્યાર્થીઓ મૂંઝાયા. **કડીની બોર્ડિંગના સ્થાપક વયોવૃદ્ધ છગનલાલ પીતાંબરદાસે અમદાવાદના ગૃહસ્થોની સહાયથી ભાડાનું મકાન લઈ વિદ્યાર્થીઓને આશ્રય આપ્યો.**

અમદાવાદના ઉત્સાહી યુવકોના પ્રચારથી અને જમીન ખરીદવા માટે ગોઝારિયાના અમીન કુટુંબ તરફથી મોટી રકમનું દાન મળવાથી તેમજ મકાન બાંધવા માટે ફંડ એકઠું થવાથી, હાલ બોર્ડિંગ માટે મકાન બાંધવાની શરૂઆત થઈ છે. બહેન પાર્વતીની પ્રાર્થનાનું ફળ ઉપરના કારણથી તાત્કાલિક મળ્યું નહિ, પણ બહેન પાર્વતીની પ્રાર્થનાથી રૂ. ૧૮૦ની મદદ મળી હતી, તે બીજરૂપે હોવાથી તેનો ફણગો ફૂટી નીકળ્યો છે. હવે તો દાનરૂપી જળનું સિંચન કરી તે ફણગાને વૃક્ષ બનાવવું એ લક્ષ્મીપુત્રોના હાથમાં છે.

એક વિદ્યાર્થી અમદાવાદના વિદ્યાર્થીભવનમાં રહી કૉલેજમાં અભ્યાસ કરે છે. બોર્ડિંગ ફી, સ્કૂલ ફી, અને વિધવા માતાની પાલનપોષણ રૂપી સેવા, સ્વાશ્રયથી ટ્યૂશન મેળવી કરે છે. આ વિદ્યાર્થીનાં ધર્મપત્નીને ગત વર્ષે અમદાવાદ વનિતા વિશ્રામમાં આઠ રૂપિયાની સ્કોલરશીપ આપી દાખલ કર્યાં હતાં. તે પછી તે બહેન સુરતના વનિતા વિશ્રામમાં આ વર્ષથી દાખલ થયાં છે, અને આઠને બદલે પાંચ રૂપિયાની મદદ લે છે. આ બહેન પણ પોતાના પતિનું અનુકરણ કરી, સ્વાશ્રયથી પાંચ રૂપિયા ઉપરાંતનો ખર્ચ પ્રાપ્ત કરે છે. આ સ્કોલરશીપમાંથી રૂ. ૧૮૦ આપવામાં આવે છે.

બીજી એક બાળાને સુરતના વનિતા વિશ્રામમાં મફત દાખલ કરી છે. તેને પણ માસિક રૂ. ૨ કપડાં અને પુસ્તકો માટે રૂ. ૧૮૦માંથી મદદ આપવામાં આવે છે. આ બન્ને બહેનોનો વિદ્યાભ્યાસ પૂરો થતાં સુધીનો ખર્ચ રૂ. ૧૮૦ ની રકમ આપનાર જ્ઞાતિસેવકે આપવા વચન આપ્યું છે.

હાલમાં વિદ્યાભ્યાસ કરનાર વિદ્યાર્થીઓમાંથી કોઈ વિદ્યાર્થી પોતાની ધર્મપત્નીને વનિતા વિશ્રામમાં મૂકી વિદ્યાભ્યાસ કરાવવા ચાહતો હોય તો તેમણે કડી બોર્ડિંગના મંડળને અર્જ કરવી. એક બહેનને માસિક રૂપિયા આઠની સ્કોલરશીપ આપવા વચન મળ્યું છે. તેનો લાભ અર્જ કરનારને મળી શકશે.

આટલી પ્રસ્તાવના પછી બહેન પાર્વતીના ઉદ્‌ગારો કેવા છે તે જાણવાથી વાંચનાર બંધુઓને ઘણું જાણવાનું મળશે.

બહેન પાર્વતીએ જ્ઞાતિની બહેનોમાં બેસી સ્ત્રીઓના ધર્મ, જ્ઞાતિના કુધારા અને ખોટા વહેમો વગેરે વિષયો ચર્ચ્યા છે. ચેતન માસિકમાં લેખો આપ્યા છે અને સ્ત્રીકેળવણી તથા કન્યાકેળવણી વિષે મનન કર્યું છે. હાલમાં તે બહેને મારા ઉપર **તા. ૩-૮-'૩૨નો પત્ર લખી મને મળવા ઈચ્છા બતાવી. તે ઉપરથી હું વાનપ્રસ્થી છગનલાલ, ધનશા ભગત અને હું અમદાવાદ વિદ્યાર્થી ભવનમાં ગયા.** બહેન પાર્વતીએ પોતાના વિચારો નીચે પ્રમાણે જણાવ્યા.

''આપણી જ્ઞાતિમાં ઘણી અજ્ઞાનતા છે. જ્ઞાતિનો મોટો સમૂહ ખેડૂતોનો છે. ખેડૂતો અજ્ઞાનતાને લીધે કરજમાં ડૂબેલા છે, કરજદાર હોવાથી દીકરાઓને ભણાવી શકતા નથી. તો પછી દીકરીઓ કે દીકરાની વહુઓને ભણાવવાની આશા છે જ નહિ. બાળલગ્નના પ્રતાપે ગુણકર્મસ્વભાવનાં, રૂપરંગનાં, ઉંમરનાં અને શારીરિક કદનાં કજોડાં થતાં હતાં. તેમાં હાલમાં વિદ્યાનું કજોડું થવા લાગ્યું છે.''

''પુરુષ અને સ્ત્રી બન્ને ખેડૂતવર્ગમાં અજ્ઞાન હતાં, જેથી વિદ્યાનું કજોડું નહોતું, હાલમાં વિદ્યાનાં કજોડાં વધ્યાં છે. ગાડીનાં બે પૈડાં સરખાં ન હોય તો ગાડી સીધી ચાલે નહિ. માતા, પિતા, અને આચાર્ય આ ત્રણ વડે જ્ઞાનની પ્રાપ્તિ થાય છે, તેમાં માતાનું સ્થાન પ્રથમ છે.''

''અનેક વિધવા માતાઓએ કષ્ટ વેઠીને દીકરાદીકરીઓને ઉછેરી મોટાં કર્યાં છે; વિદ્યાભ્યાસ કરાવ્યો છે; પણ વિધુર પિતાઓએ તો બીજી સ્ત્રી કરી જૂની સ્ત્રીનાં બાળકોને રઝળતાં મૂક્યાં છે. આપણી કોમની અજ્ઞાન વિધવા માતાઓ, મહેનત-મજૂરી કરી બાળકોને ઉછેરી મોટાં કરે છે, પણ જ્ઞાનદાન આપી શકતી નથી, છતાં કદાચ કોઈ માતા, સ્વાર્થવશ થઈ દીકરાને ભણાવે છે, પણ દીકરીઓને તો નહીં જ.

''માતાઓ પોતાના સંતાનને ઉપદેશ - શિક્ષા આપી શકે છે, અને બાળકો ઉપર ઉપકાર કરી શકે છે. માતાઓનો બાળકો ઉપર ઘણો પ્રેમ હોય છે. જો માતાઓ ભણેલી અને જ્ઞાની હોય તો પોતાનાં બાળકોને ભણાવી જ્ઞાનવાન બનાવી શકે છે. શુકદેવજીને ગર્ભમાંથી જ્ઞાન મળ્યું. અભિમન્યુએ માતાના પેટમાં રહી છ કોઠાના યુદ્ધનું જ્ઞાન મેળવ્યું, ગોપીચંદજીને માતાએ હાલરડાં ગાઈ જ્ઞાનામૃત પાયું. સરજુગદાસજી તો આપણી જ્ઞાતિમાં મહાન સંત પુરુષ થયા. તેમને પણ બચપણથી માતાએ જ જ્ઞાનામૃત પાયું.''

''અમદાવાદમાં સ્ત્રીઓ અને બાળાઓ માટે બોર્ડિંગ (રસોડું) અને વિદ્યાલય ખોલવા; અન્ન, વસ્ત્ર અને વિદ્યાનું દાન (મફત) આપવા; અક્ષરજ્ઞાન સાથે ભરતકામ અને સીવણગૂંથણનું જ્ઞાન આપવા; ગૃહવ્યવસ્થા, રસોઈના જ્ઞાન સાથે બાળ-ઉછેર અને બાળકોના દરદોનું વૈદું શીખવવા; હું તન, મન અને યથાશક્તિ ધન આપી,



બપોરના બારથી ચાર વાગતા સુધી શાળામાં રહી જ્ઞાન આપીશ. **આ રીતે મને જ્ઞાતિની બહેનોની સેવા કરવા અભિલાષા થઈ છે. તો તે કાર્યમાં હું વયોવૃદ્ધ વડીલોની સહાયતા ઈચ્છું છું.''**

ઉપરની દલીલો અને છેવટની પ્રાર્થના સાંભળ્યા પછી, બીજે દિવસે બે વાગ્યા પછી પુરુષોત્તમદાસના ઘેર પ્રો. સ્વામીનારાયણ વગેરે આઠદસ ગૃહસ્થોની મીટિંગ મેળવી. મીટિંગ વખતે બહેન પાર્વતીની બાજુમાં ડૉ**. કે. બી. પટેલનાં વિદુષી પુત્રી બહેન ઋક્ષ્મણી બેઠાં હતાં. તેમણે પણ કન્યા વિદ્યાલયમાં ચાર કલાક પોતાના અમૂલ્ય જ્ઞાનનો લાભ આપી જ્ઞાતિની બહેનોની સેવા કરવા ઈચ્છા દર્શાવી.**

**જુદાજુદા વિચારોની આપ-લે થયા પછી નીચેનો ઠરાવ કરવામાં આવ્યો : ''બહેન પાર્વતી, બહેન ઋક્ષ્મણી, પ્રો. સ્વામીનારાયણ, વાનપ્રસ્થી છગનલાલ પીતાંબરદાસ અને હરજીવન ભગવાનદાસ એ પાંચે મળી હાલ પૂરતું ફંડ એકઠું કરવા પ્રયત્ન કરવો. કમ સે કમ એક વર્ષ અને ૧૦-૧૫ વિદ્યાર્થીઓ નભી શકે તેટલું ફંડ એકઠું થયા પછી બોર્ડિંગ અને શાળા ખોલવી.''**

**આ પછી વાનપ્રસ્થી છગનલાલ અને ધનશા ભગત કડી ગયા. તે પછી હું પણ હાલ કડીમાં આવી રહ્યો છું.** જ્યાં સુધી મોટું ફંડ એકઠું ન થાય ત્યાં સુધી વિદ્યાભ્યાસ કરવા ઈચ્છનાર બહેનોને નિરાશ કરવી નહિ. હાલ તુરત જે કોઈ દાનેશ્વરી ગૃહસ્થ તરફથી વાર્ષિક એકસો રૂપિયાની મદદ મળશે તેમના નામથી સ્કોલરશીપ આપી એક બહેનને અમદાવાદ કે સુરત વગેરે વનિતા વિશ્રામમાં મોકલવા પ્રબંધ થશે.

પોતાની જ્ઞાતિની બાળાઓને વિદ્યા, અન્ન અને વસ્ત્રનું દાન આપનારને દાનનું ફળ મળવાનું જ છે, કારણ કે આવા દાનથી પરમાર્થ અને સ્વાર્થ બન્ને સધાય છે.

આ સંબંધમાં પત્રવ્યવહાર નીચેના સરનામે કરવો.

(૧) કડવા પાટીદાર કેળવણી ઉત્તેજક મંડળ, કડી (ઉત્તર ગુજરાત) સ્ટેશનની સામે.

(૨) પ્રોફેસર સ્વામીનારાયણ; ઠે. કડવાપોળ, અમદાવાદ.

(૩) અ. સૌ. પાર્વતીબહેન પુરુષોત્તમદાસ બાવળાવાળા.
ડૉ. રામપ્રસાદના મેડા ઉપર, દરિયાપુર, અમદાવાદ.

**લે. હરજીવન ભગવાન**

કન્યા વિદ્યાકુંજ ઉદ્‌ઘાટન સમારંભમાં આચાર્ય શ્રી બાપુભાઈ ગામીએ સરસ્વતી પૂજન કરાવ્યું હતું અને શ્રીમતી શારદાબહેન મહેતાએ ઉદ્‌ઘાટન પ્રવચન કર્યું હતું.

## કન્યા વિદ્યાકુંજ : ઉદ્‌ઘાટન સમારંભ
## સરસ્વતીપૂજન

ॐ भद्रं कर्णेभिः श्रृणुयाम देवाः। भद्रं पश्येमाक्षभिर्यजत्राः॥ स्थिरैररङ्गैस्तुष्टुवांं सस्तनूभिव्यशेम देवहितं यदायुः ॥ स्वस्ति न इन्द्रो वृद्धश्रवाः। स्वस्ति नः पूषा विश्ववेदाः। स्वस्ति नस्ताक्ष्यों अरिष्टनेमिः। स्वस्ति नो बृहस्पतिर्दधातु ॥

ॐ शान्तिः शान्तिः शान्तिः ॥

હે માતા સરસ્વતી! હે પ્રકાશની દેવી, આ જ મંગળકારી પ્રભાતે ભેગાં મળેલાં તારાં બાળકોનું પૂજન સ્વીકારજે. હે માતા, આજદિન સુધી અજ્ઞાન અંધકારમાં અથડાતાં તારાં બાળકો સામું માતાની અમીભરી દૃષ્ટિથી જોજે. તારા જ પ્રકાશથી પ્રકાશતા અમારા હૃદયમંદિરમાં તારો હંમેશનો વાસ કરજે.

અમારી જગતજૂની અંધકારરાશિઓને જલાવી દેવા તારા મહાનલમાંથી એક ચિનગારી ફેંકવા આજે તને અમે વિનવી રહ્યાં છીએ. માતાના વાત્સલ્યપ્રેમથી આ તારાં ગભરું બાળકોને ખોળામાં લઈ તારા અમૃતમય પયઃપાનનો આસ્વાદ કરાવજે.

હે મહેશ્વરી! અમારી સ્વાર્થી, સાંકડી અને સંકુચિત દૃષ્ટિને વિશાળ બનાવજે. હેં સત્ય અને પ્રજ્ઞાની દેવી! - અમારાં દંભ, અભિમાન અને અજ્ઞાનનાં પડળ ખોલી, અમારા શુષ્ક અને તમોવ્યાપ્ત જીવનમાં મધુરી ઉષા પ્રગટાવજે. હે દયાની દેવી! અમારા દોષો અને અપૂર્ણતા ચોતરફ ક્ષમાદૃષ્ટિથી જોજે. જેવાં તેવાં પણ અમે તારાં જ બાળકો છીએ.

હે મહાકાલી! અમારા નિર્માલ્ય અને નિસ્તેજ જીવનમાં તારું જોમ - ઉત્સાહ તનમનથી ભરી દેજે. અમારી થીજી ગયેલી, ઠરી ગયેલી બુદ્ધિમાં તારાં પ્રચંડ પ્રકાશકિરણો ફેંકી તેને પુનઃ વહેવડાવજે. હે મા! અમે સ્મશાનની શાન્તિ નથી માગતા. અમે તો માગીએ છીએ જીવનનો તનમનાટ, ઉલ્લાસ અને આનંદ. અમારા ગંધાતા નિર્માલ્ય વિલાસને તારા ભભૂકતા નેત્રાગ્નિથી બાળી ભસ્મ કરજે. અમારી જડતા અને પાશવતાને નિર્મૂળ કરવામાં નિર્દય બનજે.

હે મા! તારું ભયાનક સ્વરૂપ પણ અમારું મંગળ કરનાર છે. અમારા સ્વાર્થ, કૂડ-કપટ, પ્રપંચની સડેલી જાળોને તોડીફોડી ફેંકી દેજે. અમારી છૂંદાતી - કચરાતી - કરમાતી શક્તિઓને નવપલ્લવિત કરજે. આજ સુધી તો અમે અમારી ખીલતી, પાંગરતી અને પામરતી શક્તિઓને છૂંદવામાં આનંદ માન્યો છે, તેમાં જ ડહાપણ જોયું છે, પણ મા! હવે અમને અમારી મૂર્ખાઈનું ભાન થાય છે. અમારા હાથમાં મૂકેલાં બાળકોની શક્તિઓને - વૃત્તિઓને અમે છૂંદીશું નહિ : તેને દબાઈ દઈશું નહિ પણ તેને ખેલાવી - ખીલવી તેમાંથી મહાશક્તિ - મહામાયા - સર્જી



જીવનઅંધકારનો નાશ કરીશું.

હે જગતજનની! અમારા અઘોર પાપનું શું પ્રાયશ્ચિત્ત હોઈ શકે! અમારી પામરતા, નિર્માલ્યતા અને જડતા અમારાં કર્મોનું જ ફળ છે. આજ સુધી અમે અમારી સ્ત્રીશક્તિને કચરવામાં જ ગુલતાન રહ્યાં છીએ, તેને કચરવામાં જ અમે અમારા શોખ, આનંદ અને બળની બડાઈ હાંકી છે અને એમ કરવામાં જ આજે અમે હતવીર્ય અને હડધૂત થઈ રહ્યા છીએ અને આખીયે દુનિયામાં અમે પામરોની પ્રજા ગણાયા છીએ. આજે આ કન્યાવિદ્યાકુંજ ખુલ્લું મૂકી અમે અમારા અઘોર અન્યાયો ધોવા પ્રયત્ન કરી રહ્યા છીએ.

હે મા! આ ભગીરથ કાર્યમાં તું અમને સહાય આપજે, અમારી સાથે રહેજે. હે મહાલક્ષ્મી! તારું ઉલ્લાસપૂર્ણ, પ્રફુલ્લિત અને મનોહર મુખ જોયા સિવાય અમને ચેન પડતું નથી. જીવનમાં ડગલે ને પગલે અમારાં જીવન કર્કશ અને વિસંવાદી બની રહ્યાં છે. તારી કળામય દૃષ્ટિ સિવાય અમે દિવાળીને બદલે હોળી કરી મૂકીએ છીએ. અમારી કઠોરતા, કળાશૂન્યતા અને તર્કબાજી જોઈ તું અમારાથી દૂરદૂર નાસે છે. અમારાં ઘોર અને કર્કશ અવાજો સાંભળી તું તારું દિવ્ય મધુરું સંગીત બંધ કરી દે છે, એમ ન કરતી મા. ગમે તેવાં પણ અમે તારાં જ બાળકો છીએ. લડતાંઝઘડતાં પણ અમે તારા જ ખોળાનો આશ્રય શોધતા આવીએ છીએ. તારું અમીભર્યું મુખ નિહાળતાં અમે અમારી બધીએ કડવાશ ભૂલી જઈએ છીએ.

હે મા સરસ્વતી! અમારા રેઢિયાળ જીવનમાં ચોકસાઈ અને ઝીણવટ ઉતારજે. હે ક્ષમાની મૂર્તિ, તારી ધીરજને હદ નથી. અમારા અનેક દોષો સુધારવા, અમારી અનેક ત્રુટીઓ પૂરી કરવા તું રાતદિવસ ખંતથી મંડી રહી છે. અમે કદાચ કંટાળીને તારાથી રિસાઈ જઈએ, પણ મા! તું તો અમને બિલાડીનાં બચ્ચાંની માફક મોંમાં પકડી સહીસલામત સ્થાને મૂકવા મથી રહી છે. એક હાથમાં વીણાવાદ્ય અને બીજા હાથમાં પુસ્તક લઈ તું અમારા ઉપર આનંદ અને ઉલ્લાસ સાથે જ્ઞાનપ્રકાશ ફેંકી રહી છે. તારા કરકમળમાં સદાય ફરતી માળા, અમોને શ્રદ્ધાભક્તિના પાઠ ભણાવી રહી છે.

હે માતા! તું અમારા ઉપર પ્રસન્ન થા. અમે તને નહિ ભૂલીએ. તું અમને ન ભૂલતી. હે દયાની દેવી! અમે જાણીએ છીએ કે તારું હૃદય એટલું બધું કોમળ અને દયાભીનું છે, કે, આ તારા નીચે પડતા-આખડતા બાળકનો હાથ ઝાલી ઉઠાડવા, તું તારું સ્વર્ગીય સ્થાન છોડી સરસ્વતી-ગંગારૂપે અમારાં મેલ અને ગંદકી ધોતી ધોતી અમારી વચ્ચે નિરંતર વહી રહી છે. હે મા! અમારા હૃદયમાં તેં આશાની ઉષા પ્રગટાવી છે. હવે અમને સત્યનાં સૂર્યનાં દર્શન કરાવી અમારાં જીવનને કૃતાર્થ કરજે. એ જ

અમારી અંતિમ અભિલાષા અને ઇચ્છા.

हिरण्यमयेन पात्रेण सत्यस्यापीहिंत मुखम्
तत् त्वं पूषन् अपावृणु सत्यधर्माय दृष्टये...
ॐ शान्तिः शान्तिः शान्तिः

ઈ. સ. ૧૯૩૪

## કન્યા - વિદ્યાકુંજના ઉદ્‌ઘાટન પ્રસંગે કરેલું ભાષણ

આજના આ શુભ પ્રસંગે 'કન્યા - વિદ્યાકુંજ'નું ઉદ્‌ઘાટન કરવાનું જે માન મને આપ્યું છે તેને માટે હું વ્યવસ્થાપકોનો ઉપકાર માનું છું. હું એને માત્ર માન નથી સમજતી પણ મારું કર્તવ્ય સમજું છું. મારી બહેનોને સારે રસ્તે દોરવા છેલ્લાં ૨૨-૨૩ વર્ષથી આછો પાતળો પ્રયત્ન કરતી આવી છું. તેની પૂર્ણાહુતિ આ કન્યાકુંજની સ્થાપનાથી થાય છે. મેં ખૂબ વિચાર કર્યો છે અને મને જણાયું છે કે માત્ર પુસ્તકોનાં પાનાઓની કેળવણી કન્યાઓ માટે પૂરતી નથી. એની સાથે જેમ આપણે છોકરાઓમાં સારા સંસ્કાર નાખીએ છીએ તેવી રીતે કન્યાઓમાં પણ નાખવાની જરૂર છે.

આપણું જીવન વાડીરૂપ ગણાય છે. તેમાં જે વૃક્ષ ઊગ્યું છે તેની બે ડાળી છે. એક છોકરાની અને બીજી છોકરીઓની. જે ડાળી ઉપરથી સારાં ફળ ઉત્પન્ન થાય તેમ છે તેને આપણે છેદી નાખી છે. એને પાણી પણ સિંચતા નથી. આજે આપણી આંખો ઊઘડી છે. પાણી રેડી આપણે તેને ફરી વિકસાવીએ.

મારી કેટલાય વર્ષની ઇચ્છા હતી કે ગૂજરાતમાં કન્યાઓ માટે એક સારું છાત્રાલય સ્થપાય. મેં કેટલાંક વર્ષો પહેલાં પ્રયત્નો કરેલા પણ ત્યારે જમાનો સાનુકૂળ ન હતો. આજે જમાનો સાનુકૂળ છે.

આજ સુધીની આપણી પ્રગતિમાં ભૂલ હતી. આપણી પ્રગતિ એક તરફી હતી. એટલે જગતમાં આપણી છાપ નહોતી પડતી અને આપણે જગતની પ્રજાઓમાં પછાતમાં પછાત રહ્યાં છીએ.

વીર વિઠ્ઠલભાઈ સ્વર્ગસ્થ થયા. તેમને નામે ચરોતરમાં એક સરસ છાત્રવિદ્યાલય ખોલવાનું નક્કી થયું છે તે તો હજી વિચાર જ છે અને મહેસાણાપ્રાન્તના ભાઈઓના પ્રયત્નોથી આ સંસ્થા આજે ઊઘડી જાય છે. મારા આશીર્વાદ છે કે આ સંસ્થા એક આદર્શ સંસ્થા થાય.

કન્યા છાત્રાલયનો અખતરો નવો જ છે. તેમાં ખૂબ સાવચેત અને જાગૃત રહેવાની જરૂર છે. જો કંઈ પણ ભૂલ્યાં તો જગત આપણને દોષ દેશે. માણસોને ટીકા કરવી સહેલી વાત છે. પણ કાર્ય કરવું એ જ અઘરું છે. આપણો પ્રયત્ન એવો સુસંગીન હોવો જોઈએ કે લોકો આંગળી પણ ચીંધી ન શકે. અહીંના વ્યવસ્થાપકોની



આખો ઉઘાડી છે. તેઓ જરૂર કંઈ પણ ભૂલ નહિ કરે. પણ આ પ્રયત્નમાં સમસ્ત પ્રજાનો સાથ જોઈશે. તેમનો સાથ નહિ હોય તો આપણું કામ પાર નહિ પડે. માત્ર પૈસાની મદદ આપવાથી કામ નહિ ચાલે. વિચારથી, કાર્યથી, પૈસાથી - એ ત્રણે વડે મદદ આપીશું તો જ પ્રયત્ન સફળ થશે.

છાત્રાલય શરૂ કરવું એટલે બહેનોની કેળવણીના પાયા નાખવા. છોકરાઓ છાત્રાલયોમાં આનંદથી રહે છે, અભ્યાસ કરે છે અને સંસ્કાર પામે છે, પણ ઘેર જુદું જ વાતાવરણ હોય છે. ત્યાં નથી રસ રહેતો, નથી આનંદ રહેતો, નથી ઉલ્લાસ રહેતો. જીવનમાં આપણે ઉલ્લાસ માગીએ છીએ. પણ તે ઉલ્લાસ આવે ક્યાંથી? સવારે ૪ વાગે ઊઠીને છાણપાણીથી શરૂઆત કરી રાતના ૧૦ વાગે પરાણે પગ વાળવાનો વખત મળે છે. ત્યાં પોતાનાં છોકરાંને સંસ્કાર આપવાનો વખત ક્યાં છે? સ્વચ્છતાના પાઠ ક્યારે શીખવે? નવરાવે ક્યારે? માથું ક્યારે ઓળે?

આપણે સ્ત્રીઓને કચરી નાખવામાં કંઈ મણા નથી રાખી. પછી સંસ્કારો અને સ્વચ્છતા કોણ આપે? ગામડામાં માથું ઓળી ચાંલ્લો કરી ફરે તો ટીકા થાય, નખરાં કહેવાય. આ ગામડાંની સ્થિતિ. જ્યાં રાત-દિવસ મજૂરી જ કરવાની છે ત્યાં સ્વચ્છતા અને સંસ્કાર માટે સમય ક્યાંથી મળે? ત્યાં તો સ્વચ્છતા અને સંસ્કારોની જરૂરિયાત છે તે પણ ન સ્વીકારાય.

સ્ત્રીઓ અને બાળકો કરતાં ઢોરઢાંખર અને ઝાડપાન સારી રીતે ઉછેરાય છે અને તેમાંય છોકરીઓ એટલે પૂરેપૂરી કમબખ્તી. સરસ્વતીને આપણે માતા તરીકે પૂજીએ. તેની પાસેથી સંસ્કાર અને વિદ્યા મેળવવાની આશા રાખીએ. સ્ત્રીને જગતની શક્તિ માનીએ છીએ જેમાંથી આપણે શક્તિ મેળવવા ઇચ્છીએ છીએ તેને માટે આપણે કંઈ કરીએ. આપણે આપણા પાપનું પ્રાયશ્ચિત્ત કરીએ.

નવો જમાનો આવ્યો છે. તેમાં છોકરીઓને ભણાવવી જોઈશે. પ્રભુ કૃપાથી આપણે આજે જાગ્યા છીએ. અહીં ભણતા વિદ્યાર્થીઓને હું કહીશ કે તમારે બધાએ તમારી બહેનોને લઈ આવવી. એક પણ બહેનને ઘેર રાખવી નહિ. તમારી સાથે તમારી બહેનોને લાવજો અને અહીં કલ્લોલ કરતાં અભ્યાસ કરજો. અને પછી એક દસકામાં જોઈ લેજો કે કેટલો ફેરફાર થઈ જાય છે. રશિયાની પાંચ વાર્ષિક યોજનાએ આખા રશિયાને બદલી નાંખ્યું છે. ત્યાંથી નિરક્ષરતા ટળી ગઈ છે.

આ જમાનો આનંદનો નથી, વિલાસનો નથી પણ આત્મભોગનો છે, કર્તવ્યનો છે. આજે યુવાનનું પહેલામાં પહેલું કર્તવ્ય નિરક્ષરતા અને અજ્ઞાન દેખાય ત્યાંથી દૂર કરવાનો છે. આટલા વર્ષથી ગુજરાત કેળવણીના ક્ષેત્રમાં કામ કરી રહ્યું છે પણ કેળવણીની સંસ્થાઓ માટે સ્ત્રીકાર્યકરો નથી મળતી. છોકરાઓને શિક્ષણ આપવા માટે

પણ સ્ત્રીઓ જ હોવી જોઈએ. સ્ત્રીઓ સ્નેહથી, દયાથી, કોમળતાથી શિક્ષણ અને સંસ્કાર આપી શકે છે.

પણ આજે તો કન્યાઓની સંસ્થાઓમાં પણ શિક્ષણ આપવા માટે સ્ત્રીઓ મળતી નથી. આ સંસ્થા કેળવણીનું કેન્દ્ર થાય. અહીં માત્ર ચોપડીઓનાં પાનાનું જ નહિ પણ ખરી દેશ સેવિકાઓ ઉત્પન્ન થાય તેવું શિક્ષણ અપાશે.

છોકરાઓ ભણશે તો પોતાની અને પોતાના કુટુમ્બની સેવા કરશે, પણ છોકરીઓ ભણશે તો આખી પ્રજાની અને દેશની સેવા કરશે. આજે તો મારે માટે ખરેખરો ગૌરવનો દિવસ છે. મારાં વર્ષોનાં સ્વપ્ના આજે સફળ થાય છે.

છાત્રાલય ઘણીવાર વીશીરૂપ થઈ જાય છે. પણ આપણે તો છાત્રાલય સાથે વિદ્યાલય પણ રાખ્યું છે. આપણી બાળાઓની કર્તવ્યબુદ્ધિ ખીલશે. કયે રસ્તે જવું તેનો બોધપાઠ અપાશે. જગતમાં જે રસ્તે જવાનું છે તેનો નિર્દેષ કરવામાં આવશે. આરોગ્ય, બાળઉછેર, ગૃહવિજ્ઞાન, સ્વચ્છતા વગેરે વિષયો શીખવવામાં આવશે.

આજે સ્ત્રીઓનું કર્તવ્ય માત્ર કુટુમ્બમાં પૂરું થતું નથી. એમને પુરુષો જોડે રહી જગતમાં ઘણું કામ કરવાનું છે.

પરમાત્મા પોતાનો વરદહસ્ત સદાને માટે આપણા ઉપર રાખે. શુભ હેતુ અને આત્મભોગથી આ સંસ્થા સ્થપાઈ છે તેને મારા આશીર્વાદ છે.

પરમાત્મા આપણા કાર્યને સફળ કરો.

**શારદાબહેન મહેતા**

## સર્વ વિદ્યાલયનું બારવાર્ષિક સંમેલન

કડી કડવા પાટીદાર કેળવણી ઉત્તેજક મંડળ તરફથી ચાલતા શ્રી સર્વ વિદ્યાલયનો બારવાર્ષિક ઉત્સવ ડિસેમ્બર ૧૬, ૧૭ના દિવસોએ રા. બા. ગોવિંદભાઈ હાથીભાઈ દેસાઈના પ્રમુખપદે ઉજવાયો હતો. આજ દિવસોમાં સંસ્થાના વિદ્યાર્થીઓનું સ્નેહસંમેલન પણ શ્રીયુત બલવંતરાય ઠાકોરના પ્રમુખપદે ઉજવાયું હતું.

બન્ને સમારંભના પ્રમુખ આપણી જ્ઞાતિના શુભેચ્છક અને હિચચિંતક મલ્યા હતા. રા. બ. ગોવિંદભાઈ સાહેબ જ્યારે કડી પ્રાંતના સૂબા હતા ત્યારે આપણી જ્ઞાતિ સુધારણા માટે તેઓએ ખાસ પ્રયત્નો કરેલા અને તેઓશ્રી આજ સુધી આપણી તરફ મમતાભરી લાગણી રાખી રહ્યા છે.

શ્રીયુત્ બલુભાઈ આ જ્ઞાતિ કે આ સંસ્થાના પ્રત્યક્ષ સંબંધમાં નથી આવ્યા, છતાં સંસ્થાના અને જ્ઞાતિના વિદ્યાર્થીઓ તરફનો તેમનો પક્ષપાત પ્રોપ્રાયટરી હાઈસ્કૂલમાં અભ્યાસ કરનારને અજાણ્યો નથી જ. તેઓ આપણા વિદ્યાર્થીઓને દરેક પ્રકારની મદદ આપે છે અને કેળવણીમાં આપણો માર્ગ સુગમ કરી આપી આપણા



વિદ્યાર્થીઓને આગળ ધપવામાં મદદ કરે છે.

આ ઉત્સવમાં ભાગ લેવા મહેસાણા પ્રાન્તના ગામડાંઓમાંથી તેમજ અમદાવાદ અને અન્ય શહેરોમાંથી ઘણા પાટીદાર ભાઈઓ આવ્યા હતા. જૂના વિદ્યાર્થીઓ અને અન્ય ભાઈઓ મળી હજાર ઉપરાંત માણસો આ શુભ પ્રસંગે ભેગા થયા હતા.

આ સમારંભને પ્રોત્સાહન આપવા અને સફળ કરવા ડૉ. સુમન્ત મહેતા, શેઠશ્રી દુર્ગાપ્રસાદ લશ્કરી, શ્રી અંબાલાલભાઈ તકતાવાળા, શ્રી પુરુષોત્તમદાસ લલ્લુભાઈ, 'ચેતન'ના તંત્રી શ્રી બબાભાઈ, શ્રી કાનજીભાઈ વકીલ, શ્રી અંબાલાલ વકીલ, ચતુરભાઈ વકીલ, શ્રી ગંગારામદાસ મુખી, શ્રી પ્રભુદાસભાઈ, રેલવે અધિકારીશ્રી દિક્ષિત સાહેબ, વિભાગ અધિકારી ઉમેદભાઈ સાહેબ વગેરે સદ્‌ગૃહસ્થોએ હાજરી આપી હતી.

બાર વર્ષે એક તપ પૂરું થાય. એ રીતે સંસ્થાનો આ તપ ઉત્સવ હતો. તપમાં અનેક જાતનાં વિઘ્નો આવે અને જાય. સંસ્થાએ પોતાના તપ દરમ્યાન ઘણી કડવી - મીઠી જોઈ છે અને તે બધાને વટાવી આજે તે આ સ્થાને પહોંચી છે. બાર વર્ષના સંસ્થાના કાર્યને અને તેણે સાધેલી પ્રગતિને પ્રત્યક્ષ જોવા સમાજને નોંતરવામાં આવ્યો હતો. જોનારાઓને આનંદ થયો હતો કે સંસ્થાએ પોતાનું પ્રથમ તપ નિશ્ચળતાથી પૂર્ણ કર્યું છે.

પ્રમુખની દરખાસ્ત મૂકતાં શ્રી રામચંદ્રભાઈએ સમસ્ત જ્ઞાતિસુધારણાની પ્રવૃત્તિની સુંદર સમીક્ષા કરી હતી. તેથી ના. પાટડી દરબાર સૂર્યમલસિંહજીની સેવાઓનો સભાને ખ્યાલ આવ્યો હતો. આપણી જ્ઞાતિના પ્રથમ સુધારક વીર યુવક સ્વ. પુરુષોત્તમદાસ અને આ સંસ્થાની સ્થાપનામાં પ્રાણ રેડનાર શ્રી નગીનભાઈ તથા શ્રી કુબેરભાઈની સેવાઓની અને જ્ઞાતિહિતની ધગશનો ખ્યાલ જે ઉત્સાહ અને શોકની લાગણી વચ્ચે આપ્યો હતો તે વિસરાય તેમ તો નથી જ. આવા આપણા આગેવાનોથી આજે આપણે ઊજળા છીએ અને તેવા જ જ્ઞાતિ હિતચિંતક આગેવાનોની આગેવાની નીચે આપણે વધારે ઊજળા બનીશું. જ્ઞાતિએ પોતાના સેવકોને ભૂલવા ન જોઈએ અને તેઓને અહીં ભૂલવામાં નહોતા આવ્યા. વીરપૂજા સમાજને આગળ ધપાવશે.

પ્રમુખની દરખાસ્તને ટેકો આપતાં **શ્રી છગનલાલ પીતાંબરદાસે રા. બ. ગોવિંદભાઈસાહેબના જીવનના કેટલાક પ્રસંગો કહી સંભળાવ્યા હતા.** શ્રી ધનશા ભગતે દરખાસ્તને વધુ ટેકો આપતાં રા. બ. ગોવિંદભાઈસાહેબનો મૌડાંનો રમણિય પ્રસંગ વર્ણવ્યો હતો. ત્યાર બાદ પ્રમુખશ્રીએ પોતાનું સ્થાન હર્ષનાદ અને તાલીઓના ગડગડાટ સાથે લીધું હતું અને પોતાનું અસરકારક ભાષણ વાંચવાનું શરૂ કર્યું હતું.

પ્રમુખશ્રીએ પોતાના ભાષણમાં સંસ્થાના આજ સુધીના કાર્યની સુંદર સમીક્ષા

કરી હતી. જ્ઞાતિ અને સુધારણા માટે ઉચ્ચ વિચારો રજૂ કર્યા હતા. તેઓશ્રીએ સંસ્થાના કાર્યની જેવી સમાલોચના કરી છે તેવી સમાલોચના મંત્રીઓ પણ ન કરી શક્યા હોત. જૂના રિપોર્ટો અન્ય ઉપર વિચાર કરી ભાષણ તૈયાર કરવામાં તેમણે જે શ્રમ લીધો હતો તે જ તેઓશ્રીનો સંસ્થા પ્રત્યેનો હાર્દિક પ્રેમ બતાવે છે. તેઓશ્રીના ભાષણના કેટલાક ફકરા અહીં ઉતારીશું.

એ મંડળે એક નાની શરૂઆત કરી ૧૩-૧૪ વર્ષ જેટલી ટૂંકી મુદતમાં કડીમાં આવેલા સર્વ વિદ્યાલયને જે આદર્શ સ્થિતિમાં લાવી મૂક્યું છે તે તરફ હું સાનંદાશ્ચર્યથી જોઉં છું. કોમની તથા એકંદર દેશની ઉન્નતિ ચાહનાર અને તેને માટે સેવાભાવ, અડગ નિશ્ચય અને ખંતથી પ્રયત્ન કરનાર કેવાં મોટાં કામ કરી શકે છે તેનો એક અનુપમ દાખલો ક. પા. કેળવણી ઉત્તેજક મંડળે જનતાને આપ્યો છે અને પોતાની કોમને જ નહિ, પણ બીજી કોમોને પણ કેળવણી લઈને પોતાનું જીવતર સફળ કરવાને સગવડ કરી આપી છે... અંગ્રેજી સિવાય સર્વ વિષયોનું જ્ઞાન માતૃભાષા દ્વારા અપાય છે; બૌદ્ધિક સાથે હુન્નર ઉદ્યોગનો યોગ્ય સમન્વય કરવામાં આ સંસ્થાની વિશિષ્ટતા સમાયેલી છે. સુથારી, વણાટ, સીવણ, મુદ્રકળા, ખેતી, બાગાયત ગૌશાળા વગેરે હુન્નર ઉદ્યોગનું સક્રિય જ્ઞાન બાળકોને આપવામાં આવે છે. તેમાં બાળકોને સાદો પણ પૌષ્ટિક શુદ્ધ અને સાત્ત્વિક ખોરાક આપવામાં આવે છે. **આપણે માથે જે કાંઈ દુઃખ છે તે માત્ર આપણા કઢંગા અને હાનિકારક રિવાજોનું છે. એ દુઃખનું પોટલું આપણે પોતે જ આપણે માથે મૂક્યું છે અને તે આપણે પોતે જ દૂર કરી શકીએ છીએ.** બાળલગ્ન ન કરતાં કન્યા ઓછામાં ઓછી ૧૪ વર્ષની અને છોકરો ઓછામાં ઓછો ૨૦) વર્ષનો થાય ત્યાં સુધી તેને કેળવણી આપવા સિવાય બીજો વિચાર ન કરવો જોઈએ. જે ધંધા અત્રે શીખવવામાં આવે છે તેમાંથી સુથારી કામ, લુહારી કામ વગેરે એવા છે કે તે સ્વતંત્ર ધંધા તરીકે કરી આજીવિકા ચલાવી શકાય. કાંતવાનું અને કાપડ વણવાનું કામ તે કરી પોતાના ઘર ઉપયોગને માટે પોતે બનાવેલી ખાદી તે વાપરી શકે અને કાપડ વેચાતું લેવાની જરૂર રહે નહિ. સદ્‌ભાગ્યે કેટલાક ખેડૂતો હવે મહાત્મા ગાંધીજીના બોધથી આ કામ કરવા લાગ્યા છે.

આપણો દેશ ગરીબ છે અને આપણી માણસ દીઠ સરેરાશ આવક બીજા દેશોના કરતાં ઘણી થોડી છે એ વાત ખરી છે. પણ ગરીબાઈને દૂર કરવાના ઉપાય લેવાને બદલે આપણે તેમાં વધારો થાય એવાં કામ કરીએ છીએ. કેટલીક વખત તો ગરીબાઈ યોગ્ય કામે પૈસા નહિ ખર્ચવાના બહાના તરીકે બતાવવામાં આવે છે. છોકરાને ભણાવવાની શિક્ષા આપવાના પ્રસંગે ગરીબાઈ બતાવવામાં આવે છે. પણ તેમને આવા પ્રસંગે જાણે લક્ષાધિપતિ હોય તેમ ઉડાવપણે ખર્ચ કરવામાં આવે છે. **માંદાં માબાપના**



**મંદવાડ પ્રસંગે વૈદકીય મદદ લઈ તેમની યોગ્ય સારવાર કરવામાં ગરીબાઈ નડે છે, પણ તેમના મુવા બાદ બારમાં વગેરેનાં ભારે ખર્ચ કરવામાં નડતી નથી.** સુધરેલા દેશોમાં ગરીબ ગણાતો કોઈ દેશ પોતાની પાસેના દ્રવ્યનો ખોટો ઉપયોગ કરવામાં પહેલો નંબર ભોગવતો હોય અને પોતાની ઉન્નતિ થાય એવા કામમાં તે વાપરવાને છેલ્લો નંબર ભોગવતો હોય તો તે આપણો દેશ છે અને તેથી તે કંગાળ પરાધીન અને પછાત રહેલો છે.

બીજા દેશોમાં દેવળ વગેરે ધાર્મિક સંસ્થામાં અપાયેલી રકમોનો ઉપયોગ કેળવણી, વૈદ્યકીય મદદ વગેરે જનસેવાના કામમાં વપરાય છે અને તેનો માત્ર થોડો ભાગ નિર્વાહ જેટલો ધર્મગુરુઓને મળે છે. પણ આપણા દેશમાં તો તેમને મળતી બધી રકમો જેનો સરવાળો કરોડોનો થાય છે તેનો ઉપયોગ તેમને પોતાને ઉડાવવાની મોજમઝાઓમાં થાય છે. એમ છતાં પણ આ ગરીબ ગણાતો દેશ અને સારા કામમાં દ્રવ્ય ખર્ચવાનો પ્રસંગ આવે ત્યારે ગરીબાઈનો સબબ બતાવનારા તેનો ધર્મઘેલા લોકો તેમને પોતાનું સર્વ ધન અર્પણ કરવાને પણ અચકાતા નથી.

વિદ્યામંદિરમાં ધંધાની કેળવણી માટે જે તજવીજ થઈ છે તે સારી છે. પણ હજુ તે માત્ર નાના પાયા ઉપર છે અને તેને વધારે ખીલવવાની જરૂર છે. મુદ્રણ અને વણાટ ખાતામાં કંઈ ખાસ વધારો ન કરે તો ચાલે, પણ સુથારી-લુહારી કામમાં તો એવો સુધારોવધારો થવો જોઈએ કે કામ શીખેલો વિદ્યાર્થી સ્વતંત્ર રીતે સુથાર કે લુહારકામ કરી શકે. સુધરેલી ઢબનાં ઓજાર વગેરે રાખી તેનો ઉપયોગ કરતાં પણ શીખવવું જોઈએ. ખેતીને અંગે પણ ઘણું કરવાનું બાકી રહેલું છે. ખેતીવાડીના કામમાં નિષ્ણાત થયેલા શિક્ષકો, ખેતીની જમીન, સુધરેલી ઢબનાં ઓજારો સંગ્રહસ્થાન વગેરેની સગવડ થયા વગર ખેતીનું યોગ્ય કડી કેળવણી મંડળ આ બધી જરૂરિયાતો સારી રીતે સમજે છે અને તેને નાણાંની મદદ મળે તો ધંધાના શિક્ષણકામ સારા અને સંતોષકારક પાયા ઉપર મૂકવાને ઇંતેજાર છે એમ જાણી મને સંતોષ થયો છે.

કન્યાઓને પોતાને ગામ પ્રાથમિક કેળવણી હોય તેમને ઉપયોગી શિક્ષણ આપવા માટે 'કન્યા સરસ્વતી મંદિર' જેવી સંસ્થા ઉઘાડવાનો વિચાર કડવા પાટીદાર કેળવણી મંડળના વ્યવસ્થાપક મંડળે કર્યો હતો તે પાર પડે એવી તજવીજ કરવાને હું ભલામણ કરું છું. જ્યાં સુધી એવી સંસ્થાઓ ઊઘડી કન્યાઓને કેળવણી આપવાની તજવીજ ન થાય ત્યાં સુધી માત્ર છોકરાઓને આપેલી ઊંચી કેળવણીની આપણા સંસારનું ગાડું એક પૈંડાના રથની પેઠે બરોબર ન ચાલી શકે એ ખુલ્લું જ છે.

સ્ત્રીઓને માટે ખાસ જરૂરની કેળવણી આપનારી, 'કન્યા સરસ્વતી મંદિર' જેવી સંસ્થા ઉઘાડવાને કડી કેળવણી મંડળ શક્તિમાન થયા વગર 'સર્વ વિદ્યાલય'નો પૂરેપૂરો

ઉદ્દેશ પાર પડવાનો નથી. તેટલા માટે આ પ્રસંગે આ વિષય ઉપર આપનું ધ્યાન તે તરફ ખાસ રીતે ખેંચવાની મને આવશ્યક્તા લાગી છે. આવી તજવીજ કરવાથી પાશ્ચાત્ય દેશો ઉન્નતિએ પહોંચ્યા છે, અને આપણે પણ જો તેવી ઉન્નતિ ચાહતા હોઈએ તો, આપણા દેશને અનુકૂળ એવી ઊંચા પ્રકારની સ્ત્રીકેળવણી આપણી કન્યાઓને મળે એવી તજવીજ કરવી જોઈએ.

આ સમારંભમાં કન્યાકેળવણી સંબંધી ઠીકઠીક ચર્ચા અને ઊહાપોહ થયો. કન્યાકેળવણી સંબંધીનો ઠરાવ મૂકતાં સૌ. પાર્વતીબહેન પુરુષોત્તમદાસે જણાવ્યું કે અત્યારે હાલ આપણે ઝાડને મૂળમાં પાણી પાવાને બદલે ડાળાં પાદડાંને પાઈ રહ્યાં છીએ. સમાજના મૂળરૂપ માતાઓને કેળવણી આપવાને બદલે છોકરાઓને કેળવણી આપી રહ્યા છીએ. ઠરાવને ટેકો આપતાં **આ સંસ્થાના પ્રાણરૂપ મુ. છગનભાએ કન્યાઓની અજ્ઞાન દશાને લીધે જન્મતી સામાજિક વિષમતા વિશે વિવેચન કર્યું. વિવેચન કરતાં કરતાં તેઓશ્રી લાગણીવશ થઈ ગયા હતા અને તેઓએ ગદ્‌ગદિત કંઠે સભાને કન્યાકેળવણી સંબંધી કંઈ પણ કરવા અપીલ કરી હતી. તેમની અપીલે સભાજનોને પણ લાગણીવશ કરી મૂક્યા હતા.**

કન્યાકેળવણીની જરૂરિયાત વિશેનો; અને તેને વ્યવહારિક સ્વરૂપ આપવા માટે કડીમાં 'કન્યાકેળવણી મંડળ' નામની સંસ્થાની સ્થાપના કરનારો; એમ બે ઠરાવો સભાએ પસાર કર્યા હતા.

માગણી કર્યા સિવાય સભામાંથી કન્યાકેળવણી મંડળ માટે નાની નાની રકમોનાં વચનો અપાવા લાગ્યાં હતાં. નાની - મોટી દોઢસો રકમો નોંધાઈ હતી જેનો સરવાળો રૂ. ૧૪૦૦ આશરે થાય છે.

સ્નેહસંમેલનના પ્રમુખ શ્રી બલુભાઈએ ટૂંકું પણ પ્રેરણાવંતું ભાષણ કર્યું હતું. તેમાંના કેટલાક ફકરાઓ તો ખાસ દૃષ્ટિ સમક્ષ રાખવા જેવા છે. સહશિક્ષણ માટે તેમણે કરેલી સૂચના યાદ રાખવા જેવી છે એટલે અહીં ટાંકીએ છીએ.

આ સંસ્થાનાં બાળકો કર્તવ્યવાન, નીડર અને સ્વતંત્ર નીપજશે. એ વિશે મને કાંઈ જ શંકા નથી અને મનુષ્યની કસોટી હું એ જ ધોરણે કરું છું. જે મનુષ્યમાં નીડરતા અને સ્વમાન સાથે સ્વતંત્રતાની ભાવના જાગૃત થઈ નથી તે માણસ ગમે તેટલો બુદ્ધિવાન હોય છતાં સમાજના વિશાળ સમુદાય માટે કાંઈ જ ઉપયોગી નથી. આપણે આજે એવા સંક્રાંતિકાળમાંથી પસાર થઈ રહ્યા છીએ કે જેમાં એ બે ગુણો જ આપણું ભાવિ પલટાવી શકશે. મારા વિદ્યાર્થીઓને હું હંમેશાં નીડર બનવાની જ તાલીમ આપતો આવ્યો છું, અને મેં જોયું છે કે તેઓ એ ગુણ કેળવવાને કારણે સમાજમાં હરકોઈની બરોબરી કરી શક્યા છે. મારા જેવો પાકી વયનો માણસ તમારા જેવડા ઉપયોગી જુવાન, મારા જેવો શહેરી તમારા જેવા સશક્ત ગ્રામવાસીઓને નીડરતા અને સ્વતંત્રતાની વાતો કહેવા બેસે એ ઊલટી ગંગા વહેવડાવ્યા જેવું છે, પરંતુ નીડરતા અને સ્વતંત્ર મનોવૃત્તિ એ જ આ યુગની હાકલ છે અને એ હાકલ તમારા કાન સુધી પહોંચાડવાની આજના પ્રસંગે મારી ફરજ છે. નીડર અને સ્વતંત્રતાપ્રિય વ્યક્તિ સ્વભાવિક રીતે જ ચારિત્ર્યશીલ હોય છે એવો મારો નમ્ર મત છે, કેમકે ચારિત્ર્ય-શીલ વિના મનુષ્ય નીડર બની શકતો નથી.



પ્રસંગ મળ્યો હોવાથી સંસ્થાના સૂત્રધારોને પણ એક સૂચના કરવા ઇચ્છા થઈ આવે છે. જે વસ્તુ હું કહેવા ઇચ્છું છું તે ટીકારૂપે નહિ જ, પણ સૂચનારૂપે લેવાશે એવી મને શ્રદ્ધા છે. આટલી મોટી છતાં આ સંસ્થામાં કન્યાકેળવણી માટે સગવડ નથી એ જોઈને મને ખેદ થાય છે. બંને અંગોની એકસરખી ગતિ વિના આપણી પ્રગતિ નથી. હવે એ વાત લગભગ કહેવત જેવી થઈ ગઈ છે.

પાટીદાર કોમમાં કન્યાકેળવણીની જેટલી મને અગત્ય લાગે છે તેથી વધુ બીજી કોમમાં તેની અગત્ય નથી એમ સહેજ પણ અતિશયોક્તિ વિના હું કહી શકું. સહશિક્ષણનો અખતરો નાના પાયા ઉપર હું અમારી શાળામાં કરી રહ્યો છું અને તેનાં પરિણામોથી મને સંતોષ છે. એ વસ્તુની ભલામણ આ સંસ્થાના સંચાલકોને કરવાની મારી ઇચ્છાને હું રોકી શકતો નથી. સ્ત્રીકેળવણીની વ્યવસ્થા વગર આ સંસ્થા સુંદર છતાં આજે અધૂરી છે.

સ્નેહસંમેલનનો સૌથી વધારે રસિક પ્રસંગ તો છેલ્લે દિવસે સાંજે વિદ્યાર્થીઓના અરસપરસ પરિચય માટે ગોઠવવામાં આવેલી સભાનો હતો. આ પ્રસંગની મીઠાશ દરેક વિદ્યાર્થીને લાંબા સમય સુધી યાદ રહેશે.

આ પ્રસંગ માટે સંસ્થાના વિદ્યાર્થીઓએ તૈયાર કરેલી ચીજોનું પ્રદર્શન ગોઠવવામાં આવ્યું હતું. સુથારી, વણાટ, સીવણ, ચિત્રકામ, કેટવર્ક, હસ્તલિખિત સામાયિકો વગેરેના સુંદર નમૂનાઓ કળાત્મક દૃષ્ટિથી ગોઠવવામાં આવ્યા હતા. શિક્ષણવિષયક સાહિત્યનો વિભાગ ખાસ મહેનત લઈને તૈયાર કરવામાં આવ્યો હતો. દેશ આપણી જ્ઞાતિ તથા આ સંસ્થા સંબંધી દીવાલચિત્રો તૈયાર કરવામાં આવ્યાં હતાં. કેટવર્ક અને કેનવાસ ઉપરનું ચિત્ર કામ ખૂબ પ્રશંસાને પામ્યું હતું.

બન્ને રાત્રે નાટ્ય, સંગીત વગેરેનો કાર્યક્રમ ગોઠવવામાં આવ્યો હતો. સંસ્થાના જૂના અને નવા વિદ્યાર્થીઓના સહકારથી સંગીતનો કાર્યક્રમ સુંદર થયો હતો. નાટ્યમાં સ્ત્રીપાત્રો તરીકે કામ કરનાર વિદ્યાર્થીભાઈઓ ખાસ પ્રશંસાને પામ્યા હતા. અને તેઓને એક રૌપ્ય ચંદ્રક અને રોકડ ઇનામો મળ્યાં હતાં.

સહમંત્રી શ્રી બાપુભાઈના નિવેદનમાંથી સંસ્થા અને જ્ઞાતિની પરિયોજના વિષે

ઘણું જાણવાનું મળે તેમ છે. જ્ઞાતિના ઠરાવોના વિષયમાં રસ લેતા સર્વને એ વાંચી જવા ભલામણ છે.

**तस्मै श्री गुरुवे नमः।**

**ડૉ. અનામી** (વડોદરા)

ઈ.સ. ૧૯૨૯થી ૧૯૩૪ સુધી હું સર્વ વિદ્યાલયનો વિદ્યાર્થી હતો. ઈ.સ. ૧૯૩૬-'૩૭માં એ જ માતૃસંસ્થામાં (Alma Mater) શિક્ષક પણ હતો. તે સમયના શિક્ષકગણમાં, 'યાત્રિક' અને 'પરિમલ'ના તખલ્લુસથી (Pennanne) કાવ્યો અને લેખો લખનાર થામણાના શ્રી ઉમેદભાઈ ૨. પટેલ પણ એક નિષ્ઠાવાન શિક્ષક હતા. અમારી હળવી ક્ષણોમાં અમોએ ગંભીર રીતે, તે સમયના સંસ્થાના કેટલાક મહારથીઓ સંબંધે કેટલાંક કાવ્યો(?)- ના, પદ્ય-જોડકણાં રચેલાં, શ્રી બાપુભાઈ, શ્રી પોપટભાઈ અને શ્રી છગનભાઈ એ ત્રિપુટીને ઉદ્દેશીને લખાયેલું જોડકણું આજે તેત્રીસ વર્ષે પણ મને યાદ છેઃ

'તમે રે સંસ્થાના થાંભલા, અમે નળિયાંની ધૂળ,
વાયરો વાશે ને ઉડી જશું, ઊંડા તમારાં મૂળ.
તમે રે... ...'

'તમે રે સંસ્થથના થાંભલા' અને 'ઊંડાં તમારાં મૂળ' આ બે ચરણો મને આજે પણ એટલાં જ સાચાં લાગે છે.

બ્રહ્મા-વિષ્ણુ-મહેશ આપણી દેવ-ત્રિપુટી. બીજા વિશ્વયુદ્ધ ટાણે-ચર્ચીલ, રૂઝવેલ્ટ, સ્ટેલીન-મિત્ર રાજ્યોની એ રાજપુરુષ ત્રિપુટી પ્રસિદ્ધ હતી. ૧૯૪૫માં હું વડોદરાની બી.ટી. કૉલેજમાં ભણતો ત્યારે સર્વશ્રી મેનન-મુખરજી-છત્રેની (Big Three) ત્રિપુટીએ વિદ્યાર્થી-આલમનું ધ્યાન ખેચેલું, કડી સર્વવિદ્યાલયમાં સર્વશ્રી બાપુભાઈ, પોપટભાઈ, છગનભાઈની ત્રિપુટી પણ વિદ્યાર્થી-સમાજમાં ઠીક ઠીક ધ્યાનપાત્ર બનેલી. આ ત્રિપુટીમાંના એક શ્રી બાપુભાઈ વિ. ગામી અમારા આચાર્ય હતા.

આમ તો આચાર્ય શબ્દ ખૂબ ગંભીર અર્થનો વાહક અને દ્યોતક છે.

आजिनोति हि शास्त्रार्थम् आचारे स्थापयति उत।
स्वयमाचरते यस्तु स आचार्यः प्रचक्षते।।

શ્રી ગામી સંસ્કૃત-અંગ્રેજી વિષયો લઈ ઓનર્સ ગ્રેજ્યુએટ થયેલા. વેદ-ઉપનિષદ-ગીતાનો તેમનો અભ્યાસ સારો હતો. પ્રસ્થાનત્રયી પર ભાષ્ય લખે એ આચાર્ય એ અર્થમાં આચાર્ય નહીં પણ વિવિધ શાસ્ત્રોમાંથી રહસ્યશોધન કરવું, જીવનવ્યવહારમાં વિવેકપૂર્વક એનો સમ્યક્ સમાસ કરવો અને મુખ્યતઃ, જીવનમાં એનું આચરણ કરવું - એ અર્થમાં શ્રી ગામી ખરેખર આચાર્ય હતા.



મહારાષ્ટ્રમાં નામદાર ગોખલે અને લોકમાન્ય તિલક જેવાઓએ ભારત સેવક સમાજ જેવી સેવાભાવી સંસ્થા સ્થાપેલી. સૂરત એજ્યુકેશન સોસાયટી જેવી સંસ્થથઓ સેવાભાવથી કેળવણીનું કામ કરતી હતી અને આજે ય કરે છે. ઉપર્યુક્ત સંસ્થાઓમાં આજીવન સેવકો-સેવાની ભાવનાથી કામ કરતા હતા. તેવી રીતે આ સંસ્થથના સ્વયંસેવક મંડળમાં આ ત્રિપુટી ઉચ્ચ સેવાભાવથી કામ કરતી હતી.

(૧)

શ્રીગામીની આર્થિક સ્થિતિ સારી નહોતી. પણ જીવનમાં તે કદાપિ અર્થ-દાસ નહોતા. એમના યોગે ગરીબાઈ પણ ગરીબ બનતી. સાદું જીવન સાદું જીવન અને ઉચ્ચ વિચાર (Simple living and High thinking) એ એમનું જીવન સૂત્ર હતું.

બુદ્ધનાં નયનોની કરુણાનો કેટલોક અંશ એમનાં નયનોમાં હતો. કોઈના પ્રત્યે પણ એમને અસદ્‌ભાવ હશે કે કેમ એજ મારે મન પ્રશ્ન છે. પ્રેયસ કરતાં શ્રેયસને વરેલો એમનો આત્મા હતો. સંસારની વ્યવહાર-પ્રાપ્ત અને શિક્ષણની પારમાર્થિક ફરજો એ નિષ્ઠા અને આનંદપૂર્વક બજાવતા હતા પણ એમની લગની દિવ્ય વસ્તુઓમાં નિરંતર લાગેલી રહેતી. એમણે સ્વીકારેલો વ્યવસાય આજીવિકા પ્રાપ્તિના સ્થૂળ સાધન કરતાં આત્માના શ્રેયનું સૂક્ષ્મ સાધન વિશેષતઃ હતું.

શિષ્યોનો ઉત્તરોત્તર વિકાસ એ જ એમનો પરમ ને સાત્ત્વિક આનંદ હતો. સંસ્કૃત કે અંગ્રેજી શિખવતાં એમને પણ આત્માભિવ્યક્તિો આનંદ આવતો. શિષ્યોને જોતાં જ એમને શિખવવાનો પાનો ચઢતો. કોઈ સામાન્ય વસ્તુ, અસામાન્ય અંશે, જડ વિદ્યાર્થીને સમજાય નહીં ત્યારે એમનો પિત્તો જતો અને માત્ર આટલું જ બોલતા, 'આમાં શાં મોટા વેદ ભણવાના છે તે સમજાતું નથી!'

ઉત્તમ મધ્ય અને કનિષ્ઠ વિદ્યાર્થીઓને ખ્લામાં રાખી પ્રત્યેક કક્ષાના વિદ્યાર્થીને કૈંક ને કૈંક મળી રહે એવી શિક્ષણવિતરણની એમની પદ્ધતિ હતી. વિદ્યાર્થીઓ અને શિક્ષકોની ગુપ્ત-સુપ્ત શક્તિઓની અભિવ્યક્તિ માટે તે સદાય જાગ્રત રહેતાં. સુંદરને ચાહવું, અસુન્દરને નીંદવું, સુષ્ઠુને ઉત્તેજવું, હૃદયને ઉપેક્ષવું - એવી સુરુચિની કેળવણી, એમનાં વૃત્તિ-વલણ-વર્તન-વાણી અને ઇંગિતમાંથી આપોઆપ મળી રહેતી.

એમના આચાર-વિચારમાં અદ્દ્ભુત એકતા હતી. એમની જ્ઞાન મર્યાદાઓને અતિક્રમવા એ નિત્યજાગ્રત રહેતા. એમને અને દંભને આડવેર હતું. પોતાથી કે અન્યથી કોઈને પણ થતા અન્યાય પ્રત્યે એમનો પુણ્યપ્રકોપ જાગી ઊઠતો. આત્માના વિકાસ સિવાય એમને કશામાં રસ કે મોહ નહોતો. મોટી રજાઓમાં તેઓ નિયમિત, મહર્ષિ અરવિંદના આશ્રમમાં રહેવા જતાં. યોગ્ય સાધનામાં આગળ વધેલા શ્રી

અંબુભાઈ પુરાણી શ્રી ગીરધરલાલ અને શ્રી પૂજાલાલ દલવાડી સાથે તેમને સારો સંબંધ હતો. ટૂંકા આયુષ્યની અવધોમાં પણ તેમણે પારમાર્થિક જીવનના સૂક્ષ્મ ને સાત્ત્વિક પાથેયની ઠીક ઠીક આરાધના સાધના કરેલી. આવા આત્માર્થી આચાર્ય પામવા બદલ આજે ય તે હું ગૌરવ અનુભવું છું.

આ પ્રખ્યાત શિક્ષક-ત્રિપુટીમાંના મારા બીજા ગુરુ તે લાડોલના રહીશ શ્રી છગનભાઈ કા. પટેલ, શ્રી છગનભાઈને પરોક્ષ રીતે તો હું ઈ.સ. ૧૯૨૯ પહેલાંથી ઓળખું. મારા કાકા શ્રી શંકરલાલ વર્ધમાનદાસ પટેલના એ મિત્ર. હજી એ બંને મિત્રોની સંયુક્ત છબી મારા સ્વર્ગસ્થ કાકાને ઘરે છે.

શ્રી ગામી કરતાં શ્રી છગનભાઈ સાથે કામ કરવાના પ્રસંગો મારે ઝાઝા પડેલા. ૧૯૩૪ સુધી કડીમાં એમનો વિદ્યાર્થી. ૧૯૩૬માં એમની સાથે કડીમાં શિક્ષક ૧૯૪૪માં હું એસ.એ. થયો અને સર્વ વિદ્યાલય કેળવણી મંડળે પીલવાઈની શેઠ જી.સી. હાઈસ્કૂલમાં મેટ્રીકના વર્ગો શરૂ કર્યા ત્યારે શ્રી છગનભાઈ તેના આચાર્ય અને હું સહશિક્ષક. મુંબઈ યુનિવર્સિટી સંચાલિત મેટ્રિકની પરીક્ષાની કામગીરીમાં પણ અમો સાથે જ. હાઈસ્કૂલના શિક્ષક કરતાં કોલેજમાં મારે લેક્ચરર કે. પ્રોફેસર તરીકે જવું જોઈએ એવી ઠેઠ ૧૯૪૪માં શુભેચ્છાપૂર્વક સભાનતા કેળવવામાં તેમનો પ્રધાન હિસ્સો હતો. આજથી પચ્ચીસ વર્ષ પહેલાં તેમણે અંગ્રેજીમાં આપેલું સુંદર પ્રમાણપત્ર હજી પણ મેં સંઘરી રાખ્યું છે.

શ્રી બાપુભાઈ જેમ સંસ્કૃત-અંગ્રેજીના સારા નિષ્ણાંત તેમજ શ્રી છગનભાઈ ગુજરાતી-હિન્દીના અમારા સમયમાં તો તેઓ અંગ્રેજી વ્યાકરણના 'ખાં' ગણાતા. એ જમાનામાં એવું એક પણ ઉપલબ્ધ અંગ્રેજી વ્યાકરણ નહીં હોય જેનો સઘન અભ્યાસ છગનભાઈએ ન કર્યો હોય! સો ટકા પૂર્વતૈયારી વિના એ વર્ગમાં પ્રવેશે જ નહીં, અને વર્ગમાં પ્રવેશ્યા પછી 'ચોક'નો ખાંડો કાઢી નાંખે. તાસ પૂરો થાય ત્યાં સુધી કૃષ્ણ ફલક પર બસ લખ્યે જ રાખે. પ્રમાણમાં સ્થૂળ શરીર પરસેવે રેબઝેબ થાય, 'ચોક'નાં લાખ્ખો શ્વેત પરમાણું પરસેવામાં ને વાતાવરણમાં ભળે પણ શિક્ષણ-વિતરણમાં તન્મય બનેલા શ્રી છગનભાઈ નિત્યની પ્રસન્ન મુખમુદ્રા ધારી દીધે રાખે.

'સમયનું લવ ભાન રહે નહીં
અવધિ અંકુશ સ્નેહ સહે નહીં'

આ બીજી પંક્તિમાં 'સ્નેહ'ને બદલે શિક્ષણ શબ્દ મૂકીએ તો શ્રી છગનભાઈની તન્મયતાનો સાચો ખ્યાલ આવે.

શ્રી બાપુભાઈ અને શ્રી છગનભાઈમાં લેખનશક્તિ સારી પણ બાપુભાઈ નાછૂટકે જ લખે જ્યારે છગનભાઈથી લખ્યા વિના ન રહેવાય. તે કાળે ચાલતાં અનેક



હસ્તલિખિત માસિકો આની ગવાહી પૂરશે. શ્રી છગનભાઈ તો અનેક ઇનામી હરિફાઈઓમાં ભાગ લેતા અને વિજયી પણ થતા. 'ગ્રામપુનર્ઘટના' નામે એમનો દીર્ઘ ઇનામી લેખ વડોદરા રાજ્ય તરફથી પુસ્તકરૂપે પ્રગટ પણ થયો છે.

શ્રી બાપુભાઈ, મુંબઈ યુનિવર્સિટીના ગ્રેજ્યુએટ જ્યારે શ્રી છગનભાઈ ગુજરાત વિદ્યાપીઠ સ્નાતક (ભાષા વિશારદ) બાપુભાઈની જેમ તેઓ પણ અવારનવાર મહર્ષિ અરવિંદના આશ્રમમાં પોંડિચેરી જતા. આમ, વિશ્વની તત્કાલીન (અને સાંપ્રત તેમજ ભાવિની પણ) બે મહાન વિભૂતિઓની પ્રત્યક્ષ પરોક્ષ અસર ને પ્રેરણા નીચે એમનું જીવન-ઘડતર થયું. કડીની સંસ્થામાં શરૂથી જ જે રાષ્ટ્રીયતાનો આવિર્ભાવ થયો તેમાં શ્રી છગનભાઈ અને શ્રી પોપટભાઈ જેવા ગાંધીજીની વિદ્યાપીઠમાં શિક્ષણ પામેલા સ્નાનતકોનો સક્રિય ફાળો પણ ખરો. ગાંધીજીની ૧૯૩૧-'૩૨ની રાષ્ટ્ર વ્યાપી અસહકારની ચળવળમાં ભાગ લેવા બદલ છગનભાઈએ જેલનિવાસ પણ સ્વીકારેલો.

શિક્ષકકાર્ય ઉપરાંત છગનભાઈને ઘણીવાર મુખ્ય ગૃહપતિ તરીકેની કામગીરી પણ બજાવવી પડતી. અમારા સમયમાં ભારે કડક સ્વભાવના ગૃહપતિ તરીકે એમની ગણના થતી. ગમે તે કાર્યમાં એમનો ઉત્સાહ મોળો પડતો નહીં. એ તો સદાય પ્રસન્ન, વિદ્યાર્થીઓ સાથે સંઘર્ષ થયો હોય, સહકાર્યકર્તાઓમાં મતભેદ પડ્યો હોય, કોઈ સાંસારિક ઉપાધિ આવી પડી હોય છતાં યે હરકોઈ પરિસ્થિતિમાં તે પ્રસન્ન ચિત્ત રહી શકતા... ને વ્યવહાર-પ્રાપ્ત કર્તવ્ય પૂર્ણ નિષ્ઠાથી બજાવતા. એમના આખાબોલા અને વક્રોકિત પ્રધાન સ્વભાવને કારણે વિદ્યાર્થીઓ મર્યાદામાં રહેતા-થોડાક ડરતા પણ ખરા.

બાપુભાઈ ને છગનભાઈ બંનેયના કવિહૃદય. બંનેય ભક્તિનમ્ર પણ ખરા. બંનેયમાં સાધના-આરત પણ વત્તા ઓછા પ્રમાણમાં. બાપુભાઈની આધ્યાત્મિકતા, સ્થિર ગતિએ વહેતી સરિતા જેવીજ્યારે છગનભાઈમાં સાગર જેવાં ભરતી-ઓટ આવ્યાં કરે. આશ્રમ-પ્રાર્થના સમયે ઉંડી ગંભીરતાથી प्रातः स्मरामि हृदि संस्फुरद् आत्म-तत्त्वम ગાતા-ગવડાવતા બાપુભાઈ અને દાસ કબીરનું, પૂરી તન્મયતાથી, 'ઝીની ઝીની બિની ચદરિયાં' ભજન ગાતા - ગવડાવતા છગનભાઈને આજેય જ્યારે યાદ કરું છું ત્યારે ખાસ્સો ચાર દાયકાનો કાળનો પડદો હટી જાય છે ને મને મારા એ પુરાણો દિવસો (પુરા+નવ) જૂના પણ નવીન સંદર્ભમાં તાજા ને જીવંત લાગે છે.

શ્રી છગનભાઈને ભારત સરકારે ઈ.સ. ૧૯૬૪માં આદર્શ શિક્ષક તરીકેનો એવોર્ડ આપ્યો, પણ ઠીક ઠીક મોડો, એમ મને અંગત રીતે લાગે છે. એમના જ પ્રિય ભક્ત કવિ કબીરની નીચેની ત્રણ પંક્તિઓમાં એમના જીવન-કાર્યનું સાચું પ્રતિબંધ પડેલું મને દેખાય છે.

'મન લાગો મેરો યાર ફકીરી મેં ।
જો સુખ પાયો રામ ભજનમેં
સો સુખ નાહિં અમીરીમેં॥

અહીં 'ફકીરી' અને 'ભજન' એટલે, કેવળ શિક્ષણને જ વરેલા આજીવન શિક્ષકની, વિનયન અને શિક્ષણ-ભક્તિની ફકીરી સમજી લેવાની.

(૩)

મારા ત્રીજા ગુરુ તે લાંઘણજના શ્રી પોપટલાલ ગુલાબદાસ પટેલ અમને એ ગણિત અને ભૂમિતિ શિખવતા. શ્રી છગનભાઈની માફક એય તે ગુજરાત વિદ્યાપીઠના સ્નાતક, પણ અર્થશાસ્ત્રના વિષયમાં હાઈસ્કૂલમાં શિખવાતા અન્ય વિષયોની તુલનાએ ગણિતશાસ્ત્રનો વિષય પ્રમાણમાં નીરસ અને શુષ્ક ગણાય છતાંય શ્રી પોપટભાઈ એમના વિષયને સરળ અને રસિક બનાવવા નિત્ય જાગ્રત રહેતા. સ્વભાવે એ અત્યંત અલ્પભાષી, મિતાભાષી પણ વર્ગમાં વિષયના અમૂર્ત વ્યર્થને (Concept) વિશદને સ્પષ્ટ કરવા ભાષાનો વધુમાં વધુ ઉપયોગ કરતા. ગણિતના વિષયમાં જે દૃષ્ટાંતો આપે તેમાં પણ વ્યવહાર-જીવનની એમની સુઝ અને શુદ્ધિ પ્રગટ થતાં વર્ગમાં એ મિનિટે મિનિટ જીવન્ત લાગતા. એમની તીક્ષ્ણ દૃષ્ટિ પ્રત્યેક વિદ્યાર્થીના પ્રતિભાવની (Rospronse) નોંધ લેતી. વ્યવહાર જીવનમાં સામાન્ય રીતે ગંભીર રહેતા ને લાગતા પોપટભાઈ, શિક્ષણ-વિતરની જીવન્ત ક્ષણોમાં પ્રસન્ન મુદ્રાવાળા લાગતા કોઈ પણ વિદ્યાર્થીની મૂંઝવણને તે આશ્ચર્યકારક રીતે સમયસર પકડી પાડતા અને એ મૂંઝવણ સો ટકા ટલે નહીં ત્યાં લગી અસામાન્ય ધીરજથી સમજાવ્યે જતા. છ વર્ષના મારા અભ્યાસકાળ દરમિયાન એમના સ્વસ્થ મિજાજની કમાન ક્યારેય છટકી હોય એ એનું મને સ્મરણ નથી. શિક્ષણકાર્ય કાજેની અનન્ય નિષ્ઠા અને વિદ્યાર્થીગણ માટેના નિવ્યાર્જ સ્નેહ સિવાય સ્વભાવની આ વિશિષ્ટતા સિદ્ધ કરી શકાય નહીં.

અમારા સમયમાં શ્રી પોપટભાઈની એક ધૂની શિક્ષક તરીકે ગણના થતી. એમના સહકાર્યકરો પણ કદાચ એમ જ માનતા હશે! એમની ધૂનમાં ડહાપણ નહોતું એમ નહીં કહી શકાય. એમની ધૂને કદાપિ સંસ્થાનું અહિત કર્યું હોય એમ હું માનતો નથી. આ ધૂન એ પણ ભાવનાની મસ્તીનું પરિણામ હતું. એમ મને સદાય લાગ્યું છે. સરહદના ગાંધી અબ્દુલગફારખાનના લાલ ખમીશવાળા (Red Shirts) સ્વયંસેવકોની ગુજરાત ખાતે જે સત્યાગ્રહી ટુકડીઓએ અનેકવિધ પ્રવૃત્તિઓ ઉપાડેલી. તેમાંની એક ટુકડીના નાયક તરીકે શ્રી પોપટભાઈએ પ્રશસ્ય કામગીરી બજાવેલી. એમની ટુકડીનો હું પણ એક અદનો સૈનિક હતો. દેત્રોજ, ભોયણી, વિરમગામ એ



અમારી કર્મભૂમિ હતી. વિરમગામમાંથી અમારી ધરપકડ થયેલી. પંદર-સત્તર દિવસની કાચી જેલમાં પણ એમણે જે શાંતિને તિતિક્ષાપૂર્વક અનેક વિધ ત્રાસ ને કષ્ટ સહન કરેલાં એનો હું સાક્ષી છું. એ પછી સાબરમતી જેલમાં પણ અમે સાથે હતા. બે-અઢી માસ પછી એમની વિસાપુર જેલમાં બદલી થયેલી એવું મારું સ્મરણ છે. આ જેલ-નિવાસ દરમિયાન એમણે ઠીકઠીક સહન કર્યું. જેલમુક્તિ પછી એમની ધૂની અને કર્મઠ પ્રકૃતિમાં 'કેથોલિસિટી' (Catholicity)ની માત્રા વદી એવું મારું નિરીક્ષણ અને અનુમાન છે. ગણિતશાસ્ત્ર અને અર્થશાસ્ત્રના અભ્યાસને પરિણામે એમનામાં વ્યવહારુ ચોકસાઈ, સાવધાનપણું અને ડહાપણના ગુણો પ્રમાણમાં વધુ વિકસેલા જેનો લાભ તેમને વ્યક્તિગત રીતે અને સામાન્ય રીતે સંસ્થાને પણ મળ્યો છે.

ગૃહપતિ તરીકે આશ્રમની સમૂહ પ્રાર્થનાઓમાં તે અચૂક હાજરી આપતા. રાગના ઘરમાં રહી તે ભજનો ગાતા. ગવડાવતા, 'રઘુવર! તુમકો મેરી લાજ,' મોસમ કૌન કુટિલ ખલ કામી,' 'પ્રભુ મેરે અવગુણ ચિત્ત ન ધરો.' 'સબસે ઊંચી પ્રેમ સગાઈ' 'મન લાગો મેરો યાર ફકીરીમેં,' 'ગુરુ બિન કૌન બતાવે બાટ?' ઠાકુર તુમ શરણાઈ આયા.' 'નામ જપન કયોં છોડ દિયા?' 'મારી તાડ તમારે હાથે હરિ સંભાળજો રે,' 'એક જ દે ચિનગારી,' વગેરે પદો-ભજનો તેઓ ભાવપૂર્વક લલકારતા. પ્રાર્થનાને અંતે ટૂંકું પ્રવચન કરતા. કવચિત્ પોતાના લગ્નજીવનમાં પાળવાના બ્રહ્મચર્યની જાહેર પ્રતિજ્ઞા લઈ વિદ્યાર્થીઓને અંતર્મુખ બનાવતા.

ઘણાને એમનો સ્વભાવ નાળિયેર જેવો રુક્ષ ને શુષ્ક લાગે પણ ઉપરનાં છોતરાં ને કાચલું દૂર કરતાં અંદરના ગર્ભનું કોપરું ને પાણીની મીઠાશ અનુભવવા મળે.

સંસ્થાની બર્હિરચનામાં અને અંતઃરચનામાં Spiritની બાબતમાં આ ત્રિપુટીએ-ગમે તેવા મતભેદ દૂર રાખી સંસ્થાના વિશાળ હિતમાં અનેક વર્ષો લગી એક મને કાર્ય કર્યું છે. એમના વિષયના સૌ નિષ્ણાતો હતાઃ પણ એ વિષય નૈપુણ્ય કરતાં પણ વ્યક્તિ અહમ્‌ને અને આરસ્પારિક પૂર્વગ્રહોને ગાળીઓગાળી ગૌણ બનાવી અનાસક્તિપૂર્વક લોકસંગ્રહની દૃષ્ટિએ એકનિષ્ઠાથી એમણે સંસ્થાની જે એકધારી સેવા બજાવી એ મારે મન આપણી મોંઘી મિરાત છે.

अकृत्वा परसन्तापम् अगत्वा खलनम्रताम्।
अनुत्सृज्य सतां मार्गम् यदल्पमपि तद् बहु।।

મારા આ ત્રણેય ગુરુઓનો આવો તંદુરસ્ત જીવન-આદિર હતો.

तस्मै श्री गुरुवे नमः।

છગનભાએ કંડારેલી કેડી પર સંસ્થા અવિરતપણે વિકાસ કરતી રહી. ૧૯૪૦-'૪૧માં તો આશ્રમમાં ૨૧૨ વિદ્યાર્થીઓની સંખ્યા થઈ ગઈ. વાર્ષિક અહેવાલોમાં

સંસ્થાની સમીક્ષાઓ થતી રહેતી. દવાખાનાની સુવિધા પણ ઉપલબ્ધ હતી. ડૉ. માણેકલાલ આશ્રમને મફત સેવા આપતા; સંસ્થાને આર્થિક મદદ પણ કરતા.

છગનભાનો જીવનસંગ્રામ - ઇતિહાસ તપાસીએ તો અણનમ યોદ્ધા તરીકે તેમને આલેખી શકાય. છગનભાનું વ્યક્તિત્વ વિરલ હતું. તેમની પ્રતિભા ઔલોકિક હતી. સમાજના વિનાશકારક કુરિવાજો સામે, સમાજના અંધકારને ઉલેચવા માટે, કેળવણીની મીણબત્તી સળગાવી અને પોતે ધૂપસળી બની સમાજને સમર્પિત થયા. અજ્ઞાન સમાજને સરસ્વતીના ચરણોમાં ઢાળી દીધો. આખા ઉત્તર ગુજરાતમાં જ નહિ, ગુજરાતના અન્ય ભાગોમાં પણ જ્યોત પ્રગટાવી.

છગનભાએ તા. ૨૨-૧૧-'૪૦ના રોજ અમદાવાદમાં દીકરાના મકાનમાં કર્તવ્યનો આનંદ માણતાં માણતાં ૭૮મા વર્ષે પ્રાણત્યાગ કર્યો. આ વેદાંતી મહારથી મહાપુરુષે **'મૃત્યુ મરી ગયું રે લોલ!'** સાર્થક કર્યું. તેમના અવસાનની છેલ્લી ઘડીનું વર્ણન તેમના પૌત્ર બંસીલાલ જે. પટેલે સુંદર રીતે આલેખ્યું છે.

''એક સાંજ હતી. લગભગ છનો સુમાર હશે. અમારા અમદાવાદના મકાનમાં રસોડા જોડે પાટલા ઉપર તે વિશાળ ભાલથી ચકચકિત કાન્તિમાં શોભતી વ્યક્તિ બેઠી હતી. તેમના મુખનો પ્રકાશ ઓછો ન થાય કે પછી તે મુખનું છેલ્લું દર્શન કરવા આકાશમાં સંધ્યારાણી રૂપાળો શણગાર કરીને, કેસરી સાડીમાં શોભતી, ભાને નીરખી રહી હતી. મારી બા પાસે અડદની દાળ ને બાજરીનો રોટલો કરાવ્યો. આખી જિંદગીમાં જાણે આ પ્રથમ વખતે જ નિરાંતે જમતા ન હોય તેમ, પ્રસન્નચિત્ત અને આછા સ્મિતે ભોજન કરી રહ્યા હતા.

તેઓ આજે આટલા બધા આનંદમાં કેમ વિરમી રહ્યા હતા? શું કર્તવ્યઆનંદ આટલો બધો ઉચ્ચ છે? જેમ એક અજાણી દુનિયાનો મુસાફર, લાંબી મુસાફરી કરીને પોતાના ઇચ્છનીય ધ્યેયની પ્રાપ્તિ કરે, ભલે તે ધ્યેયની પ્રાપ્તિ કરતાં પહેલાં પંથે અસંખ્ય કાંટા આવ્યા હોય પણ તે બધા જ કાંટામાંથી જેટલા વીણીને દૂર થાય તેટલા દૂર કરે અને બાકી નગ્ન, પણ ચંચળ પગમાં ભોંકાવા દે અને દુઃખની લહેરોમાં નાચતો જ્યારે પોતે કલ્પેલ વસ્તુને પ્રાપ્ત કરે ત્યારે તે મુસાફરને - તે સાધકને - કેટલો બધો આનંદ થાય! શું તે આનંદ વર્ણવી શકાય? દુનિયામાં આ કર્તવ્યપૂર્ણ આનંદ એવો છે કે તેના માટે - તે નિઃશબ્દ આનંદને સ્વરૂપ આપવા - શબ્દ, પીંછી કે પછી સ્વર પણ અસમર્થ છે. શ્રુતિ સુધ્ધાં તે આનંદનું વર્ણન કરતાં, 'નેતિ નેતિ' કરીને જ અટકી જાય છે.

ભોજન પતાવ્યા બાદ મારા બાપુજી પાસે ખાટલો પથરાવ્યો અને તેમાં તેમણે પોતાની સ્થૂલ, વર્ષોથી થાકેલી કાયાને આરામ આપવા સુવાડી. ઓશીકાના એક



તરફના છેડે મારા બાપુજી બેઠા ને બીજી તરફ પોપટભાઈ - ભાના શિષ્ય કહું તો પણ ચાલે - તે બેઠા. તેમની સાથે લગભગ રાતના બાર વાગ્યા સુધી વેદાંત તેમ જ અન્ય વિષયોની ચર્ચા કરી. રાતના એકના સુમારે તેઓ બોલી ઊઠ્યા : 'ઓ! કોઈ દિવસ નહિ ને આજે પગ કેમ દુઃખે છે?' આટલું વાક્ય બોલતાં પણ ક્યાંય દુઃખની ઝાંખી નહિ. જાણે પગને તો દુઃખવાનો સ્વભાવ જ ન હોય! તેમ તેના તરફ જરાયે લક્ષ ન આપ્યું. મારા બાપુજીએ મારા મોટા ભાઈને જગાડ્યા. તેમણે ઊઠીને પગ દબાવવા શરૂ કર્યા. 'અલ્યા ગોપાળ, તું તો મારા પગ દબાવે છે કે તારા?' પ્રશાંત ચિત્તે હસતાં હસતાં અમારી જોડે રહેતા ગોપાળભાઈને કહ્યું. આખી રાત્રિ હસતાં હસતાં અને અનુપમ આનંદમાં વિહરતા જ વિવિધ વાતોની પાંખોથી ઉડ્ડયન કરતાં પસાર કરી.

ઉષારાણી પૂર્વમાં નવો પ્રકાશ લઈને આ થાકેલા યોદ્ધાને શાંતિ આપવા આવી. સવારમાં શીતળ પવનની લહેરો શરૂ થઈ. સૂર્યનારાયણ હજી પોતાના સુવર્ણ પલંગમાંથી અડધું મુખ કાઢીને જ થોભ્યા હતા. તેઓ કોઈની વાટ જોતા હતા. 'ઘડિયાળમાં કેટલા વાગ્યા?' તે થાકેલા શાંત યોદ્ધાએ મારા પિતાજીને પૂછ્યું. તે જ વખતે અમારા જાપાનીઝ ઘડિયાળે સાડા છ નો શાંત ધ્વનિ કર્યો. થાકેલ પ્રશાંત યોદ્ધો જરા હસ્યો અને હાસ્યની લહેરોમાંથી જ પેલી શીતળ લહેરો પર સવાર થઈને, ઉષારાણીને હસાવતો અનુપમ પંથે ચાલ્યો ગયો. જીવનભર થાકેલો યોદ્ધો પોતાનું કર્તવ્ય પૂર્ણ કરીને અગમ્ય દિશામાં અદશ્ય થઈ ગયો અને પાછળ મૂકતા ગયા એક જીવંત સ્મૃતિ.''

મહાન સુધારક નર્મદને અંજલિ આપતાં શ્રી વિશ્વનાથે લખ્યું છે તે જ ઉક્તિ 'ભા'ને માટે સ્મરણાંજલિરૂપે એટલી જ યોગ્ય લાગે છેઃ

**શું શું સંભારું ને શી શી પૂજું પુણ્ય વિભૂતિઓ?**
**પુણાત્માનાં ઊંડાણો તો આભ જેવાં અગાધ છે?**

*

## મુલાકાતીઓના અભિપ્રાયો
## વિદ્યાલય તથા આશ્રમની લીધેલી મુલાકાતો

જત આજરોજ આ સંસ્થાની - બોર્ડિંગની વિઝિટ લીધી, તે જોતાં સંસ્થા પાસે જે કેપિટલ છે તેના પ્રમાણમાં બાળકોની સારી વ્યવસ્થા રાખવામાં આવે છે. કાર્યકર્તાઓનો ખંત સારો છે અને માસ્તરો પોતાના નિર્વાહ પૂરતો જ પગાર લઈ સારો ભોગ આપે છે. તો દરેક જ્ઞાતિબંધુઓની ફરજ છે કે પોતાનાં બાળકો માટે જે કાંઈ યથાશક્તિ બની શકે તે મદદ કરવી જ જોઈએ અને કરશે એ આશા રાખું

છું. આ સંસ્થાનું ભવિષ્ય ઘણું જ સારું દેખાય છે.

તારીખ ૨૯-૮-'૨૩ લિ. **ચંદુલાલ મણિલાલ દેશાઈ**

• • •

(અંગ્રેજી ઉપરથી તરજુમો)

શ્રી પોપટલાલ ગુલાબદાસ અને અન્ય આજીવન સ્વયંસેવકોના આગ્રહથી મેં આ સંસ્થાની આજરોજ મુલાકાત લીધી. વિદ્યાલય અને આશ્રમને માટે મકાનની વ્યવસ્થા ઠીક છે અને હાલની જરૂરિયાતોને પહોંચી વળે તેમ છે. સંસ્થા જેમ જેમ વધારે લોકપ્રિય અને જાણીતી થશે, તેમ તેમ મકાનની સગવડ વધારી શકાશે એવી તેના ચાલકોને આશા રહે છે. ટૂંક સમયમાં સંસ્થાએ જે પ્રગતિ કરી છે તે ખરેખર પ્રશંસનીય છે અને ભવિષ્યને માટે સારી આશા બતાવે છે. આ સંસ્થા માટે સંચાલકોની ઉચ્ચાભિલાષાઓ તદ્દન વ્યવહારુ છે અને આ પ્રમાણે તેમનો ઉત્સાહ ચાલુ રહે તો થોડા જ વર્ષમાં આ સંસ્થા નમૂનેદાર થઈ પડે. આ સંસ્થા જોઈ મને ઘણો જ આનંદ થયો છે અને સંચાલકો સાથેની વાતચીત ઉપરથી હું આશા બાંધું છું કે આ સંસ્થા એક વ્યવહારુ અને નમૂનેદાર નીવડે અને અન્ય કોમોને દૃષ્ટાંત રૂપ થઈ પડે.

૨૦ માર્ચ, ૧૯૨૪ **એ. એન. દાતાર,** સરસૂબા, બરોડાસ્ટેટ.

• • •

મહાભારત અને રામાયણના અભ્યાસ માટે પ્રયત્ન થાય અને તેને સુમાર્ગે ખીલવવામાં આવે એ ઈષ્ટ છે. ગુજરાતમાં સ્વતંત્ર વિચારોને પોષવા માટે એક વિવાદક સંસ્થાની જરૂર છે. કેળવણીના વિષયો ઉપર કેટલાક શિક્ષકોના અભિપ્રાયથી મને સંતોષ થયો. આવી સંસ્થા પ્રજાએ નિભાવવી જોઈએ.

કડી, ૧૦ જૂન, ૧૯૨૪ **પંડિત શંકરપ્રસાદ**

પ્રોપ્રાયટર, સીટી હાઈસ્કૂલ, - અમદાવાદ

• • •

કાલે સાંજે આ સંસ્થાની અચાનક ભેટ લીધી. હાલના સમયને યોગ્ય એવું સામાન્ય શિક્ષણ તેમજ તેની સાથે ઔદ્યોગિક શિક્ષણ પણ આપવાનો ચાલકોનો વિચાર છે. જ્ઞાન સાથે શરીર બળ વધે એવી યોજના પણ કરવાનો તેમનો ઉદ્દેશ છે તે ફળીભૂત થશે એવી આશા છે. ગુજરાતમાં વ્યાયામ મંદિરો ખોલવાની જરૂર છે તે પ્રમાણે આ સંસ્થામાં એક શાખા (કસરતખાતાની) ખોલવામાં આવી છે એમ જાણવામાં આવે છે. આ શાખાનો લાભ વિદ્યાર્થીઓ વિશેષ લે એવી દેખરેખ ચાલકો રાખશે તો સારું થશે. દ્રવ્યનિધિની ખોટ આ ન્યાતના લોકો પડવા દેશે નહિ એમ હું ધારું છું.

તા. ૨૦ જૂન, ૧૯૨૪ **મં. ક. નાડકર્ણી,** સુબા, કડીપ્રાંત

• • •



(અંગ્રેજી ઉપરથી તરજુમો)

આ સંસ્થાની મુલાકાત લેતાં અતિ આનંદ થયો. વિદ્યાર્થીઓ આબેહૂબ પ્રવાસીનું (સ્કાઉટનું) જીવન ગાળે છે. અહીંના કાર્યનું દરેક અંગ સ્વાશ્રયની ભાવનાને પોષે છે અને નૈસર્ગિક ભ્રાતૃભાવ ઉત્પન્ન કરે છે. સંસ્થાની નિયમિત પ્રવાસની યોજના જોઈ હું ખુશી થયો છું. આને લઈ વિશાળ ઉપયોગિતા માટે વિદ્યાર્થીઓનું સંગઠન બને છે અને નાગરિકતાની ભાવના ખીલવવાને પૂરતો અવકાશ મળે છે. સાદા અને કરકસરિયા જીવન સાથે આ સંગઠિત સ્કાઉટિંગ, નાગરિકતાની ભાવનાને પોષવા કેળવણીને બળ આપશે એવી હું આશા રાખી રહ્યો છું. ભય વિના ફક્ત પ્રેમથી જ શાળાની સુવ્યવસ્થા જાળવવા માટે શ્રી. પો. ગુ. પટેલને હું અભિનંદન આપું છું.

તા. ૨૮-૧૧-'૨૪. **સ્કાઉટ કમિશનર**

• • •

(અંગ્રેજી ઉપરથી તરજુમો)

આ સંસ્થાની ફરી એકવાર મુલાકાત લેતાં અને તેની પ્રગતિ જોતાં મને આનંદ થયો. આ સંસ્થા જોતાં જે પાટીદાર કોમ આવા નિઃસ્વાર્થ કાર્યકર્તાઓ પેદા કરે છે તેને ધન્યવાદ આપવો યોગ્ય લાગે છે. આવી સંસ્થા ઉત્તેજનને પાત્ર છે.

૨૦ ફેબ્રુઆરી, ૧૯૨૫ **એ.એન. દાતાર,** સરસૂબા. બરોડા સ્ટેટ

• • •

નેકનામદાર દીવાન સાહેબે ઉપર જણાવેલા અભિપ્રાયની સાથે સર્વાંશે મળતો છું. આ સંસ્થા ઘણું ઉપયોગી કામ કરી રહી છે તે મારી જાણ બહાર નથી. એના વ્યવસ્થાપકોનો સ્તુત્ય પ્રયાસ, ઈશ્વર કૃપાએ યશસ્વી અને સફળ થયેલો જોઈ હું બહુ જ પ્રસન્ન થઈશ.

**નંદનાથ કે. દીક્ષિત**

વિદ્યાધિકારી, વડોદરારાજ્ય

• • •

કડી કડવા પાટીદાર કેળવણી ઉત્તેજક મંડળના અંગે ચાલતી શાળાની તથા બોર્ડિંગની મુલાકાત લીધી. શાળા જો કે બંધ હતી, તોપણ બાળકોની ચાલચલગત, તેમની રહેણીકરણી વખાણવાલાયક છે. શિક્ષકો ઘણા સારા છે. ધ્યેય ઘણું ઉચ્ચ છે. થોડા વખત પછી આદર્શરૂપ થાય તેમ લાગે છે. વિદ્યાર્થીઓને રહેવાને મકાનનો ઘણો સંકોચ છે, છતાં શાળા તે જ મકાનમાં બેસે છે. શાળાને માટે જુદા મકાનની જરૂર છે.

તારીખ ૫ એલિપ્ર, ૧૯૨૫ **ભીખાભાઈ લલ્લુભાઈ**

સભાસદ, કડીપ્રાંત પંચાયત

• • •

નેકનામદાર દીવાનસાહેબે આ સંસ્થાની તા. ૨૬-૨-'૨૫ને રોજ મુલાકાત લીધી હતી તે પ્રસંગે તેમણે જે ઉદ્ગારો કાઢ્યા હતા તે નીચે પ્રમાણે છે :

''શ્રીમંત મહારાજાસાહેબનો ઉદ્દેશ પ્રજાને સુખી કરવાનો છે. અમરેલીમાં ખેતીવાડી સુધરે એ હેતુથી વર્ગો તથા ફાર્મો ઉઘાડવામાં આવ્યાં હતાં. તે પ્રસંગે મને પણ કેટલોક પ્રયત્ન કરવાની તક મળેલી, પણ પ્રજાએ તેનો લાભ ઉઠાવ્યો નહોતો. આ સંસ્થા જોઈ મને આનંદ થાય છે કે છેવટે શ્રીમંત મહારાજાસાહેબના પ્રયત્નોનો લાભ લેવાશે એમ ખાતરી થાય છે. શ્રીમંત મહારાજાસાહેબનો ઉદ્દેશ ખેડૂતપ્રજાનો ઉદ્ધાર કરવાનો છે. તો પછી રાજ્યના અમલદારોની તો ફરજ છે કે તે ઉદ્દેશને બર લાવવા પોતાનો બધો પ્રયાસ અજમાવવો.'' **સર મનુભાઈ નંદશંકર મહેતા**

આ ઉપરાંત જે સદ્ગૃહસ્થોએ સંસ્થાની મુલાકાત લીધી હતી તેમનાં નામો નીચે પ્રમાણે છે.

૧. મે. રા. રા. કડીપ્રાંત એજ્યુકેશન ઈન્સ્પેક્ટર સાહેબ — પાટણ
૨. દરબારશ્રી લાલસિંહજી રાયસિંહજી — વીરમગામ
૩. મે. રા. રા. વણાટખાતાના અધિકારીસાહેબ, વડોદરારાજ્ય — વડોદરા
૪. દરબારશ્રી ગોપાળદાસ અંબાઈદાસ
૫. સ્વામીશ્રી કાંતોર્તિક — મુંબઈ
૬. મે. રા. રા. આસિસ્ટન્ટ ક્યુરેટર ઓફ સ્ટેટ લાઈબ્રેરીઝ, વડોદરારાજ્ય — વડોદરા
૭. મે. રા. રા. પોલીસ કમિશનરસાહેબ — વડોદરા
૮. ને. ના. રાજસાહેબ મહોબતસિંહજીસાહેબ — દાંતા-ભવાનગઢ

તમારી સંસ્થા ઈંગ્લેન્ડની પબ્લિક સ્કૂલોની જેમ કાર્ય કરી રહી છે. તમારું કાર્ય જોઈ મને સંતોષ થયો છે અને તે દરેક રીતે ઉત્તેજનને પાત્ર છે. (૪-૧-'૨૬)

**શ્રીમંત મહારાજાસાહેબ સયાજીરાવ ગાયકવાડ**

તમારાં છોકરાંને અહીં ભણવા મોકલો. તેઓ સારી કેળવણી પામી શકે છે. અક્ષરજ્ઞાન કરતાં જે વધારે પામી શકે છે તે આચાર અને વિચારની શુદ્ધિ. તમો આ સંસ્થાને જેમ પોષતા જશો તેમ સંચાલકોનું બળ વધશે. (૨૭-૭-'૨૯)

**મહાત્મા ગાંધીજી**

આ શાળા અને વસતિ ગૃહમાં ચાલતા કાર્યક્રમ અને શિક્ષણપદ્ધતિથી બહુ સંતોષ થયો. સંસ્થાનું ધ્યેય ઘણું ઉચ્ચ છે... સંસ્થા પ્રગતિના ઉદાહરણરૂપ થઈ પડી છે. આ સંસ્થા ઉત્તેજનને પાત્ર છે. ભવિષ્યમાં તેની ચઢતી થાય એ જોવા હું આતુર રહીશ. (૨૬-૫-'૨૫)



## શ્રી નાયબ દીવાન સંસ્થાની મુલાકાતે

ગઈ ગણેશ ચતુર્થીએ વડોદરારાજ્યના નાયબ દીવાન રા. રા. ગોવિંદભાઈ હાથીભાઈ દેસાઈએ સંસ્થાની મુલાકાત લઈ કાર્યકર્તાઓ અને વિદ્યાર્થીઓના ઉત્સાહમાં વૃદ્ધિ કરી હતી. કડવા પાટીદાર કોમને ઉદ્દેશી તેમણે જે વચનો કહ્યાં એ ખરેખર મનન કરવા યોગ્ય જ છે. કેળવણીનો પ્રચાર કરવાથી અને ખરાબ રિવાજોને નાબૂદ કરવાથી જ્ઞાતિનો અભ્યુદય થવાનો છે. પાટીદાર કોમ જેવી ઉદ્યોગી કોમ અત્યારે જે પ્રકારનું જીવન ગાળી રહી છે એ અસહ્ય છે. અંધારા ઘરને બદલે હવેલીઓ અને રગશિયાં ગાડાંઓને બદલે મોટરો શા માટે પાટીદારોને ઘેર ન હોય? છૂટક છૂટક આવેલી જમીન એકજથ્થે કરી, વિશાળ પાયા ઉપર ખેતી કરવાની જરૂર છે. ખેતીના ધંધા સાથે સુથારી અને લુહારકામ શીખી લઈ સુથારલુહારની દાઢીમાં હાથ ઘાલવાની પરતંત્રતાથી છૂટવાની આવશ્યક્તા છે.

આ મુલાકાતના પ્રસંગે સંસ્થા માટે તેમણે જે અભિપ્રાય આપ્યો છે તે આ રહ્યો :

'પાટીદાર કેળવણી મંડળની સંસ્થાની આજરોજ મુલાકાત લઈ ચાલતા કામની ઉપલક તપાસણી કરી તે ઉપરથી એકંદર અવસ્થા સારી જણાયાથી સંતોષ થયો.

૧. કડવા પાટીદાર જેવી મોટી અને ઉપયોગી કોમ, જે કેળવણીમાં ઘણી પછાત છે તેને માટે આવી સંસ્થા સ્થાપન થવાની આવશ્યક્તા ઘણા વખતથી જણાતી હતી. કોમના હિતેચ્છુઓએ આ કામ ઉપાડી લઈ આવી સુંદર સંસ્થા સ્થાપન કરી. ટૂંક વખતમાં તેની પ્રગતિ આટલા બધા મોટા પાયા ઉપર આણી મૂકી છે તેને માટે ધન્યવાદ ઘટે છે.

૨. હાલની કેળવણી ઘણે ભાગે માત્ર 'સાહિત્ય' કેળવણી છે. ખેતીના ધંધાની તથા તેને લગતા લુહારી, સુથાર કામની, સહકાર, અર્થશાસ્ત્ર વગેરે સંબંધી કેળવણી આપવાની ખાસ જરૂર છે, પરંતુ તેને માટે ઘણાં નાણાં જોઈએ તે હજી ભેગાં થયાં નથી. ઉમેદ છે કે કડવા કોમના શ્રીમંત ગૃહસ્થો કે જે મોટે ભાગે શહેરોમાં રહે છે તે પોતાની ગરીબ અને પછાત કોમના શ્રેયાર્થે ઉદાર દિલથી મદદ આપી આ સંસ્થાનો ઉદ્દેશ પૂરી રીતે પાર પડે એવી સંતોષકારક સ્થિતિએ લાવવાને યથાશક્તિ મદદ કરવાને પછાત પડશે નહિ.

૩. માત્ર પુરુષકેળવણીથી કેળવણીનો ખરો ઉદ્દેશ પાર પડતો નથી. સ્ત્રીકેળવણીની પણ તેટલે જ દરજ્જે જરૂર છે. આ દિશામાં પણ તજવીજ કરવાનું કામ ચાલે છે એમ મંત્રી રા. છગનલાલ પીતાંબરદાસે રૂબરૂ જણાવ્યું છે. તેથી આશા રહે છે કે કડવાકોમના સર્વ અંગે થોડા વખતમાં જ લાયક થઈ આ ભલી અને માયાળુ

કોમની ઉન્નતિ સારી રીતે થયેલી જોવાનો સમય આવ્યા વગર રહેવાનો નથી.

**ગોવિંદભાઈ હાથીભાઈ દેસાઈ**

મુકામ કડી. નાયબ દીવાન
તા. ૩૧ ઓગસ્ટ, ૧૯૨૭ વડોદરા રાજ્ય

**વડોદરા રાજ્યના દીવાનસાહેબ વી.ટી. કૃષ્ણમાચાર્ય સંસ્થાની મુલાકાતે**

તા. ૧૩-૯-'૨૭ના રોજ સવારમાં ૬ાા વાગે નેક નામદાર દીવાનસાહેબે, સંસ્થાની ભેટ લીધી હતી. તે વખતે મે. સૂબાસાહેબ, તથા અન્ય સંભાવિત ગૃહસ્થો પણ સાથે હતા. સંસ્થામાં ચાલતી પ્રવૃત્તિ અને કાર્યનું અવલોકન કર્યું હતું. વિદ્યાર્થીઓ, કાર્યકર્તાઓ અને ગૃહસ્થોનો એક ટૂંકો મેળાવડો થયો હતો. પ્રાર્થના અને સંગીત થયા બાદ, સંસ્થાના મંત્રીએ સંસ્થાનો ટૂંક ઇતિહાસ, તેમાં ચાલી રહેલું કાર્ય તથા તેની જરૂરિયાતો સંબંધી લેખી હેવાલ નેક નામદાર દીવાનસાહેબને સાદર કર્યો હતો. ત્યાર પછી દીવાનસાહેબે અંગ્રેજીમાં જણાવ્યું હતું કે આ સંસ્થાની ભેટ લેતાં મને આનંદ થયો છે. ખેતીવાડીની કેળવણીની ખાસ જરૂર છે અને તે સાથે તેને લગતા હુન્નરઉદ્યોગો શીખવવાનો અહીં પ્રબંધ થયો છે એ ખાસ પ્રશંસનીય છે. હું આશા રાખું છું કે આવી સંસ્થાને જાહેર પ્રજાએ અવશ્ય મદદ કરી તેના કાર્યને ઉત્તેજન આપવું જરૂરી છે.

સંસ્થાસંબંધી તેઓશ્રીએ આપેલો અભિપ્રાય આ રહ્યો :

**'આ સંસ્થાની મુલાકાત લેતાં અને તેમાં ચાલી રહેલું સુંદર કામ જોતાં મને અતિ આનંદ થાય છે. વિદ્યાર્થીઓનો મોટો ભાગ ખેડૂત વર્ગમાંથી આવતો હોઈ તેમને ખેતીસંબંધી જ્ઞાન આપવું હિતકર થઈ પડશે. હું આશા રાખું છું કે આ કાર્યમાં જાહેર પ્રજા તેમને મદદ કરશે જ.**

સંસ્થાનું કાર્ય સારી રીતે ચાલે છે અને ખરેખર તેની વ્યવસ્થા પ્રશંસાને પાત્ર છે.'

**વી.ટી. કૃષ્ણમાચાર્ય**
(અંગ્રેજીમાંથી અનુવાદ)
કડી, ૧૩-૯-'૨૭

**કડીવિભાગ વિદ્યાધિકારી મે. હાથીસાહેબે લીધેલી વિદ્યાલયની મુલાકાત**

'આ સંસ્થાની મેં એક કરતાં વધારે વખત મુલાકાત લીધેલી; પણ તે વખતે તેની જ્ઞાનવિષયક પ્રવૃત્તિ સિવાય અન્ય પ્રવૃત્તિઓનું અવલોકન કરેલું. આ સમયે વિદ્યાલય જોવાનું મેં નક્કી કર્યું હતું. મેં અને શ્રી હરિભાઈ પટેલે મુલાકાત લેવા જે દિવસ પસંદ કર્યો તે દૈવયોગે સંસ્થાના તહેવારનો દિવસ હતો. પરંતુ શિક્ષક વર્ગની અમને નિરાશ કરવાની ઇચ્છા નહિ હોવાથી, તેઓએ શાળાના વર્ગો ચલાવ્યા. અમે



બધાય વર્ગોમાં ફર્યા અને ઇચ્છામાં આવ્યા તે વિષયોની તપાસ કરી. ખરેખર મેં જે કંઈ અહીં જોયું તેની મારા મન ઉપર સચોટ અસર થઈ. અહીં આ જે કાર્ય થઈ રહ્યું છે તે ખરેખર પ્રશંસાપાત્ર છે. શિક્ષકવર્ગનો ઉત્સાહ ધડો લેવા લાયક છે. આવી સંસ્થામાં જ્યાં કાર્ય, કાર્યને માટે થઈ રહ્યું છે ત્યાં ઘણા પદવિધરો આકર્ષાય એ સંભવિત નથી. છતાં સંસ્થાના ચાલકો કેવળ પદવિધારીઓને મેળવવાનો મોહ નહિ રાખતાં કાર્યને માટે જ પસંદ કરનાર માણસો ભેગા કરવા પોતાથી બનતું કરી રહ્યા છે.

**આ સંસ્થાની સાર્વજનિક પ્રવૃત્તિઓની નોંધ લેતાં મને ઘણો આનંદ થાય છે; કારણ કે કડવા પાટીદાર ઉપરાંત અન્ય સર્વને માટે સંસ્થાનાં દ્વાર ખુલ્લાં મૂકવામાં આવ્યાં છે. હું આ સંસ્થાની સંપૂર્ણ ફતેહ ઇચ્છું છું.**

**સી.એમ. હાથી**
(અંગ્રેજીમાંથી અનુવાદ) વિદ્યાધિકારી
તા. ૧-૭-'૨૭ કડી-વિભાગ

...વ્યવસ્થા પણ ઘણી સારી છે અને કાળજીપૂર્વક કાર્યવાહકો કામ ખરા ખંતથી કરે છે તે જોઈ આનંદ થાય છે. આ સંસ્થા ઉત્તેજનને પાત્ર છે તે કહેવામાં અતિશયોક્તિ મને લાગતી નથી આ સંસ્થા ભવિષ્યમાં સારાં કામ આપશે તેવી મારી ખાતરી છે.

**સંપતરાવ ગાયકવાડ**
૧૪-૩-'૨૭

''ગઈ કાલ અને આજરોજ આ આશ્રમમાં હું રહીને જેટલું શીખ્યો છું, તેટલું બે વર્ષના ગાળામાં પણ ભાગ્યે જ બીજેથી શીખી શક્યો હોઈશ. શરીર, મન અને મનુષ્યની સર્જનશક્તિના સંપૂર્ણ વિકાસને સાધનારી કેળવણીને જ આદર્શ શિક્ષણ કહેવાનું મારું મન છે. આશ્રમમાં વ્યાયામ, બૌદ્ધિક, સંગીત અને ઔદ્યોગિક શિક્ષણના જે પ્રયોગો મેં જોયા એ ઉપરથી આદર્શ શિક્ષણને મેં મૂર્તિમંત જોયું છે.

વિદ્યાર્થીઓના સર્વાંગ વિકાસથી જે આશા બંધાય છે તે કોઈપણ શિક્ષણશાસ્ત્રીને ગર્વ ઉત્પન્ન કરાવી શકે. આ બધાનું મૂળ આશ્રમના સંચાલકો જ છે.

કોમી ગણાવા છતાં પણ સંસ્થાનું વિદ્યાલય તો રજ પણ સંકુચિત રાખવામાં આવ્યું નથી. એટલે સાર્વજનિક શિક્ષણ સંસ્થા જ આને ગણી શકાય. એથી પ્રત્યેકની ફરજ તો આ સંસ્થાને યથાશક્તિ મદદ આપવાની છે, એમ સમજવું જોઈએ. એ ઉપરાંત પોતાનાં બાળકોને એમાં મોકલી સાચા શિક્ષણનો પૂરેપૂરો લાભ જાહેર પ્રજા ઉઠાવે એ અત્યંત ઇચ્છવાયોગ્ય છે.

કડી, ફાલ્ગુન વદિ ૫/૮૩ **હરિનારાયણ આચાર્ય**
સંસ્કૃત અધ્યાપક, ગૂજરાત વિદ્યાપીઠ, અમદાવાદ

આદર્શ અને ભાવનાથી પ્રેરિત તરુણ ગુજરાતીઓ શું કરી શકે છે એનું મને પ્રત્યક્ષ દર્શન થયું છે. સંચાલકોમાંના ઘણાખરા તરુણ છે, છતાં તેમણે સાત વર્ષની અંદર કેળવણીના ક્ષેત્રમાં નવી ભાત પાડનાર આ શિક્ષણસંસ્થાનો પાયો નાંખ્યો છે અને તેને સર્વાંગે વિકસાવી છે. વિદ્યાર્થીઓની સર્વ ઇંદ્રિયોની કેળવણી સાધતી આ સંસ્થાની હું ફતેહ ઇચ્છું છું. ચૈત્ર સુદ ૭/૧૯૮૩.

**શ્રી નંદલાલ મણિલાલ શાહ, મહામાત્ર, ગૂજરાત વિદ્યાપીઠ - અમદાવાદ**

આ પ્રાંતમાં આવ્યો કે તરત મેં આ સંસ્થાની ઉપયોગિતા સંબંધી સાંભળ્યું અને તેના કાર્યની ખ્યાતિ સાંભળી વહેલામાં વહેલી તકે તેની મુલાકાત લઈ સંચાલકોને મારી મદદનું વચન આપવાનું મેં નક્કી કર્યું. મકાન અધૂરું હોવાથી ગૃહમાં ભીડ લાગે છે, પણ વિદ્યાર્થીઓના તેજસ્વી ચહેરાઓ જોઈને હું ખુશ થયો છું. ફરીથી મુલાકાત લઈ સંસ્થાના આદર્શો અને કાર્યના ગાઢ સંસર્ગમાં આવવા ઇચ્છું છું. (૫-૨-'૨૭)

**મે. રા. રા. સત્યવૃત મુકરજી સૂબા - વડોદરા રાજ્ય**

શાળાના વર્ગો, શિક્ષણ, રમતગમત અને રાસ તથા સંગીત વગેરેથી અમારા મન પર બહુ ઊંડી છાપ પડી છે.

શિક્ષકવર્ગ આદર્શવાળો લાગે છે અને વિદ્યાર્થીઓ ભાગ્યશાળી છે કે આવી સંસ્થામાં એમને શિક્ષણ લેવાનો યોગ મળ્યો છે.

આ સંસ્થા વિષે ગુજરાત હજી બરાબર જાણતું નથી. જાણે તો એને માટે એ જરૂર અભિમાન ધારણ કરે એવું અમને લાગે છે. (૧-૯-'૨૮) શ્રી હરિપ્રસાદ વ્રજરાય દેસાઈ, અમદાવાદ

...The agricultural community forms the bulks of the population in India... I see that the organizers take a special interest in their attempts to ameliorate the conditions of their young blood...

Sd./ Lakhia
4-4-28 Vahiwatdar.

...આવા પ્રકારની આ ભાગમાં આ એક જ સંસ્થા છે અને તે પણ નમૂનારૂપ થઈ છે એ ઘણી સંતોષની વાત છે.

... આ સંસ્થા કોમી નથી... ધંધાશિક્ષણ તરફ અભિરુચિ ઉત્પન્ન થાય એવી ગોઠવણ કરી છે અને તમામ વ્યવસ્થા ઉત્તમ પ્રકારની રાખી છે... સંસ્થા ઉત્તેજનને પાત્ર છે.

તા. ૧૦-૧-'૨૮ Sd/ **રામચંદ્રરાવ શામરાવ પાટિલ**
કડી પ્રાંત સુબા.



...સંસ્થાનું ધ્યેય ઘણું ઊંચું છે અને સંસ્થાએ ઉપાડી લીધેલી પ્રવૃત્તિઓ સ્તુતિપાત્ર છે. માનસિક બુદ્ધિ ખીલે તેની સાથે શરીર સંપત્તિ સુધરે તે તરફ ખાસ લક્ષ આપવામાં આવે છે... સદર સંસ્થામાં પાટીદાર કોમના જ નહિ, પણ ઇતર વિદ્યાર્થીઓને રાખવામાં આવે છે. એ જોઈને ઘણો જ સંતોષ થયો છે... છાપખાનું, વણાટકામ તથા સુથારીકામ વગેરે પ્રકારનું શિક્ષણ પૂરું પાડીને ઔદ્યોગિક કેળવણીની ખામી નહિ રાખવા સંસ્થાના ચાલકોએ અગમચેતી વાપરી છે તે સ્તુત્ય છે. સંસ્થા નમૂનેદાર છે અને દરેક રીતે ઉત્તેજનને પાત્ર છે.

તા. ૨૦-૧-'૨૮ Sd/**ચતુરભાઈ ના. પટેલ**
આસિસ્ટન્ટ જજ (મહેસાણા)

સંસ્થા ચાલતી જોઈ મને ઘણો આનંદ થયો... સુથારીકામ, વણાટકામ, છાપખાનું, સીવણકામ વગેરે અનેક ઉદ્યોગો આ સંસ્થાના છોકરાઓને શીખવવામાં આવે છે... છોકરાંઓની રહેવાની, ભોજનની અને વ્યાયામની સોઈ આ સંસ્થાએ સારી કરી છે... સ્વાવલંબન, ઉદ્યોગ - ધંધાનો અભ્યાસ, ધર્મ અને વ્યાયામ એ વિષયો પર આ સંસ્થામાં ખાસ ધ્યાન રાખેલું હોવાથી આ સંસ્થા અનુકરણીય છે.

તા. ૬-૪-'૨૮ Sd/**સારંગપાણી**
ડિસ્ટ્રિક્ટ જજ, મહેસાણા.

''કામ સારું અને ચિત્તવેધક છે. સારાંશ વિદ્યાર્થીઓના અંતરંગ અને બહિરંગ વિકસિત રહે એવાં સાધનોની યોજના આ સંસ્થાએ કરી છે.''

**ક.વિ.ના.સૂ.બા.**
તા. ૨૭-૨-'૨૭

'...ઉદ્યોગાલય શાળાને અંગે છે તેથી જ ઉદ્યોગનું કામ સારું શીખવી શકાય છે. જો આ સંસ્થાના વિદ્યાર્થીઓ શહેરની નિશાળોમાં ભણવા જતા હોય તો ઉદ્યોગો તથા બીજી અનેક પ્રવૃત્તિઓ તરફ આટલું બધું ધ્યાન આપી શકાત નહિ. કારણ કે શિક્ષકોની સતત હાજરીનો લાભ જે હાલ મળે છે તે મળત નહિ. જવા-આવવામાં પણ ઘણો વખત જાય. એક ગૃહપતિ તમામ કામ સંભાળી શકે કે નહિ તે શંકાસ્પદ છે. 'એકંદરે આ સંસ્થાનું કામ અમને ઘણું જ સંતોષકારક જણાયું છે...'

તા. ૨-૩-'૨૭ **હરિભાઈ ના. પટેલ**
કડી વિભાગ ડે. એ. ઈન્સ્પેક્ટર

'આજે સાંજે લગભગ અઢી કલાક સુધી આ સંસ્થાની મુલાકાત લઈ એની અનેક પ્રવૃત્તિઓ જોઈ તથા તે સંબંધે શિક્ષકવર્ગ તથા ચાલક સાથે ચર્ચા કરી. બુદ્ધિનો વિકાસ થાય, તેમજ શરીર સંપત્તિ સુધરે એવી કેળવણી આપવાનો યશસ્વી પ્રયાસ

અહીં થતો નજરે પડે છે. સાથે સાથે રસવૃત્તિ કેળવાય એટલા સારું સંગીતનું શિક્ષણ અને રાસની રમત પણ અહીં દૃષ્ટિગોચર થાય છે.

રચનાત્મક કાર્ય અનેક સ્વરૂપમાં આ સંસ્થાના ચાલકો કરી રહ્યા છે તે જોઈ સંતોષ થયો. બાળકો લેખો લખે છે. ભાષણો આપે છે, વાદવિવાદ કરે છે, ગાય છે, રમે છે, વ્યાયામ કરે છે, સુથારી તથા છાપવાનું કામ કરે છે, કાંતે છે તથા વણે છે અને સારાં ભજનો પણ બોલે છે. દેશના વીર અને સાધુપુરુષોનાં દર્શનનો લાભ મેળવે છે અને તે ઉપરાંત તેમના જીવનના અનેક પ્રસંગો વિષે માહિતી મેળવી પોતાની દિનચર્યામાં તેને ઉતારવા પ્રયત્નશીલ રહે છે. બેશક, જ્યાં આવું સુંદર કામ થયાં કરે છે ત્યાં બાળકો સુખરૂપ હોય તો નવાઈ શી? હું આ સંસ્થાના વ્યવસ્થાપકોને ધન્યવાદને પાત્ર ઠરાવું છું. હું, આ સંસ્થાનો દરેક વિદ્યાર્થી પોતે એકવીસ વર્ષની વય સુધી પરણશે નહિ એવો નિશ્ચય કરતો તથા સંસ્થાનો પ્રતિદિન વિકાસ થતો જોઈ બહુ પ્રસન્ન થઈશ. ભેટ વખતે ડૉ. ઈન્દુલાલ તથા રા. હાથી અને અન્ય ગૃહસ્થો સાથે હતા.'

તા. ૧૫ મી માર્ચ, ૧૯૨૭ **નંદનાથ કેદારનાથ દીક્ષિત**

વિદ્યાધિકારી - વડોદરા રાજ્ય

'કડી કડવા પાટીદાર કેળવણી ઉત્તેજક મંડળ એ એક આદર્શ સંસ્થા છે. આ સંસ્થાએ સાહસ અને દૂરંદેશીથી પ્રયોગ સફળ કરવા પ્રયત્ન કર્યો છે. શાળા અને આશ્રમનો યોગ સફળ કર્યો છે. શિક્ષકોની સન્નિધિમાં રહી શિક્ષણ અને ચારિત્ર્ય બાંધવામાં સફળતા મેળવી છે. અર્થાત્ પાંડિત્ય સાથે સામાન્ય શિક્ષણ અને ઔદ્યોગિક શિક્ષણ આપવામાં ઘણે અંશે વિજયશીલ નીવડ્યું છે. ગુજરાતમાં આવી એક જ સંસ્થા છે અને આપણા પ્રગતિમાન રાજ્યને મગરૂરી લેવા જેવી છે.

આશ્રમની પદ્ધતિથી ચાલતી આ સંસ્થામાં શિક્ષણની પ્રવૃત્તિઓ આખો દિવસ ચાલતી હોવાથી પવિત્ર વાતાવરણ જામેલું રહે છે અને તેની ઉચ્ચ ધ્યેયની પ્રતીતિ સદા થયા કરે છે. જુદી જુદી કોમોના ઐક્યની ભાવનાને પણ પોષણ મળે છે. અંગ્રેજીમાં વાતચીત કરતાં શીખવવામાં મિ. બાપુભાઈની રીત મને ઘણી સારી લાગી. તેવી જ પદ્ધતિએ હિંદીમાં વાતચીત કરતાં શીખવવામાં આવી એ ઘણું જરૂરનું હોઈ તે માટે સહેજ સૂચના કરવામાં આવી. શિક્ષણવિભાગ તપાસતાં મને ઘણી નવી વાતો જાણવાની મળી, જેને માટે હું સંસ્થાના શિક્ષકોનો ઘણો આભારી થયો છું.

૫-૬-'૩૧ **ઉમેદભાઈ ર. પટેલ**

કડી વિભાગ, વિદ્યાધિકારી



'આજે સાંજે આશ્રમની મુલાકાત લીધી. શ્રી પોપટભાઈએ સંસ્થાની તમામ શાખાઓ મને બતાવી. વ્યવસ્થા બહુ જ સારી જણાઈ. સંસ્થામાં અપાતું શિક્ષણ બહુ જ ઊંચા પ્રકારનું જણાયું. આ બાબતમાં સંસ્થાના ઉત્પાદકોને ધન્યવાદ ઘટે છે. વિદ્યાર્થીઓનો મોટો ભાગ મહેસાણા પ્રાંતનો છે.'

૩૦-૫-'૩૧ **પી. વી. ગાયકવાડ**

સૂબા, મહેસાણા, પ્રાંત

'આજરોજ આ સંસ્થાની ભેટ લીધી. શિક્ષણવિષયમાં હંમેશનાં શિક્ષણ ઉપરાંત, ખેતી, વણાટ, સુથારી એ રીતે ધંધાનું શિક્ષણ પણ આપવામાં આવે છે. આ સંસ્થામાં ઘણાખરા ખેડૂતના છોકરાઓ આવે છે અને કેટલાક પૂરું શિક્ષણ થતાં અગાઉ ઊઠી જાય છે. તે દૃષ્ટિથી ધંધાનું શિક્ષણ તેમને ઘણું જ અનુકૂળ છે. એક વખત દાખલ થયેલ બાળક આગળ શું શું કરે છે એ સંબંધી નોંધ રાખવા રૂબરૂમાં સૂચના કરેલી છે. એ નોંધ આગળ ઉપર ઘણા કામમાં આવે તેવી છે, કારણ કે જે છોકરાઓ પ્રથમ ધોરણમાં દાખલ થાય છે તેમાંથી ૨૦ ટકા મેટ્રિક થાય એટલે બાકી છોકરાઓનું શું થાય છે તે જોવાની ખાસ જરૂર છે.

સંસ્થામાં શિક્ષકની સંખ્યા પૂરતી રાખવામાં આવી છે. વ્યાયામ તરફ ધ્યાન આપવામા આવે છે. એકંદરે સંસ્થાનું કામ સંતોષકારક લાગેછે.

૨૩-૮-'૩૧ **ભા. કા. ભાટે**

વડોદરા રાજ્ય વિદ્યાધિકારી

આજે સવારે કડવા પાટીદાર આશ્રમની મુલાકાત લીધી. સાથે ફરીને મને બધી વ્યવસ્થા બતાવવામાં આવી. આ એક સુંદર સંસ્થા છે અને તેનો વહીવટ સારી રીતે ચલાવવામાં આવે છે.

૨૬-૧૧'૩૧ **શિવરાજ સિંધ**

સરસૂબા, વડોદરા રાજ્ય

સર્વ વિદ્યાલય અને આશ્રમની ભેટ લીધી. જ્યાં મુખ્યત્વે કડી કડવા પાટીદાર કોમનાં બાળકો અભ્યાસ કરે છે એવી આ સંસ્થામાં સરસ કેળવણી આપવા માટે સમાજસેવાના જુસ્સાથી પ્રેરાઈ જે ભાઈઓ પ્રયત્ન કરી રહ્યા છે તે ખરેખર વખાણવાલાયક છે. સંસ્થામાં સરસ પુસ્તકાલય અને વાચનાલયની સગવડ છે. સંસ્થાનું ખાસ લક્ષણ તો એ છે કે અહીં બાળકો ખેતી, સુથારી, વણાટ અને મુદ્રણકળાનું શિક્ષણ મેળવે છે. હું એવા મતનો છું કે દરેક બાળકે ખેતી ઉપરાંત એક ગૃહઉદ્યોગ ફરજિયાત શીખવો જોઈએ અને પોતાના ખેતરમાં વાપરી શકે તેવાં સુધરેલી ઢબનાં ઓજારો વાપરતાં તથા જમીનને કસદાર બનાવે તેવાં ખાતરોનો ઉપયોગ કરતાં તેમને

શિખવાડવું જોઈએ. સંસ્થાએ કરેલી પ્રગતિ અને તેનું કાર્ય દરેક રીતે પ્રશંસાને પાત્ર છે. આપણા રાજ્યના દરેક પ્રાંતમાં આવી સંસ્થાઓ ઉઘાડવી જોઈએ. સંસ્થાની દરેક રીતે હું ફતેહ ઇચ્છું છું.

૭-૧૨-'૩૧ **વી. કૃ. ધુરંધર**

ન્યાયમંત્રી, વડોદરા

સંસ્થાની આજે મુલાકાત લીધી. સંસ્થાને અર્વાચીન પદ્ધતિએ ચાલતી જોઈ ઘણો ખુશ થયો. હુન્નરઉદ્યોગની કેળવણી ઘણી જરૂરી છે. આશા છે કે હુન્નરઉદ્યોગ તરફથી પ્રેમ ધરાવતા વિદ્યાર્થીઓ બહાર પડશે કે જેને માટે અત્યારથી આપણી કેળવણીએ આપણને નકામા બનાવ્યા છે.

સંસ્થાના વિદ્યાર્થીઓ મજૂરી અને આરોગ્યનો સંદેશો જ્યાં જાય ત્યાં લઈ જાય, તો મને ખાતરી છે કે ઘણું થઈ શકે. આ જાતની આ પ્રથમ સંસ્થા છે. હું સંસ્થાને તેના કાર્યમાં સંપૂર્ણ ફતેહ ઇચ્છું છું અને અન્ય શિક્ષકો અને સંસ્થાઓને દાખલારૂપ થઈ પડે એમ ઇચ્છું છું.

આ સંસ્થાની મુલાકાત લેતાં મને ઘણો આનંદ થયો. વિદ્યાર્થીઓને કવાયત અને બીજી ખુલ્લી હવાની પ્રવૃત્તિઓમાં રોકાયેલા જોઈ ઘણો આનંદ થયો. છાત્રોને ફાયદાકારક થઈ પડે એવા શારીરિક વિકાસ અને સ્કાઉટિંગ દાખલ કરવામાં આવેલ હું જોઉં છું. સ્કાઉટટ્રુપને વધારે બહોળા રૂપમાં વિકસાવવાની જરૂર છે.

૩-૨-'૩૩ **બી. એસ. દવે. સ્કાઉટ કમિશનર**

બરોડા સ્ટેટ

આ સંસ્થા દરેક માટે ખુલ્લી છે. નવસારીપ્રદેશના ઘણા જ પછાત કોમના વિદ્યાર્થીઓ સંસ્થાનો લાભ લે છે. ઉદાર કેળવણી ઉપરાંત સંસ્થા વ્યાયામપ્રવૃત્તિમાં ઘણો રસ લે છે. આ વર્ષે મહેસાણાપ્રાન્તના વ્યાયામસંમેલનમાંથી સંસ્થા ઇનામોના વધારે ટકા જીતી લાવી છે. હુન્નરઉદ્યોગ અને ખેતીવાડી તેનાં ખાસ અંગો છે.

૧૬-૪-'૩૩ **બી. કે. ભટ્ટ**

વડોદરા રાજ્ય વિદ્યાધિકારી

**મે. રા. રા. આર. એલ. માનેપાટીલ,** સરસૂબા વ. રા.

વર્ષો પહેલાં મેં સંસ્થા જોઈ હતી ત્યાર પછી સંસ્થાએ કૂદકે ને ભૂસકે પ્રગતિ કરી છે. સંસ્થાનું કાર્ય જોઈને મારા મન ઉપર સુંદર છાપ પડી છે. (તા. ૫-૧-'૪૧)

■ ■ ■

# છગનભાની વિચારસૃષ્ટિ અને પ્રવાસનોંધો

ઈ.સ. ૧૯૦૬થી ૪૦ સુધીના ગાળાનું અવલોકન કરીએ તો શ્રી છગનલાલ પીતાંબરદાસ પટેલ પોતાના વિચારોમાં સ્પષ્ટ હતા. તેમનાં લખાણમાં અને ભાષણોમાં સ્પષ્ટ લેખક અને વક્તા તરીકેનાં દર્શન થાય છે. તેમની વાણી લોકભોગ્ય હતી માટે જ શ્રી કાલેલકરે તેમની વાણીને બુધ્ધની વાણી સાથે સરખાવી. તે લખે કે, **બોલે તે હૃદયમાંથી આવતું અને તે વાચક અને શ્રોતાને સ્પર્શી જતું. ભાનું અવલોકન ગજબનું હતું. તેમાં સમાજદર્શન તો ખરું જ. આ બધું એમના લેખોમાં અને પરિષદોમાં આપેલાં ભાષણોમાં જોવા મળે છે.**

**ઠરાવોની ચર્ચાઓમાં તેમનાં દૃષ્ટાંતો અને વિવેચન ધારદાર** રહેતા તે આપણે સમાજસુધારકના પ્રકરણમાં જોયું.

### આ તે શું?

સંવત ૧૯૭૬ની સાલમાં નેકનામદાર દરબારસાહેબના શુભ પ્રયત્નથી પાટડી મુકામે જ્ઞાતિમેળો થયેલો. જુદા જુદા ગોળ અને જ્ઞાતિના પ્રદેશોમાંથી માણસોને ત્યાં નોતરવામાં આવેલા અને બધાની સલાહ અને સંમતિથી નેકનામદાર દરબારસાહેબે લગ્નતિથિનો જટિલ પ્રશ્ન ઉકેલવા પ્રયત્ન કરેલો. તેના અંગે કેટલાક જ્ઞાતિભાઈઓએ પોતાના વિચારો વગેરે એ સભા આગળ રજૂ કરેલા.

આ જ્ઞાતિસભામાં દરબારસાહેબ પણ કેટલુંક બોલેલા અને તેમના એ ભાષણમાં તેઓશ્રીએ ગોળ સંબંધી સામાન્યતઃ પોતાના વિચારોમાં જણાવેલું કે, ગોળ એ જ્ઞાતિને અહિતકર્તા છે તેથી જ્ઞાતિમાં કન્યા લેવાદેવાનો વ્યવહાર સંકુચિત બની જાય છે. એક તળાવની માફક અમુક જ બાંધી લીધેલા ગોળમાંથી પાણી પીવું પડે છે, જે બંધિયાર પાણી હોવાથી જ્ઞાતિરૂપી શરીરને નુકસાન કરે છે, તેથી જ્ઞાતિરૂપી દેહમાં ક્ષય થાય છે. નજદીકના સંબંધો થવાથી અને નજદીકનાં લોહી એકઠાં મળવાથી દિવસે દિવસે પ્રજોત્પત્તિ નિર્બળ અને નાલાયક બનતી જાય છે એવા વિચારો જણાવેલા અને તે

ખરેખર સાચા જ છે. પણ તે વખતે જ મને વિચાર આવેલો કે, આવા ગોળ તો ત્યારે જ બંધ થાય કે જ્યારે કેટલાક પોતાને કુળવાન માનતા જ્ઞાતિજનો એક ઉપર બીજી સ્ત્રી કરવાનો મોહ કાઢી નાખે તો. જો જ્ઞાતિમાં કુળવાન ગણાતા માણસો એક ઉપર બીજી અને ત્રીજી એમ ઘણી સ્ત્રીઓને પરણી પોતે વ્યવહારમાં સંયમ ન જાળવે તો ગોળ ન હોવાથી ઊલટું નુકસાન છે. તેથી તો જ્ઞાતિમાંથી કન્યાઓ ખેંચાઈને કુળવાનોનાં ઘર સ્ત્રીઓ અને ધનથી ભરાવાનાં. એક માણસ બબ્બે ત્રણ-ત્રણ સ્ત્રીઓને સાથે રાખવામાં ઈજ્જત અને આબરૂ માનવાનો, તેથી સામાન્ય રીતે જ્ઞાતિમાં કન્યાની તાણ પડવાની અને છેવટે તેની અસર અજ્ઞાન અને પછાત જ્ઞાતિભાઈઓ ઉપર થવાની. આ વિચાર તે વખતે જ જણાવવા મારી ઇચ્છા થયેલી પણ તે વખતે બોલવાની છૂટ ન હોવાથી તેમ કરી શક્યો ન હતો. પણ નેકનામદાર દરબારસાહેબના દરબારગઢના છાંયડામાં જ બનેલા કિસ્સાએ મારા એ વિચારોને સતેજ કર્યા. હમણાં જ મારા જાણવામાં આવ્યું છે કે, પાટડીના એક પાટીદાર સદ્‌ગૃહસ્થે પોતાની ૬૮ વર્ષની યુવાનવયે બે સ્ત્રીઓ હોવા છતાં, ત્રીજી ૧૮ વર્ષની વૃદ્ધ સ્ત્રી સાથે ઘરસંસાર માંડ્યો છે. જ્યારે જ્ઞાતિમાં આવા કુળવાનો (?) જ ભર્યા હોય અને છડેચોક આવું અનર્થ આચરતા હોય, તો તેમના આ આચરણોને અટકાવવા માટે ગોળરૂપી વાડ હોય તો શું ખોટું? જો ગોળનો સખત બંદોબસ્ત હોય તો આ વૃદ્ધોને કન્યા આપનાર મળવા અશક્ય નહિ, તો મુશ્કેલ તો ખરું જ. એનાથી આવાં અનિષ્ટો જ્ઞાતિમાં થતાં બંધ થાય. તે ઉપરાંત જ્ઞાતિમાં થતાં કન્યાવિક્રય અને બાળલગ્ન વગેરે ઓછાં થવા પામે. કુળવાનો આ પ્રમાણે એક કરતાં વધારે સ્ત્રીઓ કરે, તેથી કુળવાનો સિવાયના જ્ઞાતિના બીજા ભાગની અંદર કેટલીક ખોટ પડવાની અને એ ખોટના પરિણામે સાધારણ માણસોમાં કન્યા મેળવવાની હંમેશાં ચિંતા રહ્યા કરવાની, અને કન્યાની અછત હોવાથી પોતાને કન્યા નહિ મળે એ ભયથી પોતે કન્યાવિક્રય કરાવીને પણ કન્યા મેળવવાના. આ પ્રમાણે જ બાળલગ્નનું. બાર કે દસ વર્ષે આવેલા વિવાહમાં પોતાનો પુત્ર કુંવારો રહી જાય અને ભવિષ્યમાં કન્યાની અછતને લીધે ક્યાંય પણ મંડાશે નહિ એવા ડરના લીધે સાધારણ સમાજ પોતાનાં બાળક નાનાં નાનાં પણ વિવાહમાં પરણાવી દેવા ઇચ્છે છે. એમ ગયા વિવાહ સમયે લોકોના વિચારો અને વાતાવરણ ઉપરથી જાણવા મળેલું. આ શું બતાવે છે? જ્ઞાતિમાં કન્યાને પુરુષોની સંખ્યા લગભગ સરખી હોય એ કુદરતી નિયમને સાચો માનીએ અને આપણી જ્ઞાતિમાં બ્રહ્મચારિણીઓ અને કુમારિકાઓ ઓછી છે એ જાણતા હોઈએ, તો પછી આમ કેમ બને છે? તેમ બનવાનું મુખ્ય કારણ માત્ર ઉપર કહ્યું તે જ છે. એક કરતાં વધારે સ્ત્રીઓ પરણવાનો આપણા કુળવાનોનો શોખ જ. આ સ્થિતિમાં ગોળ હોય તો શું ખોટું?



વળી, આવી જાતનાં લગ્નોથી તો બીજા પણ ઘણા અનર્થો થવા પામે છે. જેને જીભ ઉપર લેવા તે પણ લાજમ છે. જેમ કે, કહેવત કહે છે કે–

**બુઢ્ઢા પરણે બાયડી, અભણ કરે રાજ;**
**બળદ તાણે બોજ, એ ત્રણ પરને કાજ.**

આ કહેવત પણ આવા કિસ્સામાં સાચી ઠરે તેમાં નવાઈ શી? અને એમ બને તો પછી આ સિવાય બીજો કયો માર્ગ વધારે અનીતિમય ગણાય?

આ કિસ્સો એક એવા ગામમાં બન્યો છે કે, જ્યાં પાટીદાર જ્ઞાતિનો અતિ આગળ પડતો અને કેળવાયેલો સમાજ રહે છે અને જે જ્ઞાતિનું મધ્યવર્તી સ્થાન કહીએ તો પણ ગણાય એમ છે. આવાં સ્થાનોમાં અને આવા સમાજ વચ્ચે પણ આવા માણસો પોતાને મનગમતા અનર્થો આચરે છે એ નવાઈ જેવું નહિ તો બીજું શું? આવા અનર્થો આચરતા જોવા ત્યાંના જ્ઞાતિભાઈઓ કેમ સહન કરતા હશે તે સમજાતું નથી. આવાં કૃત્યો તો સાધારણ વિવેકબુદ્ધિને પણ હચમચાવી દે, તો પછી જ્ઞાતિનું છોગું ગણાતા આ પાટડી ગામના જ્ઞાતિભાઈઓએ તેને છાનામાના રહી થતું હોય તેમ થવા કેમ દીધું એ સમજાતું નથી.

આથી પણ ચઢિયાતા અને આથી પણ વધારે કુળવાન ગણાતા અમદાવાદના એક પાટીદાર સદ્‌ગૃહસ્થ જેમના નામથી નાનાં બાળકો પણ ડરી જાય તેવા એ ૭૩ વર્ષની વયે લગ્ન કરેલું. આ મહાશય પણ આપણા સુધારાને મૂળથી જ વગોવતા આવેલા છે અને બાળલગ્નના નો ખાસ હિમાયતી છે. જાતે ચુસ્ત વૈષ્ણવ છે. એટલે દિવસમાં ચારપાંચ વાર તો મંદિરમાં ગયા સિવાય ચાલતું જ નથી. તેવા માણસોને પણ ૭૩ વર્ષનીવયે વિષય તૃપ્તિ માટે નવી સ્ત્રી કરવામાં ધર્મનું કયું શાસ્ત્ર સંમતિ આપતું હશે? આવા આવા તો ઘણા કિસ્સાઓ ટાંકી શકાય કે જેમાં કુળવાનોને પોતાના કુળવાનપણાની પરવા નથી. ગમે તેવાં અધમ કામો આચરવાની છૂટ મળી હોય છે. વધારે શું કહીએ. આવા નીચ, વિષયી અને બિચારી કુમળી કુમારિકાઓનાં જીવન ધૂળ કરનાર પાપીઓ માટે તો નરકમાં પણ જગ્યા મળવી મુશ્કેલ છે. તેમને માટે નરકનું દ્વાર પણ બંધ હોય તો શી નવાઈ? પ્રભુ એવા માણસોને સદ્‌બુદ્ધિ આપે એ જ ઇચ્છા.

કડી, ૧૯૨૦ - 'કડવા વિજય' **છગનલાલ પીતાંબરદાસ પટેલ**

**કડવાવિજય**માં ઈ.સ. ૧૯૨૨માં તેમને લખેલા લેખ આત્મનિવેદનના સાક્ષીરૂપ છે.

### હું ભૂલ્યો; સૌ ચેતજો.

મારું શરીર વૃદ્ધ થયું છે. મને આ વર્ષે સાઠ વરસ થયાં. રસ્તે જતાં સૌ કોઈ

ભા અથવા કાકા કહે છે. મેં આ જીવમાં ઘણા તડકાછાંયા જોયા છે. હિન્દુસ્તાનમાં જુદા જુદા નિમિત્તે હું દૂર દૂર ફર્યો છું. જુદા જુદા ધંધાના, જુદા જુદા પ્રકારના, જુદી જુદી જ્ઞાતિઓના જુદા જુદા અનેક માણસોનો મેં અનુભવ કર્યો છે. કેટલાક લોકો મને અનુભવી અને પાકી બુદ્ધિનો કહે છે, માને છે અને કેટલીક બાબતમાં સારી સલાહ પણ લે છે. એ પ્રમાણે ચાલતાં તેમને ધાર્યું પરિણામ પણ આવે છે. હું મારી જિંદગીમાં મારા વ્યવહારમાં પણ સાવચેતીથી મારી બુદ્ધિનો ઉપયોગ કરી દરેક કાર્ય કરે જાઉં છું. અને તે સીધે જ રસ્તે જ કરું છું એમ હું જોઉં છું. અને તે સીધે જ રસ્તે જ કરું છું. એમ હું જોઉં છું. અને ઘણા બુદ્ધિમાન તેની સાખ પૂરે છે. મેં આ લાંબી જિંદગીમાં ખેતી કરી, ખેતી કરાવી. ઘણા વેપાર કર્યા, ગુમાસ્તી પણ કરી. આખી જિંદગીમાં એક ઘડી પણ નિરૂદ્યમી નથી બેઠો. જગત મને ઉદ્યોગી અને ઉપયોગી ગણે છે છતાં કોણ જાણે શું થાય છે કે હું સાત સાંધું છું ત્યાં તેર તૂટે છે. મારી સાથેના કાંઈક લખપતિ થયા. મારે બતાવેલે રસ્તે ચાલતાં ઘણા સારી સ્થિતિ ઉપર આવી ગયા અને મારો ઘણીવાર ઉપકાર માને છે. મેં પણ ઘણા ઘણા ઉથલધડા કર્યા. કોઈ દિવસે કોઈ ધંધામાં અનીતિ નહીં કરેલી તેમ કોઈનું બુરું પણ નહીં ઇચ્છેલું અને ઘણા પ્રયત્નોના પરિણામે નજરે આભલાડુ જોયેલ અને ઓ આવ્યા, ઓ આવ્યા થતાં આંગળીના ટેરવા સુધી આવી પાછા પડેલા. માત્ર હાથમાં જ ન આવેલા. મને પરિણામે દરેક વખતે હું તો હોઉં ત્યાંનો ત્યાં સારી રાત દળ્યું ત્યારે કોડિયામાં વાળ્યા જેટલું એ ભેગું થયું ન હોય. પ્રયત્નોથી હું હાર્યો થાક્યો શાંત થઈ બેઠો. શાંતિમાં પ્રભુનું સ્મરણ થાય.

એક દિવસ હું હરિનું નામ સ્મરણ કરતો, શાસ્ત્રોમાંથી મારા આશ્વાસનના દાખલા દલીલો ખોળતો, મારી આ સ્થિતિનું કારણ શું તેનું ચિન્ત્વન કરતો ઊંઘ્યો. પાછલી રાતનું મને સ્વપ્ન થયું. જાણે હું ક્યાં ગામ જવા નીકળેલો રસ્તે ચાલ્યો જાઉં છું. રસ્તામાં કોઈ સાધુ મહાત્માને દીઠા. મારી હંમેશની ટેવ માફક સાધુ દેખી હું તેમની પાસે ગયો. મહાત્મા કોઈ તેજસ્વી જણાતા હતા. તેમની પાસે જઈ નમસ્કા કરી મહાત્માની પ્રતિભાશાળી મૂતિ નિહાળતો હું એક તરફ સામો બેઠો. મહાત્મા વિચક્ષણ બુદ્ધિના થોડીવારે બોલ્યાઃ 'કયું ભગત તેરે ભીતર શોચ કૈસા? તુમ પ્રસન્ન ચિત્ત કયું નહીં હો?' મેં મારી આખી જિંદગીની વાત અથઈતિ મહાત્માજીને કહી. તે સાંભળી તે ખડખડ હસ્યા અને બોલ્યાઃ 'ક્યા દિયા વિના કોઈ પાતા હય?' આપ્યા વિના કોઈને મળે છે? 'ચલ મેરી સાથ. મેં તેરેકું કુછ બતલાઉં.' કહી મહાત્મા ઊઠ્યા. શી ખબર ક્યાં ગયાં અને કેટલું ચાલ્યા. જરા વારમાં કોઈ મોટું શહેર તેમાં એક મોટા રસ્તા ઉપર એક ઊંચામાં ઊંચા અને મોટામાં મોટા મકાન આગળ અમે આવી



પહોંચ્યા. કોઈ મહાન ધનાઢ્યનું એ ઘર હશે એમ ચોક્કસ લાગ્યું. જરા પાસે ગયા તો દરવાજાના બારણે ડાઢું બાંધી એક પઠાણ પહેરેગીર બેઠેલો જોયો. આગળ ચાલી અંદર જતાં ફડકી મરીએ એવી રીતે જોરથી ઘાંટો પાડી તે બોલ્યો 'કીધર જાતા હૈ, અંદર જાનકો શેઠકા હુકમ નહિ.

મહાત્માએ જવાબ આપ્યોઃ 'હમ સાધુ કો હુકમ ક્યા? ક્યા હમ લેને કે લીયે થોડા આયા હૈ?'

જમદૂત જેવો પેલો પઠાણ બોલ્યોઃ 'ન તો કુછ દેને કે લીયે આયા હો, ચલે જાઓ, શેઠ જાનેગા તો માર કહાડેગા.' એટલામાં તો એક માણસ અંદર હવેલીમાંથી બેબાકળો બૂમ પાડતો ધસમસતો આવ્યો. 'અરે પઠાણ, શો આ ધાંધલ મચાવ્યો છે? શા આ ભિખારી ભેગાં કર્યાં છે? અને બૂમરાણ કરી રહ્યા છે? અંદર શેઠ લડે છે. કહાડો બહાર નકર હમણાં આવશે તો તમારી એ થશે વલે ભેગી.' આટલું કહી પેલો માણસ અમારા તરફ ફરી વધારે ઉશ્કેરાઈ બોલ્યોઃ 'જાવ અહીંથી, મૂકી ગયા છો તમારા ભાનું અહીં કાંઈ? હરામી જાવ, નહિતર હમણાં ખાશો તો બત્રીશીએ તૂટી જશે. મહાત્મા બોલ્યાઃ 'ભાઈ, ગુસ્સા કાયકુ કરતા હૈ? તેરી પાસ હમને કુછ ન માંગા ઓર ન હમ કુછ બોલે. હમ તો એ(યહ) અચ્છે ભુજન દેખ કર જાતે હૈં. હમે કુંછ ચઈતા નહિં.'

એક તુંદ મિજાજી અવાજ ધીરો ધીરો હવેલીની અટારીએથી આવ્યો : 'ચઈતા નહિ તો આયા જખ મારને કે લીએ? ચલે જાવ ગરબડ છોડ કર, ભુવન દેખને કા મન હોતા હોવે તો કમર પે કાંકરા રખ કર રળો ઓર ભુવન બનવા કર ફીલ દેખો. અરે પઠાણ, ઝાલી બોચી કહાડો બહાર એ હરામખોરોને.' કહી શેઠ અંદર ચાલતા થયા. તેમના મ્હોંના સબ્દો પૂરા થતા પહેલાં તો પેલો નોકર અને પઠાણ જાણે વાઘરીના કૂતરાની માફક અમારા તરફ તૂટ્યા. અમે ચેતી ખસી ગયા તો ખરા તો પણ થોડી થોડી પ્રસાદી ભાગ તો આવી જ. અમને એવા ને એવા સત્કારે ધક્કા મારતા તેમના મકાનની બહાર પણ થોડે સુધી તેઓ વળાવવા આવ્યા. રસ્તે જતા-આવતા લોકો ઊભા રહેતા અને ઠપકો આપતા કહેવા લાગ્યાઃ 'અરે ત્યાં તે શું ખાવા ગયા હતા? જાણતા નથી...?'

બીજો કહેઃ 'મોટું હવેલું જોઈને...!'

ત્રીજો - 'બળ્યું એનું હવેલું. એણે કદી કોઈને થોડું જ કંઈ આપવું છે કે પાણીયે પાવું છે, હડધૂત કર્યા વિના રહે તોય ઠીક છે! બળીને આ હવેલીની પ્રસાદી!'

ચોથો - 'અરે આ કંજુસ આ શહેરમાં ક્યાંથી પાક્યો? આખા શહેરનું નામ બોળ્યું. બધાને લજવ્યા.'

આ પ્રકારે અનેક અભિપ્રાયો સાંભળતા અમે દૂર ગયા. બેઠા; પણ મારા ચિત્તમાં કાંઈ જુદું જ કુતુહલ જામી રહ્યું હતું.

મહાત્મા બોલ્યાઃ 'કયા ભગત, કૈસા હુવા?'

મેં કહ્યું : 'મહારાજ, થવામાં તો કંઈ ઉણપ નહિ પણ મારું ચિત્ત તો કાંઈ બીજી જ ગૂંચવણમાં પડ્યું છે, તેનું કાંઈ સમાધાન કરો. અટારીમાંતી પેલો શેઠ બોલ્યો. તેને જોઈ હું ભ્રમમાં પડ્યો છું. તેણે હીરા મોતી તથા સોનાના દાગીના પહેર્યા હતા. તેમજ મૂલ્યવાન રેશમી કપડાં પહેર્યાં, તેને બદલે જો મારાં લુગડાં પહેર્યાં હોત તો જાણે તે હું જ. તેને જોયો ત્યારે મને ભાસ થયો કે હું દર્પણમાં સામે ઊભેલી મારી પ્રતિમા જોતો હોઉં, પણ ફેર માત્ર એટલો કે હું ગરીબ તેથી માદરપાટ અને ખાદીથી ઢંકાયલો, જ્યારે તે શ્રીમંત એટલે રેશમી અને કિંમતી આભૂષણ પહેરેલાં, શું દુનિયામાં એક જ નમૂનાના બે માણસ હોતા હશે?'

મહાત્મા બોલ્યાઃ 'ના, તે જ તું. છગન ભગત!'

હું જાગ્યો.

બહારથી કોઈ બૂમ મારતું હતુંઃ 'છગન ભગત! છગન ભગત!'

ઊઠી જોયું તો મારા પરિચિત એક સ્વામીજી મને બોલાવી રહ્યા હતા.

હું ઊઠ્યો. તેમની સાથે બેઠો. પણ પેલી વાત મારા મનમાંથી ખસે નહિ. વારંવાર તેનું ચિન્તવન કરું, એક તરફ આત્મસ્વરૂપ મહાત્માના ઉદ્‌ગારનું સ્મરણ કરું, બીજી તરફ પેલા શેઠને જોયા કરું. મહાત્માએ મને કહ્યું છે, 'ના, તે શેઠ તે તું જ.' તે મહાતમા પહેલા બોલ્યા હતાઃ 'કયા દિયા વિના કોઈ પાતા હૈ?'

અરે, આ શું? છેવટે મારી બુદ્ધિમાં બેઠું. મહાત્માજીના શબ્દો તે ખરા જ. અને પેલો નોકરચાકરવાળો લખપતિ કે કરોડપતિ ધનવાન તે પૂર્વ જન્મે હું જ. પણ, 'કયા દિયા વિના કોઈ પાતા હૈ?' એ લાખો કરોડોની સમૃદ્ધિથી મેં કોઈને કંઈ જ આપ્યું નથી તે જાતે અનુભવ્યું. અને પેલા નગરવાસીઓએ તેની સાહેદીઓ પૂરી, ખરેખર મેં કોઈને કંઈ આપ્યું નહીં ને ઊલટું મદ અને ગર્વથી જેનું તેનું અપમાન કર્યું. અહો એટલી સમૃદ્ધિ મળ્યા છતાં હું સાથે કંઈ ન લઈ શક્યો. તે ધનનો યથોચિત ઉપયોગ કરી હું દાનવાન ન થયો. પણ માત્ર તેનું રક્ષણ કરી રાખી થોડા વખત માટે ધન પાછળ જ રહ્યો, તે જગ્યાએથી ઊઠતાં, દેહ છૂટતાં કોડી સાથે ન આવી. કોઈને આપેલું નહીં તેથી આ જન્મે ઘણા પ્રયત્ન કરતાં છતાં હાથ ખાલી ને ખાલી. કર્યું તેવું પામીએ તેમાં શોચ શાનો?

પાછળથી સંભારી બેસી રહેવું તે મને પસંદ નહિ તેથી જાગ્યા ત્યાંથી સવાર



ગણી હવે શો ઉપાય કરું કે ગુમાવેલી રિદ્ધિ સિદ્ધિ પ્રાપ્ત થાય એ વિચારમાં ને વિચારમાં પાછું સાંભર્યું કે 'ક્યા દિયા વિના કોઈ પાતા હૈ?' શું આપું? ધન તો ગુમાવી બેઠા છીએ. અંતરથી જવાબ મળ્યો - જે હોય તે આપ. મ્હેં તપાસ્યું, મારી પાસે શું છે? જોતાં માલૂમ પડ્યું કે થોડા દહાડા નભનારું, સામાન્ય ઓછી શક્તિનું ઘરડું શરીર અને મારી સામાન્ય પણ અનુભવી બુદ્ધિ મારે અર્પવા; આ વિચાર કર્યા બાદ મને વધારે પરિચિત, જેમાં માી કંઈ લાગવગ પહોંચે, જેને હું વધારે ઓળખું છું અને તેથી જેનાં દુઃખ-દર્દો વધારે જાણી શકું અને તે ઉપર તેના ઉપાય પણ સારા અને સચોટ કરી શકું એવી મારી વિશાળ જ્ઞાતિ જે દેશનું એક મોટું અને મુખ્ય આધારરૂપ અંગ છે તેની ઉન્નતિના માર્ગમાં મારી અવશેષ મૂડી રૂપી મારું વૃદ્ધ શરીર અને બુદ્ધિ અર્પી છે. આવતે અવતાર કદાચ ધન નહિ મળે. પરંતુ ખાત્રી છે કે સુદૃઢ શરી અને અજબ બુદ્ધિ તો મેળવીશ જ કારણ એક ગણા દાનનું ફળ સહસ્ર હજાર ગણું શાસ્ત્રમાં કહ્યું છે. ભવિષ્યની આ સમૃદ્ધિ માટે આ જન્મે આ ભોગ જ - બલિદાન જ આપવા નક્કી કર્યું છે. પસ્તાઉં છું કે, લખપતિ અને કરોડપતિ થયો પણ પાઈ વાપરી નહિ અને આ ભીખારી અવસ્થા વહોરી લીધી હું તો ભૂલ્યો પણ, ખરેખર ખૂબ ભૂલ્યો પણ મારા દેશના, જ્ઞાતિના બીજા ભાઈઓને પોકારી પોકારીને કહું છું કે ભાઈઓ બહેનો, તમે ચેતજો અને પરમ કૃપાળુ પરમાત્માએ તમને બક્ષેલાં તન મન ધન કે જ્ઞાન જે હોય તે લોભ મોહ મદ, અહંકાર તજી પરાર્થે જ હિતના કાર્યમાં જરૂર વાપરજો નહિ તો મારા જેવી કંગાલ અવસ્થા ભોગવવી પડશે અને, સમય જતાં હું હંમેશને માટે પસ્તાવું પડશે. માટે ચેતજો.

### ડાહ્યા ઘરડાના દીકરા

અમે સંસ્થાની પ્રવૃત્તિ માટે ઘણાં ગામોમાં ફરીએ છીએ. અને કેળવણી અતિ ઉત્તમ છે અને આપણો ઉદ્ધાર માત્ર કેળવણીથી જ થવાનો છે, એમ કહીએ છીએ. અમારા આ કહેવાના જવાબમાં આપણી જ્ઞાતિના વૃદ્ધો તરફથી થતી પ્રથમ દલીલો એ જ છે કે, ''આપણે ભણીને શું કરવું છે. આપણે તો ખેતી કરવી છે. આપણે ભણ્યાનું શું કામ છે. જુઓને, આપણા ગામમાં દેવકરણભાઈ ભણ્યા છે તે બે મણ ભાર ઉપાડવો હોય તો એ ઉપાડી શકતા નથી અને આપણા ગામનો દવારકાનો સોકરો ડોસાનું ખરચ કરીને તરત મેમાઈ જ્યો અને લવારના કારખાનામાં ઘૈણ મારવા રહેતો તે મહિનાના રૂ. ૨૫ લાવતો તો તે પાંચ વરસમાં શેઠનું દેવું બધું વાળી રહ્યો. કહો ભાઈ એ ચ્યાં ભણવા જ્યોતો. ભણેલેતો બધું બગાડ્યુંશ. આપણા લગન તોડી નાખ્યાં અને સરકારમાં અરજીઓ આલી અને છોકરાં નાનાં પરણાવે એનાં ડંડ કરાવ્યા. તો પણ ન ધરાયાં તે પાછા કેદ કરવાનો સરકારે કાયદો કર્યો. એ બધું ભણેલાઓએ

કરાવ્યું. ભણવાનું તો નામ જવા દ્યો. હું તો પેલો મોતીને કહું છું કે તું છોકરાને ભણાવીશ નહિ. નકિ ચાંય જતો રહેશે. અમારા હાળાનો છોકરો ભણ્યો છે તે ઉલટાં બારમાં કરવાનું ના કહે છે અને બાળલગન કરવાનું ના કહે છે. ત્યારે શું આપણા ઘરડાં ગાંડા હશે તે આમ કર્યું હશે?'' મેં કહ્યું કે, આપણા ઘરડાને ગાંડા તો કેમ કહીએ. ગાંડા તો બીજી જ્ઞાતિઓના ઘરડા હશે, કે જેથી આપણી માફક કર્યું નથી. લગાર વિચાર કરીને કહેશો વારુ કે જેના ઘરડાઓએ મોટાં મોટાં શાસ્ત્રો રચ્યાં; તારાઓની ગણતરી કરી; ભૂતળશાસ્ત્ર બનાવ્યાં; જ્યોતિષના ગ્રંથો કર્યા; વેદોના ભાષ્ય કર્યા; દરિયામાં બોટો ચલાવી; રેલગાડીઓ ચલાવી; જેણે તાર ચલાવ્યા; વાયરલેશ વાતચીત કરવી શોધી કાઢી; આકાશમાં વિમાન ચલાવ્યાં; આવાં તો અનંત કાર્યો કર્યા કે જેની ગણતરી પણ કરવી હોય તો તેમ કરવા પણ આપણે શક્તિમાન બની શકીએ તેમ નથી. એમના જ ઘરડાને આંગણે ગાંડા કહીએ તો ચાલશે ખરું કે? તેમણે આપણી માફક લગ્ન વગેરે નથી રાખ્યાં તેથી આપણે તેમને ગાંડા કહેવા? જો ઉપર બતાવેલાઓના ઘરડાઓને ગાંડા કહીએ તો ચાલે પણ આપણા ઘરડાઓને ગાંડા શી રીતે કહીએ? જુઓ તો ખરા, યુરોપમાંથી આવી અંગ્રેજો આપણા ઉપર રાજ્ય કરી રહ્યા છે. તેમના ઘરડા ગાંડા નહીં તો બીજું શું કહેવું. સાંભળો તો ખરા પટેલ, તમારે કેટલા છોકરા છે - જઃ - તમારે શું કરવા છે? પ્ર : હું તો સહેજ પૂછું છું. જ. અમારે ત્રણ દીકરા છે. પ્ર.: તે શું કરે છે? જ : એક તો ઘેર સેતી કરે છે; બીજો અમદાવાદ મિલમાં જાય છે. મહિનાના રૂ. ૩૦) લાવે છે અને એક મુંમઈ છે.'' પ્ર : મુંબઈમાં તે શું કરે છે? જ : ચમ શું કરે છે? મજૂરી. પ્ર : શું મજૂરી કરે છે? માધવબાગમાં બધાં ઘણા પાટીદારો ત્યાં રહે છે અને શહેરમાં છૂટક મજૂરી કરે છે. જ : અમારો છોકરો તો એક ભાટીઆના ઘેર રહે છે. મહિનાના ચોખ્ખા ખાતેપીતે રૂ. ૧૩) લાવે છે. કો ભાઈ શું દુઃખ છે અને ભણવાનું શું કામ શે? અમણાં તો શેઠના ઘરમાં વિવાહ હતો તે રૂ. ૫) પાઘડીના આપ્યા. મેં પૂછ્યું : - 'શેઠના ઘરમાં એઠવાડ કાઢે છે કે બીજું કાંઈ કામ કરે છે?' પટેલે જવાબ આપ્યો : શું એંઠવાડ કાઢ્યામાં હીણપદ છે? હીણપદ તો ચોરી અવેરીમાં છે, કે પછી મા બાપનું ખરચ કર્યા વિનાનું રહે તો હીણપદ છે.'' મેં કહ્યું : - ''ધન્ય છે, ડાહ્યા ઘરડાના દીકરાઓને. હવે તો ડાહ્યા ઘરડાના દીકરાની શોભામાં મણા શું રહી છે. પટેલ જુઓને તમારા દીકરાના શેઠના ઘરડા તો ગાંડા જ કહેવાય ને કે જેમણે આપણાં ઘર બાર છોડાવી તેમના ઘરના એંઠવાડ કાઢવા લઈ જાય છે. તેમના ઘરડાઓએ ગાંડા થઈ બાળલગ્ન, જ્ઞાતિ વરા વગેરેને ન કર્યા અને મોટા મોટા વેપાર ખેડવામાં પોતાના ધનનો ઉપયોગ કર્યો. જ્યારે આપણા ઘરડાઓએ કેટલી ડહાપણની વાત આપણને વારસામાં આપી છે કે જેથી આપણે



તેવા ગાંડા ઘરડાઓના દીકરાઓના ચાકર બની પાટીદારને ન શોભે તેવાં કામ કરવાં પડે છે.

કડી **છગનલાલ પીતામ્બરદાસ**

૧૯૨૮ ચેતન, વર્ષ-૨, અંક-૭

## મારી મુસાફરી

તા. ૨-૫-'૨૫ના રોજ હું તથા રા. ભગત ધનશા જેકરણદાસ દાળોદના કેટલાક ગૃહસ્થોનો પત્ર હોવાથી આશ્રમના ફંડના ઉઘરાણા માટે નીકળ્યા. વીરમગામ લાઈનના રામપુરા સ્ટેશને ઊતર્યા. ત્યાં અમારા માટે દાળોદના પટેલ ભગવાનભાઈ માલજીએ સામું ગાડું મોકલ્યું હતું. અમદાવાદથી પ્રોફેસર સ્વામીનારાયણ પણ આવ્યા અને અમો બધા મળી દાળોદ ગયા. વીરમગામથી આવેલા રા. શિવાભાઈ પર અમારી સાથે ભળ્યા. રાત્રે નવ વાગે દાળોદ પહોંચ્યા. સવારમાં દાળોદ ગામમાં ટીપ શરૂ કરી. ગામમાં પાટીદારોની વસ્તી માત્ર ૩૦-૩૫ ઘરની જ હતી, છતાં ચૌદસો રૂપિયાની ટીપ થઈ. ખરેખર આ ગામનો ધડો બધાં ગામોએ લેવા જેવો છે. ૩૦-૩૫ ઘરોના ગામમાંથી ચૌદસો રૂપિયાની ટીપ થાય એ આ સંસ્થા પ્રત્યેની તેમની ભાવના તથા તેમની ઉદારતાનું દર્શન કરાવે છે. આશા છે કે સર્વ જ્ઞાતિભાઈઓ આ ગામના જ્ઞાતિભાઈઓનો દાખલો લેશે. સાંજે ગામના મંદિરમાં, ગામના બધા લોકો ભેગા થયા અને રા. પ્રોફેસરે કેળવણી, ન્યાતવરા, બાળલગ્ન, સંપ વગેરે વિષયો ઉપર ભાષણ આપ્યું અને તે બાદ. રા. ધનશા ભગત તથા હું પણ તે જ વિષયો ઉપર થોડુંક બોલ્યા. આ ગામમાં રા. હરિભાઈ જગજીવનદાસ કે જે ત્યાં ગુજરાતી શાળામાં શિક્ષક છે તેમણે ફંડની ટીપ કરવામાં તથા આ સંસ્થાની જરૂરિયાત લોકોને સમજાવવામાં અને તેનો પોતાનાથી બનતો ટેકો આપવા એ સૌ કોઈની ફરજ છે એમ લોકોના મનમાં ઠસાવવામાં લીધેલી જહેમત માટે અમો તેમનો આભાર માનીએ છીએ.

બીજે દિવસે સવારે ગામ વનપરડી ગયા. આઠ વાગતાના સુમારે પહોંચ્યા. ત્યાં જઈ મંદિરમાં બેઠા. પછી થોડીવારમાં આગેવાનો આવ્યા અને થોડીવારમાં ગામ તરફથી રૂપિયા ૧૦૧ નોંધાવ્યા. પછી લગભગ દશ વાગતાં સખત તાપ છતાં ચાલતા ત્યાંથી લગભગ બે વાગે નાયકપુર ગામ ગયા. આવા તાપમાં પણ રા. પ્રોફેસરસાહેબ પણ ચાલી આવ્યા. તે જોઈને મને મનમાં કાંઈ કાંઈ ભાવો ઉત્પન્ન થયા. મને એ પણ થયું કે આવા મહાન પુરુષોના તપના પ્રભાવથી હવે આ સંસ્થા તેમજ સમસ્ત કોમનો ઉદય હાથવેંતમાં જ છે. એમાં કાંઈ સંશય નથી. મારા જેવા જિંદગીના દુઃખિયારા તાપ સહન કરે તેમાં નવાઈ શું? પણ રા. પ્રોફેસરસાહેબ જેવા બાળપણથી શાંતિ તથા સુખમાં ઊછરેલા પુરુષો પણ આવાં દુઃખો વેઠવા તૈયાર થાય તો તેમાં

જ્ઞાતિ-ઉન્નતિનાં શુભ ચિહ્નો સિવાય બીજું શું સમજવું.

નાયકપુર ગામમાં પુરુષની પણ ગરજ ન પડવા દે તેવી એક બહુ જ સમજુ શામબાઈ નામની બાઈને ત્યાં ગયા. બાઈ કોઈ કામસર પરગામ ગયેલાં હોવાથી ઘેર નહોતાં પણ ઘરનાં બીજાં માણસોએ અમારો આદરસત્કાર કર્યો. અડધા કલાક પછી બાઈ પોતે બહારગામથી આવ્યાં અને આવતાં જ અમારી રસોઈપાણીની વ્યવસ્થા કરાવી દીધી. પછી ગામના લોકોએ રૂ. ૧૫૧ મંડાવ્યા અને શામબાઈએ પોતે પણ ચોમાસામાં પોતાના નામની એક ઓરડી બંધાવી આપવાની ઈચ્છા દર્શાવી. અમો ત્યાંથી બીજે દિવસે નીકળી પાસેના એક ગામમાં ગયા. તે ગામમાં પાટીદારની માત્ર દશવીસ ઘરની વસ્તી હતી છતાં ઠીક પૈસા મંડાવ્યા. ત્યાંથી હું ગામ માંડલ આવ્યો અને ત્યાંથી મોટરમાર્ગે વીરમગામ આવ્યા અને ગાડી માર્ગે વૈશાખ સુદી ૧૪ના દિવસે ઊંઝામાં ઉમિયા માતાજીના મેળામાં ગયા. મારી આ મુસાફરીમાં જે જે ગામોમાં હું ફર્યો તે સઘળાં ગામોમાં પાટીદાર ભાઈઓમાં અંદર અંદર કુસંપ તથા દ્વેષ ઠીકઠીક પ્રમાણમાં જોવામાં આવ્યા અને તેમના તે દ્વેષ અને વેર કેટલેક અંશે આવી સંસ્થાઓના કાર્યોમાં પણ નડતરરૂપ થાય છે એ મેં પ્રત્યક્ષ અનુભવ્યું.

લેખક : **રા. છગનલાલ પીતાંબરદાસ પટેલ**

**ગામડાની ઉદાર મદદ**

લે. રા. છગનલાલ પીતાંબરદાસ છત્રાલના આગેવાનોએ અમારા ગયા પહેલાં આ સંસ્થા માટે કેટલીક નોટિસ કરી રાખી હતી અને ગયે કાલ પા. ધનશા જેકરણદાસ, ગીરધરદાસ, આંત્તમદાસ અને હું છત્રાલ ગયા. ત્યાંથી અગાઉથી થયેલી ટીપ અમારા આગળ ધરવામાં આવી. ટીમની શરૂઆતમાં મદદ કરનાર ત્યાંના એક મહંતે રૂ. ૫૦ ભર્યા છે. જેમનું નામ શ્રી શિવનાથજી બલદેવનાથ (ત્યાંના મહાદેવના) એમણે આ ઉદારતા બતાવી આ સંસ્થા ઉપર અનહદ પ્રેમ બતાવ્યો છે. પાટીદારોએ પણ સારો પ્રેમ બતાવ્યો છે.

બીજે દિવસે અમે ધોનજ ગયા, ને ત્યાંના મંદિરમાં મુકામ કર્યો. ધોનજમાં ઘર ઘણાં જ થોડાં છે. છતાં જોતજોતામાં રૂ. ૭૬) છોત્તેરની રકમ લખાઈ ગઈ. ત્યાર પછી તરત જ ત્યાંથી નજીકના ગામ બીલેસરપુર ગયા. તે ગામ ઘણું નાનું છે. પા. આત્મારામ માલદાસ તથા પા. કાલિદાસ પુરુષોત્તમ અમારી સાથે હતા. ત્યાં પણ સારી રકમ થઈ. પૂર્ણ સહાનુભૂતિ દર્શાવી હતી. ત્યાંથી અંબાયપુર ગયા. લોકો ખેતરમાં ગયેલા હોવાથી ત્યાંના નજીકના ગામ ચડાસણે ગયા. ત્યાં ગતમ ડેંગુમાના મહેમાનો હતા. તથા અંબાયપુરાવા પટેલ મોહનદાસ દેવજીદાસ પણ હાજર હતા. ત્યાં ફક્ત ૨૫ ઘર જ છે. જેમાં ફક્ત ૧૨ ઘરમાંથી રૂ. ૧૧૧ની ટીપ થઈ છે. જે સંસ્થા તરફનો



તેમનો પ્રેમ બતાવી આપે છે.

| | |
|---|---|
| છત્રાલ-રૂ. ૪૦૯ | ગામ અડાસણ રૂ. ૪૨ |
| ધોનજ - રૂ. ૭૬ | અંબાયપુરા રૂ. ૧૧૧ |
| | બીલીયાપરુ રૂ. ૯૨ |

**નોંધ :** દાતાઓને નામાવલી લાંબી હોવાથી આખી નથી.

**શ્રી કડવા પાટીદાર કેળવણી ઉત્તેજક મંડળ - કડી**

વર્ષ - ૧૫ અંક : ૧૧ - ૧૯૨૪ ૧૯૨૭

**છગનભા** - સુધારામાં

શ્રીમંત સમાજીરાવ ત્રીજાના બાળલગ્ન પ્રતિબંધક નિબંધ યુવાનો જોશમાં આવ્યાં. સન ૧૯૬૬ની શરૂઆતમાં જ્ઞાતિ પરિષદ ભરી અનિષ્ટ હાનિકારક રિવાજોનો એકદમ ત્યાગ કરવા જોરદાર ઊહાપોહ કર્યો. સુધારકોના દશ વર્ષના ચાલુ ઊહાપોહને લઈને સમગ્ર પ્રજાના વિચાર બદલાયા હતા. અજ્ઞાન પ્રજા વણસમજે લગ્ન કરી નાંખે તો ગાયકવાડી કાયદામાં ફસાય. દંડના ભારે બોજા તળે ચગદાઈ જાય તેમ હતું. હરકોઈ સમજુ માણસો એવું ઈચ્છતા હતા કે પ્રજા આ હેરાનગતિમાં ન ફસાય.

ઉપરોક્ત કારણે કડી પ્રાંતમાંથી પા. ગંગારામ નરસિંહદાસ, પ્રા. પ્રભુદાસ ભાવસંગ પા. ચતુરદાસ હીરદાસ વકીલ તથા અન્ય ચાણસ્માના આગેવાનો, પા. શ્રી છગનલાલ પીંતામ્બરદાસ તથા ઊંઝા, ઉમતા, આદ્રજ વગેરેની આગેવાની તળે બીજા ઘણા ડાહ્યા પુરુષોએ મહેસાણા મુકામે એકત્ર થઈ તે સાલે લગ્ન નહિ કરવા જ્ઞાતિ તરફથી ઠરાવ કર્યા. આ કાર્યમાં જ્ઞાતિશિરોમણિ ના. પાટડી દરબારશ્રી તથા તેમનો ભાયાત વર્ગ, ના. વીરમગામ દરબારશ્રી તથા તેમનો ભાયાત વર્ગ તથા અમદાવાદ આદિ મૂલ્ય સ્થળના જ્ઞાતિબિંદુઓએ સંમતિ આપી અને બધાએ એકત્ર અવાજે ના. શ્રીમંત મહારાજા સાહેબને પોતાની હકીકત જણાવી અને શૂદ્ર સ્વાર્થને કારણે જ્ઞાતિની બરબાદીનો ખ્યાલ નહિ કરનારને દબાવી દેવા જણાવ્યું. રાજ્ય તરફથી ના. દીવાન સાહેબ મનુભાઈ તથા તે સમયના પ્રાન્તના સૂબા સાહેબ મે. રામલાલ હીરાલાલ દેસાઈએ આ કાર્યમાં સમય બેસમય હર વખતે ઉત્સાહ અને લાગણીથી, પોતાનું અને પોતાની જ્ઞાતિ કે સમાજનું કાર્ય હોય, તે રીતે મદદ કરી, પરિણામ અતિ સુંદર આવ્યું.

આ ઘટના પહેલાં ચાર વર્ષ અગાઉ માધ મહિનામાં શેઠ શ્રી મફતલાલ ગગલદાસને ત્યાં દીકરાનું લગ્ન થયું હતું. ના. દિ. ગોવિંદભાઈ દેસાઈ અને અન્ય અધિકારીઓ હાજર રહ્યા હતા.

સંવત ૧૯૭૬ (૧૯૨૦)થી મનપસંદ પ્રમાણે લોકો લગ્ન કરવા લાગ્યા.

અમદાવાદની બધી પોળો છૂટાં લગ્ન થવા લાગ્યા.

**આદ્રજમાં એક દિવસ**

લેખક : **છગનલાલ પી. પટેલ**

મહાસુદ ૧૦ને વાર શુક્રને સવારે આદરજ ગામે શ્રી રામજી મંદિર નવીન કર્યું. તેમાંશ્રી રામચંદ્રની પ્રતિષ્ઠા હોવાથી શ્રી કડવા પાટીદાર વિદ્યાર્થી આશ્રમ કડીને આમંત્રણ કર્યું હતું. આ આમંત્રણને માન આપી આશ્રમ વાસીઓ દસમને સવારે પાંચ વાગે ઊઠી નાહીધોઈ પરવારી બરાબર છ વાગે આદરજ તરફ વિદાય થયા તે સંઘમાં જોડાવાનું મને સદ્ભાગ્ય પ્રાપ્ત થયું હતું. રસ્તામાં બોરીસણા ગામના રહીશોએ વિદ્યાર્થીઓને દૂધ પાવા ઘણો આગ્રહ કર્યો, પણ અમારે વખતસર પહોંચી જવાનું હોવાથી અમે રોકાઈ શક્યા નહિ. છતાં તેમણે ગોળ અને મગફળી ઘણા પ્રેમથી અને આગ્રહથી આપી. જે અમે સાભાર સ્વીકારી આગળ ચાલવા માંડ્યું. આદરજની ભાગોળે પહોંચતા ગોળ - મગફળીને ઊભા ઊભા ન્યાય આપી દીધો. પછી બે હારમાં ગોઠવાઈ ભજન ગાતાગાતાં ચાલવા માંડ્યું. સામા આવેલા ગામના આગેવાનો તથા લોકો હર્ષ ઘેલા બની પ્રેમભીનાં નયનો વડે સાનાશ્ચર્યથી બે હારને નિહાળી રહ્યા હતા. પાસે પહોંચતાં જ અમારા સંઘમાં તેઓ ભળી ગયા. અને સર્વે એ મંદિર ભણી ચાલવા માંડ્યું. 'શ્રી રામદેવકી જય', શ્રી ઉમિયા માતકી જય, શ્રી મહાત્મા ગાંધીકી જય' એના જયનાદ કરતા અઆબાળ સંઘને મંદિરે પહોંચતાની સાથે જ ત્યાં ઊભેલા સર્વ પુરુષો, સ્ત્રીઓ, બાળકો કે વૃદ્ધાએ પ્રેમપૂર્વક વધાવી લીધા. શ્રી રામચંદ્રજીનાં દર્શનાર્થે સંઘ મંદિરમાં દાખલ થયો. મંદિર આગળના મંડપમાં અગ્નિ કુંડમાં ઘૃતનો હોમહવન થઈ રહ્યો હતો. વેદ મંત્રોનો ધ્વનિ થઈ રહ્યો તો. મંદિરમાં શ્રી રામ, લક્ષ્મણ, જાનકી તથા કૃષ્ણરાધાજીનાં તથા બંને બાજુએ સુંદર દેરડીઓમાં શ્રી ગણપતિ અને મારૂતિના અમે દર્શન કર્યા. મંદિરનું ખર્ચ ૨૫,૦૦૦ હજાર થયું છે.

દર્શન કરી રહ્યા બાદ વિદ્યાર્થીઓ મંદિરમાંની પકારીમાં વ્યવસ્થિત ગોઠવાઈ ગયા. ને ગીતાજીનો 'પુરુષોત્તમ માહાત્મ્ય' વાળો પંદરમો અધ્યાય લલકારવા લાગ્યા. અધ્યાય પૂરો થતાં ભજનિયાં શરૂ થયાં. આ વખતે તમામ લોકોના પ્રેમ અને આનંદ ઊભરાઈ જતો. ભજન પૂરું થતાં રા. ભગતજી ધનશા ઉત્સાહભેર ઊભા થઈ ગયાના તમામ લોકોને સંબોધી કહ્યું કેઃ-

'ભાઈઓ, આવો પ્રસંગ આપણી જિંદગીમાં પહેલવહેલો જ છે, આ પ્રસંગે આ વિદ્યાર્થીઓ અત્રે પધારી આપણા ગામને પાવન કર્યું છે. આપણી જ્ઞાતિનાં તે બાળકો છે. તેથી આખી જ્ઞાતિનાં આપણને દર્શન થયાં છે. તમે જાણો છો જ કે હાલ આશ્રમનું મકાન થાય છે. તેમાં યથાશક્તિ મદદ કરવી આપણી ફરજ છે. એમ



કહીને ભગતજીને એ પોતે રૂ. ૧૦૧ એકસો આપવા જણાવી ટીપની શરૂઆત કરી. એકદમ ટીપમાં યથાશક્તિ લખાવવા ત્યાં ઊભેલા સદ્ગૃહસ્થો ઉત્સુક થઈ રહ્યા હતા અને ઉપરાઉપરી રકમો મંડાવવા લાગ્યા. દસ મિનિટમાં જ ૧૮૦૦ રૂ. અઢારસો મંડાયા. બે કલાક પછી રૂ. ૨૩,૦૦ બસ્સો થયા અને બીજે દિવસે સાંજ સુધીમાં રૂ. ૪,૫૦૦ થયેલા. આદરજ ગામની બસ્સો ઘરની વસ્તીના પ્રમાણમાં આ રકમ બહુ જ મોટી ગણાય. આશ્રમની સ્થાપનાથી અત્યાર સુધી દર વર્ષે પોતાનો યોગ્ય ફાળો એ ગામે આપ્યા જ કર્યો છે.

ઉપરાંત આ સાલે જે નાણું આશ્રમના મકાન માટે ભેગું થયું છે ને થયા કરે છે તે આદરજ ગામના પાંચ - સાત સદ્ગૃહસ્થોને આભારી છે. એઓ જ કમર કસી ઉઘરાણું ગામેગામ કરી રહ્યા છે અને આશ્રમની કીર્તિ વધારી રહ્યા છે. મંદિરમાં મોટી રકમ ખર્ચાઈ છે તે ઓણસાલ પાક સારો નહોતો થયો. એ નજરમાં લેતાં આશ્રમ માટે ઉઘરાણું કરવા અમારો જરાય વિચાર ન હતો. છતાં આવડી મોટી રકમ હર્ષભેર આદરજ ગામે આશ્રમને ભેટ ધરી છે. પછી વિદ્યાર્થીઓ પોતાના ઉતારે ચાલ્યા ગયા. બપોરે ગીતાજીના પંદરમાં અધ્યાય અને બીજો શ્લોક બોલતાં બોલતાં ભોજન કરી રહ્યા બાદ આરામ લીધો.

હું સાંજે ઉગમણી ભાગોળે ગયો. ત્યાં પુષ્કળ ગાયોને આદરજ ગામ તરફથી ઘાસ નીરવામાં આવ્યું હતું. ગાયમાતાઓ પ્રણય બુદ્ધિવાળા આદરજ ગામને હૃદયપૂર્વક આશીર્વાદ દેતી વાગોળ હતી - ઘાસ ખાતી હતી.

સાંજે વિદ્યાર્થીઓએ વાળુ કર્યા બાદ મોડી રાત સુધી ભજનિયાં ગાયાં પછી સૂઈ ગયા. રા. પા. માધવલાલ નારણદાસે બીજે દિવસે વિદ્યાર્થીઓને ભોજન આપવા ઘણો આગ્રહ કર્યો પણ અનુકૂળ સમય નહિ હોવાથી વિદ્યાર્થીઓ સવારે પાંચ વાગે ઊઠી. એક પ્રભાતિયું ગાઈ વ્યવસ્થિત ગોઠવાઈ જઈ ગાતાં ગાતાં કડી તરફ વિદાય થયા. પ્રેમપૂર્વક ગ્રામવાસીઓ ભાગોળ સુધી વળાવવા આવ્યા, ને **વંદે માતરમ્ શ્રી રામચંદ્ર કી જય, મહાત્મા ગાંધી કી જય**ના પોકારો વચ્ચે છૂટા પડ્યા. રસ્તામાં બોરીસણા તો આવ્યું જ, ત્યાંના ગૃહસ્થોએ વિદ્યાર્થીઓને દૂધ પાયું. પાશેર પાશેર ખારેક આપી. આવો પ્રસંગ મળવાથી પોતાને ભાગ્યશાળી માની વિદાય કર્યા. આ બાળ સંઘ બપોરે સાડા અગિયારના સુમારે કડી પહોંચ્યો.

કડવા વિજય ૧૯૮૦ (૧૯૨૪) વર્ષ ૧૫

**ગોળે વાળ્યો રોળ**

હું તો ઘણાં ગામોમાં ફર્યો છું તેથી અનુભવ થયો છે કે આપણી જ્ઞાતિ ભોળી અને સરળ છે, પણ મને તે સાથે પુરાતન ઈતિહાસની એક બાબત યાદ આવે છે.

રાવણકુળનો નાશ કરતાં કરતાં રાવણના કુળનાં જે તદ્દન નાનાં બાળકો બચી ગયાં હતાં તેમને શ્રીરામચંદ્ર અયોધ્યા લેતા આવ્યા અને તેમને પાળીપોષી મોટાં કર્યા અને તેમને પણ તે વખતે ઉત્તમમાં ઉત્તમ મનાતા ખેતીના ધંધામાં જોડી દીધાં. તે પાટીદારજ્ઞાતિમાં મળી ગયાં. પણ તેમના દિલમાં અંદરખાનેથી રામચંદ્રજી અને તેમની ભવિષ્યની પ્રજા ઉપર ભારે દ્વેષબુદ્ધિ કાયમ રહી. તે બિચારાં પરવશ હોવાથી કંઈ કરી શકે તેમ નહોતાં પણ એમણે એટલું વિચાર્યું કે આપણે આ રામચંદ્રની પ્રજામાં જો અધર્મ ફેલાવીએ તો જરૂર તેની પ્રજાનો નાશ થાય. જેમકે, મામા શકુની ઉપરથી દુર્યોધનના મિત્ર બન્યા છતાં અંતઃકરણથી તો દુર્યોધનનો નાશ કરવાના ઘાટ ઘડે જાય. તેવી જ રીતે આપણા આ રાક્ષસી કુળના બાળકોએ નિશ્ચય કર્યો કે મામા શકુનીએ તો જૂગટું રમાડ્યું. સતી દ્રૌપદીનાં ચીર ખેંચાવ્યાં અને લાક્ષાગૃહ રચાવરાવ્યો. આ બધાં કાર્યો કરી આખરે દુર્યોધનનો નાશ કરી ધારેલું કાર્ય પૂરું કર્યું. તેવી જ રીતે રાવણના કુળમાંથી બચાવી લાવેલા રાક્ષસોના વંશજોએ આપણી જ્ઞાતિમાં અધર્મ ફેલવવા નીચે મુજબ કાર્યો શરૂ કર્યા. જેવાં કે : (૧) ગોળ (૨) બાળલગ્ન (૩) ન્યાતવરા

(૧) પ્રથમ ગોળની વાત લઈ તેનો વિચાર કરીએ તો ઓગવાનોએ પોતાની જાતે મોટાભા થવા ગોળ બંધાવરાવ્યા અને તેમાં પાછળથી અધર્મો ફેલાવવા લાગ્યા અને ધર્મની દરેક રૂઢિઓ અટકાવી. જેવી કે, પહેલાંના સમયમાં કન્યાદાન આપી આપણા લોકો જે મોટું ઉગ્ર પુણ્ય મેળવતા તે આપણા આ નવા ગણાતા આગેવાનોએ કન્યાદાન ન કરવું, પરંતુ કન્યાના બદલે સામી સાટામાં કન્યા લેવી, અગર જો પોતાની કન્યા મોટી હોય તો એકને બદલે બે લેવી, પરંતુ કન્યા વગર બદલે આપવી નહિ એવું લોકોના મનમાં ઠસાવી ઉપર બતાવ્યા પ્રમાણેની કન્યાદાનની પુણ્ય રૂઢિને નાબૂદ કરાવરાવી. આ પ્રમાણે કરાવવામાં તેમની મુખ્ય માન્યતા એ હોય છે કે જો કોઈને વગર બદલે કન્યા આપવામાં આવે તો તે આપણાથી મોટો છે એવું મનમાં અભિમાન લાવે. તેથી તેને વગર સાટે કન્યા ન આપવી એવું એ જે ગોળના પોતે આગેવાન હોય છે તે ગોળના માણસોને સમજાવે છે. આ ઉપરાંત વળી બીજી બાબત એ છે કે જો ગોળનો કોઈ માણસ પોતાની દીકરીને વગર સાટે પરણાવે તો પોતાના ગોળ તરફથી તેના ઉપર દબાણ કરી તેની પાસે તેની દીકરીની ફારગતી લેવરાવે છે અને ફારગતી આપ્યા પછી એક ઘેરથી બીજે અને બીજેથી ત્રીજે એ પ્રમાણે સગપણ કરાવરાવે છે. હાલના ગોળના આગેવાનોનું મુખ્ય કાર્ય આ થઈ પડ્યું છે.

વળી, જો ગોળનો કોઈ સખસ પોતાના ગોળ બહાર, બીજે કોઈ સારા કુળવાન ઘરમાં, કન્યાદાન આપે તો ગોળના સઘળા આગેવાનો એકદમ એકઠા થઈ આ પ્રમાણે



ગોળ બહાર કન્યા દેનારે આગેવાનોની મર્યાદા તોડી માટે તેના ઘરનો એકડો કાઢી નાખી તેને ખારાપાટમાં નાખી દેવો, તેની સાથે કોઈપણ જાતનો વહેવાર ન રાખવો, તેને એકલોઅટૂલો રાખી ગભરાવવો એવા નિશ્ચય કરે છે અને તે પ્રમાણે તેને હરેક રીતે પીડે છે. ચોક્કસ રીતે સાબિત થાય છે તે એ છે કે બાળલગ્ન શાસ્ત્રવિરુદ્ધ હો કે રાજ્યવિરુદ્ધ હો કે રૂઢિવિરુદ્ધ હો પણ હવે તો આપણી જ્ઞાતિમાં છૂટક લગ્ન થાય છે તેથી ગોળના દરેક માણસે પોતાની કન્યા એક માસની થાય તે પહેલાં તેનું સગપણ કરી દેવું; અને આ પ્રમાણેનું સગપણ કદી તોડવું નહિ અને તોડે તો ગોળનો ગુનો કર્યો અને તેથી ગોળ બહાર. આમ કરાવવામાં તેમનું માનવું એ છે કે આ પ્રમાણે થવાથી પોતાના ગોળમાં કન્યાની અછત થાય. પણ એ પ્રમાણે કરવા જતાં તે તેમનો મૂળ રાક્ષસી હેતુ - રામની પ્રજાનો નાશ કરવાનો હેતુ - સિદ્ધ કરવા પ્રયત્ન કરતા હોય એવું માલૂમ પડે છે.

બીજું, તેમનું મહાન કાર્ય એ હોય છે કે પોતાના ગોળમાં કેટલી કન્યાઓ અષ્ટમંગળાની છે તેની તેઓ હંમેશાં ગણતરી રાખે છે. આ કન્યાને જો વોળાવવી હોય તો ગોળના આગેવાનોની રજા સિવાય વોળાવી શકાય નહિ; અથવા તો આગેવાનોનાં ખીસાં બરાબર તર થાય તો જ તે સખસ પોતાની કન્યાને વોળાવી શકે, અગર સગપણ કરી શકે. જો કોઈ સખસ પોતાની મરજી મુજબ વર્તી, તેમના કહ્યા વિરુદ્ધ વર્તી, કન્યાનું મરજી ફાવે ત્યાં સગપણ કરે, તો આગેવાનો ભેળા થઈ તેની પાસે સગપણ તોડાવે. આમ છતાં પણ જો તે સખસ સગપણ ન તોડે તો જ્યારે કન્યાને વળાવે ત્યારે કન્યાના બાપના ઘેરથી, વર પક્ષની વેલ કન્યાને વગર વોળાવ્યે પાછી વાળે; આમ છતાં જો કોઈ કન્યાને વળાવે તો વળાવ્યા પછી ફારગતી લેવરાવે અને ફારગતી લેવરાવ્યા પછી તેમને જે જગ્યાએ પેટપૂર લાંચ મળે તે ઠેકાણે તેને વળાવરાવે.

ગોળના કોઈ આગેવાનને હોકો પીતાં પીતાં એવો ખ્યાલ આવે કે અમુક માણસ મારા કહ્યા મુજબ વર્તતો નથી અને મારા ખેતરમાં બેચાર દિવસ હળ લઈને મફત આવતો નથી, તો તેના ઘેર તેના છોકરાને રૂપિયો અપાયો હોય તો આપનારના ઉપર દબાણ કરી તે સગપણ તોડાવે અને તેને દાબમાં રાખવા માટે પોતાનાથી બનતા બધા પ્રયત્નો કરવા ચૂકે જ નહિ.

આગેવાનો પોતે તો પોતાની કન્યાના પૈસા લેતા હોય છે, પોતાની કન્યાના સાટામાં બે સાટાં લેતા હોય છે પણ બીજો જો કોઈ એ પ્રમાણે ન કરે તો તેને ફરજ પાડી આ દુષ્ટ કાર્ય તેની પાસે કરાવરાવે છે.

લેખક : **રા. છગનલાલ પીતાંબરદાસ પટેલ**

## રા. ગંગારામ જેઠીદાસને

કડવાકોમે સુધારાની હીલચાલ બે દસકા થયાં ઉપાડી લીધી હતી. તે હીલચાલની લગભગ શરૂઆતથી આપ તેમાં ભળ્યા હતાં. ગામોગામ ફરી સમાજનું પ્રચારકાર્ય આપ કરી રહ્યા હતા. તમોએ સમાજનું સારું કામ કરેલું. તે કામની કદર કરી સમાજે તમને એક ચાંદ અર્પેલો. સમાજની બોર્ડિંગના કારભારી પણ તમે નિમાયેલા. જ્ઞાતિજનોને સુધારોનો ઉપદેશ આપે અસરકારક રીતે આપેલો. બાળલગ્ન બાળો, કન્યાવિક્રય કાઢો, ન્યાતવરો ટાળો ને વિદ્યા વધારો એવો ઉપદેશ આપે આપવામાં મણા નથી રાખી. વડોદરા સમાજ મળ્યો ત્યારે પ્રેતભોજન-બારમું નહિ કરવાની પ્રતિજ્ઞા લેનાર લાડોલવાળા શ્રી ધનજીભાઈને આપે જ પુષ્પનો હાર પહેરાવેલો. ત્યાર પછીની તમારી પ્રવૃત્તિ કંઈક શંકાશીલ બની. સમાજના કાર્યકર્તાઓએ આપનું બાહ્ય કાર્ય જ તપાસેલું. તમારી અંતરવૃત્તિ નહિ તપાસેલી. ઊજળું એટલું દૂધ ગણેલું. સુધારાની શરૂઆતમાં જ સરઢવના સ્વ. પટેલ ઈશ્વરભાઈને ત્યાં છૂટા લગ્નના પ્રસંગે તમે મોખરે રહી ખૂબ જ ઘૂમ્યા. તમારા દીકરીનાં લગ્ન પણ છૂટક કર્યા. આવાં તમારાં પરાક્રમથી સુધારાવાળાઓ ન અંજાય તો જ નવાઈ જેવું. છતાં ચઢાવેલો ઓપ તો કેટલા દહાડા ટકે? આખરે પોત પ્રકાશ્યું. વ્યાઘ્ર-ચર્મથી ઢંકાવાથી કંઈ વાઘ બની જવાતું હશે? આપનો અંતરસ્વભાવ સમાજની પ્રવૃત્તિમાં પ્રકાશ્યો. આપ જેનું ખાતા હતા તેનું ખોદવાની પ્રવૃત્તિ આદરી. સમાજને પોતાના કાર્યમાંથી આપને નાછૂટકે ફારેગ કરવા પડ્યા, એટલું જ નહિ, પણ અર્પણ કરેલો ચાંદ પણ પાછો ખેંચી લેવાની સમાજને ફરજ પડી. આપના કપાળમાં ચાંલ્લો કરી સમાજે ભૂંસી નાંખ્યો. આવું હડહડતું અપમાન આપના જેવા કવિની શક્તિ ધરાવનારને કેમ સહન થઈ શકે? વેર વાળવું જ જોઈએ. આપે આપનો ચમત્કાર બતાવવો જ જોઈએ. આપે સામો મોરચો માંડ્યો. મોખાસણ પરિષદ વખતે ધાંધલ મચાવવા પ્રયત્ન કર્યો. પણ સત્યનો જ જય હોય છે, અનર્થ લાંબું ટકતું નથી. આપે આપનો ક્રોધ અંતરમાં એકાદ દસકા માટે સમાવ્યો. ફરી પાછા બમણા કોપ અને વેગથી સમાજ વિરુદ્ધ કામ કરી વેર વાળી રહ્યા છો. આખી જ્ઞાતિનું હિત (?) કરવા કોદાળીપાવડો લઈ મચી પડ્યા છો. ધન્ય છે તમને! માધવને કરણરાજ તરફ કોપ કરવાનું કારણ હતું. છતાં પેટ બળ્યાથી ગામ બાળવા નીકળનાર માધવને આજ આખી ગુજરાત, કરણ કરતાં વધારે દોષિત માને છે. તમે પણ પેટના બળ્યા ગામ બાળવા તૈયાર થયા છો. જ્ઞાતિનું અનિષ્ટ કરનાર તમને નમસ્કાર હો. સમાજમાં ભળ્યા તેથી આપ વાંઝિયા રહ્યા હો અને વિરુદ્ધ પક્ષમાં ભળવાથી આપ પુત્રવાન થવાની આશા રાખતા હો તો તે ફોકટ ફાંફાં છે. સુધારાની હિલચાલમાં નર્યું સત્ય છે એની સાક્ષી દરેકનો અંતરાત્મા પૂરે છે. કુધારકોની



હિલચાલના અગ્રણી એક ભાઈ સાથે અમારે ખૂબ જ વાટાઘાટ થઈ હતી. તેમણે કબૂલ કર્યું હતું કે, ''સુધારાની હિલચાલ સત્ય છે. હું બધુંય સમજું છું. પણ આગળ થઈ કામ કરનાર તરીકે અમે આવી રીતે જ બહાર પડી શકીએ. વકીલ પોતાના અસીલનાં છિદ્રો ઢાંકે જ એમાં નવાઈ નથી. અમારાથી સુધારાના પક્ષમાં સમજવા છતાં એક પણ શબ્દ ન બોલાય!'' આપ પણ આવી રીતે જ કરતા હો તો આપને શું કહેવાનું? જ્ઞાતિના કેટલાક પ્રતિષ્ઠિત, મોભાદાર સજ્જનોને જ્યારે લગ્નની હિલચાલમાં ભાગ લેતા જોઈને પૂછીએ છીએ, ત્યારે કહે છેઃ ''શું કરીએ? આ લોકો અજ્ઞાન રહ્યા, તેમની સાથે રહેવાનું. સાચું કહેવા જઈએ તો તેમને કૂડું પડે, ન્યાતબહાર મૂકે, એટલે અમારા વિચારો અમારે દબાવી રાખવા પડે છે.'' જ્ઞાતિનું અહિત કરનાર ઘણા ગૃહસ્થો પડ્યા છે, આપ એ પંક્તિના અગ્રેસર છો. જ્ઞાતિનું અનિષ્ટ કરનાર તમને અનેકવાર નમસ્કાર હો!

કડી, ૧૯૨૯ ચેતન **છગનલલાલ પીતાંબરદાસ**

## ગામડાંની સફરે

''અમો તા. ૧૦-૧૨-'૨૬ના રોજ ગામ વીડજના પા. ગંગારામ નથ્થુભાઈને મળ્યા. તેમણે પ્રેમપૂર્વક કાઠી મણ ત્રણસો આશરે ગામમાંથી ઉઘરાવીને આપી અને પોતે પણ કેટલાંક ઝાડ આપ્યાં. વળી તેમણે પોતે ફરીને રૂ. ૫૦) આશરે ઉઘરાવી આપ્યા અને તા. ૨૦-૧૨-'૨૬ના રોજ આદરજ પણ મારી સાથે આવ્યા હતા. આદરજના ગૃહસ્થોએ પ્રેમપૂર્વક ડાંગર ઉઘરાવી આપી અને પછી મુખી ઘેર ગયા. પછી હું, ધનશા, રણછોડલાલ તથા પ્રભુદાસ ગામ થોળ ગયા. ત્યાં ભાઈઓએ પણ ઉત્સાહથી ડાંગર ઉઘરાવી આપી. ત્યાર પછી ધનશા વગેરે ગામ વામજ ગયા અને ડાંગર ઉઘરાવી. પછી હું બોરીસણા ગયો. ત્યાંના ભાઈ મગનલાલ વીસાભાઈએ એક આમલીનું સૂકું ઝાડ મણ ૨૦૦ના આશરે આપ્યું. પછી ધનશા ભગત, રણછોડલાલ અને હું વિજાપુર ગયા. ત્યાંથી હીરપુરા ગયા...

...અમો લાડોલ ગયા. શ્રી ધનજીભાઈને ઘેર ઊતર્યા. સાંજે બધા પાટીદાર ભાઈઓ એકઠા થયા. ગામે મળીને ગામની સિલકમાંથી મદદ આપી. વર્ષોવર્ષ ત્યાંના ભાઈઓ સંસ્થાને મદદ કર્યે જ જાય છે. ત્યાંના ભાઈ ગોપાળભાઈ ડુંગરભાઈની વિધવા બાઈ રાઈએ એક કોટડી કરાવી આપવાનું ઉદાર મનથી કહ્યું છે. ધન્ય છે આવી બાઈઓને.

ત્યાંથી શ્રી ધનજીભાઈ તથા હું માલોસણ ગયા. ત્યાં જઈ ચોરામાં બેઠા. થોડીવારે તે ગામના મુખી ભાઈ કુબેરભાઈ બીજા ભાઈઓ સાથે ત્યાં આવ્યા. ઉત્સાહથી એક જ કલાકમાં સારી રકમ કરી આપી. લોકો અમને બહુ જ પ્રેમાળ લાગ્યા.

ત્યાંથી અમો તરત જ ગેરીતા કોલવડા આવ્યા. અમારી જવાની ખબર મળવાથી રેવાભાઈ મુખી પોતાની દુકાનના ઓટલા પર જ અમારી રાહ જોઈ બેસી રહ્યા હતા. અમો રાત્રે ત્યાં જ રહ્યા. સવારમાં ઊઠી ગામના તમામ આગેવાનોને બોલાવ્યા. એમણે પણ બધાએ મળીને સારી મદદ કરી. ત્યાંથી અમો ચડાસણા ગયા. ત્યાં અમો પા. રેવનદાસ ભોળીદાસને ઘેર ઊતર્યા. ત્યાંના ઘણા લોકો બહારગામ ગયેલા, છતાં પા. મગનલાલ કુબેરદાસ તથા પા. ત્રિભોવન બહેચરદાસ તથા પા. ગણેશજી વગેરેએ મળી સારી મદદ કરી આપી. ત્યાંથી ગામ વેર ગયા. ચૌટે ઊતર્યા. તરત જ મુખી આવ્યા. અમારા માટે રસોઈ વગેરેનો બંદોબસ્ત કર્યો. ગામના લોકો ભેગા થયા. ઘરવાર લખાણ કર્યું તેથી રકમ સારી થઈ. ત્યાંના ભાઈઓનો ઉત્સાહ સારો માલૂમ પડ્યો. કેટલાક ભાઈઓ ત્રૈમાસિક 'કેળવણી'ના ગ્રાહકો પણ બન્યા. એકંદરે અમને સારો સંતોષ થયો.

ત્યાંથી અમો મંડાળી ગયા. તે નાનું જ ગામ છે મંદિરમાં ઊતર્યા. રાત્રે લોકો એકઠા થયા. પૈસા તરત જ રોકડા ઉઘરાવી આપ્યા. પછી પા. કાળીદાસને ત્યાં મુકામ કર્યો. રાત્રે બધા ભેગા થયા. થોડા જ વખતમાં ફંડ સારી રીતે થયું. ઘણો પ્રેમ બતાવ્યો. ત્યાંથી અમો ગામ વસાઈ આવ્યા. વસાઈની બોર્ડિંગમાં ઊતર્યા. ગૃહપતિ અમીન રતિલાલ ડાહ્યાભાઈ* તથા અંગ્રેજી શાળાના હેડમાસ્તર ભાઈ રવિશંકર તથા ત્યાંના બીજા સુખી ગૃહસ્થોના પરિશ્રમને લીધે હાલ ૮૦ બાળક અંગ્રેજી ધો. ૪ સુધી અભ્યાસ કરે છે અને આશ્રમમાં ૨૮ વિદ્યાર્થી રહે છે. શાળામાં ચાર શિક્ષક છે. ચારે શિક્ષકો તનમનથી કામ કરે છે. આશ્રમના મકાનની ઘણી જ અડચણ છે. નવા મકાનની ઘણી જ જરૂર છે. ત્યાં થોડાં વખતમાં રેલવે પણ ચાલુ થશે એટલે ઘણી અનુકૂળતા થશે.

ત્યાંથી અમો ગોઝારિયા આવ્યા. રસ્તામાં એક જામફળીનો સારો બગીચો જોયો. ત્યાંના આગેવાનો ઘેર નહોતા અને અમીનોમાં લગ્ન હતાં જેથી અમો રોકાયા સિવાય બીજે દિવસે સરઢવ થઈ કડી આવ્યા.

પછી અમો અમદાવાદ ગોમતીપુર ગયા. ત્યાંના ભાઈ રણછોડલાલ

---

* શ્રી રતિભાઈ ડૉ. અમીને પાછળથી કડીના ક. પા. વિદ્યાર્થી આશ્રમમાં ગૃહપતિ તરીકે સેવાઓ આપી હતી.

X હાલ કેમ્પસનું ધ. મો. છાત્રાલય શ્રી ધનજીભાઈના પુત્ર અને પાટીદાર વિદ્યાલયના આદ્ય શિક્ષકોમાંના એક જે પાછળથી મુંબઈમાં ઉદ્યોગ ક્ષેત્રે સારું ધન કમાયા એ ચૂનીભાઈએ આપેલા દાનમાંથી બંધાયું છે.



ભગવાનદાસે આશ્રમમાં જામફળ મણ ૩ મોકલી આપ્યાં. વળી, ગામના ભાઈઓએ ફંડ પણ સારું કરી આપ્યું. વીડજના મુખી ગંગારામ નથ્થુભાઈ તથા લાડોલના પટેલ ધનજીભાઈ મોતીભાઈ જેવા સ્વયંસેવકો ઉઘરાણાના કાર્યમાં મદદ કરવા માટે ગામડે ગામડે ઊભા થાય તો સંસ્થાને ઘણો જ ફાયદો થાય. ઈશ્વર અમારી ઉપલી ઇચ્છાને પરિપૂર્ણ કરે એવી તેના પ્રત્યે પ્રાર્થના.

**છગનલાલ પીતાંબરદાસ પટેલ**
મંત્રી

### છગનલાલની ધારદાર રજૂઆત

સંસ્થાના કાર્યકરોએ સંસ્થા માટે નાણાં મેળવવા માટે ફંડપ્રવૃત્તિ ઉપરાંત એક મહત્ત્વનો પુરુષાર્થ કર્યો હતો. એનું મહત્ત્વ જોતાં અહીં સમાવવો જરૂરી જણાય છે. અગાઉ જણાવ્યા પ્રમાણે સં. ૧૯૬૬માં બાળલગ્ન પ્રતિબંધક ધારામાંથી મુક્તિ મેળવીને લગ્નની મંજૂરી માટે ન્યાયાધીશી લાગતના રૂપિયા બેથી અઢી લાખ કડી પ્રાંતના પાટીદારોએ રાજ્યમાં ભર્યા હતા. એ લાગતની રકમ પાછી આપવી કે કેમ એ અંગે વહેલી તકે હજૂર નિર્ણય લેશે એવો ઠરાવ થયો હતો. એ ઠરાવના આધારે એ રકમ કેળવણીના કામ માટે સંસ્થાને મળે એટલા માટે તા. ૧૪-૨-'૨૫ના રોજ અગિયાર વાગે એક ડેપ્યુટેશન રાજ્યનાં દીવાનસાહેબને બંગલે મળવા ગયું હતું. એ ડેપ્યુટેશનના સભ્યો શેઠ શ્રી દુર્ગાપ્રસાદ લશ્કરી, શેઠશ્રી સોમનાથ રૂપજીદાસ, પ્રો. જેઠાલાલ સ્વામીનારાયણ, શેઠ છોટાલાલ શામળદાસ, એ વખતની વડોદરા રાજ્યની ધારાસભાના સભ્ય શ્રી પ્રભુદાસ ભાવસંગદાસ પટેલ, શ્રી તુલસીદાસ ગોપાળદાસ પટેલ, શ્રી ચતુરભાઈ રાધાભાઈ અમીન, શ્રી છગનલાલ પીતાંબરદાસ પટેલ (છગનભા), શ્રી ધનશાભાઈ જેકરણદાસ પટેલ, શ્રી પોપટલાલ ગુલાબદાસ પટેલ (પાટીદાર વિદ્યાલયના આચાર્ય), શ્રી રામચંદ્ર જમનાદાસ અમીન (ડેપ્યુટેશનના મંત્રી) હતા.

પ્રથમશ્રી પ્રભુદાસ ભાવસંગદાસે સૌનો પરિચય આપ્યો હતો. પછી શ્રી રામચંદ્ર અમીને ઘણી વિગતે સંસ્થાનો પરિચય આપી ડેપ્યુટેશનનો હેતુ સમજાવી પાટીદાર કોમના વિદ્યાર્થીઓની કેળવણીના ઉપયોગ સારુ સ્ટેંપફીમાં ભરાયેલી રકમ પરત આપવા વિનંતી કરી હતી અને પ્રો. સ્વામીનારાયણે જણાવ્યું હતું કે સં. ૧૯૭૯ના શ્રાવણ માસ સુધી ઉક્ત મકાનનું નામનિશાન નહોતું તેમજ નાણાંની કશી સગવડ નહોતી. પણ દોઢ માસમાં વયોવૃદ્ધ રા. છગનલાલ પીતાંબરદાસે, રા. ધનશા તથા રા. માધવજીની મદદથી વીસેક હજાર રૂપિયાનું ફંડ એકઠું કરી મકાન તૈયાર કર્યું અને દશેરાના દિવસે મકાનમાં વાસ્તુ કર્યું.

છેલ્લે છગનભાએ જણાવ્યું કે, 'પગ નથી આવ્યા એવાં બાળકો અમે તો છીએ.

માબાપ જેવી સરકાર એક આંગળીનો જ ફક્ત ટેકો આપે તો અમે ચાલતાં શીખી શકીએ. વળી રાજ્યના કમાઉ દીકરા અમે જ છીએ. તેને પોષવા એ સરકારની ફરજ છે.

ડેપ્યુટેશનના નિવેદનનો જવાબ આપતાં દીવાન સાહેબે કહ્યું હતું કે, 'સરકારની અવશ્ય ફરજ છે કે આવી પ્રવૃત્તિને મદદ કરવી. તમે (કડવા પાટીદાર) તો સરકારના કમાઉ દીકરા છો એટલે તમારા માટે સરકાર અવશ્ય મદદ કરે. તમારી માગણી ને નિવેદન ટૂંકમાં લખી મને આપો. ટીપ્પણ તથા હજૂરહુકમ શોધી કઢાવીને હું જોઈશ. બહુચરાજી, ચાણસ્મા બાજુ આવતી તા. ૨૫મીના અરસામાં મારે આવવાનું છે તે પ્રસંગે તમારી સંસ્થા જોઈશ. આવી સંસ્થા મદદને પાત્ર છે.'

દીવાનસાહેબે જણાવ્યા અનુસાર તા. ૨૬-૨-'૨૫ને રોજ સંસ્થાની મુલાકાત લીધી હતી અને સંસ્થાનું કાર્ય અને પ્રવૃત્તિઓ જોઈને આ પ્રમાણે સંતોષ વ્યક્ત કર્યો હતો :

'શ્રીમંત મહારાજાસાહેબનો ઉદ્દેશ પ્રજાને સુખી કરવાનો છે. અમરેલીમાં ખેતીવાડી સુધરે એ હેતુથી વર્ગો તથા ફાર્મો ઉઘાડવામાં આવ્યાં હતાં. તે પ્રસંગે મને પણ કેટલોક પ્રયત્ન કરવાની તક મળેલી, પણ પ્રજાએ તેનો લાભ ઉઠાવ્યો નહોતો. આ સંસ્થા જોઈ મને આનંદ થાય છે કે છેવટે શ્રીમંત મહારાજાસાહેબના પ્રયત્નોનો લાભ લેવાશે એમ ખાતરી થાય છે. શ્રીમંત મહારાજાસાહેબનો ઉદ્દેશ ખેડૂત પ્રજાનો ઉદ્ધાર કરવાનો છે. તો પછી રાજ્યના અમલદારોની તો ફરજ છે કે તે ઉદ્દેશને બર લાવવા પોતાનો બધો પ્રયાસ અજમાવવો.'

આ ઉપરાંત એમણે વિઝિટબૂકમાં કરેલા શેરામાં આ શબ્દો પણ લખ્યા હતાઃ 'આ સંસ્થા ઉત્તેજનને પાત્ર છે અને ભવિષ્યિમાં તેની ચઢતી થાય તે જોવા હું આતુર રહીશ.'

પરિણામે ઈ. સ. ૧૯૨૫-'૨૬ થી ત્રણ વર્ષ માટે દર વર્ષે રૂ. ૨,૦૦૦ની મદદ હુકમ નં. સ. દે. કે. ખા. મંત્રી મંડળ હુ. નં. ૬૮/૧૯ તા. ૨૧-૯-'૨૫થી મંજૂર થઈ. એ પછી સં. ૮૪-૮૫ (ઈ. સ. ૧૯૨૮-'૨૯)થી એ રકમ વધીને ત્રણ વર્ષ માટે રૂ. ૩,૦૦૦ની થઈ.

### મારું ખેતર ભેળાણું

મારા એક મિત્ર પૂછે છે કે, 'તમે તો માત્ર કેળવણીથી પાટીદારોની ઉન્નતિ થવાની છે એમ માનો છો. છતાં બાળલગ્નના હિમાયતીઓને આડા કેમ આવો છો? નાતના લોકો દંડાશે તેમાં તમારું શું ભલું થવાનું છે?'

**જવાબ :** હા, મારો વિષય કેળવણી છે અને કેળવણીથી જ આપણી જ્ઞાતિની



ઉન્નતિ છે, બીજાથી નથી. પણ કેળવણીરૂપી બગીચાને હરણ કે રોઝ ચરી જાય તો મારે બેસી રહેવું કે વાડ કરી, ધોકો ઝાલી તેની સામે ઊભા રહેવું?'

**પ્રશ્ન :** તમે બગીચાને વાડ કરી જાળવો અને હથિયાર પકડી ઊભા રહો અને ઊંઘો નહિ તે ખરું છે. તેમ કરવું એ ધર્મ છે. પણ બાળલગ્નથી તમારો બગીચો ભેળાય છે એ શી રીતે?

**જવાબ :** મારો બગીચો વનસ્પતિનો નથી, પણ વિદ્યાર્થીઓનો છે. દેવદૂતરૂપી ખીલતાં કોમળ મનુષ્ય-પ્રાણીઓનો બગીચો છે. તે બગીચો ક્યારે સુધરે કે જ્યારે ૨૫ વરસ સુધી વિદ્યાર્થીઓ બ્રહ્મચારી રહી વિદ્યાભ્યાસ કરે ત્યારે. ત્યારે જ ફળદ્રૂપ બગીચો બને. આપણી જ્ઞાતિમાં તો વિદ્યાર્થી ૧૪-૧૫ વર્ષની ઉંમરે જ્યારે તે ભણવામાં એક ધ્યાન થયેલો હોય છે ત્યારે પૂંખાય છે અને તરત ભણવું મૂકી દઈ ગૃહકાર્યમાં-સંસારમાં જોડાય છે એથી પૂરો અભ્યાસ કરી શકતો નથી. કેટલાક દાખલા તો એવા પણ છે કે, વર કરતાં કન્યા મોટી ઉંમરની હોય છે. તેથી જ મારે બાળલગ્નના હિમાયતીઓને કહેવું પડે છે. કેટલાક લોકો તો એવા હોય છે કે પોતાના છોકરાઓને માફીમાં ભણાવવા તૈયાર હોય છે અને બારમું કરવાનો પ્રસંગ આવે ત્યારે પાંચસો-હજાર-બે હજાર ખર્ચી નાંખે છે. મારે શું કરવું? લૂંટાઈએ છતાં બૂમ પાડવાની છૂટ નહિ. તેથી જ હું તો પાટીદારોને કહું છું કે બાળલગ્ન ન કરો. બાળલગ્નથી જ છૂટાછેડા, ક્લેશ-કંકાસ, જાસા વગેરે ઘણા જ થાય છે. આજકાલ દસ વરસથી 'શ્રી કડવા પાટીદાર કેળવણી ઉત્તેજક મંડળ' તરફથી ચાલતી બોર્ડિંગ અને શાળામાં આશરે સાતસો વિદ્યાર્થીઓ દાખલ થઈ ગયા છે. તે પૈકી અપવાદ સિવાય લગભગ બધાય વિદ્યાર્થીઓને અભ્યાસ છોડીને ચાલ્યા જવું પડ્યું છે. તેમના અભ્યાસ પાછળ તેમનાં માબાપે કરેલું ખર્ચ તેમજ કેળવણીમંડળે કરેલું ખર્ચ-વર્ષ દિવસનું - આશરે રૂ. ૨૦૦ નકામું ગયા જેવું થયું છે. 'ધોબીનો કૂતરો ઘરનોય નહિ અને ઘાટનોય નહિ એવી દશા ઘણાખરા વિદ્યાર્થીઓની થઈ છે, તેથી અમારી મહેનત પાણીમાં ગઈ છે. માટે બાળલગ્નના હિમાયતીઓને દુઃખ લગાડવું પડે છે. હું બાળલગ્નના હિમાયતીઓને પૂછું છું કે, જે શાસ્ત્રવિરુદ્ધ અને કુદરતવિરુદ્ધ હોય તેમાં કદી સુખ હોય ખરું કે? મનુભગવાન ૨૫ વર્ષે છોકરાને અને ૧૬ વર્ષે કન્યાને પરણાવવાનો નિયમ શા માટે લખી ગયા હશે? આપણા ઘરડા કરતાં મનુભગવાન ડાહ્યા નહોતા કે?

**પ્રશ્ન :** બાળલગ્નથી પારાવાર નુકસાન છે તે તો સમજાય છે, પણ ઊંઝા તથા ચાણસ્મા વગેરે ગામોના કેટલાક પાટીદારો શા માટે બાળલગ્નની હિમાયત કરે છે અને એક તિથિનાં લગ્નો મજબૂત કરવા મથી રહ્યા છે?

**જવાબ :** એ ભાઈઓ એમ માને છે કે એક તિથિએ લગ્ન કાઢવાનો હક્ક

તેમનો છે, અને લગ્નોની તારીખો લઈ એમની તરફથી લગનીઆઓ ગામેગામ ફરે ને જે ગામ જાય તે ગામ તરફથી તેમને લગનીઆઓ મારફત સારી ભેટ મળે છે. બાળલગ્ન જો અટકે તો આ પેદાશ અટકે.

**પ્રશ્ન :** પેદાશ તો માતાજીના કામમાં જતી હશે ને?

જવાબ : ના રે ના. એ જ વાંધો છે. માતાજીની એમને કંઈ પડી નથી. માતાજીની કોણ સંભાળ રાખે છે? યાત્રાળુઓને પાણીના જ સાંસા છે ને! જો લગનીઆની આવક માતાજીમાં વપરાઈ હોત, તો માતાજીના મંદિરના મકાનની ઈંટેઈંટ સોનાની થઈ ગઈ હોત. દર દસકે બે-ત્રણ લાખ રૂપિયાની આવક આવતી હોત.

**પ્રશ્ન :** આ તો તમે તદ્દન નવીન વાત કરી. અમે તો આમાંનું કાંઈ જાણતા નથી.

**જવાબ :** તમે ન જાણો તો હવે પછીનાં છોકરાં તો માતાનાં કમાડ ઊઘડે ને માતા રજા આપે ત્યારે જ પાટીદારો લગ્ન કરી શકે એ જૂની વાત શી રીતે જાણશે? કેટલાંક વર્ષોથી માતાજીનો વહીવટ લશ્કરીશેઠ રાખે છે, તેથી તે વહીવટ ઠીક ચાલે છે. દર વર્ષે વૈશાખ સુદ ૧૫ને રોજ હિસાબ બહાર પડે છે. જો તેવી દેખરેખ ન હોત તો માતાજીના મંદિરની જગ્યાએ એક ઈંટનું રોડું પણ ન હોત.

**પ્રશ્ન :** આ હિસાબે બાળલગ્ન ઘણાં જ ખરાબ છે. પણ તેથી ઓછું ખરચ થાય છે એ વાત ખરી કે નહિ?

**જવાબ :** હું તમને એક દાખલો આપું. તે ઉપરથી તમને જણાશે કે ખર્ચ વધે છે કે નહિ?

એક ઘરમાં ચાર છોકરાં છે. તેમની ઉંમર ૧, ૩, ૫, ૭ વર્ષની છે. એક વર્ષની ને ત્રણ વર્ષની એમ બે છોકરીઓ છે ને પાંચ વર્ષનો ને સાત વર્ષનો એમ બે છોકરાઓ છે. લગન આવ્યાં ને બધાંને પરણાવ્યાં. એકંદર ખર્ચ રૂ. ૮૦૦) આશરે થયું. ખરી રીતે આ ચાર છોકરાંને પરણાવવાનું ખર્ચ અનુક્રમે ૧૪, ૧૨, ૧૩, ૧૨ વર્ષ પછી કરવાનું હતું. એટલે સરેરાશ સાડાબાર વર્ષ પછી ખર્ચ કરવાનું હતું. એટલે છ વર્ષે બમણાં ને બાર વર્ષે ચાર ગણાના હિસાબે રૂ. ૩૨૦૦) ખર્ચ થયું. વળી વોળાવવા કે પૂંખવાના સમય પહેલાં સૌથી નાની છોડી બળિયાથી મરી ગઈ અને પાંચ વર્ષનો છોકરો રાંડ્યો એટલે એ બે છોકરાઓને પરણાવવાનું ખર્ચ તો ઊભું જ રહ્યું. બીજા વિવાહ પ્રસંગે તે છોકરાને પરણાવ્યો ને રૂ. ૨૦૦ ખર્ચ્યા. ઉપરાંત છોડીને વોળાવવામાં રૂ. ૪૦૦ અને બન્ને છોકરાઓને પુંખવામાં રૂ. ૪૦૦ મળી કુલ રૂ. ૮૦૦ ખર્ચ્યા. આ પ્રમાણે કુલ રૂ. ૪૨૦૦ અંકે બેતાલીસસો આશરે ખર્ચાયા. જો પુખ્ત ઉંમરે આ લગ્ન થયાં હોત તો ફક્ત આઠસો રૂપિયા જ ખર્ચ થાત. એટલે વધારાનું રૂ. ૩૪૦૦



ખર્ચ થયું. વળી, નાની ઉંમરે પરણાવી દેવાથી બધાં વરઘોડિયાં પરણી શકે ને કોઈ કુંવારું ન રહી જાય એ દલીલ સંબંધે એટલું જ કહેવાનું કે જે વધારાના રૂ. ૩૪૦૦ લગ્ન પાછળ ખર્ચ કરો છો તે ખર્ચ જો બાળકોને કેળવવા પાછળ કરો, તો બાળકો આપોઆપ પરણી જ શકે. એમાં જરાય સંશય નથી.

**પ્રશ્ન :** બાળલગ્નમાં ખર્ચ વધારે થાય છે એ ખરું છે. પણ તમે જે વ્યાજ ગણ્યું તેવી રીતે તો ન ગણાય ને?

**જવાબ :** ખેડૂત પૈસાદાર નથી. જ્યારે જ્યારે કોઈ ટાણું આવે ને પચાસ સો રૂપિયાનું ખર્ચ માંડવું પડે, ત્યારે તેને વ્યાજે પૈસા લેવા પડે છે. સો પાટીદારોમાંથી નેવું પાટીદારોની આવી સ્થિતિ છે. એટલે એ વ્યાજ પાટીદારો ભરે જ છે. આપણે જે દોકડા લેખે વ્યાજ ગણ્યું છે તે તો પ્રમાણમાં ઓછું છે. કોથળીછોડામણ, પોતાના શેઠને બજારભાવ કરતાં ઓછે ભાવે પોતાનો માલ વેચવો, બજારભાવ કરતાં શેઠને ત્યાંથી ગોળખાંડ વગેરે ચીજો મોંઘા ભાવે લેવી અને 'સુંલ્લા' ને બદલે 'સાલ્લા' નામામાં થઈ જવાથી છેતરાવું વગેરે ગણીએ તો કેટલા દોકડા વ્યાજ ભરતા હશે તે જ કલ્પવું મુશ્કેલ છે.

**પ્રશ્ન :** પણ, મને હજુ એક પ્રશ્ન રહે છે. એક તિથિનાં લગ્નથી ગરીબનાં છોકરાં ધૂંવાડિયાળાં થઈ જાય ને!

**જવાબ :** ગરીબનાં તો સદાય રહી જ જવાનાં. કારણ કે ગરીબને ગૃહસ્થ થવું હોય તો તે તમામ કુધારા છોડે ને પોતે મનમાં એમ વિચારે કે મારા છોકરાને કેળવણી નહિ આપું કે કોઈ ઉદ્યોગે નહિ ચડાવું તો તેને કોઈ પરણાવશે નહિ. જો કેળવણી આપશે, તો તેના છોકરા જરૂર પરણશે. એવા દાખલા ઘણાય છે કે ગરીબો ભણ્યા છે, ધંધા-વેપારમાં આગળ વધ્યા છે અને સુખી થયા છે. જમાના પ્રમાણે આગળ વધવું જોઈએ. આપણા નામદાર - સરકારે બાળલગ્ન પ્રતિબંધક કાયદો કર્યો છે; ફરજિયાત કેળવણી પણ કરી છે તે સરકારે કંઈ અવિચાર્યું કર્યું નથી. રાજા તો ઈશ્વરનો અવતાર છે. માટે પરભુની આજ્ઞાને અનુસરશે.

**મિત્ર :** શાબાશ છે સુધારાવાળાઓને કે તેઓ દુઃખ વેઠે છે. કુધારાવાળાઓની ગાળો ખાય છે, પણ વિદ્યા વધારવા, બાળલગ્ન અટકાવવા મથી રહ્યા છે. હવે મને સમજાયું છે કે, બાળલગ્ન કરવું એના કરતાં બાળકની હિંસા કરવી, તેને જન્મથી મારી નાંખવું એમાં ઓછું પાપ છે. હું જાતે હવે બાળલગ્ન નહિ જ કરું ને બાળલગ્ન જેવા પ્રસંગમાં કદી ભાગ લઈ પાપનો ભાગી નહિ જ બનું. સરદાર વલ્લભભાઈએ અને મહાત્મા ગાંધીજીએ એક વખત કહેલું કે, 'બાળલગ્ન કરનારને સરકારે ગોળીબાર કરવો જોઈએ' એ ખરેખર સત્ય છે. પણ રામદાસ જીવીદાસ જેવા ભણેલા માણસો

આ કેમ નહિ સમજતા હોય?

**જવાબ :** ભાઈ, એ તો જાગતો મૂતરે. રાવણ વેદમાં પારંગત હતો, છતાં જગતનો એ ઉતાર હતો. ભણ્યા એટલે નીતિવાળા અને સંસ્કારી બને એમ નથી હોતું. વડોદરે રામદાસ મળેલા. તેમની સાથે મારે વાતચીત થયેલી.

મેં તેમને કહ્યું : 'તમે તો સમજું છો ને આ શું લઈ બેઠા છો?' ત્યારે તેમણે મને કહ્યું : 'હું સમજું છું કે બાળલગ્ન તદ્દન ખોટાં છે પણ હવે હું શું કરું? જે પકડ્યું છે તે છોડી શકાય નહિ.'

**મિત્ર :** તમારા કહેવા પ્રમાણે તમારું ખેતર ભેળાય છે એ ખરું છે. તમારા ખેતરની તમો રક્ષા કરજો અને પ્રભુ તમને સહાય આપશે.

કડી **છગનલલાલ પીતાંબરદાસ**

ચેતન, ૧૯૨૯ ચેતન, વર્ષ-૩જું, અંક-૭

## મારો પ્રવાસ

વાચક! આપણી જ્ઞાતિના શ્રી કડવા પાટીદાર કેળવણી ઉત્તેજક મંડળના ફંડના ઉઘરાણા માટે હું તથા રા. ચતુરભાઈ રાધાભાઈ અમીન તથા રા. ધનશા જેકરણદાસ ભગત તા. ૧૦-૧-'૨૫ના રોજ પાટણવાડામાં ગયેલા તેનો અહેવાલ આપી મારા અનુભવો કે જે કેટલેક દરજ્જે સૌ કોઈને જાણવા જેવા છે તે અત્રે આપું તો તે અયોગ્ય નહિ જ ગણાય.

તા. ૧૦-૧-'૨૫ના રોજ ઉપરના સદ્‌ગૃહસ્થો તથા હું સવારની ગાડીએ મહેસાણા ગયા. અગાઉની ગોઠવણ મુજબ પાટણવાડાનાં ગામ જેવાં કે ઉનાવા, પરાસળ વગેરેના આગેવાન પાટીદારભાઈઓ આજ કામ માટે અમારી સાથે એ બાજુનાં ગામડાંઓમાં ફરવા આવવા માટે મહેસાણામાં અમારા જેવા પહેલાં હાજર જ હતા. અમો ત્રણ તથા ઉપર જણાવ્યા તે ગામના ગૃહસ્થો મળી મહેસાણાથી સાંજની ગાડીએ વીસનગર પહોંચ્યા. ત્યાં રા. પ્રભુદાસ ભાવસંગદાસને ત્યાં રાત્રે ઊતર્યા. બીજે દિવસે સવારે વીસનગર ગામમાં ફંડની ટીપ શરૂ કરી. જેમાં કેટલાંક નાણાં ભરાયાં. ટીપ કરતી વખતે તે ગામના કેટલાક સદ્‌ગૃહસ્થોએ આ સંસ્થાના કાર્ય પ્રત્યેની સારી ભાવના તથા કાર્ય કરવાનો ઉત્સાહ બતાવ્યો.

ત્યાં સવારે ટીપનું કામ કેટલુંક પતી ગયું હતું છતાં પણ વચન આપ્યા મુજબ મહેસાણા ગામના મુખી - આગેવાન પા. ગંગારામ નરસીદાસ અમને તે કામમાં સહાયક થવા માટે સાંજની ગાડીમાં વીસનગર આવી પહોંચ્યા અને અમારા કાર્યમાં સામેલ થયા અને આગળ પડતો ભાગ લીધો અને એકંદર વીસનગર ગામમાં સારાં નાણાં ભરાયાં. કેમકે પ્રેમથી આપેલો એક રૂપિયો તે કમનથી આપેલા હજાર રૂપિયા



કરતાં વિશેષ છે અને તેથી 'ફૂલ નહિ તો ફૂલની પાંખડી' જે ગામના લોકોએ પોતાના હૃદયના પ્રેમથી કરી આપી તે ખરેખર હજારો રૂપિયા બરાબર છે.

ઉપર જણાવ્યા મુજબ ધારાનગરના પાટીદાર ભાઈઓએ અમારા કાર્યમાં બતાવેલા ઉત્સાહ અને સદ્‌ભાવના પ્રશંસાપાત્ર છે પણ તેમની બાબતમાં એક બાબત એવી છે કે જે જોઈ અમને હૃદયમાં ગ્લાનિ થયા સિવાય રહી નહિ અને તે એ જ કે વીસનગર જેવા મોટા શહેરમાં કેળવણી પામવાનાં દરેક સાધનો મળવા છતાં પણ ત્યાં પાટીદાર જ્ઞાતિમાં કેળવણી પામેલા માણસો બહુ જ જૂજ પ્રમાણમાં છે. તો આશા છે કે વીસનગરના પાટીદારભાઈઓ પોતાને બક્ષાયેલાં કેળવણીનાં સાધનોનો પૂરેપૂરો ઉપયોગ કરી કેળવણી લેવાના કાર્યમાં આગળ પડતો ભાગ લઈ આપણી કોમનાં બીજાં ગામોના ભાઈઓને દાખલારૂપ બનશે.

અમારા ત્યાં જવાનો લાભ લઈ આજ સમયે વીસનગરમાં ત્યાંના કેટલાક ઉત્સાહી પાટીદાર ભાઈઓએ 'પાટીદાર યુવક મંડળ' એ નામનું પાટીદાર કોમમાં કોમોપયોગી ચળવળ કરનાર એક મંડળ સ્થાપ્યું. તેના ઉદ્દેશો વગેરે જો અમલમાં મુકાય તો ઘણા જ ઉચ્ચ અને સારા છે.

આ પછી બીજે દિવસે અમો સઘળા ગામ ઉમતા જવા નીકળ્યા. ત્યાંના આંજણા પાટીદાર ભાઈઓએ તે રાત તેમના ગામમાં રોકાઈ જઈ તેમની શક્તિ મુજબ જે મદદ આપે તે લેતા જવાની ઈચ્છા દર્શાવી. પણ સમયના અભાવે અમો આગળ વધ્યા અને ગામ ઉમતા પહોંચ્યા અને ગામચોરે જઈ બેઠા. અમારે ત્યાં ગયાની જાણ થતાં ગામના મુખી આગેવાનો અને જેસીગદાસ રામદાસ વ. આવી પહોંચ્યા અને બધાની સંમતિથી પા. જેસીંગદાસ રામદાસને ત્યાં અમારો ઉતારો રાખ્યો. બીજે દિવસે સવારે ગામમાં ઉઘરાણું શરૂ કર્યું અને તે વખતે મને ગઈ સાલ મેડાઆદરજમાં ઉઘરાણું કરવા ગયેલા ત્યારે જે અનુભવ થયો હતો તે જ અનુભવ અહીં પણ મળ્યો. ત્યાંના પાટીદારભાઈઓનાં પ્રેમ, ઉત્સાહ અને ભાવના જોઈ અમારા હૃદયમાં ઓર લાગણીઓ ઉત્પન્ન થઈ અને વિચારો સ્ફૂર્યા. ગામ ઉમતામાં આ પ્રમાણે સામાન્ય રીતે દરેક પાટીદાર ભાઈએ યથાયોગ્ય સપ્રેમ મદદ કરી.

આ પછી અમારા સંઘના બે ભાગ પડ્યા. રા. ધનશા તથા રા. ગંગારામ નરસીદાસ તથા રા. હરગોવિંદદાસ ભાગ પાડી વીસનગર પાછા ગયા. અમો બાકીના તથા ઉમતાવાળા પા. જેસીંગદાસ તથા લક્ષ્મીદાસ વક્તનદાસ તથા રા. કેવળદાસ ડુંગરદાસ મળી ગામ દેણપ જવા નીકળ્યા. સાંજે મંદિરમાં જઈ મુકામ કર્યો. ગામના ભાઈઓએ સારો આદર-સત્કાર આપ્યો. બીજે દિવસે ઉઘરાણું કરી સારી ટીપ કરી આપી અને પછીથી ઉઘરાવી લઈ તેમની મેળે જ નાણાં સંસ્થામાં મોકલી આપવાનું

વચન આપ્યું. બીજે દિવસે સવારે ગામના આગેવાન ગૃહસ્થ રા. હરિભાઈ સાથે ગામ કલ્લી ગયા. આ ગામમાં પાટીદારની ઘણી ઓછી વસ્તી હોવા છતાં સારી મદદ થઈ. ત્યાંથી ગામ કરણપુર ગયા. આ ગામમાં ગામના મુખી - તલાટીઓએ વિદ્યાનો પાટીદારોમાં ઘણો જ ખોટો દાખલો બેસાડેલો હોવાથી ગામના લોકોનો વિદ્યા પ્રતિ અણગમો જણાયો. પ્રભુ તે લોકોને સદ્‌બુદ્ધિ આપો અને તેમની કેળવણી પ્રતિ અભિરુચિ વધારો એવી અમારી પ્રભુ પ્રત્યે પ્રાર્થના છે. ત્યાંથી આગળ ગામ ઉપેરા ગયા. જ્યાં તે ગામના પા. પ્રભુદાસ વગેરે અમને મળવા આવ્યા અને પા. નરોત્તમદાસની દુકાનમાં મુકામ કર્યો. તે ભાઈઓએ સપ્રેમ બનતી સેવા કરી ગામમાંથી સારી ટીપ કરી આપી. જેમાં કેટલાક વાર્ષિક મદદ આપનારા પણ નોંધાયા. ત્યાંથી બીજે દિવસે સવારે ગાડા માર્ગે સદાતપુરા જઈ પહોંચ્યા. તે ગામના પાટીદારભાઈઓને અમે ત્યાં જવાના છીએ એવી અગાઉથી ખબર હોવાથી તેઓ ભાગોળે અમારું સ્વાગત કરવા અગાઉથી આવી ઊભા હતા. મંદિરમાં ઉતારો કર્યો અને પછી ગામની વસ્તીના પ્રમાણમાં સારાં નાણાં ટીપમાં ભરાયાં. સાંજના ત્યાંથી ગામ જાસકા ગયા. ત્યાં પણ મંદિરમાં જઈ ઉતારો કર્યો. ગામના લોકોએ ઉત્સાહ અને પ્રેમથી ટીપમાં નાણાં ભરી આપ્યાં. બીજે દિવસે ગામ સુંઢિયા ગયા. ગામચોરે મુકામ કર્યો. ત્યાંના રા. ચતુરભાઈ વગેરે આગેવાનો આવી મળ્યા. બીજે દિવસે સવારે ટીપ કરી યથાશક્તિ નાણાં ભરી આપ્યાં. ઉપેરાવાળા રા. પ્રભુદાસ તથા રા. જોઈતનદાસ અમારી સાથે જ હતા. સુંઢિયા ગામમાં ત્યાંના તલાટી રા. ધનજીદાસે લોકોને વિદ્યાની જરૂરિયાત સારી રીતે સમજાવી. આ ટીપમાં સારાં નાણાં ભરવાને સમજાવ્યા તે ખરેખર પ્રશંસાપાત્ર છે. ત્યાંથી ગામ વડનગર થઈ ગાડી માર્ગે વિસનગર આવી રા. પ્રભુદાસ ભાવસંગને મળ્યા. ત્યાંથી બીજે દિવસે કડી મુકામે પાછા આવ્યા.

મારા પ્રવાસના અનુભવોમાં જણાવવા જેવી બેચાર બાબતો અત્રે જણાવવાની રજા લઉં છું. એક તો, અમો જે જે ગામોમાં ગયા અને ફર્યા તેમાંના સદાતપુર સિવાયના દરેક ગામમાં અમોને પાટીદાર ભાઈઓમાં માંહેમાંહે બહુ જ ઓછો સંપ હોવાનું માલૂમ પડ્યું. બીજું એ કે, પાટીદાર ભાઈઓને ચ્હાય તો ઘર વેચી, ખેતર વેચીને પણ ન્યાતવરા કરવા પ્રત્યે લગની લાગી હોય એમ જણાયું. પ્રભુ એમને સદ્‌બુદ્ધિ આપો. અસ્તુ.

૧૦-૧-૨૫ લેખક : **રા. છગનલાલ પીતાંબરદાસ પટેલ**

## પૂર્વી સાધુઓ

મારી યુવાવસ્થામાં હું વેપાર કરતો. પૂર્વ અને ઉત્તર હિન્દુસ્તાનમાં ખરીદી માટે મારે વારંવાર જવાનું બનતું. એકવાર બાજરીની ખરીદી માટે મારે હાથરસ જવાનું



થયું. ત્યાં બાજરીનો પાક સારો થાય છે. આપણે અહીંયાં મોટા દાણાવાળી બાજરી બજારમાં વેચાય છે તે ત્યાંથી આવે છે. હાથરસમાં મારા આડતિયા હતા. તેમને સાથે રાખી બે વેગન ભરાય તેટલી બાજરીનો સોદો પાડ્યો. ખરીદી બધી ગામડાંઓમાંથી કરી. બધો માલ હાથરસ સ્ટેશને ગાડીમાં ચઢાવવાનો હતો. ગામડેથી આવતો માલ, જેમ જેમ સ્ટેશને આવતો ગયો તેમ તેમ ઉતરાવીને સ્ટેશને ગોડાઉન ઉપર થપીઓ કરાવતો ગયો. આ બધા કામ માટે આઠ - દશ વૈતરા પણ રાખવા પડેલા. એ આઠ - દશ વૈતરાઓને નવરાશ મળી એટલે મારી પાસે આવી થાક ખાવા ઘડીકવાર બેઠા. તેમનામાં એક શરીરે શ્યામવર્ણો માણસ મેં જોયો. તેની મુખાકૃતિ વગેરે ઉપરથી મને લાગ્યું કે આપણે જેમને અસ્પૃશ્ય માનીએ છીએ તેવી હલકી જાતિનો તે હશે. અનાયાસે મારાથી પુછાઈ પણ ગયું કે 'ભાઈ તું જાતે કોણ છે?'

વૈતરો - હું જાતે ઢેડ છું.

આ સાંભળી મને તો નવાઈ લાગી. બીજા વૈતરાઓ કઈ જાતના હતા. તે મેં પૂછી જોયું તો માલૂમ પડ્યું કે બાકીના તો અસ્પૃશ્ય જાતના નહોતા.

મેં કહ્યું - અમારા દેશમાં તો લોકો ઢેડને અડકતા પણ નથી અને તમે તો અહીં ભેગા કામ કરો છો, અડકો છો અને પાછા સ્નાન કર્યા વિના ખાવા પણ બેસી જાઓ છો.

પેલા વૈતરાઓમાંને એક જણે કહ્યું, 'અમારે અહીંયા ઢેડાઓ પ્રત્યે એટલી બધી સુગ નથી. ભલે અમે રોટલી વહેવાર નથી રાખતા. પણ આભડછેટનો પ્રશ્ન બિલકુલ કોઈ સમજતું નથી.' મને જરાક નવાઈ લાગી. મેં કહ્યું, 'અમારે ત્યાં તો ઢેડને અડી જવાયું હોય તો સ્નાન કરીને જ ઘરમાં પેસાય. નહીં તો અમને નાતબહાર મૂકે.'

આ બધી વાતો પેલો ઢેડ - વૈતરો સાંભળી રહ્યો હતો. તેણે પછીથી ધીરેથી મને પૂછ્યું, 'બાબુ સાહેબ, આપ જાતે કોણ છો?'

મેં કહ્યું, - હું પાટીદાર છું.

વૈતરો - ક્યાં રહો છો?

મેં જવાબ આપ્યો - ગુજરાતમાં.

વૈતરો - ગુજરાતમાં કયું ગામ?

મેં - અમદાવાદ.

વૈતરો - તળ અમદાવાદમાં કે બીજે ક્યાંક?

મેં કહ્યું - અમદાવાદમાં તો હું વેપારાર્થે રહું છું. પણ મારું અસલ ગામ તો વડોદરા રાજ્યમાં નાનું ગામ છે, તે તમે ઓળખી નહીં શકો.

વૈતરો - પણ કહો તો ખરા કે કયું ગામ?

મેં કહ્યું - અમદાવાદ પાસે કલોલ સ્ટેશન છે. ત્યાંથી ચાર ગાઉ સરઢવ ગામ છે. સરઢવ મારું અસલ ગામ છે.

વૈતરો - ઓહો! સરઢવ? સરઢવ તો મેં જોયું છું. સરઢવમાં પેલા ઈશ્વરદાસ કરીને પટેલ છે. તેને ? સરઢવ પાસે રૂપાલ ગામ છે. રૂપાલ પાસે રાંધેજા. સરઢવની આ બાજુ પાનસર વગેરે ગામ છે તે ને!

આ પ્રમાણે ગામોનાં નામ દેતો દેતો એ તો કડી પ્રાન્તનાં ઘણાં ખરાં ગામોનાં નામ દઈ ગયો. મને તો ઘણી જ નવાઈ લાગી. મનમાં વિચાર્યુ કે આ વૈતરો અહીં રહે રહે આ બધા ગામનાં અને ગામના આગેવાનોનાં નામ ક્યાંથી જાણતો હશે?

મેં કૌતુકથી પૂછ્યું - ભાઈ તમે આ બધાં ગામનાં નામ અને ઠામ ક્યાંથી જાણો છો?

વૈતરો - કેમ ન જાણીએ? એ ગામોમાં તો હું સાધુ બનીને ઘણીવાર ફરી આવ્યો છું. ઘણાં ખરાં ગામોમાં માસ બે માસ રહેલો. પાટીદાર, બ્રાહ્મણ વગેરે દરેક ઉચ્ચ મનાતી કોમના લોકોને ત્યાં કાળી રોટી ને ધોળી દાળ ખાધેલાં. હું જે રસોઈ બનાવતો તે મને નોતરનાર રાજમાન યજમાન પણ જમતા. તમારા દેશના લોકો થોડાક મૂર્ખા છે. એટલે મારો અને મારા જેવા અનેકનો આ પ્રમાણે ધંધો ચાલે છે. તમારા લોકો એમ માને છે કે પૂર્વ હિન્દુસ્તાનમાંથી જે જે લોકો બાવાનો વેશ ધારણ કરીને આવે છે તે બધા મહાત્મા પુરુષો હશે. પણ તમે લોકો એટલો પણ વિચાર નથી કરતા કે પૂર્વ હિન્દુસ્તાનના લોકોમાં જ આટલો બધો ભક્તિભાવ અને વૈરાગ કેમ ઉત્પન્ન થાય છે કે જેથી દર વર્ષે ગુજરાતમાં ગામોના ધાડાં ઉપર ધાડાં ઊતરી આવે છે.. ગુજરાતના લગભગ દરેક ગામમાં એકાદ પૂર્વી સાધુ હોય છે. તે ઘણા ખરા મારા જેવા અને ઢેડ લોકો હોય છે. જ્યારે નાણાં ભીડ અથવા બીજું કાંઈ દુઃખ આવી પડે ત્યારે સાધુ બની તમારા દેશમાં ઊતરી પડીએ છીએ. તમારા ગુજરાતી લાકો અંધશ્રદ્ધાળું હોવાથી જે કોઈ માણસ શરીરે રાખ ચોળીને અને બનાવટી જટા પહેરીને ગામ વચ્ચે ધૂણી ધખાવી અડંગા લગાવે તેને સન્માન આપવા મંડી જાય છે, અને માલ પાણી ખવરાવી પૈસા ટકા પણ આપે છે.

મેં કહ્યું- પણ તમારા દેશમાંથી આટલાં બધા લોકો કેમ ગુજરાતમાં ચાલ્યા આવે છે?

વૈતરો - કેમ ચાલ્યા ન આવે? તમે જોઈ શકતા હશો કે અમારા દેશમાં ગરીબાઈ ઘણી જ છે. તનતોડ મહેનત કરે તો પણ માંડ પેટ પૂરતું ખાવા મળી શકે છે. તમારા ગુજરાતમાં મિલો વગેરેમાં લોકોને ધંધો - રોજગાર મળી રહે છે. અહીં તો ધંધા - રોજગારના અભાવે તનતોડ મહેનત કરવા ઈચ્છનારને પણ કામ મળતું નથી. કામના



અભાવે ઘણાકને ભૂખમરો વેઠવો પડે છે. ભૂખનો માર્યો માણસ શું નથી કરતો? ચોરી કે લૂંટફાટ કરવાની દાનત થાય એ સ્વાભાવિક છે. તમારા દેશમાં તો જેમને ખાવા મળતું ન હોય તે ચોરી ચપાટી કરતાં શીખે છે. અને કેટલીક વાર લુંટારા અને ચોરોની મોટી ટુકડીઓ જમાવીને ગામડાંઓમાં ધાડ પાડે છે. અમારા લોકો એ માર્ગ ન લેતાં સભ્ય રીતે કામ કરે છે. પાંચ દશ ભૂખડીબારસ માણસો ભેગા થઈ અહીંથી ગુજરાતમાં આવે છે. અને જમાતના રૂપમાં ગામડાઓમાં જઈ સભ્ય અને સુધરેલી લૂંટ ચલાવે છે. ગુજરાતનું બારણું અમારા માટે ખુલ્લું ન હોત તો અમારા દેશના ગરીબોની કેવી હાલત થાત તે વિચાર પણ કમકમાટી ઉત્પન્ન કરે છે. અમારા લોકો સમજી ગયા છે કે ગુજરાત એક એવો દેશ છે કે જ્યાં અંધશ્રદ્ધાથી લોકો સાધુઓને સારાં સારાં ભોજન જમાડે છે. વૈરાગી હોય છતાં પૈસા ટકા આપી માયા વળગાડે છે. આમ જ્યાં સહેલાઈની નાણાં અને મિષ્ટાન્ન મળતાં હોય ત્યાં જવા ભૂખમરો વેઠનાર માણસ શા માટે ન ચાહે? પૈસાની સારી રકમ પાસે એકઠી થાય એટલે બદ્રિનારાયણની જાત્રાએ જવું છે એવું બહાનું કાઢી પાછા ઘેર આવીએ. બાળ બચ્ચાંને મળી જઈએ વર્ષ બે વર્ષ રહી ઘરકામની વ્યવસ્થા કરી જઈએ. કહો વારુ બાબુ, આવી સગવડ હોય ત્યાં લોકો શા માટે તેનો લાભ ન લે? એ અમારા ઘણાખરા લોકોનો તો આ ધંધો જ થઈ પડ્યો છે.

વૈતરાના આ શબ્દો સાંભળી હું તો આભો જ બની ગયો. અમને કહેલી કેટલીક બાબતો મારા ગળે પણ ઉતરી પાખંડી લોકો ગુજરાતના લોકોને કેવી રીતે છેતરી જાય છે તેનો મને પૂરેપૂરો ખ્યાલ આવ્યો.

ગુજરાતના લોકો વેપાર - રોજગાર કરવામાં બહુ ડાહ્યા, કુશળ અને બુદ્ધિશાળી છે. છતાં કેટલીક બાબતોનો વિચાર કરવામાં બુદ્ધિનાં કમાડ શા માટે બંધ રાખતા હશે? આપણા લોકોને છેતરી, વટલાવી (વટલાવામાં માનતા હોઈએ તો) પૈસા કમાવાનો ધંધો બેસનારા ઢોંગી માણસને પીછાનવા જેટલી બુદ્ધિ આપણા લોકો કેમ નહિ વાપરતા હોય? હીરામાણેકની જાત પારખવામાં જેટલી બુદ્ધિ વાપરે છે તેના સોમાભાગની બુદ્ધિ માણસોની પરીક્ષા કરવામાં વાપરે તો કેવું સારું? મને તો લાગે છે આપણા લોકો બુદ્ધિથી વિચાર કરતા નથી. તેના મોંમાં આપણી ધર્મઘેલછા છે. આપણે તો એક જ સૂત્ર શીખ્યા છીએ. **''ઘરનો જોગી જોગટો અને બહારનો જોગી સંત''** આપણે આપણા સ્વચ્છ રહેતા હરિજન બંધુને અડતાં અભડાઈ જઈએ છીએ અને પૂર્વી સાધુઓને રસોડા સુધી લઈ જઈએ છીએ. એ કહેવાતા સાધુઓ સાચા નથી હોતા પણ પાખંડીઓ હોય છે. ઘણાં ગામડાંઓના લોકોએ અનુભવ્યું છે કે ઘણાક સાધુઓ તો ચોર, લુંટારા, દારૂડિયા અને રંડીબાજ હોય છે. ગામડાંઓમાં ઘણા

અનર્થ કરી નાસી જાય છે. છતાં આપણા લોકોની આંખ ઊઘડતી નથી.

સૌ કરતાં શોચનીય બાબત તો એ છે કે આપણા લોકો અસ્પૃશ્યો તરફ ઘણી જ ઘૃણાની દૃષ્ટિથી જુએ છે. રસ્તામાં સામો મળે તો પણ તેનો ટાળો લઈને ચાલે છે. પોતાની સાથે હરહંમેશ કામકાજના વહેવાર રાખનાર જાણ્યે - અજાણ્યે માણસને આપણા લોકો સ્પર્શ કરવા પણ તૈયાર નથી, છતાં સાધુવેશે આપણે પેલા પરદેશી ઢેડ, ચમાર, ભંગી, વાઘરી વગેરેને તો ઘરમાં ઘાલી પૂજન કરે છે. તેમના હાથની રસોઈ જમી પોતે પવિત્ર થયેલા માને છે. તેમના એઠાં ભોજન જમવામાં લ્હાવો અને પુણ્ય માને છે. મુર્ખાઈ અણ-સમજણ અને ઘેલછાનો અંત જ નથી.

વાહ ગુજરાત! તારી શ્રી બલિહારી! તારાં પોતાના સંતાનોને ત્યજી પારકાં લોકોને પૂજ્યા, જમાડવા અને રમાડવાની ધૃષ્ટતા તો, તારા ગુજરાતીઓ જ કરી શકે. સિંધ, પંજાબ, બંગાળ જેવા કોઈ પણ પ્રાંતના લોકો હરિજનોને ભૂલથી પૂજકોને તિરસ્કારવાનું તુચ્છ કરવાનું હડધૂત કરવાનું નથી શીખ્યા. તારા ગુજરાતીઓ વૈભવના નશામાં ભાન ભૂલી મનુષ્ય તરીકેનો ધર્મ ચૂક્યા. હરિજન પણ માણસ છે. જંગલી હિંસક પ્રાણીઓને, કસાઈને અડકી શકાય. પણ કૃષ્ણના પૂજારા સમાજની અસ્વચ્છતા દૂર કરી શહેર ગામડાને ચોખ્ખું રાખનાર તારા હરિજન બાળકોને અડકવામાં પાપ ગણવાની ટૂંકી ગણતરી અને સંકુચિત સમજણ તો તારા ગુજરાતીઓ જ સેવી રહ્યા છે. મનુષ્ય જાતિ પ્રત્યે બતાવેલી આ ઘૃણાના પાપનો બદલો પરમાત્મા જરૂર તમને આપશે.

કડી, ૧૯૩૪ **છગનલાલ પીતાંબરદાસ પટેલ**

(આ લેખમાં છગનભા પર પડેલી ગાંધીજીની સ્પષ્ટ અસર જોવા મળે છે.)

**વસ્તુમાં દોષ કે પાત્રમાં?**

સંસ્થાની ફંડપ્રવૃત્તિ માટે ગુજરાતનાં ઘણાંખરાં સ્થળોએ હું ફરું છું. લોકોને વિદ્યા ભણવા તથા ભણાવવા ઉપદેશ કરતો રહું છું. એ પ્રમાણે અમદાવાદમાં એક પોળમાં હમણાં થોડા દિવસ પહેલાં હું ગયો હતો. ત્યાં એક વૃદ્ધ ગૃહસ્થ પાસે જઈ સંસ્થાને નાણાંની મદદ આપી વિદ્યાદાન કરવા વિનંતી કરી. મારી વિનંતીના જવાબમાં એ હૃદયબળ્યા વૃદ્ધે જણાવ્યું કે, ''વિદ્યાદાન આપવાથી શો ફાયદો મળે છે? એથી શું પુણ્ય થાય છે? એથી તો ઊલટા આપણે પાપમાં ભાગીદાર થઈએ છીએ, કેમકે આજકાલના આપણી જ્ઞાતિના ભણેલાઓએ શાં શાં કામો કરવા માંડ્યાં છે તે તમો નથી જાણતા? કોણે ભણીને જ્ઞાતિમાં બહુ સારો દાખલો બેસાડ્યો છે? એ તો ઊલટા પાપકર્મો કરે છે. ભણેલાઓ તો જ્ઞાતિમાં ગજબ કરે છે. વર્ષો સુધી જેની સાથે ગૃહસંસાર ચલાવ્યો હોય અને જેમને સંતાનો પણ થયાં હોય એવી પોતાની પત્નીઓને રઝળતી



મૂકી નવી સ્ત્રીઓ લાવે છે. વધારે ભણેલા હોવાથી તેવા લોકોને કેટલાક લોકો આંધળા બની કન્યાઓ આપે છે, ને પરણેતર સ્ત્રીઓની જિંદગી ખરાબ કરે છે. તેવા ભણેલાઓ અને કૂતરાંઓમાં મને તો ઝાઝો ફરક લાગતો નથી. જેમ કૂતરું એક ચાટમાંથી બીજી ચાટમાં - જ્યાં ખાવાનું મળે ત્યાં - મોં ઘાલે છે તેમ હાલના ભણેલાઓ ઘણી સ્ત્રીઓરૂપી ચાટોમાં મોં ઘાલે છે.''

વધારામાં તે ગૃહસ્થે જણાવ્યું કે, ''જો તમે છોકરાઓને બહુ ભણાવશો તો જ્ઞાતિમાં કન્યાઓનો કાળ થશે. કેમકે, એક સ્ત્રીને રઝળતી કરી બીજી સ્ત્રી કરવામાં શું પાપ રહેલું છે તેનો તો પોતે ચારપાંચ વર્ષની વયના હોય એ વખતે તેમની માતાઓને તેમના પિતાઓએ કહાડી મૂકી નવી સ્ત્રી લાવ્યા હોય ત્યારે જ તેમને ખરી પરિસ્થિતિનો ખ્યાલ આવે. પણ તેમના પિતાની વારીમાં તો કન્યાઓનો આટલો બધો વરસાદ તેમના ઉપર વરસતો નહોતો. તેથી તેમાં રહેલી વિટંબણા અને ઓશિયાળી સ્થિતિનો તેમને અનુભવ થવા નહિ પામેલો, તેથી તેઓ હાલ એક ઉપર બીજી અને બીજી ઉપર ત્રીજી સ્ત્રી કરતાં અચકાતા નથી!''

આ વાત સાંભળી હું તો ઠંડોગાર થઈ ગયો. મારે આગળ બોલવાનું રહ્યું નહિ. પછી તુર્ત માટે તેની સાથે વધારે વાત કરવી છોડી દઈ હું તો ચાલતો થયો. રસ્તે જતાં મને વિચાર આવ્યો કે ઉપર પ્રમાણે ભણેલાઓ ઉપર કલંક મૂકવામાં આવ્યું તેમાં દોષ કોનો હશે? વિદ્યાનો કે તેને ભણનાર પાત્રોનો? વિચાર કરતાં કરતાં છેવટે એમ સૂઝ્યું કે વિદ્યા તો અમૃત છે. તેમાં આવો દુર્ગુણ હોવાનો સંભવ નથી. દોષ તો માત્ર તેને પીનાર અને અધિકારી પાત્રોનો જ છે. વિદ્યા લેનારાઓ જ વિદ્યાને લજવે છે. જેવા પાત્રમાં પડે છે, તેવો તેનો ગુણ અને કિંમત અંકાય છે. જેમકે, શરદ પૂનમની રાત્રે ચંદ્રમામાંથી અમૃત ઝરે છે; પણ તે અમૃત જો સમુદ્રમાં છીપના મોંમાં પડે તો તેનું અમૂલ્ય મોતી બંધાય છે. કેળમાં પડે તો તેનું કપૂર બને છે અને સર્પના મોંમાં પડે તો તેનું હળાહળ વિષ થાય છે. તેવી જ રીતે એકની એક વિદ્યા, જેવા પાત્રમાં પડી હોય છે તેવું સ્વરૂપ તે ધારણ કરે છે. ગુરુ તો રંક યા રાજા, હોશિયાર અગર ઠોઠ, નિર્બળ અગર બળવાન સૌને સરખી રીતે વિદ્યા આપે છે. પણ કેટલાક તેનો સદુપયોગ કરે છે અને કેટલાક તેનો દુપયોગ કરે છે. રાવણ અને વિભીષણ એક જ ગુરુને ત્યાં એકસરખી વિદ્યા ભણેલા, પણ એકે તેનો ઉપયોગ રામ જેવા અવતારી પુરુષ સામે વેર બાંધવામાં અને લઢવામાં કર્યો, જ્યારે બીજાએ પ્રભુભક્તિ અને તે જ રામની સેવા અર્થે તેને વાપરી. અર્જુન અને દુર્યોધનની બાબતમાં પણ તેમજ બનેલું છે. બન્ને એક જ ગુરુ- દ્રોણાચાર્યને ત્યાં વિદ્યા ભણ્યા હતા. બંનેને સરખી રીતે ભણાવવામાં આવેલા. છતાં અર્જુન અને દુર્યોધનનાં કાર્યો તરફ નજર

કરતાં બંનેની ભાવના અને આચરણોમાં બહુ જ તફાવત લાગે છે. અર્જુને શ્રીકૃષ્ણ પરમાત્મા પાસેથી ગીતાનું જ્ઞાન મેળવી પોતાના ધર્માનુસાર કાર્યો કર્યા. જ્યારે દુર્યોધને પોતાની સઘળી શક્તિ અને બુદ્ધિનો ઉપયોગ પોતાની દુષ્ટતાને પોષવામાં જ કર્યો. આવાં અનેક દૃષ્ટાન્તો આપણે જાણીએ છીએ કે જેમાં કુપાત્ર થયેલા દાનથી ઘણા અનર્થો થવા પામ્યા છે. તેથી જ આપણા શાસ્ત્રોમાં પણ અમુક જાતિ અને વર્ણને માટે વિદ્યા લેવાનો પ્રતિબંધ હતો. એટલે કે જે લોકો વિદ્યા લઈ તેને પચાવી ન શકે અગર જેમનાથી દુરુપયોગ થવાનો સંભવ હોય તેવા લોકોને આપણા પ્રાચીન ઋષિમુનિઓ પણ વિદ્યા ભણાવવા ના પાડતા. તેમાં સાચની ઘણી ઊંડી દૃષ્ટિ રહેલી હતી એમ આજકાલ બનતા દાખલાઓથી સાબિત થાય છે.

હાલના ભણેલાઓએ ભણીગણી પોતાના કુટુમ્બ, જ્ઞાતિ, દેશ યા ધર્મની ઉન્નતિ કરવામાં પોતાની વિદ્યાનો ઉપયોગ કરવાને બદલે પોતાના સ્વાર્થો સાધવામાં, પોતાના જ અજ્ઞાન ગરીબ ભાઈઓને જેટલું લૂટાય તેટલું લૂંટવામાં, પોતાના ગામ યા લત્તામાં, પોતાના ડાચા બળનો ઉપયોગ કરી કોઈને સારું કાર્ય કરતાં અટકાવવામાં, એક સ્ત્રી ઉપરથી મોહ અને શોખ ઓછો થતાં બીજી અને ત્રીજી કરવામાં અને સમાજમાં માતેલા પાડાની માફક કોઈથી ન ડરતાં મનગમતા અનર્થો કરવામાં જ પોતાની વિદ્યા, શક્તિ અને બુદ્ધિનો ઉપયોગ કરે છે. વિદ્યા ભણાવી આવા અનર્થો આચરનારા ઉત્પન્ન કરવા કરતાં તેમને અજ્ઞાન રહેવા દેવા એમ ઘડીભર માનવા મન પ્રેરાય છે અને સુપાત્રને વિદ્યા આપવામાં જ ખરું દાન અને સેવા છે એમ સ્પષ્ટ થાય છે.

પેલા વૃદ્ધનું કહેવું પણ કેટલેક અંશે ખરું છે અને તેની સાબિતી માટે બહુ ભૂતકાળમાં ઊતરવાની જરૂર નથી. હાલના ભણેલાઓ અને વિદ્વાનોએ પણ શું કર્યું છે? લગભગ ૨૦ વર્ષ થયાં પરિષદની સ્થાપના થઈ છે અને પરિષદની બેઠકોમાં ઘણા ઘણા વિદ્વાન અને ડાહ્યા કહેવાતા જ્ઞાતિના ગૃહસ્થોએ ભાષણના માંચડાઓ ઉપર ચઢી બાળલગ્ન ન કરવા, જ્ઞાતિવરા અટકાવવા, એક ઉપર બીજી સ્ત્રી ન કરવા વગેરે બાબતો ઉપર ભાષણો આપી સભામંડપ ગજાવી મૂકેલા. કેટલાક તો પરિષદો, યુવકમંડળો વગેરેના પ્રમુખ બનેલા અને પોતાના પ્રમુખપણા નીચે બાળલગ્ન, જ્ઞાતિવરા વગેરે અટકાવવાના ઠરાવો કરાવી ચૂકેલા તે જ વિદ્વાન અને ડાહ્યા મનાતા ઘણાખરા પ્રમુખો પોતે જ પોતાનાં વિદ્વતાભર્યાં ભાષણો વિરુદ્ધ આચરણ વરત્યા અને સમાજમાં સુધારાને ઊલટો વગોવ્યો. સમાજનો સુધારકો તરફ અણગમો ઉત્પન્ન કરાવવામાં અને પરિષદની પ્રતિષ્ઠા ઘટાડવામાં તેઓ જ સાધનભૂત થયા. જ્ઞાતિસુધારાની બાંગો પાડનારાઓએ જ જ્ઞાતિને ચકડોળે ચઢાવી છે. આ બધું ડાહ્યા અને વિદ્વાન ગણાતા, સારી વિદ્યા અને ડિગ્રીઓ મેળવનારાઓએ કર્યું અને તેથી



સુધારાને પંથે જ્ઞાતિ આટલાં વર્ષો પછી પણ નહીં જેવી પ્રગતિ કરી શકી. જ્ઞાતિના આદર્શોએ જ સુધારાને મૂળમાંથી કાપી નાખ્યો. જ્ઞાતિસુધારણામાં પ્રધાનપદ ભોગવનાર આપણા કહેવાતા સુધારકો અને વિદ્વાનોએ જ્ઞાતિજનોને કેળવણીનાં દર્શન કરાવવાની તસ્દી લીધી નથી. ખાલી ભાષણો કરી જ્ઞાતિસુધારકોનો લ્હાવો માણવાની આવડતવાળા આપણા જ્ઞાતિ-હિતચિંતકોએ જ્ઞાતિને કેળવણીના પંથે વાળી, જ્ઞાનરૂપી સૂર્યથી અજ્ઞાન અંધકાર દૂર કરવા વિચાર સરખો પણ ન કર્યો. તેથી તેમનો સુધારો મૃતપ્રાય બની ગયો, પણ જ્યારે ભાષણો આપનારાઓએ પોતે પોતાના ભાષણનો સાર જીવનમાં ઉતારવાનો પ્રયત્ન નહીં કરેલો; ત્યારે બીજી બાજુ સાવ અજ્ઞાન જેવા લાગતા, અભણ ગણાતા, જ્ઞાતિના કોઈક અંધારા ખૂણામાં પડેલી સંસ્કારી અને હૃદયથી શુદ્ધ બનેલી કોઈક કોઈક વ્યક્તિઓએ વિદ્વાનોના ભાષણોના શબ્દો હૃદયમાં કોરી લીધેલા અને તે શબ્દોને જીવન મંત્ર માની જીવન સાટે પાર ઉતારી જીવન્ત સુધારો કરનારના બળે હાલ સુધારાનું કોઈક કોઈક સ્થળે નામ સંભળાય છે. ખરો સુધારો કરનાર અને પોતાના અડગ આચરણનો આદર્શ બેસાડનાર વ્યક્તિઓએ તો વિદ્વાનોથી દૂર દૂર રહી સાંભળેલા એકેએક શબ્દને પોતાના જીવનમાં વણી લીધા છે અને જ્ઞાતિવરા, બાળલગ્ન વગેરેને ગમે તે ભોગે તિલાંજલી આપી છે. આથી એટલું સ્પષ્ટ થાય છે કે સુધારા માત્ર ભણેલાઓ જ કરી શકે તેમ નથી. પણ ભણેલાઓ કરતાં અભણ અને અજ્ઞાન લોકો એકવાર વસ્તુને સમજ્યા પછી તેને વધારે અડગપણે વળગી રહી તેને પાર ઉતારે છે.

પ્રભુ આપણા વિદ્વાનોને પોતાની ભૂલોનું ભાન કરાવે અને સમાજનિંદિત કાર્ય ન કરવા પ્રેરણા આપે એવી તે પ્રત્યે પ્રાર્થના સાથે સૌને મારા રામ રામ.

કડી **છગનલાલ પીતાંબરદાસ**

૧૯૨૮ ચેતન, વર્ષ-૧ અંક-૧૧

## વિદ્યા વગોવાઈ!

દુનિયાભરમાં જાગૃતિ આવી. સાથે સાથે કડવા પાટીદારો પણ જાગ્યા અને તેના ચિહ્ન રૂપે સં. ૧૯૬૩ની સાલમાં એક સંસ્થા ઊભી કરી. તેના પરિણામે અમદાવાદમાં એક બોર્ડિંગ ઊઘડી. બોર્ડિંગનો લાભ લઈ જ્ઞાતિના કેટલાક કુમારો અને યુવકોએ અભ્યાસ પણ શરૂ કર્યો. કોઈ કોઈ જ્ઞાતિપ્રેમી ધનાઢ્યોએ મદદ પણ કરી. નામદાર પાટડીદરબારસાહેબે બોર્ડિંગને હાથમાં લીધી અને બોર્ડિંગ સારા પાયા ઉપર આવી. કેટલાક વિદ્યાર્થીઓ સખીગૃહસ્થોની સ્કોલરશિપો ઉપર ટકી આગળ વધ્યા પણ ખરા. પણ સર્પના મોંમાં જેમ અમૃત પણ વિષ બની જાય છે તેવું પરિણામ આ લીધેલી વિદ્યાનું આવ્યું. જેનો આશરો લઈ કેટલાક વિદ્યાર્થીઓ ભણ્યા તેનું જ

મૂળ ખોદવા તેઓ લાગ્યા. સ્ત્રીઓ પણ એક પછી એક બદલવાનું શરૂ કર્યું. તેમના પહેરવેશ વગેરે પણ એટલાં બધાં બદલી નાખ્યાં કે રસ્તામાં જતાં હોય ત્યારે અજાણ્યા માણસને તો તે કોઈ ખ્રિસ્તી છે એવો ભાસ થાય. તે વિદ્યા ભણેલાઓની પાસે તેઓ પાટીદાર છે એમ બતાવનારો જરા પણ દેખાવ યા પહેરવેશ રહ્યો નહિ. વાક્ચાતુર્યમાં તો ખરની માફક વારંવાર ભૂંકવું શરૂ કરે. જેના આધારે જે સંસ્થાની મદદથી તેઓ ભણ્યાગણ્યા તેનો બદલો વાળવાનો તો દૂર રહ્યો, પણ તે તો ખરપતિ બનવામાં ગુલતાન થયા. પણ યાદ રાખજો કે, જેનાં નાણાંની મદદથી ભણ્યા છો તેમનું તેમના શિર ઉપર જ કરજનું ભારણ છે. તે કરજથી તેઓ જ્યાં સુધી છૂટા નથી થયા ત્યાં સુધી તેઓ તેમના કરજદાર છે અને કરજદારને લેણિયાતના નરકના કીડા તરીકે અવતરવું પડશે. ભણીગણી હાલમાં તેઓ માસિક બસો-પાંચસો રૂપિયા કમાતા હશે છતાં એક પાઈ પણ કેળવણીની બાબતમાં કે કોઈ પણ છોકરાને એક પેન્સિલ યા સ્લેટ જેટલી પણ મદદ આપવા તેઓ બચત પાડી શકતા નથી. જ્યારે છાકટાની માફક વર્તવામાં ઘણો ખર્ચો કરે છે. ધીક પડી એમની ઓલાદને કે આવી નીચ વૃત્તિના પણ આપણી જ્ઞાતિમાં કોઈ કોઈ ઝળકી ઊઠે છે!

હવે તો પ્રભુ પ્રત્યે એટલી વિનંતી કરીએ છીએ કે આવા પુરુષોને અમારી જ્ઞાતિમાં જન્મ આપે જ નહિ. આ સમયમાં કન્યાવિક્રયે તો હદ રાખી જ નથી અને આવા ભણેલાઓ બીજી અને ત્રીજી સ્ત્રીઓ કરીને કન્યાઓનો કાળ પાડે છે. માટે કુપાત્ર માણસો અને પશુવૃત્તિવાળા માણસો અમારી જ્ઞાતિમાંથી ઓછા થાય તો કેટલીયે વધારાની કન્યાઓ છૂટી થાય અને તેથી કેટલા બિચારા ગરીબો હાથે રાંધી ખાતા હોય તેઓ સુખી થાય. બસ કહેવાનું તો ઘણુંયે છે. પણ આગળ કહીશું.

કડી **છગનલાલ પીતાંબરદાસ**

૧૯૨૮ ચેતન અંક વર્ષ-૧

■ ■ ■

## 'ભા'ની જીવનસુવાસ

**નથી વિદ્વતા વાપરી દેશદાઝે,**
**નથી વાપરી પાઈ જો લોકકાજે,**
**નથી કામ કીધાં સ્વદેશાભિમાની**
**વૃથા જન્મ ખોયો કરી શી કમાણી.**

છગનભાના અવસાનની ખોટ સંસ્થાઓના સમગ્ર વાતાવરણમાં વર્તાતી હતી. ઈ. સ. ૧૯૪૦-'૪૧ના ક.પા. કે. ઉ. મંડળ, કડીના વાર્ષિક અહેવાલમાં મંત્રીઓ જણાવે છેઃ

**સંસ્થાના પ્રાણરૂપ સચ્ચિદાનંદ સ્વરૂપ છગનલાલ પીતાંબરદાસ (છગનભા)**

સંસ્થાનું નિવેદન રજૂ કરવાના પ્રસંગે સંસ્થાના પ્રાણરૂપ છગનભાની ગેરહાજરી સાલે છે. પૂ. છગનલાલ પીતાંબરદાસના દેહત્યાગથી આ સંસ્થાને અને સમગ્ર જ્ઞાતિને ભારે ખોટ પડી છે. સંસ્થાની સ્થાપના સંવત ૧૯૭૫માં થઈ ત્યારથી તેમના જીવનના છેલ્લા શ્વાસોચ્છ્વાસ (તા. ૨૨-૧૨-'૪૦) સુધી જેમણે આ સંસ્થાની અનન્ય નિષ્ઠાથી સેવા કર્યા કરી છે અને તેનું મંત્રીપદ સફળતાથી શોભાવ્યું છે. તે મહાપુરુષે સમાજ સમક્ષ સેવાનો એક અત્યુત્તમ અનુકરણીય દાખલો રજૂ કર્યો છે. તેમના જીવનનાં જે છેલ્લાં ૨૦ વર્ષ વિદ્યાદેવીની ઉપાસનામાં તેમણે ગાળ્યાં તેના ફળરૂપે કડીમાં, અમદાવાદમાં અને વડોદરામાં જ્ઞાતિની ભવ્ય સંસ્થાઓ અસ્તિત્વમાં આવી અને અનેક વિદ્યાર્થીઓએ એમાંથી પ્રેરણા મેળવી.

છગનભાના કાર્યની સુવાસથી રંગાયેલા અને તે કાર્ય પ્રત્યે સહાનુભૂતિ દર્શાવનાર ગૃહસ્થો તરફથી સંખ્યાબંધ દિલાસાના પત્રો સંસ્થા ઉપર આવ્યા હતા, તેની સાથે છગનભાના સ્મારક માટે પ્રવૃત્તિ હાથ ધરવાની પ્રેરણાત્મક સૂચનાઓ કરવામાં આવી હતી. સંસ્થાના વ્યવસ્થાપકમંડળે છગનભાનું સ્મારક કરવા માટે ઠરાવ કર્યો અને તેમાં સંમતિ અને વિગતવાર સૂચનાઓ મેળવવા માટે જ્ઞાતિના સહાનુભૂતિ

ધરાવનાર અગ્રગણ્ય ગૃહસ્થોની સભા તા. ૯-૨-'૪૧ને રોજ બોલાવવામાં આવી હતી. આ સભાએ વ્યવસ્થાપકમંડળના ઠરાવને સંમતિ આપી અને તે જ વખતે રૂ. ૭૮૩-૦-૦નું ફંડ થયું હતું.

આ સ્મારક માટે 'છગનભા સ્મારકનિધિ મધ્યવર્તી સમિતિ' યોજવામાં આવી છે. તેમાં જ્ઞાતિના ૮૫ પ્રતિનિધિઓ છે. એ પ્રતિનિધિઓને સભાસદો વધારવાની સત્તા આપેલી છે. સદર નિધિનો ઉપયોગ નીચેની બાબતોમાં કરવાનું ઠરાવવામાં આવ્યું છે : (૧) ગ્રામકેળવણી (૨) છાત્રાલયો (૩) શિષ્યવૃત્તિ અને લોનો (૪) લોકકેળવણી (૫) છગનભાની પ્રતિમા (૬) અતિથિગૃહ.

ઉપરોક્ત સ્મારકની પ્રવૃત્તિને અને વ્યવસ્થાપકમંડળના ઠરાવોને સાધારણ સભા અનુમતિ આપશે એમ અમો ઇચ્છીએ છીએ.

**પોપટલાલ ગુ. પટેલ**
**છગનલાલ રા. પટેલ**
મંત્રીઓ

**શ્રી કડવા પાટીદાર કેળવણી ઉત્તેજક મંડળ કડી (ઉ.ગુ.) તા. ૧-૩-'૪૧ના રોજ**
**છગનભા સ્મારક કેળવણી નિધિની રચના કરવામાં આવી.**
**શ્રી છગનલાલ પીતાંબરદાસ (છગનભા)**

એ પુનિત સ્મરણ

જનની જણ તો ભક્ત જણ. કાં દાતા કાં શૂર.

છગનભાના જીવનકાર્યનો જેમ જેમ વિચાર આવે છે તેમ તેમ એ પંક્તિમાં રહેલો અર્થ તાદૃશ - મૂર્તિમંત થાય છે. ખરેખર એમનું જીવન સાચા અર્થમાં એક ...જીવન હતું. એમનામાં ઉચ્ચ પ્રકારની દૈવી ભક્તિ હતી. એમના દિલમાં વિદ્યા માટે અજય પ્રેમ હતો અને પરિણામે એ વિદ્યાદેવીની ઉપાસના અને સેવા કરીને પોતાની સર્વ પ્રકારની શક્તિઓને એ દેવીના ચરણે ધરીને તેમણે પોતાના જીવનકાળમાં એક જીવંત વિદ્યામંદિર સ્થાપવાનું ભગીરથ કાર્ય શરૂ કર્યું.

પોતાના કેળવણીના કાર્ય સાથે એમણે પોતાના જીવનને એવું તો ઓતપ્રોત કરી નાખ્યું હતું કે જે જે માણસ એમને જોતા એમને 'છગનભા' એટલે હાલતીચાલતી 'કડીની સંસ્થા'નાં જ દર્શન થતાં. જ્યાં જ્યાં છગનભાનાં પગલાં પડતાં ત્યાં ત્યાં કેળવણી અને વિદ્યાર્થીઓ અને તેમના હિતની જ વાત હોય. છગનભા પોતાના કેળવણીના અને સમાજસુધારણાના વાતાવરણના ઝભ્ભાથી સ્પષ્ટ તરી આવતા.

જીવનના ઉત્તરકાળમાં એટલે આજ છેલ્લાં ત્રીસ વર્ષથી છગનભાએ કેળવણી અને કડવા પાટીદર સમાજની સુધારણાનું કાર્ય કર્યા જ કર્યું છે. આ કાર્યને જ પોતાની



હરેક પ્રવૃત્તિઓમાં કેન્દ્રસ્થાને રાખી એમણે એ ત્રીસે વર્ષની મિનિટેમિનિટનો ઉપયોગ કર્યો. આવા એક વીર અને ધીર પુરુષનાં સંસ્મરણો ખરેખર આપણા જીવનમાં નવા જ પ્રાણ રેડે છે.

છગનભાએ ૭૮ વર્ષની પાકટ વયે (**જન્મ સંવત ૧૯૧૯ મૃત્યુ સંવત ૧૯૯૭**): પોતાનો દેહ છોડ્યો છે. વહેલામોડા મરવાનું તો દરેકને છે જ, પણ એનું જ મૃત્યુ ખરેખર ધન્ય છે કે જેણે પોતાના જીવનનો સારામાં સારો ઉપયોગ કર્યો છે. કડવા પાટીદાર કોમની વધારેમાં વધારે સેવા કરનાર છગનભાના મૃત્યુથી જે ખોટ પડી છે તે ખરેખર ન પુરાય તેવી છે.

**છગનભા સ્મારક :**

એક નાના બાળકથી માંડીને મોટા મરદ સુધીનો પ્રેમ મેળવનાર છગનભાના મૃત્યુના સમાચાર ફેલાતાં ચારે તરફથી સંસ્થા ઉપર દિલસોજીભર્યા પત્રો આવ્યા છે. **આ પત્રોમાં છગનભા માટે અનહદ પ્રેમ અને તેમણે સમાજની જે સેવા કરી હતી તેનાં ભારોભાર લખાણ ભરેલાં છે. આ પત્રોમાં છગનભાના કાર્યને છાજે તેવું તેમનું સ્મારક કરવા, અત્યંત આગ્રહ રાખવામાં આવેલો છે. જે વીર પુરુષે સમાજની ઉન્નતિ માટે અને ખાસ કરીને કડવા પાટીદાર કોમની ઉન્નતિ માટે છેલ્લાં ત્રીસ વર્ષથી જે સતત કાર્ય કર્યું છે તેમના સ્મારકને માટે જે કંઈ કરવામાં આવે તે ઓછું જ છે.**

છગનભાએ ગામડાનાં બાળકોની કેળવણી માટે પોતાની જાત નિચોવી નાખી એમ કહીએ તો તેમાં જરા પણ અતિશયોક્તિ નથી જ. ગામેગામ પગે ચાલીને રૂપિયો રૂપિયો ઉઘરાવી અહોનિશ બાળકોની કેળવણીનો જ જેમણે વિચાર કર્યા કર્યો છે એવા પુરુષનું સ્મારક તેમના જીવનકાર્યનું એક સાચું પ્રતીક હોવું જોઈએ. એ વિચારથી તારીખ ૯-૨-'૪૧ના રોજ પાટીદાર આશ્રમ કડીમાં છગનભાના પ્રશંસકો અને તેમના કાર્ય તરફ સહાનુભૂતિ બતાવનાર ભાઈઓની એક સભા યોજવામાં આવી. આ સભામાં છગનભાના જીવનકાર્ય સંબંધી તથા તેમના આદર્શો સંબંધી ટૂંક વિવેચન કરવામાં આવ્યું હતું અને તેમના સ્મારકને માટે **છગનભા સ્મારક કેળવણીનિધિની** એક યોજના રજૂ થઈ. સર્વ ભાઈઓએ આ યોજનાને સહર્ષ-ઉત્સાહભેર વધાવી લીધી. છગનભાનું પ્રિય કાર્ય કેળવણી હતું એટલે એમનું સાચું સ્મારક કેળવણીના સાચા ઉકેલમાં રહેલું છે એમ સૌને લાગ્યું.

**સ્મારકની યોજના**

આ સ્મારકની યોજનાની રૂપરેખા વગેરે સંબંધી નીચે મુજબ ઠરાવ કરવામાં આવ્યો હતોઃ

''શ્રી કડવા પાટીદાર કેળવણી ઉત્તેજક મંડળના વ્યવસ્થાપક મંડળ તરફથી સ્વ. છગનભાના પ્રશંસકોની બોલાવેલી આ સભા સંસ્થાના વ્યવસ્થાપક મંડળ તરફથી સ્વ. છગનભાનું સ્મારક કરવા સંબંધે કરેલા ઠરાવને અનુમતિ આપે છે.

**'છગનભા સ્મારક કેળવણીનિધિ'** એ નામથી સ્મારક ફાળો ઉઘરાવવા, સદરહુ નિધિનો ઉપયોગ ગ્રામકેળવણી, છાત્રાલયો, શિષ્યવૃત્તિઓ, લોનો, લોકકેળવણી, છગનભાની પ્રતિમા (બસ્ટ) અને અતિથિગૃહ વગેરેમાં કરવાની ભલામણ કરે છે, અને

સદરહુ ફાળો ઉઘરાવવા વગેરે કાર્યો કરવાની શ્રી કડવા પાટીદાર કેળવણી ઉત્તેજક મંડળના પ્રમુખ અને મંત્રીઓએ તજવીજ કરવી અને જરૂર જણાયે સમિતિઓ નીમવી એમ માને છે.'

**છગનભા સ્મારક મધ્યવર્તી સમિતિ**

ઉપરના ઠરાવ અનુસાર છગનભા સ્મારક કેળવણીનિધિ મધ્યવર્તી સમિતિ સભાસદો વધારવાની સત્તા સાથે નક્કી કરવામાં આવી છે, જેના સભાસદોની યાદી આ સાથે અહીં આપવામાં આવી છે.

તા. ૨૫-૨-'૪૧ મંત્રી : **પોપટલાલ ગુ. પટેલ**

શ્રી કડવા પાટીદાર કેળવણી ઉત્તેજક મંડળ,
કડી.

**છગનભા સ્મારક કેળવણી નિધિ**
**મધ્યવર્તી સમિતિ**, મુ. કડી

| | | |
|---|---|---|
| ૧. | પ્રોફેસર જેઠાલાલ ચીમનલાલ સ્વામીનારાયણ : પ્રમુખ | અમદાવાદ |
| ૨. | શેઠશ્રી બાબુભાઈ દુર્ગાપ્રસાદ લશ્કરી | ,, |
| ૩. | શેઠશ્રી નવીનચંદ્ર મફતલાલ | (મુંબઈ) ,, |
| ૪. | શેઠશ્રી સોમનાથ રૂપજીદાસ | ,, |
| ૫. | સરદારશ્રી ચંદુલાલ મણિલાલ | (મુંબઈ) વીરમગામ |
| ૬. | શેઠશ્રી તુલસીદાસ ગોપાળદાસ | કડી |
| ૭. | શેઠશ્રી સીતારામ લલ્લુભાઈ | સુરત |
| ૮. | શેઠશ્રી પ્રેમચંદભાઈ રણછોડભાઈ | અમદાવાદ |
| ૯. | શેઠશ્રી પરમાનંદ મોહનલાલ | જબલપુર |
| ૧૦. | શેઠશ્રી ભીખાભાઈ મૂળજીભાઈ | ,, |
| ૧૧. | શેઠશ્રી ભોગીલાલ ગીરધરલાલ બકરી | અમદાવાદ |
| ૧૨. | ડૉ. ગણપતલાલ ગોકળભાઈ | ,, |



| | | |
|---|---|---|
| ૧૩. | શ્રી માનચંદભાઈ કુબેરભાઈ | મુંબઈ |
| ૧૪. | શ્રી ભોગીલાલ માણેકલાલ | ,, |
| ૧૫. | કુ. તારાબહેન પીતાંબરદાસ | અમદાવાદ |
| ૧૬. | ગં. સ્વ. અનસૂયાબહેન ચુનીલાલ | ભરૂચ |
| ૧૭. | શ્રીમતી કુસુમબહેન શંકરલાલ | મહેસાણા |
| ૧૮. | શ્રી રામચંદ્ર જમનાદાસ | વિજાપુર |
| ૧૯. | શ્રી બેચરભાઈ ખુશાલભાઈ | મહેસાણા |
| ૨૦. | શ્રી ભોગીલાલ ગંગારામ | ,, |
| ૨૧. | શ્રી કાનજીભાઈ શિવાભાઈ | ,, |
| ૨૨. | શ્રી જેઠાલાલ લાલદાસ | ,, |
| ૨૩. | શ્રી પુરુષોત્તમદાસ રણછોડદાસ | (મહેસાણા) કડી |
| ૨૪. | શ્રી પ્રભુદાસ ભાવસંગદાસ | વિસનગર |
| ૨૫. | શ્રી રણછોડભાઈ લલ્લુભાઈ વસા | અમદાવાદ |
| ૨૬. | શ્રી અંબાલાલ ત્રિભુવનદાસ તકતાવાળા | ,, |
| ૨૭. | શ્રી ભગુભાઈ અમથાભાઈ | ચાણસ્મા |
| ૨૮. | શ્રી અંબાલાલ શિવલાલ | ,, |
| ૨૯. | શ્રી છગનલાલ રામદાસ | કડી |
| ૩૦. | શ્રી અંબાલાલ એમ. પટેલ | અમદાવાદ |
| ૩૧. | શ્રી ભાઈલાલભાઈ અંબાલાલ | ,, |
| ૩૨. | શ્રી જેસંગભાઈ મોતીલાલ | ઉમતા |
| ૩૩. | શ્રી જેરામભાઈ જેસિંગભાઈ | ,, |
| ૩૪. | શ્રી શકરાભાઈ બેચરભાઈ | અમદાવાદ |
| ૩૫. | રા. સા. કેવળભાઈ દેસાઈભાઈ | બાવળા |
| ૩૬. | શ્રી ભાઈલાલ આત્મારામ | સાણંદ |
| ૩૭. | શ્રી કેશુભાઈ રાયજીભાઈ | ગણપતપુરા |
| ૩૮. | શ્રી વીસાભાઈ જીવીદાસ | અસારવા |
| ૩૯. | શ્રી ઈશ્વરભાઈ પ્રાણદાસ | ઊંઝા |
| ૪૦. | શ્રી વેણીદાસ ઉજમદાસ | અમદાવાદ |
| ૪૧. | શ્રી જેઠાલાલ છગનલાલ | ,, |
| ૪૨. | શ્રી પીતાંબર નરસિંહભાઈ | ,, |
| ૪૩. | શ્રી સાંકળચંદ વનમાળીદાસ | કડી |

| | | |
|---|---|---|
| ૪૪. | શ્રી નારણભાઈ સેંધાભાઈ | મુંબઈ |
| ૪૫. | શ્રી રણછોડભાઈ કચરાભાઈ | સુરત |
| ૪૬. | શ્રી મણિલાલ ગણેશભાઈ | રંગૂન |
| ૪૭. | શ્રી પ્રાણલાલ માધવલાલ | ,, |
| ૪૮. | શ્રી જીવાભાઈ શામળભાઈ | ડરણ |
| ૪૯. | શ્રી ગંગારામ નથુભાઈ | વીડજ |
| ૫૦. | શ્રી શિવરામ માનજીભાઈ | દવાડા |
| ૫૧. | શ્રી કેશવલાલ ભોળીદાસ | પેટલાદ |
| ૫૨. | શ્રી શિવાભાઈ પ્રભુદાસ | વીસનગર |
| ૫૩. | શ્રી પ્રભુદાસ ગોબરદાસ | ,, |
| ૫૪. | શ્રી નારણભાઈ છગનલાલ | રતલામ |
| ૫૫. | શ્રી રામભાઈ છગનલાલ | સરઢવ |
| ૫૬. | શ્રી રણછોડભાઈ જેસંગભાઈ | વામજ |
| ૫૭. | શ્રી ચુનીલાલ મગનલાલ | મુંબઈ |
| ૫૮. | શ્રી બબાભાઈ રામદાસ | અમદાવાદ |
| ૫૯. | શ્રી રણછોડભાઈ જીવણભાઈ | શેરથા |
| ૬૦. | શ્રી ઈશ્વરભાઈ જેસંગભાઈ | સરઢવ |
| ૬૧. | શ્રી લલ્લુભાઈ નાનદાસ | નારદીપુર |
| ૬૨. | શ્રી પ્રભુદાસ રામદાસ | હીરપુર |
| ૬૩. | શ્રી ગંગારામ ફુલચંદ | ઉનાવા |
| ૬૪. | શ્રી બાભઈદાસ કરસનદાસ | પરાસળ |
| ૬૫. | શ્રી મફતલાલ મોહનલાલ | સિદ્ધપુર |
| ૬૬. | શ્રી ખોડીદાસ હીરદાસ | આદરજ (મેર્ડા) |
| ૬૭. | શ્રી ગણેશભાઈ નાથાલાલ | મુંબઈ (ઊંઝા) |
| ૬૮. | શ્રી નારણભાઈ છગનલાલ | અમદાવાદ |
| ૬૯. | શ્રી પ્રેમજીભાઈ મીઠાભાઈ | અમદાવાદ |
| ૭૦. | શ્રી ભલાભાઈ જોઈતારામ | ,, |
| ૭૧. | શ્રી મણિલાલ રામજીભાઈ | ગોમતીપુર |
| ૭૨. | શ્રી મગનભાઈ બાજીદાસ | બલોલ |
| ૭૩. | શ્રી છોટાલાલ મગનલાલ | કડી |



| | | |
|---|---|---|
| ૭૪. | શ્રી ગોકળભાઈ પ્રાણદાસ | શેરથા |
| ૭૫. | શ્રી ધનાભાઈ જીવાભાઈ | કડી |
| ૭૬. | શ્રી પ્રભુદાસ ધનજીભાઈ | લાડોલ |
| ૭૭. | શ્રી ચુનીલાલ ધનજીભાઈ | મુંબઈ |
| ૭૮. | શ્રી પૂજાભાઈ જેઠાલાલ | કલોલ |
| ૭૯. | શ્રી બાપુભાઈ વિઠ્ઠલભાઈ | કડી |
| ૮૦. | શ્રી જોઈતારામ દેવકરણદાસ | આદરજ મેર્ડા |
| ૮૧. | શ્રી પોપટલાલ ગુલાબદાસ : મંત્રી | કડી |
| ૮૨. | શ્રી છગનલાલ કાળીદાસ | ,, |
| ૮૩. | શ્રી અંબાલાલ જોરદાસ | શેરથા |
| ૮૪. | શ્રી સાંકળચંદ કાળીદાસ | વિસનગર |
| ૮૫. | ડૉ. માણેકલાલ છગનલાલ | કડી |

**વિદ્યાર્થી ભાઈઓ,**

તમે જાણો છો કે સદ્‌ગત છગનભાના સ્મારક માટે આપણે જે કંઈ કરીએ તે ઓછું જ છે. છગનભાએ વિદ્યાર્થીઓ માટે પોતાની જાત નિચોવી નાખી એમ કહીએ તો ખોટું નથી. એમના સ્મારકના કાર્યને દરેક વિદ્યાર્થી ઉદારદિલે અને મોકળે મને મદદ આપી વેગવંત બનાવવા પોતાની પવિત્ર ફરજ સમજશે.

માણસ ઘણા પ્રકારનાં ઋણો સાથે જન્મે છે. જીવનમાં જે જે વસ્તુઓનો આપણે ઉપભોગ કરી રહ્યાં છીએ તે તે વસ્તુઓ માટે આપણા ઉપર અનેક પ્રકારનાં ઋણ ચઢે છે.

છગનભાનું સ્મારક તેમના વિશાળ કાર્યને યોગ્ય અને અનુરૂપ કરવું એ તમારું ઋષિઋણ છે. જે સંસ્થામાં રહી તમે વિદ્યા સંપાદન કરી, જે સંસ્થામાંથી પ્રકાશ મેળવી અજ્ઞાનતાના ઘોર અંધકારમાં રસ્તો કાઢવા તમે શક્તિમાન થયા, જે સંસ્થામાંથી બળ મેળવી આ જીવનસંગ્રામમાં ટક્કર ઝીલવા તમે ભાગ્યશાળી નીવડ્યા અને જે સંસ્થામાંથી ઉચ્ચ ભાવનાઓ ઝીલી તમે તમારા જીવનને ઉન્નત-ઊર્ધ્વગામી અને સુંદર બનાવવાના કોડ પૂરા કર્યા તે સંસ્થાના સાચા અર્થમાં જન્મ આપનાર પિતાને એક ઋષિ તરીકે પૂજવાની અને તેનું ઋણ ફેડવાની તમારી પવિત્ર ફરજ છે. છગનભાએ ગાઢ અંધકારમય, વિકટ, અજ્ઞાન-જંગલને માફ કરી અતૂટ મહેનત અને અથાગ પરિશ્રમથી વેરાન જમીનને ફળદ્રુપ બનાવી. **વિદ્યારૂપી એક સુંદર વાડી ઉછેરી છે. એવા વિદ્યાના માળીનું સાચું સ્મારક કરી તમે તમારું પોતાનું જ સ્મારક કરી રહ્યા છો એ ભૂલશો નહિ.**

છગનભાની સેવાવૃત્તિ, બાળકો ઉપરનો નિર્દોષ પ્રેમ, વિદ્યા માટે મમતા, કેળવણીની સંસ્થાઓ માટે જીવનનો નિચોડ આપી દેવાની અને તેના હિત માટે માનઅપમાન ગળી જવાની તેમની વૃત્તિથી તમે તો અજાણ નથી જ. દુનિયામાં આવા પુરુષો વિરલ જ હોય છે.

છગનભા માટે તો આપણે એક એવું સ્મારક રચવું છે કે જેનાથી આજે કરમાઈ અને ચીમળાઈ ગયેલા આપણા ગ્રામજીવનના વૃક્ષનાં મૂળોને સતત્ અમીસિંચન મળ્યા કરે અને આપણાં ગામડાંઓ ફરી એક વાર સંસ્કૃતિ, આનંદ, વિદ્યા અને ગૃહઉદ્યોગોનાં જીવન્ત કેન્દ્રો સમાં બની આપણા નિર્માલ્ય બનતા જીવનમાં નવા પ્રાણ પૂરે.

બંધુઓ! છગનભાના આ સ્મારક પ્રસંગને તમે એક અતિમહત્ત્વનો પ્રસંગ ગણજો. આ પ્રસંગને સફળ બનાવવો એ તમારા હાથમાં છે. આપણા સામાજિક જીવનમાં નવા પ્રાણ પૂરવાનો આવો ધન્ય અવસર આપણને મળ્યો છે. તો તેનો પૂરેપૂરો લાભ ઉઠાવી તમારાથી બની શકે તેટલી તમામ મદદ કરશો એવી આશા અમે રાખીએ છીએ. નિદાન એક માસની તમારી કમાણી અને એક માસનો સમય છગનભાના આ સ્માર્ક માટે આપો એવી અમે ઉમેદ રાખીએ છીએ.

તા. ૨૫-૨-'૪૧ મંત્રી : **પોપટલાલ ગુલાબદાસ પટેલ**

શ્રી કડવા પાટીદાર કેળવણી ઉત્તેજક મંડળ, કડી

### છગનભા સ્મારક કેળવણી નિધિમાં ભરાયેલી રકમોની યાદી

યાદી-૧ (તા. ૨૫-૨-'૪૧ સુધીની)

| રકમ | નામ | ગામ |
|---|---|---|
| ૧૧૧-૦૦ | પ્રો. જેઠાલાલ ચીમનલાલ સ્વામીનારાયણ | અમદાવાદ |
| ૧૧૧-૦૦ | શ્રી રામચંદ્રભાઈ જમનાદાસ અમીન | ગોઝારિયા |
| ૧૧૧-૦૦ | શ્રી પુરુષોત્તમદાસ રણછોડદાસ પટેલ | કડી |
| ૧૧૧-૦૦ | શ્રી ડૉ. માણેકલાલ છગનલાલ પટેલ | કડી |
| ૧૧૧-૦૦ | શ્રી પોપટલાલ ગુલાબદાસ પટેલ | કડી |
| ૫૧-૦૦ | શ્રી વેણીદાસ ઉજમદાસ પટેલ | રાજપુર |
| ૫૧-૦૦ | શ્રી બાપુભાઈ વિઠ્ઠલદાસ ગામી | કડી |
| ૫૧-૦૦ | શ્રી છગનભાઈ કાળીદાસ પટેલ | કડી |
| ૨૫-૦૦ | શ્રી હીરાલાલ મથુરભાઈ વોરા | કડી |
| ૨૫-૦૦ | શ્રી છગનલાલ રામદાસ પટેલ | કડી |
| ૨૫-૦૦ | શ્રી રતિભાઈ ડાહ્યાભાઈ અમીન | કડી |
| ૭૮૩-૦૦ | | |



તા. ૨૭-૪-'૪૧ને દિવસે મળેલી સાધારણ સભામાં અગત્યના ઠરાવો પસાર થયા. તેમાંના - ઠરાવ ૫-૬ જોઈએ.

(૫) છગનભા સ્મારક કેળવણી નિધિની પ્રવૃત્તિ આ સંસ્થાના એક અંગ તરીકે ચલાવવાનું ઠરાવ્યું.

(૬) છગનભા સ્મારક કેળવણી નિધિ સમિતિના એક કાર્ય તરીકે મહેસાણામાં એક છાત્રાલય ઉઘાડવાનું ઠરાવ્યું.

ઈ.સ. ૧૯૪૦-'૪૧નો સંસ્થાનો વાર્ષિક ઉત્સવ ઉજવાયો. આ વાર્ષિક ઉત્સવમાં નીચેના મહાનુભાવોએ પધારી વિદ્વતાપૂર્વક અને ઉપયોગી ભાષણો આપ્યાં હતાં. શ્રી રામનારાયણ પાઠક (૨) પ્રો. સ્વામિનારાયણ (૩) શ્રી ડૉ. રાવ; એલ. ડી. આર્ટ્સ કોલેજના આચાર્ય, (૪) શ્રી મગનભાઈ પ્ર. દેસાઈ (મહાપાત્ર, ગૂજરાત વિદ્યાપીઠ) (૫) શ્રી બબલભાઈ મહેતા - થામણા ગ્રામસેવક (૬) શ્રી બબાભાઈ રા. પટેલ, મેનેજર ફેલોશિપ હાઈસ્કૂલ (૭) શ્રી ભાનુશંકર ભટ્ટ, કડીમહાલ મુનસફ, (૮) શ્રી પૃથુરાય મજમુદાર, વિજાપુરમહાલ મુનસફ (૯) શ્રી માલસે, વિભાગ શાળાધિકારી (૧૦) પ્રો. રમણલાલ દલાલ - વડોદરા (૧૧) શ્રી ડાહ્યાભાઈ જાની (૧૨) શ્રી રામચંદ્ર જ. અમીન.

આ ઉત્સવ કેળવણીની દૃષ્ટિએ ઘણો મહત્ત્વનો નીવડ્યો હતો. વિદ્યાર્થીઓ અનેક વિષયનું જ્ઞાન મેળવી શક્યા હતા.

'ભા'ની ખોટ આશ્રમના આખા વાતાવરણમાં જણાય છે. એ તપસ્વીની અહીં માત્ર હાજરી પણ વિદ્યાર્થીઓને પ્રેરણારૂપ નીવડતી હતી. વારંવાર પ્રાર્થનામાં હાજરી આપી બોધદાયક વાર્તાઓ અને દૃષ્ટાંતો કહી નીતિ અને ધર્મના સિદ્ધાંતો સ્વ. છગનભા વિદ્યાર્થીઓના મગજમાં ઊંડાણ સુધી પહોંચાડતા હતા. એ ભાના સ્વર્ગવાસથી વિદ્યાર્થીઓને ઘણી ખોટ જણાઈ છે. તેમના સ્વર્ગવાસ પછી તેમને પોતાની સ્નેહાંજલિ અર્પવા વિદ્યાર્થીઓ એક સભા રાખી હતી. તેમાં વિદ્યાર્થીઓએ કાવ્યો અને ભાષણો દ્વારા 'ભા' પ્રત્યેની પોતાની લાગણી દર્શાવી હતી. એટલું જ નહિ, પણ સંસ્થાએ '**ભા સ્મારકનિધિ**' એકઠાં કરવાનું નક્કી કર્યું છે એ જાણ્યું ત્યારે તેમણે પણ એ ફાળામાં પોતાનો અદનો ફાળો આપવાનો નિશ્ચય કર્યો હતો અને પોતાના વાપરવાના ખાનગી પૈસામાંથી સૌની ઈચ્છા મુજબ ટીપ કરીને લગભગ રૂ. ૨૫૦નું ફંડ કર્યું હતું. '**ભા ફંડ**'ની પ્રવૃત્તિ માટે રજાઓ દરમ્યાન પોતાની સેવા આપવાની પણ કેટલાક વિદ્યાર્થીઓએ તૈયારી બતાવી હતી. **આ પ્રેમ હતો 'ભા અને વિદ્યાર્થીઓ વચ્ચેનો સેતુ-બંધ'**.

સંસ્થા ઉપપ્રમુખ શ્રી રામચંદ્ર અમીન અને ક. પા. કે. મંડળ અને સ. વિ. કે. મંડળના મંત્રી છોટાલાલ મ. પટેલના નામે સ્વ. છગનભાનાં કાર્યોને બિરદાવી સ્વ. છગનભાના સ્મારક ફંડમાં સર્વે જ્ઞાતિબંધુઓને ફાળો આપવાની વિનંતી કરતો પરિપત્ર

બહાર પાડવામાં આવ્યો.

તા. ૨૯, ૩૦ એપ્રિલ ૧૯૫૧ રવિવારને સોમવારે કડીને આંગણે આશ્રમમાં સ્વ. છગનભાની પ્રતિમાનો ઉદ્‌ઘાટન સમારંભ અને જૂનાનવા વિદ્યાર્થીઓનું સ્નેહ-સંમેલન રાખવામાં આવ્યું. આ સમારંભમાં હું નવા વિદ્યાર્થી તરીકે હાજર હતો. આ સંસ્થાના સ્થાપકો આચાર્યો અને નવાજૂના વિદ્યાર્થીઓનાં સંસ્મરણો વાગોળવામાં આવ્યાં. ત્યારે મને આ સંસ્થા અને સ્વ. છગનભાની ભવ્યતાનો ખ્યાલ આવ્યો. બાવલું મુકાયા બાદ હું ને મારા મિત્રો હોજમાં સ્નાન કરી આવી અચૂક બે મિનિટ ભાના બાવલાને વંદન કરતા પછી બધા વિદ્યાર્થીઓ એ ક્રમમાં જોડાતા. આ પ્રથા શરૂ કરવા માટે શ્રી ભાઈલાલ જી. પટેલે અમને બોલાવી અભિનંદન આપેલા.

તા. ૩૦-૪-'૫૧ના રોજ સ્વ. છગનભાની પ્રતિમાના સમારંભ વખતે ઘણાં કાવ્યો રચાયાં અને શ્રી સીતારામ શર્મા લિખિત 'છગનભા' નાટક રજૂ થયું હતું.

**ભાને યુગો સુધી અંજલિ આપીએ**

પાટીદાર જ્ઞાતિમાં કેળવણી અને વિદ્યાના પ્રસાર માટે કડીની આદર્શ સંસ્થા ઊભી કરીને મુખ્યત્વે છગનભાએ પરમ કલ્યાણનું કાર્ય કર્યું છે. તેઓની ધગશ, નિખાલસતા અને સમાજની ઉન્નતિ માટેની તમન્ના અને સતત સેવાવૃત્તિ સર્વ માટે પ્રેરણાદાયી રહ્યાં છે.

તેઓ જીવંત સેવામૂર્તિ સમાન હતા. કડીની કેળવણી સંસ્થા એ જ તેઓનું સાચું સ્મારક છે. તેની પ્રગતિ, વૃદ્ધિ અને સંસ્કારિતા માટે બધા પ્રયત્નશીલ રહે એવા આ પ્રસંગે મારા આશિષ છે.

છતાં તેઓની ઉજ્જવળ સ્મૃતિ માટે તેઓને પ્રાણપ્રિય વહાલી સંસ્થામાં તેઓની પ્રતિમા મુકાય તે યોગ્ય છે.

સુલભ, સસ્તી ને ચારિત્ર્યશીલ કેળવણી દ્વારા આપણે છગનભાને હાર્દિક અંજલિ યુગેયુગ સુધી આપતા રહીએ તા. ૪-૪-'૫૧. **- સ્વામી બ્રહ્માનંદસાગર**

'છગનભા ભલે અભણ હોય, પણ એ જ હિન્દની જીવતી જાગતી સંસ્કૃતિ છે.'

**- કાકાસાહેબ કાલેલકર**

અખૂટ ધીરજ, ખંત અને નિઃસ્વાર્થપણે સમાજસેવા કરનાર સ્વ. છગનભાઈ પીતાંબરદાસને આપણો સમાજ હંમેશાં યાદ કરશે.

પોતે અભણ હોવા છતાં પોતાના સમાજનાં બાળકોને કેળવણી તરફ અભિમુખ કરનાર વિદ્યાપ્રેમી સ્વ. છગનભાઈનું જીવન ધન્ય બની ચૂક્યું છે.

તેમના જીવનમાંથી સદ્‌બોધ લઈને આપણો સમાજ આગળ વધે એવી શુભેચ્છા રાખું છું. **- શેઠશ્રી દુર્ગાપ્રસાદ શંભુપ્રસાદ લશ્કરી**



અનેક સંકટો વેઠીને સ્વ. છગનભાઈ પીતામ્બરદાસે આપણા સમાજને કેળવણી તરફ અભિમુખ કર્યો છે. કડીની સંસ્થા એમના જીવનકાર્યનો એક જીવતો પુરાવો છે. જનકલ્યાણના કાર્યથી એમની જે સુવાસ ફેલાઈ છે તે વર્ષો સુધી આપણા સમાજને પ્રેરણાદાયી થઈ પડશે. **- શેઠ શ્રી ચંદુલાલ માધવલાલ**

પોતાની પાછલી અવસ્થામાં એક જુવાનને શોભે એવી ધગશથી સ્વ. છગનભાએ આપણા સમાજની પ્રગતિ માટે જે કાર્ય કર્યું છે એ ખરેખર આપણે માટે ગૌરવ લેવા જેવું છે. પરિષદના સમાજસુધારાના કાર્યને કેળવણી દ્વારા મૂર્ત સ્વરૂપ આપી, અજ્ઞાનરૂપી અંધારામાં અટવાતા આપણા સમાજને તેઓશ્રીએ એક નવો પ્રકાશ આપ્યો છે. છગનભા એ ખરેખર આપણું અણમોલ રત્ન છે, પરંતુ કેવળ એમની પ્રશંસા કરીને જ બેસી રહીશું તો દુનિયા કહેશે કે, 'તમે છગનભાને બરાબર ઓળખ્યા જ ક્યાં છે?'

એમનું આદરેલું કાર્ય જ્યાંથી અધૂરું રહ્યું હોય ત્યાંથી આગળ વધારીએ તો જ એ સદ્‌ગતને સાચી અંજલિ આપી ગણાય. **- શેઠશ્રી નંદુલાલ મંછારામ**

એક સાચા સમાજસેવક અને કેળવણીકાર તરીકે કડીની સંસ્થાના આદ્યસ્થાપક સ્વ. છગનભાની યાદ ભૂલી શકાય તેવી નથી. આપણા ગામડાના અજ્ઞાન સમાજને કેળવણી તરફ અભિમુખ કરવાનું મુશ્કેલ કાર્ય તેમણે અનેક સંકટોમાંથી પાર ઊતરીને કરી બતાવ્યું છે. એમણે આપેલો ભોગ ઊગી નીકળ્યો છે, પરંતુ તે વિશેષ ઊગી નીકળે એવી પ્રભુ પ્રત્યે મારી પ્રાર્થના છે.

**- શેઠશ્રી જયકૃષ્ણભાઈ હરિવલ્લભદાસ**

**(અંબિકા મિલ્સવાળા)**

સમાજસેવા એ કાંટાળો માર્ગ છે, પરંતુ છગનભાને અંતરનો અવાજ મળ્યો કે, 'તું અજ્ઞાન અને રિવાજોમાં પડેલા તારા સમાજને ઊંચો લાવ.' અંતરના એ અવાજની પાછળ એમણે સમાજસેવાના ક્ષેત્રમાં તરત જ ઝંપલાવી દીધું.

સુધારાના એ સાચા કીમિયાગર હતા. એમણે કેળવણીનો દીવો પ્રગટાવ્યો અને અંધારું નાસવા માંડ્યું.

આપણા સમાજને માટે ભેખ લેનાર વિરલ વ્યક્તિઓમાંના એ એક હતા. કડીની સંસ્થા એ પુણ્યાત્માના કાર્યનું એક સુંદર પ્રતીક છે.

છગનભાનું સેવાકાર્ય આપણે અધૂરું હોય ત્યાંથી આગળ ધપાવીએ એવું બળ પરમાત્મા આપણને આપો!

**- શ્રી ડૉ. ગણપતરામ ગોકળદાસ પટેલ**

M.B.B.S. D.O.M.S. (LON)

સ્વ. છગનભાનો જીવનમહિમા આપણા સમાજને માટે ખૂબ જ ઉપયોગી છે. ખોટા વહેમો, કુરિવાજો અને રૂઢિઓમાં અટવાઈ પડેલા આપણા સમાજને તેઓશ્રીએ કડીની સંસ્થા દ્વારા પ્રકાશ આપ્યો છે અને એ રીતે સાચું માર્ગદર્શન કર્યું છે. એક પ્રખર કેળવણીકાર અને સાચા સમાજસુધારક તરીકે તેઓનું સ્થાન ગુજરાતના ઈતિહાસમાં સોનેરી અક્ષરે અંકિત થયું છે. છગનભાએ પોતે કેળવણી નહોતી લીધી, તોપણ તેમણે હજારો વિદ્યાર્થીઓને કેળવણી મળે તે માટે ભેખ લીધો અને જ્ઞાનની જ્યોત પ્રગટાવી. આ જ્યોતને ઉત્તેજિત રાખવાની આપણી ફરજ છે અને તે ફરજ બજાવીને જ આપણે છગનભાની સ્મૃતિ તાજી રાખીએ.

**- શેઠશ્રી અંબાલાલ ત્રિભોવનદાસ તક્તાવાલા**

આજે જુવાન-જોદ્ધા જેવાં યુવકો અને યુવતીઓ કંઈ કાર્ય આવીને પડે છે ત્યારે હું એકલો-એકલો શું કરું એમ કહી બેસી જાય છે. એમણે છગનભાનો દાખલો દૃષ્ટિ સમક્ષ રાખવા જેવો છે. ૫૬ વર્ષનો અભણ માણસ શું કરી શકે તે જોવું હોય તો કડી સર્વ વિદ્યાલયની જાત્રાએ જવું. આપણે કેવળ ગતાનુગતિક જૂની યાત્રાઓ કર્યા કરીએ છીએ, પણ નવી યાત્રાનાં સ્થળ છે તે જાણતા નથી, પછી એની યાત્રાએ જઈએ તો શાના?

**- ઈશ્વર પેટલીકર**

તંત્રી : 'પાટીદાર'

### છેલ્લું વચન :

'મેં છેલ્લું વચન છગુભા પાસે એવું લીધું હતું કે છોકરીઓ માટે આવી (પાટીદાર આશ્રમ કડીના જેવી) બોર્ડિંગ કરાવ્યા વગર મરવું નહિ, પણ એ વચન તેઓ પાળી ન શક્યા.

**- સ્વ. ડૉ. હરિપ્રસાદ દેસાઈ**

### છગનભાનું જીવનકાર્ય

**જન્મ** : સને ૧૮૬૩
**દેહોત્સર્ગ** : સને ૧૯૪૦
કન્યા વિદ્યાકુંજ, કન્યા છાત્રાલય - (શરૂ ૧૯૩૪ : બંધ ૧૯૩૭)
ગુજરાત ગૌશાળા - (સને - ૧૯૨૮)
ઉદ્યોગવર્ગો - (સને - ૧૯૨૫)
સર્વ વિદ્યાલય - (સને - ૧૯૨૨)
વિદ્યાર્થી આશ્રમ - (સને - ૧૯૨૦)
શ્રી ક. પા. કેળવણી ઉ. મંડળી - (કડી) (સને - ૧૯૧૯)



### 'ભા'ના અંતિમ કાર્યની યાદમાં

પંદર પંદર વર્ષ વીતી ગયાં, આખો યુગ બદલાઈ ગયો અને તે છતાં હજી સારાં વસતિગૃહો. (કન્યાઓ માટે) ઊભાં કરાતાં નથી. જેવી રીતે ચરોતરમાં મોતીભાઈ અમીને ભેખ લીધી હતી, જેવી રીતે કડી વિદ્યાલયની શરૂઆત થઈ તેમાં અનેક ભાઈઓએ તનતોડ મહેનત કરી હતી, તેના કરતાં વધારે ઉત્સાહથી થોડા પાટીદાર નવજુવાનોએ હવે ભેખ લેવો પડશે.

ભેખ લેવાનો એટલે ભીખ માગવાની નહિ. કોઈ સાધુને ભૂખે મરતો તમે જોયો છે? જે જુવાનો આવું કામ ઉપાડશે તેમને પુષ્કળ મદદ મળી રહેશે એવી મને તો ચોક્કસ ખાતરી છે.

**- ડૉ. સુમંત મહેતા**

સ્ત્રી એ સૃષ્ટિની માતા છે. જ્યાં સુધી તેની આજ્ઞાન દશા દૂર ન થાય ત્યાં સુધી જે વહેમ, રૂઢિબંધન અને બીજાં દુ:ખોથી આપણો જનસમાજ દુ:ખી થઈ રહ્યો છે અને જેની વિરુદ્ધ શિક્ષિત અને સમજણો વર્ગ ઊહાપોહ કરી રહ્યો છે તે દૂર કરવામાં ઝાઝી ફત્તેહ મળવાની આશા રાખવી ફોગટ છે. પુરુષો ગમે તેવા ડાહ્યા અને સમજુ હશે અને સુધારા કરવા ઈચ્છતા હશે પણ ઘરમાં સ્ત્રીઓ અજ્ઞાન, અણસમજુ અને ચાલતી રૂઢિઓમાં રચીપચી રહે એવી હશે ત્યાં સુધી, સુધારાને બદલે ક્લેશ અને કંકાશ સિવાય બીજી આશા રાખવી ફોગટ છે. એટલા માટે, જો ખરો સુધારો કરવો હોય તો, સ્ત્રીકેળવણીને માટે ખાસ પ્રયત્નો કરવા જોઈએ.

**રા. બ. ગોવિંદભાઈ હાથીભાઈ**

'(કડીની) આટલી મોટી અને સુંદર સંસ્થામાં કન્યા કેળવણી માટે સગવડ નથી એ જોઈ મને ખેદ થાય છે. સમાજનાં બંને અંગોની એકસરખી ગતિ વિના આપણી પ્રગતિ નથી થઈ શકવાની એ વાત લગભગ કહેવત જેવી થઈ ગઈ છે–

**- બળવંતરાય પ્રમોદરાય ઠાકોર**

### ફરી ફરીને જયનાદ ગાશે

પવિત્ર હસ્તે ગ્રહી જ્ઞાનજ્યોત,
એ ચેતના જ્યોત હરે તમિસ્ર.
પ્રદીપ જાતે બની પન્થીઓને
પ્રેરી રહે; તેજપ્રદેશ-પંથે.
પીયૂષ સિંચી જડ અંતરોમાં,
એ આગળા અંતરના ઉઘાડે.

* * *

ભદ્ર જનોના ઉરમાં સુભદ્ર
જન્મી ચૂક્યો છે જ સહસ્રરૂપે;
એવા પનોતા વીરની પ્રતિમા
ઉદ્‌બોધશે ચેતનમંત્ર બોધ.
સૌ અંતરો એ પૂજનીય માની
પ્રક્ષાલશે પાદ નમી નમીને.
હર્ષાશ્રુધારે જનતા ભીંજાતી,
ફરી ફરીને જયનાગ ગાશે,

**નારણભાઈ પટેલ**

**વંદનીય છગનભાને**

**છ** શાસ્ત્રને વળી વેદ ચારે ફેંદીયા તેં તો ફરી,
**ગમ**[1] કાજ ગુરુ પાસ મૂકી દોટ તેં કાશીપુરી.
**ન**ભમાં નથી કોઈ પુણ્ય બીજું જ્ઞાતિની સેવા સમું.
**લા**ગ્યો ગુરુ ઉપદેશ દિલમાં જ્ઞાતિ તારી[2] વિરમું.
**લ**ઈ દંડને ચોખંડ ઘૂમ્યો રઝળતો રજની મહીં,
**પી**ડા ગણી ના તાપની કે ટાઢ, હેલી છો રહી.
**તાં**ડવ ખેલ્યું ખેલવાને શોધવા સુ-સેવકો,
**બ**ળિયા મળ્યાઃ નગીન, માધવ, ધનો, પોપટ ને છગો.
**ર**સ લાગતાં આવી મળ્યા અમીન, ગામી ને જુગલ;
**દા**ખવીને પ્રેમ આવ્યા કુબેર, પુરુષોત્તમ યુગલ.
**સ**ઘળા કર્યા ભેળા અને ભેરી બજાવી ભૂ મહીં,
**પ**ટકાઈ[3] કડવા કોમ વિદ્યા છે નહીં તેની મહીં.
**ટે**લ નાખી ગામગામે પાથર્યા ખોળા જઈ,
**લ**ગની લગાડી લોકને વિદ્યા ઘણી સોંઘી થઈ.
**ભા**ળી પરબ વિદ્યા તણી તરસી જગત પીવા વળી;
**નુ**કસાન કરતા કુરિવાજો કહાડિયાં તેં આંબળી.
**બિ**રદાવતો તું બાળકોને કૃષ્ણ મહીંથી પાકશે;
**રૂ**ડા બનો વિદ્યા ભણી શક્તિ પ્રભુ તો આપશે.
**દ**લમાં ઘણી હોંશો ભરી છે કાઢવા અવિદ્યા દીસે;
**ત**લસાટ માંડ્યો તરુ સમો તું ફાલીયો ચારો દિશે.
**મા**તા સમી ગોમાત સેવા આદરી સાચે મિષે[4];

૧. બુદ્ધિ-જ્ઞાન, ૨. ઉદ્ધાર કરી, ૩. અજ્ઞાન અવસ્થા, ૪. નું બહાનું કાઢીને



**ઋ**ણ યુગ યુગોનું ફેડવાની યોજના આ તો દીસે.
**અ**ખંડ શક્તિ, યોગ તહારો આત્મશ્રદ્ધા આકરી;
**મ**નથી મૂક્યાં તેં માન, અપમાનો તણી હોળી કરી.
**ર**હી અમર કીર્તિ આજ ફાલી શાખ તો સૌ કો’ પૂરે.
**ર**હેશે અવિચળ એમ બાપુ અદેખાઓ સૌ ઝૂરે.
**હો** યોગસિંધુ આજ વંદું શીર અમારાં ઝૂકતાં;
**ૐ** ગુરુ ચરણોમાં સાષ્ટાંગ હર્ષથી મસ્તક મૂકતાં.

**શ્રી શંકરભાઈ જેસીંગદાસ પટેલ**

**વંદીએ યોગેન્દ્ર ભાને**

વંદીએ યોગીન્દ્ર ભાને ખાંભી આજે રોપીએ,
સૌ મળી સ્નેહેથી કંઠે પુષ્પમાળા આરોપીએ.
અજ્ઞાનના છે ઓઘ મોટા જ્ઞાનદીવડો તેં ધર્યો,
એ દીવડે નરકેસરી હુંકાર તહારો છે ભર્યો.
ઝરણાં વહાવ્યાં સ્નેહનાં જેણે જગાવ્યો દેશને,
તેના ચરણની રજ ઉપાડી શિશ મૂકી શોભીએ.
ઋણ ચઢાવ્યું રાજવી તેં ફેડી શકીએ ના કદી,
પણ ઝુકાવી શિશ ચરણે ખાંભી તહારી રોપીએ.
શીખ તહારી યાદ રહેવા અમ મંદિરે સ્થાપીએ,
શક્તિ વિણ પણ તુજ રાહે પગ અમારા માપીએ.
યુગ યુગાંતર દેવ તારો જશ રહો વ્યાપી જગે,
શક્તિ દેજે તુજ તનુજને જ્ઞાનવૃક્ષો રોપીએ,
હે ગુરુ! હે દેવ! હરદમ જ્યોતિ જલતી રાખજે,
આત્મશક્તિ તાહરી અમ ઉરમાં પ્રસરાવજે.

**શ્રી શં. જે. પટેલ**

ઈ. સ. ૧૯૫૧માં કડી મુકામે વિદ્યાર્થી આશ્રમના પ્રાંગણમાં પૂજ્ય છગનભાની અર્ધપ્રતિમાના અનાવરણ પ્રસંગે રચાયેલું અંજલિકાવ્ય

**અર્ધ્ય**

ભલે હો કે ના હો જગતભરના ‘ભા’ કદી તમે
કદા હો સામાન્ય અવર નજરે, કિન્તુ મુજના
હતા ‘ભા’ ધન્યાત્મા હૃદય ભજતું નિત્ય તમને
ભૂલાશે સૌ બલ્કે સ્મરણ પરથી, ‘ભા’ નહિ ખસે.

તમારા પુણ્યે તો જડ ઉર થયું જ્ઞાનરસિયું
જગાડ્યું આપે તો અબુઝ ઉરમાં ચેતન ઢળ્યું
મહામૂર્છા ઘેર્યા, વિમૂઢ મનને જાગૃત કર્યું
ધરીને પીધી મેં વિમલ તમ આહ્લાદક સુધા.
ઝરે નેણે ભીની અમી નજરની પ્રેમઝરણી
અને મોઢે મોંઘું સ્મિત ફરકતું રાખી કુમળું
પ્રીતિ પીયૂષોની મધુર મૃદુધારાથી ભીંજવી
રિઝાવ્યા વક્ષે લૈ શિશુક સમજી વત્સલ થઈ.

તમારા સાન્નિધ્યે સુકૃત બનિયું અંતર ઋજુ
તમારા સામીપ્યે સ્વજન સરખું સુખ મળિયું
અહો ત્વત્સાંન્નિધ્યે મન હૃદય સૌ કોમળ થયાં
અરે ત્વત્પ્રાકટ્યે ઉજિત થઈ આ દીન વસુધા

તમારે આવ્યે આ પડતર ધરા પુષ્પિત બની
અનેરા ધાવણ્યે કઠણ ધરતી કોમળ કરી
તૃષાર્તા ભૂ તોષી મધમધ કરી કુંજ કુસુમે
તૃષાર્તો ત્યાં પીતા મધુર મધુ મોંઘા રસતણું.

ઉલેચ્યાં અંધારાં ગહનતર ચૈતન્ય કણથી
મધ્યા બંધુ હૈયે વિરલ બલ અંબાર ખચવા
તમાર ચિત્તે તો ક્ષણ ન વસિયાં મોહસ્વપનો
દુઃખોના સિન્ધુને પણ તરી ગયા ધૈર્ય બળથી.

તમારી જ્ઞાતિના નિબિડ તમનો નાશ કરવા
સમર્પી સર્વસ્વ ક્ષર જીવનને અક્ષર કર્યું
લસે વિદ્યાવાડી પ્રસરી મધુ દેશાન્તર વિષે
ઝગો હે જ્યોતિર્મય! સ્થિર દ્યુતિ સમા આશ્રમનભે.

નમું હે પુણ્યાત્મા! ચરણ ધરું આ કાવ્યઝરણી
પ્રયત્નો આ મારા ઋણ ફીટવવાના નહીં નહીં
પરન્તુ યોગી હે! રમત સહુ આ બાલઢબની
સ્વીકારી આ અર્ઘ્ય ઉપકૃત કરો હે છગનભા!

**નારણભાઈ શિ. પટેલ**



## મુમૂર્ષુ

''સૃષ્ટિ ઘડી દુઃખકણે, સુખસ્વપ્ન રમ્ય!
વ્યાધિ, જરા, મરણ પ્રકૃતિ જીવ કેરી!
માયાવી ગોંફ, મધલાળ લહું અગમ્ય!
લીલાકલા ગહન તારી પ્રભો! અનેરી!

આયુષ્ય અલ્પ, ઘટમાળ ફરે અનન્ત,
એમાં અહો જીવનનાં જલ ઝીલવાનાં,
વિદ્યુત્પ્રભા ક્ષણ શું મૌક્તિક વીંધવાનાં,
દિક્કાલમાં મનુજના પુરુષાર્થ સાન્ત!

રે ચાલ જીવ! તવ કાજ નહીં સમષ્ટિ,
વ્યષ્ટિ સમષ્ટિ હિત કાજ ભણે શ્વસે તો!
વ્યષ્ટિ વ્યથા શમન શક્ય નહીં, સમષ્ટિ-
ઉત્થાન! જીવ! ચલ, આત્મપ્રતારણા એ!'

અને કો કાનને વ્યાઘ્ર પ્રવાસી પાછળે પડે,
-રક્તરંગ્યું શકે મૃત્યુ જીવની દૃષ્ટિએ ચઢે-
અને જીવ વ્યથા ક્ષોભે આત્મસંરક્ષણે હડે
એ વિધે મોક્ષમાર્ગી આ આત્મા ક્યાં શીદ આખડે?

(૨)

ઉપેક્ષા દુઃખની છાંડી, અપેક્ષા સુખની ત્યજી;
તપ ત્યાગ તિતિક્ષાએ જીવ રહે શિવને ભજી
કુટુંબની સાંકડને ત્યજીને
આ મોકળું વિશ્વ-કુટુંબ માની,
સંકેલીને ઇન્દ્રિયની કલાઓ
આ શાંત તેજ, તપપુંજ શકે તપસ્વી!

(૩)

એ મોક્ષમાર્ગી હૃદયે બસ એક ઝંખ;
જીવાત્મદ્વિજ ઘટડે લહી મુક્તિપંખ
'ક્યારે સમાધિ બસ સાધું હું નિર્વિકલ્પ'
એ કામના પ્રબળ, છો જીવ-શક્તિ અલ્પ!
ભાવના-પ્રેરણા વેગે તપસ્વી-ચરણે હળે
મોક્ષમાર્ગી, શકે ફૂલ, ફળ ને અંજલિ ધરે!

'રે કામના કવણ, વત્સ' ' વદે તપસ્વી
'એ મોક્ષ જ્યાં લય લહું સહુ વાસનાનો-
સંસાર-કર્મ-ક્ષય, શાંતિ-પ્રસાદ', ઝૂકે
મોક્ષાર્થી શું પ્રતિપદા નવ ઇન્દુ ઠૂકે.

(૪)

ઘેરા ઘેરા અબ્ધિ ઘેરા ઊરેથી,
ગોતી ગોતી સારવ્યું એક મોતી.
ઊંડા ઊંડા નાભિ-ઊંડા ઊરેથી
વિચાર-મૌક્તિક ધરે જીવને તપસ્વી!

'સમષ્ટિમાં જાળવે વ્યષ્ટિ હિત,
વ્યષ્ટિ હિતે મા ભૂલ આત્મહિત.
ને આત્મહિતે ન સમષ્ટિ હિત!
સમષ્ટિમાં વ્યષ્ટિ છતાં પ્રવિષ્ટ.

તો યે તારું હિત હું અન્ય દેખું:
'માનવ્ય સેવા હિત તારું પેખું.
એમાંય જે દીન મલિન હીન
બંધુ તારી 'કામના-સેવ-મોક્ષ'!

રે આર્ત જીવ! જનસેવ અનંત મોક્ષ,
એમાંય જે દલિત ને પતિતો-વિશેષઃ
દીક્ષા ચહે? ઉર લહી કરુણા રસાળ
સેવા-વેદી શું ધરો આયુ-શેષ'.
આષાઢી મેઘના જેવી વર્ષી સદ્બોધની ઝડી,
ધરા શો ધન્ય મોક્ષાર્થી ઝીલે એ ચરણે પડી.

(૫)

ભાવના ગર્ભને સેવી, તપસ્વી-તેજ સંભરી,
મોક્ષાર્થી (!) સાધના સાધે કોમનો મોક્ષ સંસ્મરી!

એણે જોયાં રાત ને દિન ના ના,
એને માટે દિન ને રાત એક
ઉલેચ્યા અંધારના સાગરોને
ખૂણે ખૂણે પેટવ્યા જ્ઞાનદીપ.



આ સંસ્થા જાણીતા ગુજરાતીના અધ્યાપક શ્રી ઉમેદભાઈરચિત શાળાનું સરસ્વતીવંદનાનું કાવ્ય જાણીતું છે.

## પ્રિય સર્વ વિદ્યાલય સોહે!

પ્રિય સર્વવિદ્યાલય સોહે
પ્રાણથકી પ્રિય અમ અંતરનું
પરમ ધામ ઉર રાજે...

લીલુડી ધરણીને હૈયે,
નીલ વ્યોમામ્બરને છાંયે,
હૈયેહૈયાં જ્યાં ડોલે,
પ્રતિદિન નિરખીએ તો યે અમને
નિત્ય નૂતન એ ભાસે... પ્રિય

રસભર આંબાની ડાળે,
શીતળ સુરભિભર કુંજે
જ્યાં પંખીડા નિત કૂંજે,
જ્યાં અરુણરંગી પરભાત તણા ને
સાન્ધ્યરંગ નિત સોહે... પ્રિય.

જ્યાં જ્ઞાનકિરણ ફૂટે છે,
સેવાના સૂત્ર શિખાવે
અમ જીવનને અજવાળે,
અમ જીવન તન-મનને વિકસાવે
સ્નેહસરિતા રેલાવે... પ્રિય

અમ બેનબંધુને હૈયે,
વિદ્યાલય ગુંજે પ્રાણે,
અમ જીવન જીવન એ વ્યાપે,
અમ ભાઈ ભાઈને એક મને એ
સ્નેહસૂત્રથી બાંધે... પ્રિય.

**- સ્વ. ઉમેદભાઈ**

## સર્વ વિદ્યાલય રાજે!

(બિહાગ તીનતાલ)
સુંદર સર્વ વિદ્યાલય રાજે!
શિશુ-અંતર જનની દર્શનથી
સુખ ભરતી ગાજે... સુંદર

ભારત-ઉપવન કમનીય કુંજે, ગુર્જરભોમ પ્રકાશે,
ઉત્તરમાં ત્યાં એક કયારડે, વિધવિધ ફૂલડાં હાસે... સુંદર

કૈંક ઝરણના કલકલનાદે સરિતા સાગર ગાજે,
એ સાગરના ગર્જનઘોષે ઝરણની કિંકણી બાજે... સુંદર

આ મનના કણકણમાં બીજના અંકુર કુમળાં હાસે,
સુરભિત કુસુમિત નવપલ્લવ આ ઘટા અડા બીડ ભાસે.. સુંદર

આ જ કુટિરમાં ટમટમતો જ્યાં દીપક મંદ પ્રકાશે,
અગણિત તારક અંકિત સૌમ્ય મયંક ગગન વિહાશે ... સુંદર

શાન્ત દાન્ત જીવનની ધાત્રી ધીરવીર રસ પાજે,
જ્ઞાનશક્તિ મંગલદાત્રી, યાત્રી અમ સહુ આજે... સુંદર

ફૂલ - પરિમલથી, કલકલનાદે, નવપલ્લવને વાસે,
તારક તેજે ભારતભૂમિને પુલકિત કરશું હાસે... સુંદર

**- અનામી**

### હો, શત શત પ્રણામ!

આ સર્વ વિદ્યાલય
એ કોઈ નગર, મહાનગરમાં
વિદ્યાવિક્રય કરતી
લોખંડ સિમેન્ટ - કોન્ક્રીટની બનેલી
નિષ્પ્રાણ ઈમારત નથી.

આ જ્ઞાનાશ્રમ છે
એક કૃષિ-ઋષિના સપનાનો
ઘેઘૂર ગરવો
કબીરવડ છેઃ જ્ઞાનવડ છે.



અથવા તો-
આ ખરતા ખખડતા ખાખરાઓના -
ધૂળમાં ઊડતા - આથડતા
ગોટમોટતા વેરાન ટપ્પામાં પડેલો - જડેલો
પારસમણિ છે - જ્ઞાનમણિ છે.

જેના સ્પર્શમાત્રથી બની છે કડી,
સોનાની દડી,
આ સંસ્થા એટલે–
વૃક્ષોનાં નિબિડ ઝુંડ વચ્ચે ટોળે વળી ઊભેલાં
નિર્જીવ તોતિંગ મકાનોનો સરવાળો - ગુણાકાર નહીં

આ તો છે
પરંપરિત
જ્ઞાનગંભીર આચાર્યમનીષીઓની
તેજસ્વિની તપોભૂમિ - કર્મભૂમિ.

હે સર્વ-બાંધવો, મિત્રો,
આ સંસ્થા આપણે સૌને માટે
વિદ્યાનું આલય માત્ર નથી,
આ તો આપણી સર્વની વાત્સલ્યમયી
જનની છે જનની!
જેણે આપણો પુનર્જન્મ કરાવ્યો છે
જનમફેરો સાર્થક બનાવ્યો છે
આપણા સૌના હૈયે કોતરાયું છે એનું જ નામ!
આ જ્ઞાનદાત્રીને હો, શત શત પ્રણામ!!

**-રમેશ ત્રિવેદી**

**ભા**એ વાવેલું બીજ આજે કેવું ફેલાયું છે તે જોવા માટે શ્રી રણજિતભાઈ અનામી આ જ સંસ્થાના વિદ્યાર્થી-ભાને પોતાની સંસ્થાનો વિકાસ જોવા આવવાનું આમંત્રણ આપે છે.

'જુઓ, ભા!
વાવ્યાં બી. ઊગ્યાં, ફૂલ્યાં, ફળ્યાં.
ઝૂલે કેવું મહાવૃક્ષ આ!

જઓ, ભા!
રાયણના સોટા જેવી કાયા
પરી કીધી માયા
સદ્‌ગુરુ વચને
માયા મહીં લપેટાયા
પણ એવાં કામણ તમારાં
તિમિરનાં તેલ બાળી
જ્ઞાન-મુક્તિ-દીવડા પેટાવ્યા
થાય ઝળહળા!
જુઓ, ભા!
ગીતા કેરું અભયવચન
'કરે જે કલ્યાણ તેની થાય સદા સદ્‌ગતિ'
ધર્યાં તન-મન
સદાય દંઢાવી જાતિ
ક્ષણે-ક્ષણે અનાસક્ત કર્મ,
સફ્લ જીવન કેરો મર્મ.
જીવ્યા તમે કૃષ્ણ કેરી ગીતા
જુઓ, ભા!...
કોઈ બને 'પતિ' અને કોઈ બને 'પિતા'!
'લોકમાન્ય', 'દાદા' 'વીર', 'શહીદ', 'લાડીલા'!
તમે બન્યા 'ભા'!
ના, ના, નમાયાંની મા '
કુલપિતા, કુલમાતા, કુલકુલાં :
વાત્સલ્ય ને સેવા-સંજીવની
'એક કળી બહુરૂપે ફળી,
સોનામાં સુગંધ કેવી મળી!
એક વાર આવી ફરી
જુઓ આ
ફળ્યા કેવા 'ભા'!

**અનામી**

■ ■ ■

## ૮

## છગનભાનું વિરલવ્યક્તિત્વ

### ''ભા'' : જીવનપરાગ

**''જલ સત્કર્મનું સીંચી, કલ્પતરુને ઉછેરી જીવનમાં;**
**ધીર સદાચારી નર લહે મધુરતા સુખે જ શુભ ફળમાં.''**

ઇતિહાસ તારીખો અને સાલવારીઓમાં જ માત્ર સમાયેલો નથી, ઇતિહાસ તો મનુષ્યનાં સુવર્ણ સમાં કાર્યો પાછળ અમરને ચિરંજીવ થયેલો હોય છે. તારીખો ભુલાશે, ભૂંસાશે. કીર્તિવંતોનાં કાર્યોની વિજયમાળાઓ કાળના કિનારાઓ વટાવી સુરક્ષિત અને અકરમાયેલી જ રહેશે.

તોપણ, એ અમર તારીખને નોંધવા દો કે જે દિને મહેસાણાપ્રાંતના કલોલતાલુકાના સરઢવ ગામમાં પીતાંબરદાસનું કુળ ઊજવવા છગનલાલ નામે પુત્ર આજથી ૭૪ વર્ષ પહેલાં એક માંગલિક ટાણે, સંવત ૧૯૧૯ના આસો વદી ૦)) ના રોજ પ્રકાશમાં આવ્યો ને અંતરિક્ષમાં દેવોની પુષ્પવૃષ્ટિ થઈ.

જેઠ મહિનો હતો. ઉકળાટ ઘણો હતો. રાત્રે વાદળાં થતાં. ખેડૂતલોકો ખાતર - પાણી કરી રહ્યા હતા. વરસાદની રાહ જોવાતી હતી. એ સમયે અતિ સુધારક એક વયોવૃદ્ધને પોતાના મુકામે જ્ઞાતિ આગેવાનોને એકઠા કરવાનો વિચાર થયો- ઉમળકો આવ્યો.

દુઃખ અને સંકટનાં વાદળ વિખેરી પોતાની જાતમહેનતે અને પરિશ્રમ વેઠી જેણે સારી કેળવણી લીધી હતી તેવા ચાણસ્માવાસી શ્રી કાનજીભાઈ શિવાભાઈના પ્રમુખપણે કડવાકોમનું જવાહર એકઠું મળ્યું. કડવાકોમની એ વખતની દુઃખદ સ્થિતિ અને અનેક ખાટી-મીઠીઓ વિચારાઈ. તેને અંગે સર્વને કેળવણી વિના એ અંધકાર દૂર થવો અશક્ય લાગ્યો અને કેળવણીમંડળની સ્થાપના કરી. તેને અંગે **કડી મુકામે એક બોર્ડિંગ-છાત્રાલય શરૂ કર્યું; અને જ્ઞાતિમાં સાચી પ્રગતિના ગણેશ મંડાયા. એ ટાણે જે ડોસાના મનમાં ગલગલિયાં થયેલાં અને જે ડોસો મૂછોમાં હસેલો તે આજના ''ભા'' ઉર્ફે છગનલાલ પીતાંબરદાસ પટેલ.**

આજે ઓગણીસ વર્ષ પૂર્વે સ્થપાયેલા એ મંડળ અંગે ચાલતી હાઈસ્કૂલ અને પાટીદાર આશ્રમની સુવાસ ગુજરાતભરમાં પ્રસરી છે. જગદવંદનિય મહાત્મા ગાંધીજીનાં પવિત્ર પગલાં સંસ્થાની ભૂમિ ઉપર થયેલાં છે. શ્રીમંત સયાજીરાવ ગાયકવાડ જેવા કેળવણીપ્રેમી રાજવીના આશીર્વાદ અત્રે ઊતર્યા છે. કેળવણીની અનોખી ભાત સમાજ ઉપર સંસ્થા પાડી રહી છે. સંસ્થા ડાળી-પાંખડીએ ફૂલીફાલી કેટલીય પ્રવૃત્તિઓ ચલાવી રહી છે. હાઈસ્કૂલના પ્રથમ વર્ગનાં પરિણામોથી અને ૧૬૭ જેટલી સંખ્યાનું વિશાળ વસ્તીગૃહ-છાત્રાલયથી સંસ્થા ગર્વ લે છે. કેટલાય વિદ્યાર્થીઓએ આ સંસ્થામાં રહી કેળવણી લઈ પોતાનું જીવન સુખી બનાવ્યું છે અને કેટલાય વિદ્યાર્થી ગામડામાં શિક્ષક, ખેડૂત કે વેપારી તરીકે પોતાનું જીવન શુદ્ધ ને આદર્શપણે ગાળી રહ્યા છે ને ગ્રામોન્નતિનું કાર્ય કરી રહ્યા છે. એ નાની મોટી બધીય સંસ્થાઓ અને પ્રવૃત્તિઓમાં પોષક, રક્ષક અને પાલક ૨૦ વર્ષ પૂર્વે જ્ઞાતિમાં જ્ઞાનસૂર્યની પ્રતિજ્ઞા લેનાર આપણા કથાનાયક ''ભા'' ઉર્ફે છગનલાલ પીતાંબરદાસ પટેલ જ છે.

પૂજ્ય 'ભા'એ આજ સુધીમાં બે લાખ જેટલું ઉઘરાણું પરોક્ષ કે અપરોક્ષ રીતે કર્યું હશે અને લગભગ એક લાખ માણસો આગળ પોતાનો હાથ લંબાવ્યો હશે. તે પોતાની વાણી અને પ્રતિભાથી પાષાણ હૃદયને પણ પીગળાવી શકે છે ને કોથળીનાં મોં ખુલ્લાં કરાવે છે. નીચેના એક-બે પ્રસંગો એ વાતનું સમર્થન કરશે.

'અરે વાત શી કરો છો? તમારા જેવા તો હમણાં જ્યાં હાલી નીકળ્યા છે.' મગન પટેલ 'ભા' તરફ તાડૂક્યા.

'પણ મારું સાંભળો તો ખરા' 'ભા'એ ધીરેથી મગન પટેલને બરડે હાથ ફેરવ્યો.

'ના ભાઈ ના, તમે તમારે બધુંય કડીમાં જઈને કરો. અમારે અમે કંઈ નહિ. અહીંથી પૈસાનીય આશા રાખશો નહિ. અમારે એ સુધારાવાળાઓમાં ભળવું નથી. મગન પટેલે પોતાનો ઊભરો કાઢ્યો.

'પણ જુઓ મગન પટેલ, તમારે પૈસો આપવો નથી તો ભલે, પણ તમારી પાસેથી રૂપિયો લીધા વિના જાય એ જ તમારો બેટો, કહો શું કહેવું છે? 'ભા'એ પોતાનો અડગ નિશ્ચય વ્યક્ત કર્યો.

'લ્યો, હશે ચાલો ઘેર' મગન પટેલ 'ભા'ને ઘેર તેડી ગયા. મગન પટેલે કંસાર ચૂરમાંથી 'ભા'ની મહેમાનગીરી કરી રાતવાસો ગાળ્યો. 'ભા'એ મીઠી વેદાંતી વાતોથી મગન પટલને કાન માંડતા કર્યા. ગધેડીના ગધેડાની વાતથી મગન પટેલને થયું કે કેળવણી તો આપવી જોઈએ. સવારમાં પાંચ રૂપિયા ઢીલા કર્યા અને કહ્યું : 'તમારું કામ કયાં તમારા માટે છે? જ્ઞાતિના બાળકોને જ્ઞાન આપવા માટે છે. ચાલો ગામમાં આપણે ફરીએ. હું બનતું જરૂર કરીશ.' બન્નેએ સવારમાં કેળવણીની ઝોળી ફેરવી.



મગન પટેલની લાગવગથી ને ભાની સમજાવટથી ૧૭૧ રૂપિયા લઈ સૌની વાહવાહ મેળવી બીજે ગામને રસ્તે ઊપડ્યા.

પૂજ્ય ભા શ્રી છગનભાઈ સાથે કરાંચી તરફ ફંડની ઝોળી ફેરવવા પેલા ત્યાં એક મખ્ખીચૂસ ધનપતિ પાસેથી પગનાં તોરણ કરી કેટલી તેજ અને શ્રમ વેઠી રૂ. ૨૧ એકવીસ લીધેલા. તે નીચેના પ્રસંગથી ... ખ્યાલમાં આવશે.

'અરે છગનભાઈ, એમ બે ચાર ફેરા કરે કંટાળી શું જાવ છો! જુવાન જેવા જુવાન થઈ આમ પાંચદસ ગાઉની રખડમાં થાકી જવાય? ચાલો, મારી સાથે. આપણને એ શેઠ નહીં આપે તો આપશે કોને?' એ થાકેલા - કંટાળેલા પોતાના સાથીદાર છગનભાઈને ટટ્ટાર કર્યા.

'પણ ભા, જવા દોને એ કંજૂસિયા શેઠનું નામ. દસદસ ફેરા વાયદા બતાવે જ જાય છે કે, આપણને લૂખા પાછા કાઢવા છે. આના કરતાં કહે તો સારું કે બીજાં બે ઘર વધારે ફરી લઈએ.' છગનભાઈએ પેલા શેઠ તરફ તિરસ્કાર બતાવ્યો.

'અરે છગનભાઈ, આપણે જાણીએ છીએ કે કોઈને દમડીએ ના આપનાર પાસેથીય ઓકાવનાર પડ્યા છે. સુખડ ઘસાશે, કંઈ ઓરીસો ઓછો ઘસવાનો છે? એ જ આપશે. આપણે ઉઘરાણાં કરનારે કંટાળવું - ચિડાવું ન જોઈએ. ચાલો બપોરનો સમય છે એટલે જમીને આડા થયા હશે, એટલે ઘરેજ ભેગા થશે.' છગનભાઈને ફંડપ્રવૃત્તિ પદાર્થ શીખવતા બંને શેઠના ઘર ભણી ઢસડ્યા.

તેરમી ઉઘરાણીને વાયદાઓથી કંટાળેલા આ ઉઘરાણાવાળાને જોતાં જ શેઠનું મન પીગળ્યું. ઝોળીધારીઓની ઝોળીમાં ૨૧ એકવીસ રૂપિયાની ભેટ આપી વિદાય કર્યા.

હરખાતે હૈયે બંને યાચકો ઘર ભેગા થયા.

આવી રીતે ભલભલા પાસેથી નાણાં પડાવનાર, સંસ્થાને માટે કાયા નિચોવી નાખનાર, ભૂખ, તરસ ને થાકને નહિ ગણકારતા, રખડો પર રખડો કરી આજ સુધીમાં બે લાખ જેટલી સખાવત સંસ્થાને ચરણે ધરે છે. જર્જરિત દેહમાં બિરાજેલો એ તેજસ્વી આત્મા તે છગનલાલ પીતાંબરદાસ પટેલ ઉર્ફે 'ભા'. એમને ધન્ય છે.

સાંજના વાળુ પછી અમે બધા બેઠા હતા. ટેલ-ટપોરા કરતા હતા. એટલામાં વાત નીકળી કે આ જગો ઉપર પહેલાં કેટલું બિહામણું હશે!

શ્રી પોપટભાઈ જેઓ શરૂઆતથી જ આ સંસ્થામાં શિક્ષકનું કામ કરે છે તેમણે કહ્યું : 'અરે! એ તો વાત ન પૂછો. પણ અમે શરૂઆતથી ગામમાં રહેતા. છોકરાઓ ભણાવતા અને શાળા છૂટે રસોયા. પણ તે વખતે 'ભા' આ ભૂમિ ઉપર સાધુની જેમ ધૂણી ધખાવી પડી રહે છે. માથોડું ઊંચી અહીં વાડ હતી ને પૂળાનું ઝુપડું બાંધેલું હતું. ગામમાં ઓદું તો એટલું કે બેચાર દિવસે ભોરિંગ ન દેખાય એ જ નવાઈ લાગતી હતી. રાત પડે ને કાળો

કાગડોએ ન ફરકે. રાત્રે મોડા ટાઢી થઈ ગયેલી ખીચડી અમે ગામમાંથી 'ભા' માટે મોકલીએ. 'ભા' તે આરોગી સંસ્થાના મકાનના જ વિચારો કરે, એની જ માળા જપે. નહોતો ભય તેમને જીવજંતુનો કે ન્હોતો ડર ચોરી-ચખારીનો. એ બધીય બીકોથી એમનો આત્મા પર હતો. એ તપસ્વીના તપ રૂપ તે આ સુંવાળી, સુઘડ સ્વચ્છ જગો. ખરે જ, સાચાં સર્જન મહામૂલાં છે. 'ભા'એ અનેક અમોલાં સર્જન દીધાં છે.'

પોપટભાઈ શાંત રહ્યા ને વાતાવરણ 'ભા'સૌરભથી મઘમઘી રહ્યું.

ભા જીવનના અનેક ઉજ્જ્વલ પ્રસંગો પૈકી આ એકબે વાનીઓ દેવાણી છે. પણ ગુજરાતની કીર્તિવંતી જનતાએ તેમના માટે ઉચ્ચારેલા શબ્દો આપણા હૃદય ઉપર 'ભા'નો ચારિત્ર્યની વધુ સુંદર છાપ પાડશે.

તા. ૨-૪-'૩૭ના દિને સર્વ વિદ્યાલય હાઈસ્કૂલ અને પાટીદાર આશ્રમ, કડીના વિદ્યાર્થીઓએ 'ભા'ને અર્પેલા માનપત્રમાંથી

'કેળવણીની અભિવૃદ્ધિ કરવા જીવનની પૂર્ણિમા અને અમાસમાં સ્થિતિપ્રજ્ઞ રહી ધર્મભાવે અને નિષ્કામવૃત્તિથી અનુપમ સેવા બજાવી છે.'

'કેળવણીમાં પ્રગતિ નહિ અને આદર્શ સંસ્થા સિવાય જીવનોપયોગી કેળવણી નહિ, સત્યને આપની દૃષ્ટિ પામી ગઈ અને આપે સાધારણ જીવનનાં માનાપમાન અને સુખદુ:ખ, વળી અભય ઉત્સાહ; અખૂટ ધીરજ, અજીત મનોભાવના અને અવિરામ પુરુષાર્થ, અણબૂઝ આશાજ્યોતિથી આ સંસ્થા સ્થાપી તેમાં પ્રાણ પૂર્યા છે.

સમાજના કુરિવાજોને અટકાવવા કેળવણીની સંસ્થા દ્વારા, પરિષદો દ્વારા આપે જીવનબત્તીનો કણેકણ જલાવી સમાજને ઘટિત ઉષ્મા અને પ્રકાશ આપ્યાં છે.

આપની પ્રતિભા, મનહર શીલ, અને શૈલીથી આપે અગણિતજનોનાં હૃદયો જીત્યાં છે.

આપને વિશ્વનિયંતા આરોગ્ય અને દીર્ઘાયુ આપે એવી હાર્દિક પ્રાર્થના સાથે આ માનપત્ર અર્પીએ છીએ.

અમદાવાદના મેયર, ગુજરાતના પ્રખર કેળવણીકાર પ્રોપ્રાયટરી (હાઉસ્કૂલ)ના પ્રાણથી બાલુભાઈસાહેબ જેઓ 'ભા'ને વિદ્યાર્થીઓએ આપેલા માનપત્રસમારંભના પ્રમુખ હતા તેમના ભાષણમાંથી :

'અજ્ઞાનનો અંધકાર દૂર કરવાનું કામ સુંદર રીતે પૂજ્ય 'ભા'એ કર્યું છે. ધન્ય છે, ધન્ય છે તેમને, તેમના ખંતને, તેમની ધીરજને, તે વીર પુરુષને કે જેણે સાત હજાર ગાઉ પગપાળા મુસાફરી કરી હશે અને જેણે એક લાખ માણસો આગળ સંસ્થા માટે પોતાનો હાથ લંબાવ્યો હશે.'

'હિંદુસ્તાન પ્રજામિત્ર'વાળા સીતારામ જે. શર્મા લખે છે : 'આવતી કાલની



પ્રજા એમનાં આજનાં કાર્યોને યાદ કરશે. એટલું જ નહિ, પણ તેમણે વિદ્યાનાં જે બીજ રોપવામાં તનતોડ પ્રયાસ કર્યો છે તેની સુવાસ આવતી કાલના પાટીદાર ઘડતરમાં ફોરી ઊઠશે.'

વડોદરા રાજ્યના માનવંતા સૂબાસાહેબ રા. બા. ગોવિંદભાઈ હાથીભાઈ દેસાઈ લખે છે :

'૧૯૧૩માં તેમણે, કડવા પાટીદારમાં ચાલતો આવેલો, દસબાર વર્ષમાં એકવાર લગ્ન કરવાનો અનિષ્ટ રિવાજ બાજુએ મૂકી પોતાની પુત્રીનું છૂટક લગ્ન કરવાની જે માનસિક હિંમત ને નીડરતા બતાવી હતી. તેમણે સારો દાખલો આપ્યો હતો. તેથી કડવા કોમમાંથી એ રિવાજ કાઢી નાખવા ઘણો મોટો ભાગ ભજવ્યો છે.'

એથીય મોટી સેવા તો તેમણે એ કોમમાં વિચારોનો ફેલાવો કરવાને ભીખની ઝોળી ફેરવી, નાણાં ભેગાં કરી કડીમાં સર્વ વિદ્યાલયની સ્થાપના કરી છે તેથી થઈ છે.'

અમદાવાદની શારદાબહેન મહેતા લખે છે : 'વૃદ્ધ, છતાં એમનો ઉત્સાહ અને એમના આદર્શ એક યુવકને છાજે તેવા છે. સ્ત્રી-કેળવણી માટે એમણે ખૂબ શ્રમ ઉઠાવ્યો છે.'

આવા કર્મપારાયણ, કેળવણીપોષક તપસ્વી સાધુ, 'ભા' ઉર્ફે છગનલાલ પીતાંબરદાસ પટેલને આપણા કોટી કોટી વંદન હો!!

૨-૮-'૩૭ **રતિભાઈ ડા. અમીન**

પાટીદાર આશ્રમ, કડી.

## સંસ્થાના બે તપસ્વીઓ

**લેખક : રતિભાઈ અમીન**

એક હાથે તાળી પડી કદી સાંભળી છે? એક બળદે ગાડું ખેંચાયેલું જાણ્યું છે? સ્ત્રી કે પુરુષ વિનાના ઘરની કલ્પના કરી છે?

સંસ્થાના ઉત્પન્ન થવામાં, તેનો વિકાસ થવામાં, ફૂલીફાલી સમૃદ્ધ થવામાં જે માનવજોડીએ પોતાનું લોહી રેડ્યું છે તે ભલે આજે આપણી સમક્ષ નથી, છતાં જેને વાચા છે એ સૌ આબાલવૃદ્ધ નરનારી જે સંસ્થાનો ઇતિહાસ જાણશે તે કીધા વિના નહિ રહે કે સ્વ. 'ભા'એ સંસ્થાનો સ્થૂલ દેહ ઘડ્યો. તેના સૂક્ષ્મ દેહનું સર્જન સ્વ. બાપુભાઈએ કર્યું.

ગાંધીજી-સરદારશ્રીની જોડી ન હોત તો હિંદનો ઇતિહાસ આજ જુદો હોત. દક્ષિણામૂર્તિવાળા શ્રી હરભાઈ અને શ્રી નાનાભાઈ ભટ્ટની જોડી ન હોત તો કેળવણીની નવી દૃષ્ટિ આટલી ખીલી હોત કે કેમ એ શંકા છે. કુદરતને પોતાનું જે કાર્ય કરાવવું છે તે આવા માનવો દ્વારા કરાવે છે. કડવા પાટીદાર કોમની જાગૃતિ કુદરતે લાવવી

હતી તે આવી વ્યક્તિઓને જન્મ આપ્યો. તેમણે સંસારની રંગભૂમિ ઉપર હાજર થઈ સુંદર ભાગ ભજવ્યો. પોતાનું કાર્ય પૂર્ણ થયું એટલે આગળના કામે ચાલી નીકળ્યા.

'ધરતી'નાં મર્યાદિત પાનાં ઉપર બંને તપસ્વીઓનાં જીવન ઝરમરનાં સ્મરણો આલેખવાં અશક્ય નહિ તો મુશ્કેલ તો છે જ. તેઓ સંસ્થામાં જે તપ તપ્યા છે તેમાં બને અરસપરસ સંસ્થાના વિકાસમાં કેટલાક પૂરક હતા તેનાં મારાં અનેક સંસ્મરણો છે. તે બધાં અહીં નોંધી શકું તેમ નથી, છતાં તેમાંનાં બેચાર સ્મરણો એ સૂક્ષ્મ દેહધારી વિભૂતિઓના આદરની ખાતર ઉતારવા પ્રયત્ન કર્યો છે.

મને બંનેની સાથે વર્ષો સુધી કામ કરવાનો લ્હાવો મળ્યો છે તેનો ખૂબ સંતોષ છે. એટલું જ નહિ, પણ કહેવાની તક લઉં કે મારામાં સમાજસેવાના અંકુરોનું સિંચન 'ભા'એ કર્યું છે તેટલું, કેળવણીને જ જીવનધ્યેય બનાવવામાં સ્વ. બાપુભાઈનો પણ ફાળો છે જ.

હું ભૂલતો ન હોઉં તો ૧૯૩૬-'૩૭ ની સાલ સંસ્થાની કટોકટીની સાલ હતી. લોકમાનસ એવું થયું હતું કે કડીવાળા આ નાટકચેટક, પ્રવાસો, રમતગમતો જ કરે છે. કોઈ કહેતા પણ ખરા કે માસ્તરો કાંઈ ભણાવેબણાવે છે કે નહિ? સારા ભણેલા માણસો પણ સીધી ટીકા કરતા કે, માસ્તરોને અંગ્રેજી ભણાવતાં આવડતું નથી.

એ સમયનો એક પ્રસંગ છે.

'જોઈતારામ! બાપુભાઈને કહો ને મને જરા મલે.' ભાએ જોઈતારામને બાપુભાઈને તેડવા પોતાના મેઢા ઉપર મોકલ્યા.

'કેમ, તબિયત કાંઈ નરમ છે 'ભા'? બાપુભાઈએ ૧૫-૨૦ દિવસે બહારગામથી આવેલા ભાને પ્રશ્ન કર્યો.

'ના, હું બપોરની ગાડીએ આવ્યો છું ને પાંચની ગાડીએ ચાણસ્મા તરફ જવાનું હોઈ થોડી વાતચીત માટે બોલાવ્યા છે.' ભાએ વાત ઉપાડી.

'બાપુભાઈ, મને લાગે છે કે આપણે આ મીટિંગે આપણો બોજો કાંઈ હળવો કરીએ.'

'એટલે?'

'આપણે જો બધી પ્રવૃત્તિઓમાં પહોંચી ન વળીએ અને ખર્ચનો પ્રશ્ન ના હળવો કરી શકીએ તો કંઈ વિચાર કરવો જોઈએ. આમ બજેટની તાણ વેઠવી પડે તે છતાં તાણીતોસી ભેગું કરીએ ને વળી તેનું ફળ સારું ન જણાતું હોય તો એકાદ ધોરણ શાળાનું ઓછું કરીએ.'

'ખર્ચ તો તમે છો ત્યાં સુધી 'ભા' વાંધો નથી. બીજું હોય તો કહો.'

'બીજું ય છે.'



'શું?'

'છોકરાઓ બહુ નાપાસ થાય છે. ભણતા નથી ને કરેલો ખર્ચ ફોગટ જાય છે.'

'ઠીક, એવી વાતો મારા કાને પણ આવી છે. એનો એક બીજો વિચાર મેં કર્યો છે. ભા! થોડી તમે કેડ બાંધો ને મને સંસ્થાને આજના જમાનાના વહેણ પ્રમાણેનું મેટ્રિકનું ધ્યેય સ્વીકારવા દો તો તમારી મૂંઝવણ દૂર કરવાની હું બાંયધરી આપું છું.'

'ભલે'. મીટિંગમાં આ વાત આપણે મૂકીશું. તેનો ઘટતો વિચાર કરી લેશો.'

બંને સંસ્થાના ચિંતકો છૂટા પડ્યા. આ પછીની મીટિંગમાં આ પ્રશ્ન આવ્યો. ઘણી ચર્ચાઓ પછી મેટ્રિકનું સ્વ. બાપુભાઈનું ધ્યેય સ્વીકારાયું અને તે પછી ઉતરોત્તર મેટ્રિકનાં સુંદર પરિણામોથી સંસ્થાની ખ્યાતિ ફેલાણી અને ટીકાકારોનાં મોં કેમ બંધ થઈ ગયાં તે જનતાની જાણબહારની વસ્તુ નથી.

* * *

સંસ્થાનું જરૂરી સાહિત્ય કપડાં-લત્તાં વગેરેની પેટી ભરાણી. બિસ્ત્રા બંધાણા. ભાથાં થયાં. 'ભા' અને હું ફંડપ્રવૃત્તિ નિમિત્તે ભાવનગર તરફ નીકળ્યા.

ગાડી ઝડપથી દોડી જતી હતી. પાલિતાણા મૂક્યા પછી સાંજ પડી હતી. ઠંડીનો પવન હૃદયમાં સોંસરો પેંસી જતો હતો. મેં 'ભા' પાસેની બારીનું બારણું બંધ કર્યું.

'કેમ રતિભાઈ, પવન ઠંડો બહુ લાગે છે?'

'લાગે તો છે. પણ તમારી પાસે કાંબળી નથી, માથે કાંઈ ગરમ વીંટ્યું નથી. મેં તો મફલરથી કાન પણ દબાવ્યા છે, ભા.'

'તમને ખબર નથી રતિભાઈ, ટાઢ શરીરને નથી વાતી, મનને થાય છે.

'ન સમજ્યો, ભા'.

'જુઓ, હું એકવાર હિમાલય તરફ જવા નીકળેલો. રસ્તામાં એક સ્વામી મળ્યા. સ્વામી અને હું એક નાના ગામના મંદિરમાં રાતવાસો રહ્યા. એમની પાસે પહેરેલું એક જ કપડું હતું. શિયાળાની કડકડતી ઠંડીના દિવસો હતા. તે તો સૂતા ચોકમાં; જ્યાં આકાશ સ્પષ્ટ જણાતું ને તારાનાં સુંદર દર્શન થતાં. મેં પૂછ્યું : 'સ્વામીજી, આપને ઠંડી નહિ લાગે? સ્વામીજીએ કહ્યું : 'દેખ છગન, શરીરમાં એક એવી તાકાત છે કે તેને તાપતડકો કે ઠંડી લાગતી નથી. તે શક્તિને કોઈ જાતની અસર થતી નથી. તે શક્તિ હંમેશાં એના પૂર્ણ સ્વરૂપમાં જ રહે છે. 'એવી શી એ શક્તિ છે, સ્વામીજી?' તને જણાશે છગન. તું હિમાલય તરફ જવાનું માંડીવાળ, ને મારી સાથે ચાલ.' સ્વામીજીએ એમ મારા મનનો કબજો લઈ લીધો. એ પછી તો હું સ્વામીજી પાસે ખૂબ રહ્યો. સંસારથી વિરક્ત થવાને બદલે સમાજસેવામાં હું ફરી આવ્યો. જ્ઞાતિ ઘોર અંધકારમાં ઊંઘતી હતી અને દિન- દરિદ્ર થતી જતી હતી તેમાંથી તેને ઉગારવાનું મેં મારું ઈષ્ટ કર્તવ્ય માન્યું ને

આ સંસ્થાનો જન્મ અપાયો. આજે તમે ઘણીવાર જુઓ છો તેમ મને થાક, ભૂખ વગેરે ઓછાં લાગે છે.' ભાએ કોઈ નવી વાત મારે ગળે ઉતારી.

ભાવનગરનું સ્ટેશન આવ્યું. અમે અમારા બિસ્ત્રા ને પેટી નીચે ઉતારી ઊભા.

'કેમ શું જુઓ છો. રતિભાઈ?'

'પોટરની રાહ જોઉં છું.'

પોટર આવ્યો. મારા ઈશારે તેણે સામાન ઉપાડ્યો. ઝાંપા બહાર અમને કાઢી સામાન સોંપી પૈસા લઈ ચાલતો થયો. ભા શાંત હતા.

હું હવે ગાડીની તપાસમાં હતો. ગાડીઓ થોડે છેટે ઊભી રહેતી હતી. મજૂરને મેં બૂમ મારી. મજૂર આવે તે પહેલાં ભાએ એક બિસ્ત્રો બગલમાં ને પેટી હાથમાં લઈ ચાલવા માંડ્યું.

હું શરમાણો. હું બિસ્ત્રો લઈ ભા પાછળ ઉતાવળા પગલે ચાલ્યો. ગાડીઓ પાસે અમે આવી ઊભા.

ભાએ જે વજન ઉપાડી ચાલવા માંડ્યું હતું તેથી હું તો આભો જ બની ગયો હતો. તેમણે એક જ શબ્દ કહ્યો : 'સમાજ સેવા આમ થાય, રતિભાઈ.' એ દૃષ્ટાંત મારે માટે ઓછું ન હતું.

બેત્રણ દિવસ થયા. ભા ફંડપ્રવૃત્તિની વાત કરતા ન હતા. એક લાટીવાળા પાટીદાર શેઠિયાના ત્યાં ઊતરેલા ત્યાં ભા તેમનાં બાળકો સાથે, બહેન દીકરીઓ સાથે ઘરના એક માણસ જેમ ભળી ગયા. રાત્રે બધા ભેગા બેસે ને ભા શું વાતો કાઢે! કોઈને ભા પાસેથી ખસવાનું મન જ ન થાય!

એક દિવસ શેઠે જ કીધું : 'આપના આવવાનું ખાસ પ્રયોજન, છગનલાલ?'

પેટીમાંનું અમારું સાહિત્ય બહાર નીકળ્યું. 'ઓ હો! આવી સંસ્થાને તો અમારે ય અમારાથી બનતી મદદ કરવી પડે. તમારો આ બધો પ્રયત્ન જ્ઞાતિની કેળવણી માટેનો છે, તો પ્રભુ તમને જરૂર સહાય કરશે. મારા ૨૦૦ રૂપિયા માંડો અને ચાલો અમારા બીજા વેપારીભાઈઓ પાસે હું આપને લઈને જાઉં. શેઠે પ્રેમપૂર્વક અમારી ફંડપ્રવૃત્તિ એમ શરૂ કરાવતાં કહ્યું.

દસેક દિવસના સાધારણ પ્રયત્નથી અમે બારસો થી પંદરસો જેવી રકમ લઈ ઘેર આવેલા. એકલા પૈસાની કિંમત નથી. પણ ભા જેને જેને મળ્યા તેમના હૃદયમાં જે નવા સંસ્કાર રેડ્યા તેની કિંમત આનાપાઈમાં મપાય એવી નથી.

* * *

ઓરડો અગરબત્તીની સુગંધથી મઘમઘી રહ્યો હતો. ખૂણાની આરામખુરશી ઉપર કોઈ સંત જેવી દેખાતી વ્યક્તિ ધ્યાનમગ્ન હતી.



'બાપુભાઈ, આજે વિદ્યાર્થીઓ જમ્યા નથી. તમારે સહેજ નીચે આવવાની જરૂર છે.' એક સહકાર્યકર ભાઈએ અડધું બારણું ઉઘાડતાં ખૂબ ધીરેથી સહાય માટે સાંકળ હલાવી.

'વિદ્યાર્થીઓને એકઠા કરો, આવું છું.' ધ્યાનમાં મગ્ન થયેલા યોગીએ એટલો જ ધીરેથી ટૂંકો જવાબ વાળ્યો.

સ્વ. બાપુભાઈને નીચે આવતાં જોતાં વિદ્યાર્થીઓ થાળીવાડકા લઈ રસોડા તરફ જવા લાગ્યા.

આ હતું આ યોગીનું તપ. તપસ્વીના શબ્દ પહેલાં સંદેશો મળી ગયો : 'હવે જમી લ્યો.'

મેં એકવાર પૂછ્યું : 'બાપુભાઈ, તમારી પાસે આ શો જાદુ છે કે વિફરેલો વિદ્યાર્થી સમુદાય તમારા એક નામથી શાંત થઈ જાય છે?'

'રતિભાઈ, એ સમજાવવા જેવો વિષય નથી. આચરવા જેવી બાબત છે.' ટૂંકમાં પતાવ્યું. સ્વ. બાપુભાઈ કદી લાંબી ચર્ચાઓમાં ઊતરતા નહિ.

'કેવી રીતે?'

'આપણું અહં જ્યારે ગળી જાય છે ત્યારે સામાના ભયંકર વિરોધો એ વિરોધો રહેતા નથી. માનવ માનવ વચ્ચે જે સનાતન ઐકય છે તે ખડું થાય છે ત્યારે પ્રેમ, પ્રેમ ને પ્રેમ જ હોય છે.' એમની વર્ષોથી પચાવેલી ફિલોસોફીનો સાર મને જણાવ્યો.

આવા ઉચ્ચ ધ્યેયવાળા સ્વ. બાપુભાઈએ સૌનાં દિલ જીત્યાં અને તેમ કરી સંસ્થાની - જ્ઞાતિની ગુપ્ત સેવા કરી સ્થૂળ દેહથી ચાલ્યા ગયા.

આમ 'ભા' હંમેશાં બહાર ફરતા, પણ આંતરિક કાર્યની તમામ જવાબદારી માટે સ્વ. બાપુભાઈના લીધે ખૂબ શાંતિ હતી.

સંસ્થાના બંને ઘડવૈયા આજે નથી. પણ તેમનાં એકે એક નાનાં મોટાં કાર્યો તેમને જ્ઞાતિમાં અમર બનાવી ગયાં છે.

પ્રભુ આપણને આવા ઉચ્ચ ધ્યેયી તપસ્વીઓના પગલે ચાલી સાચી વીરપૂજા કરવાની બુદ્ધિ આપે એ જ પ્રાર્થના.

## શ્રી છગનભા : એક કેળવણીકાર

**રામચંદ્ર જ. અમીન**
બી.એ.એલએલ.બી.; એમ.એલ.એ.
વિજાપુર

મહેસાણા જિલ્લાના કલોલ તાલુકામાં સરઢવ ગામે પાટીદાર જ્ઞાતિમાં જન્મ પામી જેમણે પોતાનું જીવન ધન્ય કર્યું એવા એક વીર પુરુષની ગાથા લખવાનું કોને ન ગમે?

પોતાની ઉત્તર અવસ્થામાં ધર્મશાસ્ત્રોનાં પુસ્તકોનો અભ્યાસ કરી યોગવસિષ્ઠ અને બ્રહ્મસૂત્ર જેવા અદ્વૈતવાદના ધર્મગ્રંથનાં પાનથી જેમની બુદ્ધિ નિર્મળ બની હતી તેવા સમયે પ્રથમ સંન્યાસીપદ લેવાની ઈચ્છા તીવ્ર થવા છતાં ગુરુઉપદેશથી 'જનસેવા એ પ્રભુસેવા' ના મંત્રને જેમણે અપનાવી વાનપ્રસ્થ અવસ્થામાં પણ એક યુવાનને શરમાવે તેવા દૃઢ સંકલ્પથી અને વિકટ પરિસ્થિતિમાં અવિરત પરિશ્રમ વેઠીને ગામડે ગામડે ઘૂમવાનું જેમણે પસંદ કર્યું હતું તેવા છગન **'ભા'ના કાર્યનું વર્ણન કરતાં, જેમને તેમના કામનો પ્રત્યક્ષ અનુભવ કરવાનું સુભગ પ્રાપ્ત થયું હતું તેની કલમ પણ થાકી જાય તેટલી તેમના કાર્યની વિવિધતા અને વિશાળતા હતી એમ કહ્યા સિવાય ચાલતું નથી**.

જો ભૂલતો ન હોઉં તો સંવત ૧૯૭૩ના જેઠ માસનો સમય હતો. હું બી.એ.ની પરીક્ષા આપી રજાઓ ગાળવા મારા વતનમાં ગોઝારિયા ગામે આવી રહ્યો હતો. તેવા સમયમાં શ્રી 'છગનભા' નો કોલ આવ્યો. સરઢવ મુકામે કડવા પાટીદાર જ્ઞાતિ સમુદાયના અભ્યુદય માટે કેળવણીની યોજના વિચારવા મળવાનું નક્કી થયું. જ્ઞાતિમાં સમાજ સુધારાનો પવન જોરથી ફૂંકાઈ રહ્યો હતો. ઠેરઠેર બંડ ઊઠતાં અને સ્વ. પુરુષોત્તમ પટેલ (વીરમગામવાળા) એ પોતાની જાતને સમાજસુધારાના યજ્ઞમાં હોમી દીધી હતી. 'છગનભા' તે હરોળમાં એક સાથી હતા. એમણે દુનિયા જોઈ હતી. અનુભવ વૃદ્ધ બન્યા હતા. એમને લાગેલું કે સમાજનાં અનિષ્ટ તત્ત્વો, ખર્ચાળ રિવાજો, બાળલગ્ન, બારમાં, રોવાકૂટવાના રિવાજનો નાશ માત્ર વર્ષમાં બે દિવસ પરિષદનાં અધિવેશન ભરવાથી અને ભાષણો કરવાથી જડમૂળથી કરવો શક્ય નથી. તે કામ ભગીરથ છે, છતાં તેને સાધ્ય કરવા માટે જ્ઞાતિમાં કેળવણીના પ્રચારની ખાસ જરૂર છે અને તેથી જ્ઞાતિના કાર્યકુશળ આગેવાનોની તમામ શક્તિ એકત્ર કરી 'જ્ઞાનની પરબો' સ્થળે સ્થળે ઉઘાડવાની અગત્ય તેમને સમજાઈ હતી. સરઢવ મુકામે આ વિચારનું મૂર્ત સ્વરૂપ અપાયું અને સમગ્ર જ્ઞાતિ માટે કડી મુકામે એક વિદ્યાર્થી આશ્રમ ઉઘાડવાનું નક્કી થયું. સમાજમાં કુરિવાજોની તરફદારી કરનાર તત્ત્વ હતું જ, પણ જેઓ આ રિવાજોને કાઢવા પ્રયત્નશીલ હતા તે કેળવણીની ગમે તેવી સારી વાતો કરે તોપણ તેમને સહાય આપવા તૈયાર નહોતા. જ્ઞાતિબંધુઓમાં કેળવણીનો અભાવ હતો. એટલું જ નહિ, પણ અભિરુચિ નહોતી. પૈસાના સાધનવાળા પણ પોતાનાં બાળકોને અંગ્રેજી કેળવણી આપવા બહાર મોકલવા ઘણા રાજી નહોતા. આવી વિષમ પરિસ્થિતિમાં ''સવા પાંચ રૂપિયાના ફંડથી એક મહાત્માના આશીર્વાદ લઈ 'છગનભા' એ જ્ઞાતિમાં અંગ્રેજી કેળવણીનો પ્રચાર કરવાનું બીડું ઝડપ્યું હતું. તેમની હિંમત અજોડ હતી. ઉત્સાહ અદમ્ય હતો. ધીરજના ભંડાર હતા અને ગમે તેવી વિકટ પરિસ્થિતિમાં



પણ સામનો કરવાની હૃદયબળની તાકાદ રણધીર કરતાં પણ બળવત્તર હતી. તેમણે ઝંપલાવ્યું. ગામડાંના લોકોનાં બાળકોને ભણવા મોકલવા સમજાવતાં ગાળો ખાધી, અપમાન સહ્યાં, ફંડ માગતાં તિરસ્કારને ગળી ગયા અને પાંચ બાળકોથી ભાડાના મકાનમાં કડી મુકામે આશ્રમની શરૂઆત કરી. તે પછી તો ધીમેધીમે કામનો વેગ વધવા માંડ્યો. સ્ટેશન સામે જમીન લેવાઈ. પાંચસો વિદ્યાર્થીઓને રહેવા-જમવાની સગવડ આપી શકાય તેવું મકાન બાંધવાનો પ્લાન બનાવી રજૂ કરતાં વિરોધીઓ તેને પાખંડ માની હસ્યા અને ઠેકડી કરી. છતાં તેમણે મૌન રાખ્યું આજે આપણે જોઈએ છીએ તે ભવ્ય ઈમારત ઊભી કરવા ભાગ્યશાળી બન્યા. આજે એક નહિ પણ અનેક નાનાં-મોટાં મકાનો થયાં. હાઈસ્કૂલને બેસવા માટે સ્વ. શેઠશ્રી મફતલાલ ગગલભાઈ તરફથી રૂપિયા એક લાખના ખર્ચે 'રાજરત્ન પ્રાણસુખભાઈ મફતલાલ સરસ્વતી સદન' બંધાવી ભવ્ય ઈમારતની ભેટ મેળવી અને મહેસાણા જિલ્લામાં અનેક સ્થળે માલિકીનાં મકાનો વાળી કેળવણીની સંસ્થાઓ, હાઈસ્કૂલો અને એવી સ્કૂલો તેમની પ્રેરણાથી ઊભી થઈ. એ પ્રજાને ઘેરબેઠે જ્ઞાનગંગાની પરબથી જ્ઞાનામૃતનું પાન કરાવી રહી છે.

શ્રી છગનભા સંસ્થાના પ્રાણ હતા અને એક મહાન જ્ઞાતિભક્ત કેળવણીકાર હતા. આવા આદર્શ, એકટંકી અજોડ વીર 'છગનભા'ની જીવનઝરમરમાંથી અનેક જ્ઞાતિસેવકો ઊભા કરવાની પ્રેરણા મળો એ જ અભ્યર્થના સાથે વિરમું છું.

## એક તપસ્વી

છગનભા સાથેના મારા પ્રસંગો લખવા બેસું તો પાર આવે તેમ નથી.

એ સાચા તપસ્વીના તપે સમાજના ૨૦ વર્ષના ગાળામાં પરિવર્તન આણ્યું.

કડીનો આશ્રમ અને સર્વ વિદ્યાલય, ગૌશાળા અને એમાં ચાલી રહેલ પ્રવૃત્તિઓ તપસ્વીના તપને આભારી છે.

અમદાવાદનું ભુવન અને વડોદરાની કારેલી બાગની બોર્ડિંગ એ તપસ્વીની ક્રિયા છે, વિસનગરનો આશ્રમ પણ એ તપસ્વીને ફાળે જાય છે.

ત્રણ ચોપડી ભણેલ, પણ જાગૃત આત્માને લીધે એ તપસ્વીએ મહાભારત કામ કર્યું. આજનો સમાજ ઘડ્યો.

ગામડે ગામડે ભીખ માગી. પૈ-પૈસો ઉઘરાવી લાખોની કિંમતની કેળવણીની સંસ્થાઓ ઊભી કરી.

એ તપસ્વીને વંદન.

**પુરૂષોત્તમ ર. પટેલ**
એમ.એલ.એ. મહેસાણા

# એક સ્મરણાંજલિ

બાપુભાઈ ગામી
આચાર્ય, સર્વવિદ્યાલય, કડી

આશા, શ્રદ્ધા, હિંમત, જનપ્રેમ અને ખંતની મૂડીથી ઉત્તર ગુજરાતમાં એક જીવંત વિદ્યાસંસ્થાના વટવૃક્ષને રોપવામાં, પોષવામાં અને ઉછેરવામાં જેમણે સમાજસેવકોને નમૂનારૂપ થઈ પડે એવો અગ્રહિસ્સો આપ્યો છે, એવા એક પવિત્ર આત્મા છગનલાલ પીતાંબરદાસ પટેલનો જન્મ કલોલ તાલુકાના એક નાનકડા ગામ સરઢવ આજથી ૭૮ વર્ષ પૂર્વે થયો હતો.

ગ્રામજનતાની સ્થિતિચુસ્તતાના અભેદ્ય ગઢને ભેદી તેમની પાસેથી તેમનાં બાળકોની કેળવણી માટે એક વસતિગૃહ સ્થાપવા પંચના રૂ. ૭૦૦૦ (સાત હજાર) કઢાવવાની જહેમત ઉઠાવવી એ નાનીસૂની વાત ન હતી.

અનેક શંકા, કુશંકા, વિરોધ અને નિરાશાના વાતાવરણમાં એક દ્રષ્ટાની અજબ શ્રદ્ધાથી 'છગનભા'એ કડીની વિદ્યાસંસ્થાનું બીજ આજથી ૨૨ વર્ષ પહેલાં વાવ્યું. જગતમાન્ય કેળવણી વિહોણા હોવા છતાં, કેળવણીના ક્ષેત્રમાં એમની દૃષ્ટિ દૂરદર્શી અને ઊર્ધ્વગામી હતી. જે વિચારો ઘણા મનન અને અભ્યાસને અંતે મેળવી શકાય છે તે વિચારો તેમને સહજ હતા. તે સાથે ગ્રામજનતાના માનસને ઓળખી લઈ તેને મેળ બેસે એવી રીતે પોતાના ઉચ્ચ વિચારોને સાદી, સરળ અને વ્યવહારુ ભાષામાં રસદાયક ટુચકાઓ અને દૃષ્ટાન્તો સાથે ગ્રામજનતાની આગળ રજૂ કરવાની તેમની કળાશક્તિ અને વાચાશક્તિનાં વખાણ કાકા કાલેલકરે પણ કરેલાં. દલીલો અને દૃષ્ટાન્તો રજૂ કરવાની તેમની રીત એટલી હૃદયંગમ હતી કે અનેકવાર એની એ વસ્તુ સાંભળવા છતાં ફરીથી સાંભળવાનો રસ જ રહી જતો.

અમે કહેવાતા કેળવણીકારો અને ગ્રામજનતાની વચ્ચે એ ન પુરાય એવી એક સુવર્ણસાંકળ હતા. એમના જીવનમાં અજબ ચીજ તો એ હતી કે ગમે તેવા કપરા સંજોગોમાં, ગમે તેવી નિરાશાની ઘડીઓમાં, ગમે તેવા વાવંટોળ અને ઉલ્કાપાતોમાં, તેમના મુખમાંથી નિરાશા કે પીછેહઠના શબ્દો સંભળાયા જ નથી. એ તો કહેતા કે, ''જો કોઈ આસમાની સુલતાની આફતો સંસ્થા ઉપર આવી જ પડવાની હોય અને ચારેબાજુથી તેની પ્રાણશક્તિને ગૂંગળાવવા માટે ગઢો રચી દેવાના પ્રયત્નો થઈ રહ્યા હોય તોપણ હિંમત હારવાની જરૂર નથી. ગઢમાં પુરાઈશું તો એ ગઢમાંથી પણ માર્ગ કેમ કાઢવો તેની સૂઝ પડશે. એ દીવાલોને ભેદી તેમાંથી બહાર નીકળવાનું સાહસ અને જોમ આપણામાં ઊતરશે.'' ખરેખર આ શબ્દો જીવનના ઝંઝાવાતોમાંથી માર્ગ કાઢનાર એક સાહસિક વીરવિજેતાને છાજે તેવા જ છે.

* * *



સામાજિક સંસ્થાઓ કેમ ચાલી શકે તેનું તેમને યથાર્થ ભાન હતું. સંસ્થાની ચાલકશક્તિ ક્યાં પડેલી છે તે તેઓ સારી રીતે સમજતા હતા. એટલે જ્યારે જ્યારે સંસ્થા - સમાજમાં વાવંટોળો ઊઠતા અને આ વિદ્યાસંસ્થાની નાવડી જ્યારે વિનાશક મોજાંઓની વચ્ચે હિલોળે ચઢતી ત્યારે એક કુશળ નાવિકની માફક તેઓ પોતાનું સાચું સ્થાન ક્યાં રહેલું છે તે નક્કી કરી લેતા અને કુનેહપૂર્વક એ હોડલીને બચાવી લેતા. તેમનું સ્થાન હંમેશાં સંસ્થાના આંતરિક કાર્યકર્તાઓ સાથે જ રહેતું. પરિણામે તેઓ વિજયી બની સંસ્થાને પણ વિજયને પંથે દોરતા.

'આગળ ધસો' એ એમના જીવનકાર્યનો મુદ્રાલેખ હતો. એમના જીવનમાં એટલું બધું પ્રાણબળ ભરેલું હતું કે હજુ તો એક કાર્ય શરૂ ન શરૂ થયું હોય ત્યાં તો બીજાં કાર્યો વિચારવાની અને કરવાની યોજનાઓ મૂકતા. કેટલાક કહેતા : 'વિદ્યાલયનું પાંચમું ધોરણ બંધ કરો'. તો એ કહેતા : આગળનું છઠ્ઠું ધોરણ ઉઘાડો અને મેટ્રિક પણ કાઢો. આપણે તો અહીં કૉલેજ સ્થાપવી છે. કન્યાઓ માટે એક સુંદર વિદ્યાસંસ્થા ખોલવી છે. મોટા ઉદ્યોગોનાં કારખાનાં કાઢવાં છે, ગોશાળા અને ખેતીવાડી તો જોઈએ જ, બીજી જ્ઞાતિની બોર્ડિંગો અહીં સ્થપાય એ ઇચ્છવા યોગ્ય છે.' વગેરે વગેરે.

* * *

આવું મોટું કાર્ય હાથ ધરવા છતાં નાણાંનો પ્રશ્ન તેઓએ કોઈ દિવસ આગળ ધર્યો નથી. નાણાં નથી માટે અમુક કાર્ય નહિ થઈ શકે એવી દલીલ એમણે કોઈ દિવસ કરી નથી. ''તમે કામ કરોને!! પૈસા તો હું ગમે ત્યાંથી લાવી આપીશ.'' એ એમના શબ્દો હતા, અને ખરેખર! આ સંસ્થાના ઇતિહાસમાં બન્યું છે પણ એમ જ. હાલનાં સંસ્થાનાં લાખેકનાં મકાનો અને અત્યાર સુધી ખર્ચેલી લાખેકની રકમ અણધારી રીતે પ્રતિવર્ષ સંસ્થાને મળી જ આવી છે. કાર્ય પહેલાં શરૂ થયું છે અને આર્થિક સહાય પછીથી જ આવી છે.

* * *

'નમ્રતા' તો એમને વરેલી જ હતી. ગમે તેટલું મોટું કામ કરવા છતાં તેમની વૃત્તિ હંમેશાં નિરભિમાની જ રહેતી. બીજાનાં અપમાનો અને ઉદ્ધતાઈના કડવા ઘૂંટડા પી પી તેમણે પોતાનું કાર્ય આગળ જ ચલાવ્યું છે અને તેમને કોઈ દિવસ એમ પણ થયેલું નથી કે, 'હું આ એક મહાન કાર્ય કરી રહ્યો છું કે 'સમાજની મોટી સેવા કરી રહ્યો છું.' આ એમની નિરભિમાની અને નમ્રવૃત્તિ જ ખરેખર તેમના વિજયની ચાવી હતી.

'ભા'આ વર્ષે દુકાળ પડ્યો છે. ગામડાની સ્થિતિ પૂરી ફી ભરીને છોકરાઓને ભણાવી શકે તેવી નથી. છોકરાઓને તેમજ સંસ્થાને કંઈક વિશેષ મદદ મળે તો જ નભે તેમ છે.' 'ભા' પહોંચે છે શેઠશ્રી મફતલાલ ગગલભાઈ પાસે. 'શેઠ, ખેડૂતનાં

બાળકો માટે કંઈક મદદ આપો. દુકાળ પડ્યો છે. ગામડાની સ્થિતિ કફોડી બની ગઈ છે.'' શેઠ અને ભા તો લંગોટિયા ભાઈબંધ. શેઠ કહે : 'કેટલી મદદ જોઈએ.' 'મહિને રૂ. ૨૦૦ બસેં.' 'સારું, લઈ જજો; પણ એક જ વર્ષ માટે હો.' - આ એક વર્ષ માટે આપેલી મદદ છેલ્લા દશ વર્ષથી સંસ્થાને મળ્યા જ કરે છે.[1]

* * *

'ભા' બહારગામથી આવે એટલે પાંચ-પચીસ રૂપિયા તેમની ઝોળીમાં લાવ્યા જ હોય. આવી રીતે એક પેટના બાળકની માફક સંસ્થાને પોષનાર એક નરવીર પુણ્યાત્મા ગયા ડિસેમ્બરની[2] તા. ૨૨ ના પ્રભાતે, ઉત્તરાયણના પ્રથમ ચોઘડિયામાં આ જગત છોડી ચાલ્યો ગયો.

પરમાત્મા તેમના અમર આત્માને ચિરંતન શાંતિ અર્પો. અસ્તુ. ૐ શાંતિઃ ।

**૧. હાલ પણ આ મદદ ચાલુ છે. ૨. સને ૧૯૪૦.**

* * *

'ભા' બહારગામથી આવે એટલે પાંચ-પચીસ રૂપિયા તેમની ઝોળીમાં લાવ્યા જ હોય. આવી રીતે એક પેટના બાળકની માફક સંસ્થાને પોષનાર એક નરવીર પુણ્યાત્મા ગયા ડિસેમ્બરની[2] તા. ૨૨ ના પ્રભાતે, ઉત્તરાયણના પ્રથમ ચોઘડિયામાં આ જગત છોડી ચાલ્યો ગયો.

પરમાત્મા તેમના અમર આત્માને ચિરંતન શાંતિ અર્પો. અસ્તુ. ૐ શાંતિઃ ।

**૧. હાલ પણ આ મદદ ચાલુ છે. ૨. સને ૧૯૪૦.**

## એકના નહિ, અનેકના 'ભા'

**પ્રેમજીભાઈ મી. પટેલ**

અમદાવાદ

પગમાં દેશી જોડાં, સંન્યાસી જેવા બોડા માથે, સફેદ ખાદીની ઊંચી દીવાલની વગર અસ્ત્રી કરેલી ટોપી, ખાદીનું જાડું પહેરણ, ખાદીનું ટૂંકું ધોતિયું, કંઠે રુદ્રાક્ષની માળા, કપાળે સુખડનું ત્રિપુંડ, હાથમાં પીત્તળની ખોળીવાળી સાદી લાકડી અને સૂકલકડું શરીર - આવી કોઈ વૃદ્ધ વ્યક્તિ જ્યારે જ્યારે કડી સ્ટેશને ઊતરે અને દક્ષિણ દિશામાં આવેલા પાટીદાર આશ્રમ તરફ આવે, ત્યારે આશ્રમનાં બાળકો ઉમળકાથી અને વહાલથી તેમને વીંટળાઈ વળતાં 'ભા'ના વહાલસોયા નામથી વાતાવરણ ગજાવી મૂકતાં. 'ભા' શબ્દ બોલતાં તેમનાં મોં સુકાતાં ન હતાં.

આ જોઈ ગાડીમાં બેઠેલા બીજા-તેમના છોકરાના-ભાને જરૂર ઈર્ષ્યા થતી હશે. કારણ કે, આ હેત, આ ઉમળકો તેમણે, ઘેર જાય ત્યારે પોતાનાં બાળકોને અનુભવાવ્યો નહિ હોય!



આશ્રમમાં રહેનાર બધાં બાળકો એક જ કુટુંબમાંથી આવતાં ન હતાં કે જેથી તેમના બધાના એક જ સામાન્ય ભા હોય. છતાંયે જે વ્યક્તિ 'ભા'નું હેતાળ નામ ધારણ કરી શકી હતી તે હતા અમારા પૂજ્ય છગનભા.

બાળકોથી વીંટળાયેલા 'ભા' કોઈના માથે હાથ મૂકતા, કોઈના ગાલે હળવેથી વહાલભરી ટપલી લગાવતા, તો કોઈને બાથમાં લઈ ચુંબનોનો વરસાદ વરસાવતા. એ વખતે એમના હૃદયમાં શું શું વિચારમંથનો જાગતાં હતાં. તેની તો હવે કલ્પના જ કરવી રહી. તમે માગો તોય એમના વિચારમંથનો રૂબરૂ બતાવી શકું નહિ.

તેમની હૃદયેચ્છા અને તમન્ના એ હતી કે સંસ્થાનાં બાળકો સારી કેળવણી પામે. એકલું પુસ્તકિયું જ્ઞાન ન પામતાં વ્યવહારુ જ્ઞાન પામે - એટલે કે ભણવા સાથે ગણતા પણ શીખે. મોટા થઈ સંસ્થાની સુવાસ બધે ફેલાવે, સંસ્થાનું નામ દીપાવે ને પગભર રાખે.

તે કહેતા કે, આપણી જ્ઞાતિ વિશાળ છે. અજ્ઞાનતા, વહેમ, કુરિવાજો પણ તેમનામાં ઘણા પ્રવર્તે છે. તે કુરિવાજોનું મૂળ કાઢવા તે મથતા હતા. ઘડપણ હતું છતાં તે ગામડે ગામડે અમારી સાથે સામાજિક સુધારણાના કામમાં તે પગપાળા ચાલીને આવતા. કેળવણી તથા કુરિવાજો પર જ તે સરળ ગ્રામભાષામાં સચોટ વાત કહેતા.

એક વખત તેમના વતનમાં હું તેમની સાથે ઉનાળાની રજામાં સામાજિક સુધારણાના કાર્યમાં ગયો હતો. અમારો મનોરંજન કાર્યક્રમ સાંભળવા ઠઠ જામી હતી. કાર્યક્રમને અંતે જ્યાં 'ભા' ભાષણ કરવા ઊભા થયા, ત્યાં ઘણી વ્યક્તિઓ તેમને સાંભળ્યા વિના ચાલવા લાગી.

'ઘરકી મુરઘી દાલ બરાબર' એ કહેવત મુજબ પૂજ્ય છગનભાને નહીં સાંભળનાર વ્યક્તિઓ પણ હતી. છતાં જેણે જ્ઞાતિ સુધારાનો ભેખ લીધો હતો તેવા 'ભા'નો વાક્પ્રવાહ તો કોઈ સાંભળે કે ન સાંભળે પણ ચાલ્યા કરતો હતો. કડવો ઘૂંટડો કોઈને સાંભળવો ગમતો ન હતો. પણ જાણો છો ને દવા તો કડવી જ હોય છે. તેને પીનાર જ રોગમુક્ત થઈ શકે છે. તે વેળાએ 'ભા' તો કહેતા કે, લોકો સાંભળે કે ન સાંભળે પણ હું તો મારી ફરજ બજાવી સંતોષ પામું છું. તેમના કાને 'બારમા બંધ કરો, કન્યાવિક્રય બંધ કરો, વરવિક્રય બંધ કરો, કન્યાઓને કેળવો' આવા શબ્દો પડે તોયે તેની અસર પહોંચ્યા વિના રહેશે નહિ.

સીધી વાતો જ્ઞાતિબંધુઓને ગમતી નહોતી. એટલે સંવાદો દ્વારા એ જ વિચારો રજૂ કરવામાં આવતા હતા. જ્ઞાતિસેવાની તમન્નામાં તેમણે ઘણાં અપમાનો અને દુઃખો સહન કર્યા હતા તે કોઈની જાણબહાર નથી.

તેમના ઉપદેશમાં નરી ગ્રામભાષા નીતરતી હતી. ભાષા સરળ અને જનતાને સમજાય તેવી હતી. ઘણી વખત તે તેમના ભાષણમાં ગીતા અને વેદાંતની સરળ

વાતો મૂકતા ત્યારે તેમનું અગાધ જ્ઞાન અને સાધુતા જણાઈ આવતાં હતાં.

તેઓ સંન્યાસ લેવા ગયેલા. પણ ગુરુના સદોપદેશે તે મુલતવી રાખી. જ્ઞાતિબંધુને કેળવવાને જ્ઞાનની પરબ માંડી. માંડતી વેળાએ ભલે તેમનું વર્તુળ નાનું હતું પણ પછીથી ધીમેધીમે તે સાર્વજનિક બનીને ફૂલીફાલી, ખરેખર તેમની સેવા પૂજ્ય રવિશંકર મહારાજના જેવી મૂક પણ ગણી શકાય.

'ભા' તેમના ખરાં બાળકો શ્રી જેઠાભાઈ, શ્રી રામભાઈ વગેરેથી તો કાર્યવશાત્ દૂર રહેતા. આશ્રમનાં બાળકો પણ અભ્યાસાર્થે સગાંઓથી દૂર રહેતાં હતાં. તેથી તેઓ એકબીજાના પૂરક બન્યા હતા. સ્વ. છગનભા બાળકોના 'ભા' બન્યા અને બાળકો તેમના પુત્રો બન્યા. આમ એકબીજાને હેત ઠાલવવાને પાત્ર મળી ગયાં હોય તેમ ખરેખર નજરે જોનારને લાગતું. બાળકોને 'ભા'ની ખોટ પુરાઈ હતી અને 'ભા'એ તો વસુધાને કુટુંબ માન્યું હતું.

આશ્રમનાં બાળકોને જરીકે દુઃખ પડે તે તેમનાથી સહન થતું ન હતું. તેમની મદદે હંમેશાં 'ભા' ખડે પગે ઊભા રહેતા.

સ્વ. 'ભા'ની આશ્રમમાં હાજરી ન હોય અને બાળકોની ફરિયાદનો નિકાલ બરાબર થયો ન હોય ત્યારે બાળકો કહેતા, 'ભા'ને આવવા દો. તે આવે ત્યારે વાત. બધી વાત તેમને કહી દઈશું. ખરેખર તેમને 'ભા'ની ઘણી જ હૂંફ હતી.

તે સાહસિક વીર હતા. પાસે કાંઈ ન હોય પણ મોટાં મોટાં કામો આદરતા. એ જરીકે ખમચાતા નહીં. ઈશ્વર પર શ્રદ્ધા રાખી કામ આરંભી પૂરું કરતા.

તેઓ કહેતા કે, આપણી જ્ઞાતિ બહુ વિશાળ છે. દરેક જણ વાર્ષિક એક જ રૂપિયો સંસ્થાને નિયમિત આપે તો આશ્રમને પડતી ખોટની રકમ ઉઘરાવવા ફરવું ન પડે.

આજે, ડરણ પરિષદ વખતની એ સ્વ. છગનભાની વિદ્યાર્થીઓના દુઃખની વાત રજૂ કરતી, આંસુ ગાળતી મૂર્તિ મારી નજરે તરવરે છે. તે વખતની એમની દર્દભરી માગણી લોકોએ ત્યાંજ ભવન માટે મોટા ફાળાની રકમ ભરીને પૂરી કરી હતી. જ્ઞાતિ માટે તેમણે ભેખ લીધો હતો!

ભલે સ્વ. 'ભા'નો સ્થૂળ દેહ આજે ન હોય પણ જ્યારે પાટીદાર આશ્રમનાં આલીશાન મકાનની સામે પહોંચીએ છીએ ત્યારે 'ભા'ની મૂર્તિનું એ પ્રતીક જ દેખાય છે. તેમનું કાર્ય, સેવા, સ્વાર્પણ કેમેય ભુલાય તેમ નથી!

સ્વ. 'ભા'એ ફેંકેલા પ્રકાશનાં કિરણો હવે આપણે ઝીલવાનાં છે. હવે એકલવ્યની જેમ શ્રદ્ધાપૂર્વક વિદ્યાગુરુ 'ભા'ની પ્રતિમા પાસેથી પ્રેરણાપાન કરતાં રહેવાનું છે. તેમની મનોકામના પૂર્ણ થાય તેમ કરવાનું છે. તેમ થાય તો જ તેમનું સાચું તર્પણ કર્યું ગણાશે. અસ્તુ । ૐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિ ।



# કર્મયોગી છગનભા

**પોપટલાલ ગુ. પટેલ**
અ. વિ. (ગુ.વિ.)

પ્રથમ મહાયુદ્ધની પૂર્ણાહુતિ થઈ હતી. બ્રિટિશ સલ્તનતની ધૂંસરી દૂર થાય એમ દેશ ઝંખી રહ્યો હતો, પણ રોલેટ કાયદાના રૂપમાં તે પકડ મજબૂત બની. દેશનું વાતાવરણ ઘેરું બન્યું. કડવાકોમ કુરિવાજોની પકડમાં સૈકાઓથી જકડાઈ હતી અને અજ્ઞાન વ્યાપ્યું હતું. પરિષદ અને મહામંડળ સામાજિક સુધારા અને કેળવણીની દિશામાં કંઈ કરી છૂટ્યાનો સંતોષ લેતાં હતાં. એમ કંઈ અંધારાનો મહાસાગર ખોબે ખોબે ઉલેચવાથી અંધારું ખૂટે ખરું? આવે પ્રસંગે કોમને જે એક વિરલ પુરુષ સાંપડ્યો તે આપણા છગનભા. સંન્યાસી મહાત્માઓનાં ચરણો તપાસતાં તેમને પ્રેરણા અને જ્ઞાન લાધ્યું કે, 'મારી જ્ઞાતિમાં અજ્ઞાન છે. તેને દૂર કરવાનો એક માત્ર ઉપાય કેળવણી છે. કેળવણીનો પ્રચાર કરવો એ જ સાચી સામાજિક સેવા છે.' તેમણે જોકે ધૂઢી નિશાળના મહેતાજી પાસે ખાસી મોટી ઉંમરે માત્ર દોઢેક વર્ષમાં વ્યવહારુ કેળવણી લીધી હતી. છતાં કોમમાં કેળવણીના પ્રચાર માટે કમર કસી. તેમણે મહાપુરુષોની જેમ કેળવણીના પ્રચારનું એક માત્ર ઉચ્ચ ધ્યેય નક્કી કર્યું, તે માટે રાતદિવસ પ્રયત્ન આદર્યો અને તેમાં સિદ્ધિ મેળવવા સુધી જ જંપ્યા નહિ. ગમે તેટલાં સંકટો વચમાં આવે તો તે દૂર કરી આગળ કેમ વધવું એ જ એમની ઝંખના. ધ્યેયની સિદ્ધિ અર્થે તેમણે ચુનંદા સાથીઓ ઊભા કર્યા.

આ ધ્યેય અનુસાર સંવત ૧૯૭૫ના ઉનાળામાં પોતાના વતન સરઢવ ગામે મહેસાણા જિલ્લાના આગેવાનોની સભા થઈ અને તેમાં કેળવણીની સંસ્થાની સ્થાપનાનો ઠરાવ થયો. તે વખતે છગનભાએ પ્રતિજ્ઞા લીધી કે જ્યાં સુધી છાત્રાલયની શરૂઆત ન થાય ત્યાં સુધી પોતે મિષ્ટાન્ન નહિ લે. સાતઆઠ માસમાં જ છાત્રાલય શરૂ થયું. તેમાં એ પ્રતિજ્ઞાનું બળ હતું. શાળા પણ બે વર્ષ બાદ શરૂ થઈ અને સંસ્થાના મકાન માટે જમીન ખરીદાઈ અને ખાતમુહૂર્તની ક્રિયા પણ થઈ. આમ, બહુ જ ટૂંકા સમયમાં સંસ્થાએ પ્રગતિ સાધી. ખાતમુહૂર્તની ક્રિયા પછી નિષ્ક્રિયતા આવી. બેચાર માસ ચાલ્યા ગયા, પણ પ્રવૃત્તિ થતી દેખાઈ નહિ. છગનભાના નિશ્ચયબળ આગળ આ નિષ્ક્રિયતા ટકે તેમ ન હતી. તેમણે એકલે હાથે ધૂણી ધખાવી. સિલકમાં માત્ર પાંચ રૂપિયા હતા, છતાં મકાનના પાયાનું કામ શરૂ કર્યું. ઈશ્વર ઉપર અડગ શ્રદ્ધા, સત્કાર્ય માટેની તાલાવેલી અને અખૂટ નિશ્ચયબળ એ એમનાં હથિયાર હતાં. શ્રાવણ માસની હેલી હતી. ગામમાં જે મકાનમાં છાત્રાલય હતું તે જીર્ણ હતું. વિદ્યાર્થીઓ પથારીઓ સંકેલી આખી રાત ટૂંટિયું વળી બેસી રહેલા. એ કરુણ દૃશ્ય 'ભા'થી જોયું

ન ગયું. આ દશ્યે તેમને વધુ ઉત્તેજિત કર્યા અને તેમણે દૃઢ સંકલ્પ કર્યો કે બાળકોને એ ત્રાસમાંથી મુક્ત કરવા. ભાદરવા માસમાં ચણતર શરૂ થયું અને વિજયાદસમીએ વાસ્તુ કર્યું. પોતાની પથારીઓ લઈ નવા પણ અધૂરા મકાનમાં આવેલા વિદ્યાર્થીઓનો હર્ષ અને ઉલ્લાસ ખરેખર અવર્ણનીય હતો.

છગનભા સત્સંગી અને વેદાંતજ્ઞાનના પિપાસુ હતા. દરેક પંથના મહાત્માઓ કે રાષ્ટ્રપુરુષો પાસેથી, તેમનાં ભાષણોમાંથી કે મહાત્માઓનાં જીવનચરિત્રોમાંથી જ્યાંથી મળી શકે ત્યાંથી જ્ઞાન મેળવી લેતા. પોતે નક્કી કરેલી કસોટીએ તેને કસી જોતા અને તેને પ્રત્યક્ષ જીવનમાં ઉતારતા. અષ્ટાવક્રરુષિ, ગુરુ નાનક, ગુરુ ગોવિંદસિંહ, જોન ઓફ આર્ક, લિંકન, બ્રૂકર ટી વોશિંગ્ટન વગેરે મહાપુરુષોની વાતો તેઓ અનેક વખત કહેતા. વેદાંત સારરૂપ કબીરસાહેબનાં ભજનો કલાકો સુધી ગાતા. નિશ્ચલદાસજીના વિચારસાગરનું એકેએક પદ તેમને કંઠસ્થ હતું. જ્યારે વેદાંતની ચર્ચા તેઓ કરતા ત્યારે તેમને અમો ખરા સ્વરૂપમાં પિછાનતા અને મનથી આજના ગ્રેજ્યુએટોની શક્તિ તેમની શક્તિ આગળ કેવું વામનરૂપ ધારણ કરે છે એવું વિચારતા.

સમાજની સંસ્કૃતિના ઘડતરમાં સમાજના અનેક સદીઓના પ્રયત્નોનો ફાળો છે. એ ફાળો કે વેલ બંધ પડે તો સંસ્કારજલ બંધિયાર થાય અને પરિણામે સમાજની અધોગતિ થાય. આર્યધર્મે ઉપદેશ્યું છે કે નિદાન સમાજની શક્તિશાળી વ્યક્તિઓ વાનપ્રસ્થ અને સંન્યસ્ત ધારણ કરી સમાજને પોતાના અનુભવનો લાભ આપે તો સમાજના રીતરિવાજોનું સુસંસ્કરણ થતું રહે.

છગનભાએ ૫૬-૫૮ વર્ષની ઉંમરે સામાજિક ઋણ અદા કરવા અને સમાજનું સંસ્કારજલ વહેતું રાખવા જીવનના છેલ્લા શ્વાસ સુધી તપ કર્યું. તેમણે સૈકાઓથી ભુલાઈ ગયેલી વાનપ્રસ્થ અને સંન્યસ્તની પ્રણાલિકાને નવીન સ્વરૂપમાં સજીવન કરી આચરી બતાવી જ્ઞાતિમાં દાખલો બેસાડ્યો.

છગનભા દયાના સાગર હતા. ગરીબ અને નિરાધાર વિદ્યાર્થીઓનો એક માત્ર આશરો હતા. બહારગામથી છગનભા જ્યારે સંસ્થામાં આવે ત્યારે પોતાની સાથે નવજીવન લેતા આવે. વિદ્યાર્થીઓ તેમને ઘેરી વળે, પોતાનાં સુઃખદુઃખની વાતો તેમને ખુલ્લા દિલે કરે. શક્ય તેટલી મદદ બાળકોને તેઓ તરત જ કરતા અને ન બને ત્યાં વિદ્યાર્થીને લઈ કોઈ શ્રીમંતને ઘેર પહોંચી જઈ મદદ અપાવતા.

છગનભાએ આ સંસ્થા તેમજ બીજી સંસ્થાઓ માટે ફંડની સફળ ઝોળી ફેરવી છે. સંસ્થામાં હોય કે ગામડામાં હોય, ગાડીમાં હોય કે પગપાળા મુસાફરી કરતા હોય, જે મળે તેની સાથે સમાજસુધારા અને કેળવણીસંબંધી વાતચીત ચાલુ જ હોય અને તે વ્યક્તિના ગામસંબંધે સંપૂર્ણ હકીકત જાણી લે. પોતાના છેલ્લા શ્વાસ સુધીમાં તેમણે



આખા ગુજરાત અને કાઠિયાવાડનાં ગામડાં અને શહેરોમાં અનેકવાર ફરી ફંડફાળા કર્યા જ કર્યા છે. કડીની સંસ્થાના તો છગનભા જાણે કલ્પવૃક્ષ હતા, તેમના પગ ચાલ્યા ત્યાં સુધી સંસ્થાને નાણાંની ભીડ જણાઈ નથી.

છગનભા વ્યવહારદક્ષ હતા અને તેમની યોજનાશક્તિ અજબ હતી. મકાન કામ ઉપર દેખરેખ રાખવી, સારો માલસામાન સસ્તા ભાવે ખરીદવો અને ફંડ મેળવવું એ ત્રણે કામો તેમણે સુંદર રીતે કર્યાં છે. સંસ્થાના વિકાસકામમાં વિલંબ થવા દીધો નથી.

ભાની ભાષણશૈલી અનુકરણીય હતી. કલાકો સુધી તેમની રસમય વાતો ખૂટતી ન હતી. 'તેમની ભાષણશૈલી નૈસર્ગિક અને વિદ્વાનોએ પણ અનુસરવા જેવી છે.' એમ કાકા કાલેલકરે કહ્યું હતું. સમાજના ઉદ્ધારનાં સનાતન સત્યો સાદા દૃષ્ટાંતોમાં વણી દઈ જનતાના હૃદયમાં ઊતરી જાય તેવી રીતે રજૂ કરવાની એ રીત હતી. વિદ્વાનોની વાણી સાંભળી કંટાળેલો શ્રોતાવર્ગ ભાની વાણી સાંભળવા આગ્રહ રાખતો, અને સાંભળે ત્યારે જ સંતોષ અનુભવતો. તેમની પ્રેરકવાણી સાંભળી શ્રીમંતવર્ગ દાન આપવા તૈયાર થઈ જતો.

છગનભાનો લોકકેળવણીમાં મોટો ફાળો છે. કેળવણી તરફ અભિરુચિ ઉત્પન્ન કરાવવી એ ભગીરથ કામ હતું. 'વિદ્યાદાન એ મોટું દાન છે.' નો પાઠ ૨૦-૨૫ વર્ષના એમના સતત પ્રયત્નોથી પ્રજા કંઈક શીખી. પૌરાણિક કથાવાર્તાઓ, વેદાંતનાં ગૂઢ રહસ્યો અને ધાર્મિક દૃષ્ટાંતો દ્વારા સમાજસેવા, વિદ્યાદાન, અન્નદાન વગેરેનું માહાત્મ્ય તેમની લાક્ષણિક શૈલીથી લોકોને તેઓ સમજાવતા. બાળકોને ભણવા મોકલવા વિનવી, ફંડમાં પાઈ, પૈસો કે મૂઠી અનાજ આપવા અને સહાનુભૂતિનો મીઠો શબ્દ બોલવા ઉપદેશી, વહેમ, કુરિવાજ વગેરેથી દૂર રહેવા કહી તેમણે લોકકેળવણીનું સફળ કાર્ય કર્યું હતું.

છગનભા ગોપ્રેમી હતા. ગોપાલનનું માહાત્મ્ય કડવાકોમને સમજાવવા તેમણે સારી જહેમત ઉઠાવી હતી. એ હેતુથી જ તેમણે ગોશાળા સ્થાપવાનો વિચાર કરેલો. આજે કડીની ગોશાળા ફૂલીફાલી ગુજરાતની એક આદર્શ ગોશાળા બની છે.

કેળવણીના ક્ષેત્રમાં કન્યાકેળવણીને તે ભૂલ્યા નહોતા. એકાદ પ્રયત્ન કરી પણ જોયો. પણ તેમાં પ્રગતિ થઈ શકી નહિ. તેમના મનમાં એ પ્રશ્ન વારંવાર ઊઠતો. તેમની એ ઉમેદ અધૂરી જ રહી ગઈ. છગનભાનું સાચું સ્મારક કન્યાકેળવણીની સંસ્થાને મૂર્તસ્વરૂપ આપવું એ છે.

'કર ભલા હોગા ભલાં' એ તેમનો જીવનમંત્ર હતો. ત્રણ મહાવાક્યોની જેમ તે મંત્ર પણ તેમને મન ચોથું મહાવાક્ય હતું. જીવનભર એ મંત્ર તેમણે જપ્યો, તે પ્રમાણે અમલ કર્યો અને સમાજમાં સેવાવૃત્તિનાં બીજ રોપ્યાં.

આવા સાદાસીધા, નિરક્ષર ગણાતા છગનભાની યોગસાધના પૂજ્ય મહાત્મા ગાંધીજીના કાને પહોંચી. છગનભા મહાત્માજીનાં દર્શને ગયા. ત્યાં વાતોચીતો થઈ. મહાત્માજીએ આશ્રમની મુલાકાતે પધારવા વચન આપ્યું. મહાત્માજી સંસ્થાની મુલાકાતે પધાર્યા તે દિવસ સંસ્થાના ઇતિહાસમાં સોનેરી અક્ષરે લખાયેલો છે.

કડીના આશ્રમ, વિદ્યાલય અને ગોશાળામાં, વિસનગરના આશ્રમ અને વિદ્યાલયમાં, અમદાવાદના વિદ્યાર્થી ભવનમાં અને વડોદરાના પાટીદાર છાત્રાલયમાં છગનભાના આ કાર્યની સુવાસ આજે પણ ફેલાઈ રહી છે.

એ મહાપુરુષનાં છેવટનાં દર્શન પામવાને હું ભાગ્યશાળી થયો હતો. જીવનમુક્તની જેમ સનાતન નિદ્રામાં પોઢેલા એ મહાપુરુષનાં છેલ્લાં દર્શન આજે પણ મારી નજર સમક્ષ તાજાં જ છે. એ મહાપુરુષ ઘણું જીવો.

## વ્યાવહારિક તત્ત્વવેત્તા

**નારણભાઈ છગનભાઈ પટેલ,** સરઢવ

છગનભાનો જન્મ સંવત ૧૯૧૯ના આસો વદ અમાસને દિવસે સરઢવ મુકામે થયો હતો. છગનભાનાં માતુશ્રીનું નામ કૃષ્ણામા હતું. (અમારાં દાદીમા) કૃષ્ણામાં સ્વભાવે સરળ હૃદયનાં ને ઈશ્વર ઉપર અત્યંત શ્રદ્ધા રાખવાવાળાં હતાં. પિતાનું નામ પીતાંબરદાસ (અમારા દાદાજી) હતું. પિતાજી સ્વભાવે સરળ અને દૃઢનિશ્ચયી હતા. ગમે તેવાં મુશ્કેલ કાર્યોમાં હિંમત ને ધીરજથી સંકટનો સામનો કરી કાર્યને આગળ ધપાવવામાં દૃઢ નિશ્ચયી હતા. અમારા દાદાની આર્થિક હાલત સારી નહિ હોવાથી છગનભાની ઉંમર પાંચ-છ વર્ષની હશે તે સમયે છગનભાના પિતાશ્રી સહકુટુંબ અમદાવાદમાં આવીને વસ્યા. અથાગ પરિશ્રમથી પોતાનું ગુજરાન ચલાવતા. તે સમયે અમદાવાદનો ધીખતો ધંધો હાથવણાટ, રેશમ ને કિનખાબનો ચાલતો હતો. સાતેક વર્ષની ઉંમરે છગનભાએ તે કામ શીખવા જવાનું શરૂ કર્યું. થોડાં વર્ષ કામ શીખ્યા. લગભગ સત્તરેક વર્ષની ઉંમર સુધી વણાટનું કામ કર્યું. છગનભાનાં માતાપિતા પૈસેટકે ગરીબ હોવા છતાં સાધુસંતનો સહવાસ અને સેવા પ્રેમપૂર્વક કરતાં, એટલે છગનભાને પણ બાળપણથી સાધુસંતોનો સમાગમ હોઈ સંસ્કારો મેળવેલા ને સાધુસંતમાં શ્રદ્ધા ને પ્રીતિ થયેલી. સત્તર વર્ષની ઉંમર થયા પછી એમને લાગ્યું કે, મારે ભણવું જોઈએ. ભણવાનો દૃઢ વિચાર કરી અમદાવાદમાં દરિયાપુર લુણસાવાડમાં ખુંધા મહેતાની પાસે દશ મહિના અભ્યાસ કરી ગુજરાતી ચોથા ધોરણ સુધીનું જ્ઞાન મેળવ્યું.

સ્વ. પ્રો. જેઠાલાલ ચીમનલાલ સ્વામીનારાયણના પિતાશ્રીની અમદાવાદમાં માણેકચોકની શરાફી પેઢીમાં નોકરીએ જોડાયા. કેટલાંક વર્ષો સુધી તેમને ત્યાં નોકરી



કરી. નોકરીમાંથી છૂટા થઈ પોતાનો સ્વતંત્ર ધંધો કરવા લાગ્યા. ત્યારપછી થોડાં વર્ષ પછી સરઢવ રહેવા આવી ખેતીનું કામ ચાલુ રાખી વેપાર પણ કરતા હતા.

બાળપણથી સાધુસંતના સહવાસ અને સંસ્કારે એમના જીવનમાં આધ્યાત્મિક જ્ઞાન દ્વારા જીવન વિકાસ વધતો ગયો. સરઢવમાં દબાયેલા વર્ગ જેવા કે હરિજન તથા અન્ય પછાત ગણાતા વર્ગ ઉપર તે સમયે ગામના ચૌદશિયાઓના જુલમના ત્રાસથી એમનું હૃદય કંપી ઊઠ્યું. ગામના ચૌદશિયાઓનો મક્કમ ને દૃઢતાથી સામનો કરી ચૌદશિયાના ત્રાસથી તેમને મુક્ત કરવાની કોશિશ કરી. ગરીબવર્ગનો પ્રેમ મેળવ્યો અને ચૌદશિયાઓને સમજાવી એમના હૃદયમાં પરિવર્તન કરાવ્યું. પાટીદાર સમાજની આર્થિક અવદશા જોઈ ગામના કેટલાક સમજુ આગેવાન માણસોને પોતાના સહવાસમાં લઈ પાટીદાર સમાજની ઉન્નતિ કેવી રીતે થાય તેનો વારંવાર વિચાર કરવા લાગ્યા. સાધુમહાત્માઓનો સમાગમ અને વેદાંતશાસ્ત્રોના અધ્યયન દ્વારા અદ્વૈત સિદ્ધાન્ત છગનભાના અંતઃકરણમાં દૃઢ થવાથી સમાજની ઉન્નતિનો વિચાર મજબૂત થતો ગયો.

પાટીદાર વર્ગના નેવું ટકા જમીનો ને ઘર ગામમાં વણિકોને ત્યાં ગીરો હતાં. રાતદિવસ સખત મજૂરી કરી ખેતીનું અનાજ જે કાંઈ પાકે તે ખળામાંથી બારોબાર શેઠ લોકો લઈ જાય. લોભી વણિકો ખેડૂતોના ઘરમાં મહિનો કે પંદર દિવસ ખાવા જેટલું પણ રહેવા દેતા નહીં. તમારે ખાવા જોઈએ તો અમારે ત્યાંથી લઈ જજો. લેવા જાય ત્યારે જૂના ને સડેલાં મઠબાજરી સવાઈથી આપે. આ સ્થિતિ છગનભાથી સહન થઈ નહિ, તેથી ગામના સમજુ માણસોને એકઠા કરી સમજાવ્યું કે, આ સ્થિતિ શા કારણે છે કે ખેડૂત પોતાનું પકવેલું અનાજ ખાઈ શકતો નથી? છગનભાને લાગ્યું કે, પાટીદાર સમાજમાં નીચેનાં મહત્ત્વનાં કાર્ય કરવા જરૂરી છે : (૧) સૌથી પહેલાં મરણ પાછળનાં ભોજન - બારમાં બંધ કરવાં. (૨) બાળલગ્ન એક તિથિનાં લગ્ન બંધ કરવાં. (૩) છોકરાઓને ભણાવવા (૪) ભાટ, ચારણ વઈવંચા, ભવૈયા, ભૂવા ભૂતપ્રેતના ખોટા વહેમ, મરણ પાછળ રોવાકૂટવાનું વગેરે મટાડ્યા સિવાય સમાજ સુખી થશે નહીં. માટે એ કામ કરવાનો વિચાર કરી ગામના ૧૨ આગેવાનોએ પ્રતિજ્ઞા કરી કે આજથી બારમાં ખાવા નહીં ને કરવાં પણ નહીં, અને જે કરે તેને રોકવો. પહેલું કામ બારમાં બંધ કરવાનું શરૂ કર્યું. તે વખતમાં આ કામ બહુ કઠિન હતું. સમાજના રૂઢિચુસ્ત લોકો તથા સમાજનું શોષણ કરનાર વર્ગ એમના કાર્યમાં અનેક અડચણો ઊભી કરી વિરોધ કરવા લાગ્યા. ભલા અને ભોળા પાટીદારોને ઊંધે રસ્તે દોરવા ગાળોની ઝડીઓ વરસાવવા લાગ્યા. માબાપને લીમડે તાણી બાંધ્યા એવો પ્રચાર કરવો શરૂ કર્યો. પરંતુ છગનભા ને એમના સાથીદારો મક્કમ હોવાથી દિનપ્રતિદિન પ્રચાર દ્વારા સરઢવમાંથી બારમાં બંધ કરાવ્યાં. એટલે આર્થિક સ્થિતિ સુધરવા લાગી. જે પાટીદારોનાં ઘરને ખેતર વણિકોને

ત્યાં ગીરો હતાં એમના વર્ષો જૂના હિસાબ તપાસી વાજબી વ્યાજ મજરે આપી પાંચ-સાત વર્ષમાં ખેડૂતો દેવામાંથી મુક્ત થઈ ગયા. ઘર અને જમીનના માલિક બન્યા. એમના કાર્યનાં આદરજ મેડાના આગેવાનો સાથે ભળ્યા. બન્ને ગામના આગેવાનો સાથે થઈ ગામોગામ ફરી પ્રચાર કરી ઘણાં ગામોમાંથી બારમાં કરવાની પ્રથા નાબૂદ કરી. તેવી જ રીતે બાળલગ્ન બંધ કરાવવા સમાજમાં પ્રચાર ચાલુ રાખી વડોદરા રાજ્યની સરકાર પાસે બાળલગ્ન પ્રતિબંધક કાયદો કરાવી, ઊંઝા ઉમિયા માતાજીના મંદિરમાંથી બાર વર્ષે એક તિથિના લગ્નની પ્રથા નાબૂદ કરાવી. છોકરાઓને ભણાવવાનો પ્રચાર શરૂ કર્યો. વડોદરારાજ્યમાં શ્રી મહારાજા સર સયાજીરાવ ગાયકવાડે ફરજિયાત કેળવણીનો કાયદો કર્યો તે વખતે પાટીદારોને તથા અન્ય લોકોને સમજાવી છોકરાઓને ભણવા મોકલવા પ્રચાર કરી લોકોને શિક્ષણમાં રસ લેતા કર્યા.

સ્વ. પુરુષોત્તમદાસના પ્રયાસથી કડવા પાટીદાર કોમમાં સમાજસુધારાના પ્રચાર માટે શ્રી કડવા પાટીદાર પરિષદ નામે સંસ્થા શરૂ કરી. સંસ્થાની શરૂઆતથી છગનભાએ ઊંડો રસ લેવો માંડ્યો. કડવા પાટીદાર જેવી વિશાળ કોમમાં પ્રાથમિક શિક્ષણનો પ્રચાર ફરજિયાત કેળવણીની પ્રથાથી થયો, પરંતુ માધ્યમિક શિક્ષણના અભ્યાસ માટે ગામડાંઓમાં શિક્ષણસંસ્થાઓ નહીં હોવાથી અમદાવાદમાં મહામંડળ બોર્ડિંગમાં રહી વિદ્યાર્થીઓ માધ્યમિક શિક્ષણનો લાભ લેવા લાગ્યા. શિક્ષણનો પ્રચાર વધતો ગયો. અમદાવાદના મહામંડળના વિદ્યાર્થીઓને રહેવાના સ્થળસંકોચના કારણે બીજી એક બોર્ડિંગ કરવાનો વિચાર કર્યો. અમદાવાદમાં બીજી બોર્ડિંગ કરવામાં આવી, પરંતુ છગનભાને લાગ્યું કે ઉત્તર ગુજરાતમાં જો એક સંસ્થા ઊભી કરવામાં આવે તો ઉત્તર ગુજરાતના વિદ્યાર્થીઓ તેનો લાભ લઈ શકે. આ વિચારથી છગનભા, ભાઈશ્રી નગીનભાઈ વજલાલ (પૂ. સ્વામીશ્રી નિજાનંદજી), ધનશા ભગત (પૂ. સ્વામીશ્રી ધનરાજગીરીજી), સ્વ. માધવજી ત્રિભોવનદાસ તથા આદરજના અન્ય આગેવાનો ભાઈશ્રી પોપટલાલ ગુલાબદાસ, સ્વ. પ્રો. સાહેબ જેઠાલાલ સ્વામીનારાયણના સહયોગથી કડીમાં ભાડાનું મકાન રાખી બોર્ડિંગ શરૂ કરી. એ વિદ્યાર્થીઓ વધતા ગયા. જેથી સંસ્થાનું મકાન બાંધવાની આવશ્યક્તા જણાવવાથી કાર્યકર્તાઓના દૃઢ સંકલ્પથી સંસ્થાના મકાન માટે જમીન લઈ બાંધકામ શરૂ કરાવ્યું. ગામેગામ ફરી પ્રચાર કરી ફંડ એકઠું કરી સંસ્થાનું મકાન બનાવવામાં આવ્યું. અત્યાર સુધીમાં એ સંસ્થામાં હજારો વિદ્યાઓ ભણી ચૂક્યા છે. છગનભાએ પોતે જીવનપર્યંત સંસ્થાને પ્રાણપ્યારી માની એના દ્વારા સમાજની સેવા બજાવી.

છગનભાનો જીવનમંત્ર 'કર ભલા હોગા ભલા' હતો. મનુષ્ય માત્ર પ્રત્યે પ્રેમ યા તો વિશ્વબંધુત્વભાવ - પ્રાણી માત્રને પોતાના આત્મવત્ સર્વ ભૂતેષુ સમજતા.



વેદાંતનો ઘણાં વર્ષોનો અભ્યાસ, મનન, ચિંતન, આધ્યાત્મિક તત્ત્વવેત્તાઓના સાહિત્યનું વાંચન, વેદાંતની પ્રક્રિયાના ગ્રંથોનું વિશાળ જ્ઞાન તેમને હતું. મુમુક્ષુને સરળ અને સાદી ભાષામાં વ્યવહારિક દૃષ્ટાંતોથી સમજાવવાની તેમની રીત અજબ હતી. છગનભા પાસેથી નૈતિક અને આધ્યાત્મિક જ્ઞાન મેળવવાનો મને અપૂર્વ લાભ મળ્યો છે. એટલે મને તો જેમકે ઉદ્દાલક પિતાને ઘેર શ્વેતકેતુએ બ્રહ્મવિદ્યા મેળવી તેવી જ રીતે મને પણ પિતા પાસેથી બ્રહ્મવિદ્યા મળી. વળી, વેદાંતના ગ્રંથો જેવાં કે 'પંચીકરણ' 'વિચારસાગર' ભણવાનો લાભ મળ્યો છે. તેને હું મારા જીવનનું અહોભાગ્ય સમજું છું.

છગનભાને બાળકો અને સ્ત્રીઓ પ્રત્યે અત્યંત પ્રેમ હતો. સ્ત્રીઓને સમાજમાં પોતાનું યોગ્ય સ્થાન મળવું જોઈએ. વળી, તે બહેનોની પડદાપ્રથાના સખત વિરોધી હતા. બહેનો શિક્ષણ અને ઉચ્ચ સંસ્કાર દ્વારા આદર્શ ગૃહિણી બને તે તેમનું લક્ષ હતું તે લક્ષ પૂરું કરવા માટે કડીમાં કન્યાવિદ્યાલય શરૂ કરવામાં આવેલું પરંતુ થોડો વખત ચાલી એ સંસ્થા બંધ થઈ. છગનભાની એવી ઇચ્છા હતી કે કન્યાઓને માટે અલગ સંસ્થા ઊભી કરવી જોઈએ. એ કાર્ય એમના જીવનકાળમાં અધૂરું જ રહી ગયું.

હિન્દુસમાજના કલંકરૂપ અસ્પૃશ્યતાના છગનભા કટ્ટર વિરોધી હતા. મને યાદ છે કે હું નાનો હતો તે વખતે હરિજનો સાથે ફરતા અને અસ્પૃશ્યતા મટાડવા પ્રચાર કરતા. સન ૧૯૧૬માં પૂજ્ય મહાત્માજી અમદાવાદમાં કોચરબ આશ્રમમાં રહેતા ત્યારે છગનભા અમદાવાદ જતા અને મહાત્માજીના સહવાસમાં આવતા. મહાત્માજીના વિચારોની છગનભાના હૃદય ઉપર ઊંડી છાપ પડી હતી. મહાત્માજીએ ૧૯૨૧થી ખાદીનો પ્રચાર શરૂ કર્યો અને અમદાવાદમાં વિદેશી કાપડની હોળી કરી તે દિવસથી છગનભાએ ખાદી પહેરવાની પ્રતિજ્ઞા કરી. ખાદી પહેરવી શરૂ કરી અને જીવનપર્યંત ખાદી પહેરી. કેટલાંક વખત પોતાના હાથે કાંતી ખાદી વણાવી પહેરતા. મહાત્માજી માટે છગનભા અમને ઘણી વખત કહેતા હતા કે, મહાત્માજી ભગવાન રામ કે ભગવાન શ્રી કૃષ્ણ કરતાં પણ આગળ વધેલા છે, કારણ કે રામ અને કૃષ્ણ તો રાજકીય ક્ષેત્રમાં સશસ્ત્ર લડાઈઓ કરી છે અને કરાવી છે. પણ મહાત્માજીએ સત્ય અને અહિંસાના ધ્યેયથી દેશને સ્વતંત્ર કરવાનો માર્ગ બતાવ્યો છે. છગનભા ઘણી વખત કહેતા કે મહાત્માજીના કહેવા મુજબ લોકો અનુસરે તો રાજકીય, સામાજિક, નૈતિક અને આધ્યાત્મિક મુક્તિ યાને મોક્ષ પ્રાપ્ત કરે એવી છગનભાની મહાત્માજી પ્રત્યે શ્રદ્ધા હતી.

ખેતીની બાબતમાં છગનભાના વિચારો એવા હતા કે, ખેતીની આધુનિક ઢબ જ્યાં સુધી ન બદલાય, સહકારી ખેતી ન થાય તથા એકજથ્થે જમીન ન થાય ત્યાં સુધી ખેતીનો વિકાસ થાય નહીં. એનો અમલ કરવા માટે સન ૧૯૧૫માં એક વખત

સર સયાજીરાવ મહારાજની મુલાકાત લીધેલી. વડોદરારાજ્યમાં એકજથ્થે જમીન કરવા શ્રીમંત મહારાજને અરજ કરેલી. શ્રીમંત મહારાજએ છગનભાની વાત ધ્યાનમાં લઈ ફરમાવેલું કે જો તમે એક તાલુકામાં અગર એક ગામમાં ખેડૂતો તૈયાર થાઓ તો રાજ્ય તરફથી તમને પૂરતી મદદ આપીશ. આ વાત છગનભાએ અમારા ગામ સરઢવમાં ખેડૂત ભાઈઓને સમજાવવાનો પૂરો પ્રયાસ કર્યો તથા અન્ય ગામોમાં પણ પ્રચાર કર્યો, પરંતુ એ કાર્યમાં તેમને સફળતા મળી નહીં.

પશુપાલન - ખાસ કરીને ગાયોના પાલન - માટે ખાસ લક્ષ હતું. જો ગાયોનું પાલન કરવામાં નહીં આવે તો ખેડૂત ભાઈઓને સારા બળદ નહીં મળે. એમના લક્ષની પૂર્તિ માટે કડીમાં ગૌશાળા કરી. વિદ્યાર્થીઓ ગાયોનું દૂધ પીતા થયા.

છગનભા બ્રહ્મનિષ્ઠ વેદાંતી હતા. વેદાંતનો પોતાના જીવનમાં અમલ કરી જીવનમુક્ત જીવન વ્યતીત કરી સંવત ૧૯૯૭ના માગશર વદ ૮ તા. ૨૨-૧૨-૧૯૪૦ના રોજ સવારના સાત વાગે વિદેહ થયા.

ૐ શાન્તિ શાન્તિ શાન્તિ શાન્તિ

સરવે જનાદિ સુખીનો ભવન્તુ.

**पूज्य 'भा' की याद में -**

-जिन्हों ने इस पूण्यभूमि और पिछ़डी जाति के उत्थान में अपना खून बहाया, अपना सबकुछ निछावर कर दिया।

* * *

ऐसा कौन व्यक्ति था जिसका नाम हज़ारो मनुष्य सदैव प्रेम से याद करते हैं। यह और कोई नहीं, वे थे एक निरक्षर किन्तु सहृदयी छगनलाल पीताम्बरदास पटेल - जिनको हम 'भा' के एकाक्षरी नाम से पुकारते है।

कड़ी आश्रम और विद्यालय के हजारों छात्र - विद्यार्थीयों के दिलों में पू. छगनभा के लिये एक अनोखी भावना मौजूद है। स्वयं अपने माता-पिता से भी बढ़कर वे 'भा' को चाहते हैं। एसा क्यों ? वे जानते हैं कि उनकी मौजूदा हालत और विकास से मूल में छगनभा का काफी बड़ा हाथ रहा है। जिन्होंने 'भा' को देखा-सुना, जो उनके साथ कंधे-से-कंधा मिलाकर रहे, जिन्हों ने उनका प्यार पाया - वे सचमूच अपने को धन्य समझते हैं। 'भा' की स्मृति उनके लिए अमूल्य विरासत बन गयी है। फिर भी मनुष्य की सहजवृत्ति स्थूल की ओर, आकार की ओर मूर्ति की ओर रहती है। वैसे तो कडी की संस्था पूज्य 'भा' की प्रतिकृति है ही, उनके स्वप्नादर्शो की साकार मूर्ति है, फिर भी छगनभा की एक मनोहारिणी मूर्तिं की कमी खटकती थी - ऐसी मूर्ति कि जिसके आगे भक्तहृदयी छात्रगण और श्रद्धालू ज्ञातिजन प्रेम से सिर नवायें।



आज हमारे सब के लिए आनंद का दिन है, महोत्सव है; क्योंकि अब हमारे हृदय भूखों नहीं रहेंगे। हमें अब भावनामूर्ति मिली है।

**अदम्य क्रांतिकारी**

हमें जरा सोचना है कि 'भा' के प्रति आबालवृद्ध, स्त्री-पुरुष-सबको उतना प्रेम क्यों है। उनका नाम सुनते ही सबके हृदयों में आनंदसागर क्यों हिलोरें मारने लग़ता है। उनके व्यक्तित्व में ऐसा क्या जादू था कि जिसने सब को अपनी ओर खींचा। न उनमें शारीरिक विशेषता थी, न बाहरी प्रभाव, न विश्वविद्यालय की बड़ी उपाधि। उकहरे बदन के उस हड्डियों के ढाँचे में ऐसा कौन सा बल था। वह यह तत्त्व है जिसके प्रभाव से मनचाहा कार्य होता है। जहाँ बड़े बड़े पंडित असफल रहते हैं वहां उस तत्त्ववाला मनुष्य सफर होकर ही रहता है। यह है उनका आत्मबल, निस्वार्थ सेवावृत्ति, ज़बरदस्त श्रद्धा। प्रेम से सव प्राणी वश में रहते हैं। तुलसीदास की भांति उन्हों ने 'सियाराममय' सब जग जाना।

**हमारे रामकृष्ण परमहंस**

ईश्वर का नियम है कि सच्ची लगन से शुरू किया हुआ कार्य अधूरा नहीं रहता, उसको पूरा करनेवाला आ ही निकलता है जो उसे पूरा करके छोड़ता है। आत्मबलवाला व्यक्ति कभी अकेला नहीं होता। बड़े क्षेत्र में निरक्षर परमहंस ने जो क्रांति कर दिखायी उसकी छोटी आवृत्ति हमें 'भा' के कार्य में मिलती है। जिस प्रकार परमहंस के इर्दगिर्द शिष्य समुदाय खड़ा हुआ, जिन्हों ने 'मास्टर' का कार्य संपन्न किया, उसी प्रकार हमारे निरक्षर 'भा' को कर्मनिष्ठ, सेवाव्रती कार्यकर मंडल मिला। बिखरी पडी शक्तियों को भावना-पूट देकर एकसूत्रता में बांधना ही 'भा' की महत्ता का द्योतक है। जिस प्रकार सांस्कृतिक धुंधलके में से परमहंसने साफ़ रास्ता दिखाया, 'भा'ने हमारे मृतप्राय जड समाज को झकझोरा। शिथिल अंगो में नवचेतन प्रकट हुआ। सोती हुई जनता ने करवट बदली और अंगडाई ली। वामन से विराट होने का पहला कदम उठाया गया।

**उत्तर गुजरात के भगीरथ**

पू. छगनभाने जो काम कर दिखाया है उसकी कीमत शायद आज नहीं आंकी जा सकती। क्योंकि हमें भूतकाल ज्यादा याद नहीं रहता। जैसे सगरपुत्र अपने तारक की बाट जोते रहे थे उसी प्रकार हमारी पिछडी जाति अपने तारक की प्रतीक्षा में थी। पूज्य भा के अवतीर्ण होते ही अभ्युदय की आशा बंधने लगी। ज्ञानगंगा तो बहती ही थी किन्तु उत्तर गुजरात में उसे मोडनेवाला कौन था। छगनभाने वही काम किया। आज हम उसी गंगा की बदौलत शरीफ होके फिर सकते हैं।

**गृहस्थ संन्यासी**

सब से बड़ा जो उपकार छगनभाने सब के उपर किया है बह है सेवाव्रत को जारी रखना। भारतीय संस्कृति त्याग की भित्ति पर ठहरी है। मगर त्याग संन्यासी ही कर सकता है ऐसा भारी भ्रम है। लेकिन 'भा' को सुझाया गया कि उच्च जीवन के लिये संसार छोडने की आवश्यक्ता नहीं है। उसी पर चलकर उन्हों ने जीवन सार्थक किया। जनसेवा में ही प्रभुसेवा देखी। उन्होंने मर्यादित कुटुम्ब को छोड़कर विशाल कुटुम्ब को अपनाया। सचमूच वे सन्यासियों में गृहस्थ और गृहस्थों में संन्यासी रहे। अपनी साधना से उन्हों ने सन्यासियों को भी मात कर दिया। वे आज सब के हृदयों में मौजूद हैं। बूंद ने समुद्र में मिलकर अमरत्व प्राप्त किया। ज्ञान, कर्म और भक्ति की त्रिवेणी बहती थी उनमें। उनका जीवन एकांगी न था। उनका ज्ञान किताबी नहीं था। अत: उन में अद्वैतवाद और गांधीवाद का सुभग समन्वय था। अपनी जाति के उत्थान के लिये औरों को दबाना उन्हे गीता के 'सर्व भूतहितेरत:' के विरुद्ध लगता था। सबके कल्याण में ही हमारा भी कल्याण निहित है: हमारा कदम प्रेममूलक होना चाहिए - ऐसी उनकी पक्की राय थी।

**निष्काम कर्मयोगी**

वे जीते जागते कर्मयोगी थे। आशा-निराशाओं के बीच अडिग रह जो महाभारत कार्य कर दिखाया उसके मूल में उनकी गीता की जीवनदृष्टि ही थी। वे जो कार्य करते भगवान को द्दी अर्पण करते। अपने को खुदा का नाचीज बंदा निमित मात्र ही समझते थे। 'कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन।' कर्मयोगी की सफलता फल में नहीं, कार्य की परंपरा स्थापित करने में और जारी रखने में है। आज हम देखते हैं कि छगनभा का कार्य अब भी चलता रहा है। सच्चा कर्मयोगी मरकर भी जीता है - या यों कहिए कि वह मरता ही नहीं।

**'जो संत हुए वे वीर कहाँ**
**जो वीर हुए वे संत कहाँ'**

लेकिन हे भा ! तुम संत और वीर साथ साथ थे।

उन्हों ने गीता जीवन में उतारी थी। अत: उनके जीवन में सुमेल था : संगीत था।

**निरक्षर शिक्षागुरु और सहहृदयी माता**

शिक्षक की बड़ी लियाकत ज्ञान नहीं प्रेम और हमदर्दी है। अंत: उन्हें शिक्षाशास्त्र के कोरे नियमों से, शुष्क शिस्त से प्रेम नहीं था। वे मानते थे कि नियम हमारे लिए हैं न हम नियम के लिये। उनके हृदयबल के आगे आश्रम और विद्यालय के पेचीदा



सवाल नहीं ठहरा सकते थे। बड़े बड़े उपाधिवाले भी उनके आगे 'शिष्यस्तेडहं शाधि मां त्वं प्रपन्नम्' कहते हिचकिचाते नहीं। और आश्रम के बालकों की 'भा' माता थे। भा की उपस्थिति में उन्हें किसी का डर नहीं लगता था।

उस प्रकार हम देखते हैं कि विविध शक्तिसंपन्न 'भा' ने कैसे उत्तर गुजरात की कायापलट कर दी। सब से बड़े जादूगर थे वे। उन्हों ने जो कर के दिखाया उसका पूरा मूल्यांकन भी हम कर पायँ तो आगे का रास्ता साफ़ होगा। ऐसे दिव्यात्मा के लिए तो हम कह सकते हैं कि-

'नास्ति येशां यश:काये जरामरणजं भयम्।।'

**अम्बालाल शि. पटेल**
गृहपति, पाटीदार आश्रम; कडी

## આપણા કબીરવડનો રોપનાર

લેખક : **પીતાંબરભાઈ પટેલ**
એમ.એ.

'ભા! તમે તો ઘણું કર્યું છે.'

'થાય તેટલું કર્યું, પણ મારી આશાઓ તો આશાઓ જ રહી ગઈ.'

'માણસના આયુષ્યની અને શક્તિનીય મર્યાદા તો હોય જ ને. તોય આથી વધારે થઈએ શું શકે?'

'બેટા! તારા જેવા ભણેલા છોકરા જોઉં છું ને મને પોરપોર લોહી ચઢે છે. પણ પાછું આટલું જ દુઃખ થાય છે. બે સરખાં પૈડાં હોય તો જ ગાડી ચાલી શકે. આ પૈડાંની સાથે ચાલે તેવું બીજું પૈડું ક્યાં?'

'હં...'

'મારી મોટામાં મોટી પહેલી આશા એ હતી કે જેમ છોકરાઓને ભણવાની વ્યવસ્થા થઈ એવી છોકરીઓ માટે જ થવી જોઈએ. એ વગર સંસારગાડી બરાબર નહિ દોડે. બીજી આશા એ હતી કે, કડવાકોમને બીજી ઉચ્ચ ગણાતી જ્ઞાતિઓની હરોળમાં મૂકી જાઉં. ખેર! હું કઈ જ ન કરી શક્યો.'

અને ઊંડી ઊતરી ગયેલી બે વૃદ્ધ આંખોમાંથી વિષાદ ઝરવા લાગ્યો.

'ભા! તમે આ શું બોલો છો? તમે જે કર્યું છે તે તો બીજાથી થાય તેમ નથી. તમે તો તમારી જાત નિચોવીને જ્ઞાનનું કોડિયું જલતું રાખ્યું અને ગામેગામ એ જ્યોત પહોંચાડી. તમે તો મારા જેવા કેટલાનેએ દેખતા અને ભણતા કર્યા છે.'

'એ તો પ્રભુના પરતાપ. પણ પેલા બેનું શું?'

'એ એ થશે. તમે તમારી પાછળ એવી ચેતના મૂકી જાઓ છો કે હવે એ

પ્રગતિનું પૂર ખાળ્યું ખાળી શકાય તેમ નથી.'

'મને એ તો વિશ્વાસ છે બેટા.' અને વૃદ્ધનો હાથ આશીર્વચન આપતો હોય તેમ માથા પર મૂક્યો. 'તમે જ મારી આશા છો. મારે આટલા બધા દીકરા છે ને મારું અધૂરું કામ પૂરું નહિ કરે? બોલ બેટા, મારી અધૂરી આશાઓ પૂરી કરીશ ને?'

-અને એ વિરાટ શક્તિ આગળ વામન જેવો લાગતો આ લખનાર શરમના ભારથી જમીનમાં ઊતરી જતો હોય તેમ નીચે જ જોઈ રહ્યો. એ વૃદ્ધની આંખમાંથી વાત્સલ્યનું પૂર ઊભરાવા લાગ્યું. મારું મોં ઊંચું કરી જીવનસંધ્યાએ પહોંચેલા પિતા પુત્રને આખરી વિદાય આપતા હોય તેમ એક દીર્ઘ ચુંબન લઈ લીધું. 'જાઓ બેટા! ફતેહ કરો.' આર્ષવાણી ઉચ્ચારતા હોય તેમ તે અંતરિક્ષ સાથે દૃષ્ટિ જોડી બોલ્યા.

મારી અને છગનભાની મરતાં પહેલાંની પાંચેક દિવસ પૂર્વેની આ છેલ્લી મુલાકાત.

આજે 'ભા' આપણી વચ્ચે સ્થૂલ દેહે નથી, છતાં જાણે એમ જ લાગે છે કે તે કોમના ભણેલા વર્ગના હૃદયમાં, કેળવણીની સંસ્થાના હાર્દમાં અને સુધારણાની જે નવી ચેતના આવી છે તેના પ્રાણમાં છગનભા જ સભરભર્યા દેખાય છે. એ જ સૂકલકડી કાયા, તન ઢાંકતી કસવાળી આંગળી, એ જ ટૂંકી પોતડી, એ જ ઊંચી દીવાલની ટોપી નજર પડતાં એવાં ને એવાં જ દેખાય છે. આંખની બે કીકીઓ પાછળ છલકાઈ રહેલો માનવજાત માટેના પ્રેમ, વાણીની મૂક તાકાત અને હૃદયની વિશાળતા ભૂલે શે ભુલાય! છગનભા તો જીવન જીવી ગયા છે. જીવનની છેલ્લી ડાળ સુધી નાતના હિતનો જ વિચાર કર્યો. સારુંએ જીવન તેમણે કડવા કોમના ઉત્કર્ષ ખાતર હોમી દીધું. એવી વિભૂતિને તો કોઈ નગુણા જ ભૂલે અને એવા ભૂલવા મથતા મગતરાઓને પેલો અનેક ભુજાઓ ઝુકાવી રહેલો કબીરવડ ક્યાં ભૂલવા દે એમ છે? કડીની ભોમ પર કબીરવડનો રોપનાર એ કબીરકાળના સનાતન ઇતિહાસમાં ચિરંજીવ અક્ષરે અમર થઈ ગયો છે.

આજે એ કબીરવડ પચીસી પૂરી કરે છે. છતાં કેવો ફૂલ્યો ફાલ્યો, જોબનની છટા દેખાડતો, જીવનનો સર્વાત્મભાવે રસકસ ચૂસતો, ઝંઝાવાતો સામે લહેરાતો ઊભો છે. 'હારેલા યોદ્ધા' જેવો જ પણ વિજયના ગૌરવમાં મીઠું મીઠું મરકતો, જીવનનું સંચિત અને જોમથી છલકાઈ ન જતાં ધીરગંભીરતા ધારણ કરતો ખમીયાધર અનુભવી જેવો ઠાવકો દેખાય છે. એની શાખા, પ્રશાખાઓ વિસ્તાર પામી છે. જેમ વર્ષો વધતાં જાય છે તેમ તેની ઘટાઓ વધતી જાય છે અને એ ઘટામાં કલ્લોલ કરતાં, નિનાદ કરી કબીરવડને ગજવી મૂકતાં પક્ષીઓ પણ વધતાં જાય છે. એ કબીરવડનો રોપનાર એ પક્ષીઓનો કલ્લોલ સાંભળી કેવો હરખાતો હશે!



ક્યારેક એમ થાય છે છગનભાના કાર્યની કિંમત તેમના જીવતાં કે તેમના મૃત્યુ પછી પણ જોઈએ તેવી ન થઈ. મૂળે ગુજરાતીઓ ઘરદીવડાની કિંમત કરતાં શીખ્યા નથી. તેમાંયે આપણી કડવાકોમ જે હમણાં આળસ મરડીને, જોરશોરથી દોડી આવતા ચેતનાના પૂર સામે અભિમુખ થઈ છે તેનું તો પૂછવું જ શું? જે સન્માન ચરોતરની પાટીદાર કોમે મોતીભાઈ અમીનનું કર્યું એના ચોથા ભાગનું એ ઉત્તર ગુજરાતની કડવાકોમ ચારગણું કામ મૂકી જનાર છગનભાનું ન કરી શકી. જ્યારે સમસ્ત કડવા કોમ અંધકારમાં જ સબડતી હતી, જ્યારે ભણેલા આંગળીના વેઢે ગણાય તેટલા હતા, જ્યારે મરણ પછીનો શીરો (બારમાં) ખાવામાં જ લોકો ઊંચા આવતા ન હતા, કન્યાવિક્રય અને વરવિક્રય જ્યારે લોકનજરમાં ખૂંચતાં ન હતાં ત્યારે આ એકલા માણસે સુધારાની બાંગ પોકારી. એવા કપરા સંજોગોમાં તેણે પાટીદાર આશ્રમ જેવી મોટી કેળવણીસંસ્થાની સ્થાપના કરવાનો નિરધાર કર્યો. અંધકાર દૂર કરવાનો આ એક જ માર્ગ - કેળવણી દ્વારા સુધારો - ગ્રહણ કર્યો, અને આજે સ્પષ્ટ દેખાય છે કે, કેળવણીના પ્રકાશમાં અંધકાર ઓગળતો જાય છે. અત્યારે આપણને એ કામ એટલું ભારે ના દેખાય પણ ઐતિહાસિક ભૂમિકાએ તો એ સમયના સંજોગો અને પરિસ્થિતિમાં ગળાકાપથી ય દોહ્યલું કાર્ય હતું. ગુજરાતી સાહિત્યમાં જે સ્થાન નર્મદનું છે તે જ સ્થાન કડવાકોમમાં છગનભાનું છે. એમના જ પુરુષાર્થથી કડવાકોમ ઊંચી ડોક કરી, છાતી કાઢી ચાલતાં અને નીડરતાથી બોલતાં શીખી છે.

છગનભાએ સંસ્થા સ્થાપીને જ સંતોષ માન્યો ન હતો. તે તો હતા આજીવન મિશનરી. વહેમ અને કુરિવાજની સામે ઝઝૂમનાર સેનાની. એટલે તો પગમાં પંજો રહ્યો ત્યાં સુધી ઉત્તર ગુજરાતનાં ગામડાં ઘૂમી વળ્યા. ગામેગામ સુધારાનાં ભાષણો કર્યાં. વિદ્યાર્થીઓની ટુકડીઓ લઈને ક્યારેક તો તે ગામડે નીકળી પડતા. હા... આજે એ એક પુણ્યસ્મરણ યાદ આવે છે.

એક થાંભલો ઊભો કરી પેટ્રોમેક્ષ લટકાવ્યું હતું. તેના પ્રકાશમાં અર્ધગોળાકારે છોકરાં ગોઠવાઈ ગયાં હતાં. છોકરાં પાછળ મોટેરાં અને છેક પાછળ હોકાની હહા કરતા, તડાકા મારતા ઘરડાઓ બેઠા હતા. એક બાજુ બૈરાં નાનાં છોકરાંને શાન્ત કરતાં, છોકરાં કરતાં એ વધારે કલબલાટ કરતાં બેઠાં હતાં. તેમની સામે ગામમાંથી જ માગીતાગી ભેગી કરેલી મોદોના પડદાવાળો નાટકનો તખ્તો (રંગભૂમિ) ઊભો કર્યો હતો. અમે વિદ્યાર્થીઓ સંવાદો એક પછી એક ભજવતા હતા. નરઘાં અને હાર્મોનિયમ વાતાવરણ જમાવતાં હતાં. લોકોને ઓર મજા પડી હતી. જોવામાં જાણે ધરાતા જ નહિ. 'મારા બેટા જબરું કરે છે હોં...' કેટલીએ જીભો બોલી ઊઠતી અને એ ખુશખુશાલ થયેલી મેદની વચ્ચે ઊભા રહી 'ભઈઓ અને મારી બેન્યો' કહેતાં

છગનભા સુધારાની અસ્ખલિત વાણી વહેવડાવતા. એમની વાણીમાં કુધારા સામેનો ધગધગતો લાવા નીકળતો. તેમાં ન હતો આડંબર કે નહોતો વાણીવિલાસ. તે તો સીધીસાદી ગામડાની જ ભાષામાં, ગ્રામજીવનનાં રોજબરોજનાં ઘરગથ્થુ દૃષ્ટાંતોથી રીઝવતા, હસાવતા તે બોલતા. તેમનાં ભાષણ સાંભળનારા મુગ્ધ બની જતા. લોકોના હૃદયમાં સોંસરુ ઊતરી જાય એ રીતે તે કહેતા. એમને જે કહેવાનું હતું તે વેધક અને સચોટ હતું. તે ગામ પાસેથી માત્ર પૈસા જ માગતા એમ નહિ, ‘તમારા છોકરાં ભણાવશો તો તેઓ આવા હોશિયાર થશે ‘કહી તે સંસ્થા માટે છોકરાં અને પૈસા માગતા. એમની જીભમાં એવો તો જાદુ હતો કે ગમે તેવા જુનવાણી ગામમાંથી પણ સારો એવો ફાળો થતો. જ્યાં જતા ત્યાંથી કદીએ ખાલી હાથે પાછા ફરતા નહિ. આજે એમના પુરુષાર્થના પ્રતીકરૂપે કડવા પાટીદાર ઉત્તેજક મંડળ નામની સંસ્થા વિકસિત સ્વરૂપમાં દેખાય છે. એવી પૌરુષની મૂર્તિની અવજ્ઞા કેમ થઈ શકે?

છગનભાની કિંમત તો એ રીતે વધારે છે કે જ્યારે આપણે સમાજ ઊઠીને બહાવરુ બહાવરુએ જોતાં શીખ્યો ન હતો ત્યારે તેમણે તેમની જે કાંઈ અનુભવ મૂડી હતી તેના પર મદાર બાંધી કાર્યની શરૂઆત કરી. પોતે માત્ર ગુજરાતી જ અને તે પણ ગામઠી શાળામાં ભણેલા. છતાં તેમની દૃષ્ટિની વિપુલતા અને કાર્યની ધગશની આડે તેમને ઓછા ભણતરની ઊણપ ક્યારેએ લાગી ન હતી. આટલું ઓછું ભણેલો માણસ આવું કાર્ય મૂકી જાય એ નાનીસૂની ઘટના નથી જ. તેમને તો તેમની મોટાઈનો પણ કદીએ ખ્યાલ આવ્યો નથી. એ તો કોમના અદના સેવક તરીકે નમ્ર ભાવે મૂક કાર્ય કર્યા કરતા. જેમ તેમનો પોશાક સાદો હતો તેમ તેમનું જીવન પણ સાદું હતું. કડવા કોમના પ્રતિનિધિ હોય તે રીતે જ તેમણે તેમના જીવનને ઘડ્યું અને જીવી બતાવ્યું. ગામડાના લોક આગળ ગામડિયા જેવા થઈ વાતો કરતા. વિદ્યાર્થીઓ આગળ ક્યારેક ટીખળ કરતા તો ક્યારેક શિખામણ આપતા. આશ્રમના વિદ્યાર્થીઓ ગૃહપતિ વિશેની ફરિયાદો કે અસંતોષ ભા આગળ ઠાલવતા અને ત્યાં કુટુંબના વડેરાની માફક ‘જા ભઈ... હું એને વઢીશ હોં. જોને બચારાં છોકરાંને હેરાન કરે છે.’ કહેતાં વિદ્યાર્થીઓ એ જ તેમની મૂડી હતી. એમને જોઈને તેમનું વત્સલ હૃદય આનંદના અતિરેકમાં નાચી ઊઠતું. જેમ ભા બાળક જેવા નિખાલસ અને ગામડિયા જેવા પણ ભોળા હતા, તેમ તે તત્ત્વજ્ઞ અને ચિંતક પણ હતા. આધ્યાત્મિક વાંચન અને મનન કરતા અને તત્ત્વજ્ઞાનની સંન્યાસીઓ સાથે ચર્ચા પણ કરતા. એમના જીવનનું એ પાસું બહુ ઓછા લોકોએ જોયેલું. એના સાક્ષી તે તેમના સહચારી અને અત્યારે સંન્યાસી બનેલા આદરજવાળા ધનશા ભગત અને બીજા તે ગણપતપુરાવાળા બેચરભાઈ એ બંનેનો પણ જ્ઞાતિસેવાનો ફાળો ઘણો મોટો.



છગનભાના જીવનનો એક ઉત્તમ પ્રસંગ અને પરમ સંતોષ તે ગાંધીજી જેવા મહર્ષિ અને સ્વ. સયાજીરાવ જેવા રાજર્ષિએ કરેલી તેમના કાર્યની સમભાવી કદર. ગાંધીજી આશ્રમની મુલાકાતે આવ્યા અને છગનભાએ પાટીદારોએ હોકો તજ્યો. છગનભા ઘણીવાર કહેતા : ‘મહાત્માજી આવ્યા ત્યારે મેં હોકો સંતાડેલો. મારા હૃદયમાં એ વસ્તુ શૂળની માફક ખૂંચવા લાગી અને મેં સદાને માટે હોકો તજી દીધો.’ કડવા કોમ ઉપરાંત પરકોમના કેટલાયે લોકો છગનભાના પ્રશંસક છે. આમે છગનભાનું પ્રશંસક મંડળ તો મોટું જ હતું. મોતીભાઈ અમીન, બાલુભાઈ ઠાકોર જેવા પ્રશંસકો તો ગયા પણ હજુયે ડૉ. હરિપ્રસાદ છગનભાની પ્રશંસા કરવામાં થાકતા નથી. લોકસેવક દરબારસાહેબ અને રવિશંકર મહારાજ છગનભાને ભૂલી શકે તેમ નથી. એ જ તેમના જીવનની મોટી સિદ્ધિ છે. એમના જીવનની સુગંધનો મઘમઘાટે વાતાવરણ એવું તો ભરી દીધું છે કે હજુ યે આપણે તાજગી અનુભવીએ છીએ. છગનભાનું જીવન અમ વિદ્યાર્થીઓ માટે તો પ્રેરણા સમાન છે.

એ કડવા કોમના ‘ભા’ ને આપણા કબીરવડના રોપનાર ‘કબીર’ને કોટિ કોટિ નમન હો!

## છગનભાની સંસ્કારપ્રતિભા

લેખક : **બંસીલાલ જે. પટેલ**

માનવીની પ્રતિભાને શબ્દબદ્ધ કરવી એ પારાને પોટલીમાં બાંધવા જેવી વિકટ વાત છે. આવી એક પ્રતિભાસંપન્ન વ્યક્તિ જે આપણી જ્ઞાતિએ ઉત્પન્ન કરી છે તે છગનભા. તેને સર્વથા ન્યાય આપવો એ ઉપર કહ્યું તેમ આ કલમની શક્તિની બહાર હોઈને તેનો એક અંશમાત્ર પણ અહીં ઝિલાય અને રજૂ કરી શકાય તોયે ઘણું. છગનભા એટલે સંસ્કારના તૈલથી ઉદ્‌ભવેલો પ્રદીપ અને એની જ્યોત એટલે, જ્યાં સુધી આપણને લાગેવળગે છે ત્યાં સુધી અખંડ અને અસાધારણ.

હિમગિરિશી ગગનચુંબતી, જ્યોતિ શિખ અનુપમ.<br>
મંગલદાયી સ્વપ્ન પ્રેરતી, જ્યોતિ રૂપ અનુપમ.

ભાએ પાટીદાર સમાજની અવળચંડી પ્રાણઘાતક, ઘરઘાલી ગયેલી, વિનાશક પ્રણાલિકાઓ સામે જે પડકાર નાંખ્યો હતો તે પડકારના ધ્વનિમાં જ ભાની વિશાળ જ્યોતનો આછો ખ્યાલ તો આવી શકે તેમ છે.

વિનિપાતના પંથે ઘસડી જતી આપણી હૃદયદાયક પ્રણાલિકાઓ, પ્રતિભાને નામે પૂજાઈ રહેલા ઢોંગ, સત્યને નામે દિવસરાત રચાતાં જ્યાં અસત્યનાં ષડ્યંત્રો, મૃત્યુની ઘેરી છાયામાં જ બારમાં જેવી મરણોત્તર ક્રિયાઓને નામે થતા ઉત્સવોનાં

વિનાશકારક તાંડવ, ઢીંગલા-ઢીંગલીના લગ્નમાં ગિરફતાર થઈ ગયેલી આપણી સામાજિક બુદ્ધિમત્તા - આ બધું જ્યારે આપણી જ્ઞાતિ અને સમાજમાં પ્રવર્તી રહ્યું હતું ત્યારે સ્વચ્છ હવા ફેલાવવા કટિબદ્ધ થવું તે કોઈ રેંજીપેંજીનું કામ ન હતું. તે વખતે સ્વર્ગની ગંગાને પાર્થિવ ભૂમિ પર વહાવવા જોઈતો હતો કોઈ ભગીરથ; કોઈ હજાર-હજાર વર્ષથી ઓજીનની ઘોડાસારના જેવો સડો ધોઈ નાખવા જોઈતો હતો હરક્યુલસ.

આ સર્વશક્તિ એક અજ્ઞાનમાં સડતા ગામમાં જન્મેલી વ્યક્તિમાં ક્યાંથી અવતરી? આ મર્યાદિત પરિઘમાં પાંખો ફફડાવી રાચી રહેનારા સમાજમાં આ સિંદબાદનાં રોક પક્ષી જેવું મહાકાય વિહંગ નવસર્જન કરવા ક્યાંથી એકાએક આવી વસ્યું? તે વિહંગે કઈ છાયામાં નવસર્જન કર્યું? શું નવસર્જન સાચે જ સંપૂર્ણ રીતે થયું છે? ના, ના, તે વિહંગ તો રંગનો માત્ર છંટકાવ જ કરીને ઉડ્ડયનનો વિશાળ માર્ગ ચીંધીને જ આવ્યું હતું તે સનાતન માર્ગે જ જઈ બેઠું. હવે તે એકએક બુંદમાંથી જ્યારે તેના જેવી અસંખ્ય પ્રતિભાઓ સર્જાશે ત્યારે જ આ સડતા સમાજને નવા પગ ને પાંખો આવશે. ભાએ જે જે કાર્યની રૂપરેખા કે પછી ખોળિયું તૈયાર કર્યું છે તેમાં હજી પ્રાણ મૂકવાનું અસાધારણ કાર્ય આપણે માથે આવી પડ્યું છે. ભાએ તો ફક્ત એક નવી પ્રતિમા જ તેમના સંસ્કાર અને અનુભવના હાથ વડે ઘડી છે. તે પ્રતિમા ત્યારે જ સાચી બનશે જ્યારે તેમાં આપણે આત્મા મૂકીશું.

આવી અનુપમ પ્રતિભા ઘડવાવાળા પુરુષમાં કઈ શક્તિએ સંચાર કર્યો હતો? શું તેમણે સારું એવું અધ્યયન કરીને મહાશાળાની ઉપાધિઓ મેળવી હતી? ના, તે રીતે તો તેઓ શાળામાં પણ ગયા ન હતા. ઘેર બેઠાંબેઠાં કોઈ શિક્ષકની મદદથી દોઢ બે મહિનાનો અભ્યાસ કર્યો હતો. દોઢ કે બે મહિનાના અભ્યાસ કરેલા સામાન્ય વિદ્યાર્થીમાં આ વિશાળ દૃષ્ટિ ક્યાંથી આવી? આજે જે વિદ્યાર્થી એમ.એ.ની કે પછી આઈ.સી.એસ.ની ઉપાધિ સંપાદિત કરીને જે આ કાર્ય કરવા માટે મૂંઝાય છે તે કાર્ય આ એક ગામઠી નિશાળિયાએ કેમ કરીને સિદ્ધ કર્યું? શું તેમનામાં કોઈ દૈવી શક્તિએ સંચાર કર્યો હતો? ના, બુદ્ધિવાદ તેને કેમ સ્વીકારે? મને તો લાગે છે કે તે તો તેમના વંશવંશાનુગત સંસ્કારોની સદા જલી રહેલી પણ પૂર્વે કદાપિ નહિ વ્યક્ત થયેલી તેવી કોઈ અવ્યક્ત ‘આંતરસૂઝની’ જ્યોતિની પ્રતિભાનો પ્રભાવ જ હોવો જોઈએ. તે જ્યોતિની પ્રેરણા પીને ભાએ આ ભગીરથ કાર્ય કર્યું.

તેમની માતા કૃષ્ણાબહેન. તેઓ સાચે જ કૃષ્ણમય હતાં. મને ખ્યાલ છે કે એક વખત મારા પિતાજીએ મને કહ્યું હતું કે, કૃષ્ણામા ખેતરમાં જ પડ્યાં રહેતાં હતાં. ત્યાં પ્રભુભક્તિની છાયામાં અગમ્ય આનંદ દિનરાત લૂંટતાં હતાં. રળિયામણાં, લીલાં ખેતરોની વચમાં, પ્રકૃતિના ખોળામાં બેઠા પછી મનુષ્ય પ્રભુનું દર્શન કેટલું સરળ



રીતે કરી શકે છે, તેનું જીવતું દૃષ્ટાંત હતાં. નિસર્ગરાણીના ખોળામાં જે બાઈએ પોતાની જિંદગીનાં સારાં એવાં વર્ષો પસાર કર્યાં હતાં અને કુદરતને સમજવા માટે જ જેણે સર્વસ્વ હોમી દીધું હતું તે સ્ત્રીના બાળકમાં સંકુચિત ભાવના ને સ્વાર્થવૃત્તિનો ત્યાગ; સત્યને નામે પૂજાતિ અસત્યની પ્રતિભાઓનો વિનાશ કરવાની ઇચ્છા, સમાજની અવળચંડી પ્રણઘાતક પ્રાણાલિકાઓ સામે બળવો પોકારવાની વૃત્તિ અને સત્યની શોધમાં સર્વસ્વ હોમવાની અદમ્ય શક્તિ હોય તે તો તદ્દન સ્વાભાવિક છે - ન હોય તો જ આશ્ચર્ય. જે બાઈએ વિના સંકોચે સાધુસંતની સેવા કરી હતી, કબીરસાહેબની પ્રાપ્તિ માટે જેણે આત્મસમર્પણ કર્યું હતું તે બાઈના પુત્રમાં આત્મસમર્પણ કરવાની વૃત્તિ આવે એ સ્પષ્ટ છે.

ભાના પિતા પીતાંબરભા. આપણામાંના ઘણાએ મને અનેક વખત કહ્યું હતું કે, ‘પીતાંબરભા જ્યારે ઘરેથી ભાગોળ તરફ નીકળતા ત્યારે કોઈની હિંમત છે કે ચૂં કે ચાં કરી શકે. વગર કારણે ગાંડી ગદ્ધામસ્તી કરતા તોફાનીઓ માટે પગલાંનો અવાજ નેતરની સોટીનું કામ કરતો. કોની મગદૂર છે કે પીતાંબરભા આવીને ઊભા રહે એટલે ઘરની ગમે તેવી તકરાર હોય તો પણ તે આગળ ચલાવી શકે? રસ્તા ઉપર સ્ત્રીઓ જો અંદર અંદર લડતી હોય તો તેમના બુલંદ અવાજનો એક જ રણકો તેમને તેમના અશિષ્ટ વર્તનનું ભાન કરાવવા બસ થઈ રહેતો. અને તેમની ઊંચાઈ? સાડા પાંચ કે પછી છ ફૂટની ઊંચાઈ. આમ પડછંદ કાયા અને ભારે બુલંદ રણકો થતો અવાજ. ઘરે બેઠાબેઠા ઘાંટો પાડે તો છેક ભાગોળ સુધી સંભળાય.’ ત્યારે મને થતું કે, ભામાં જે જુસ્સો અને પડકાર નાંખવાની વૃત્તિ હતી તે બાપ તરફની બક્ષિસ હતી. ભાના ગળામાંથી જ્યારે અવાજ નીકળતો, ત્યારે તે અવાજમાં અજબ સમન્વય દેખાતો. મા તરફની બક્ષિસમાં મળેલી શીતળતા, સૌમ્યતા, સંસ્કારની સરિતા અને પિતા તરફથી મળેલું આવું બુલંદ વ્યક્તિત્વ બાપની રુક્ષ પ્રતિભાના પડ નીચે માતાની સૌમ્યતાનો સરળ સંભાર! વાહ! કેવો સુંદર સમન્વય!

પરંતુ, આ સમન્વય ક્યાં એક કે બે પેઢીનો છે? તે તો વંશપરંપરાથી ચાલ્યો આવે છે. ભાના પ્રપિતા ઝવેરભાનાં સાહસો અને અદ્‌ભુત વીરશક્તિ ભામાં પ્રવેશી હતી. આગળ જતાં ચાર કે પાંચ પેઢીએ બચીભાની બુદ્ધિ ભામાં ભરી હતી. બચીભા કોઈ અસાધારણ બુદ્ધિશાળી માણસ હતા. તે જમાનામાં લખેલા તેમના કેટલાક દસ્તાવેજો વિશે એક વખત મારા બાપુજી બોલ્યા હતા કે, તેમના દસ્તાવેજો અને કાગળમાં જ તેમના વિશાળ જ્ઞાનનું દર્શન થતું. તે જમાનામાં કે જ્યારે નિશાળ કે અન્ય વ્યવસ્થા હતી નહિ; તે વખતે તેમણે પોતાની જાતે જ ઘેર બેઠાં બેઠાં ગુજરાતી તેમજ અન્ય ભાષાનો અભ્યાસ કર્યો હતો. તેમના અક્ષરો મોતીના દાણા જેવા. કલાત્મક

વળાંક અને લખવાની અનેરી છટા. સાચે જ તેઓ ખૂબ પ્રતિભાસંપન્ન વ્યક્તિ હતા. આ બચીભાની બુદ્ધિ અને પીતાંબરભા સુધીની વીરતા અને વ્યક્તિત્વ ભાના અણુએ અણુમાં એક બની ચૂક્યાં હતાં.

ભાને ઉપનિષદનો ભારે શોખ. તેઓ તેનો અભ્યાસ પ્રશાંતચિત્તે કરતા અને જે જે વસ્તુ ન સમજાય તેને ભા કદી છટકવા દેતા નહિ. તેની પાછળ આકાશપાતાળ એક કરતા. સાધુસંતોના પગ દબાવતા. પણ જ્યારે તે મૂંઝવતી સમસ્યાને ઉકેલતા ત્યારે જ આરામથી બેસતા. ભાને ફિલસૂફી ઉપર સારો એવો કાબૂ હતો. તે ફિલસૂફી અને વેદાંતના અભ્યાસનાં પુસ્તકો હજી પણ પડ્યાં છે. તેમને સાચી પ્રેરણા તો ઉપનિષદોના ભર્યા ભર્યા નિર્મળ, સત્ય જ્ઞાન અને સાધુસંતોની છાયામાં જ મળી.

એક વખત આત્મજ્યોત પ્રદીપ થઈ પછી મનુષ્ય તેને અખંડ રાખવા સર્વ બલિદાન આપતાં કદી પણ અટકતો નથી, અને આ તો પાછી કેવી આત્મજ્યોત? સામાન્ય નહીં. વર્ષોના સંસ્કારતૈલથી સળગતી, ઉપનિષદોના પરિમલથી મહેકતી, સાધુસંતોના ચારિત્ર્યબળથી અડગ થયેલી. આ અડગ અનુપમ પ્રકાશથી પ્રગટેલી જ્યોત પુરુષને પુરુષોત્તમ બનાવવા માટે શું સમર્થ નથી? ભાએ તેમની પાછળ કેટલી કુરબાની દીધી હતી તેનો વિચાર તો તેમનાં કાર્યો જ બતાવી આપે છે. ભા કાંઈ એવા લાખોપતિ ન હતા કે તિજોરીમાંથી કાઢી કાઢીને યથેચ્છ ધન વાપરી શકે. તે પણ એક સામાન્ય ખેડૂત જ હતા. પણ સામાન્ય ખેડૂત કરતાં જુદા - જરા વધારે. મને ખ્યાલ છે કે એક વખત મારા બાપુજીએ કહ્યું હતું કે, 'આપણા ગામમાં એક વાણિયો હતો. તે વાણિયાને ત્યાં ભાએ પોતે જે ઘરમાં રહેતા હતા તે જ ઘરને ગિરવે મૂક્યું હતું. વાણિયો પોતાના બળદ અને અન્ય પશુઓ તે ઘરના ઓરડામાં બાંધતો હતો.' શું આટલો પ્રસંગ નથી બતાવતો કે તે પ્રદીપને સળગતો રાખવા તેમણે સર્વસ્વ હોમ્યું હશે? આ પ્રસંગ પુરવાર નથી કરતો કે તેમની સહનશીલતા અકથ્ય હતી?

ગજવામાં પૈસા નહિ, ઘરબાર પારકાં, તે દશામાં કયો પુરુષ અડગ રહેવા સમર્થ છે? સામાન્ય? ના, ના, તે તો કોઈ અસાધારણ પ્રતિભાથી જ સાધ્ય થઈ શકે. તેમણે જ્યારે પોતાની સાચી પ્રેરણાની સમાજ સામે રજૂઆત કરી હશે ત્યારે સમાજ તેમને ઝૂડી નાંખવા ઘૂરકાયો નહિ હોય? બારમાંના લાડવાના ઘેનમાં જે વખતે સમાજ મદમસ્ત હતો તે વખતે એમ કહેવું કે, 'આ તમે લાડવા નથી ખાતા, પણ એક ગરીબ ખેડૂતના માંસ-લોહીના લોચા ખાઓ છો. મનુષ્ય મરી જાય ત્યારે તેની પાછળ પ્રભુભક્તિ શોભે કે તે ગત પુરુષના કુટુંબનો નાશ? તમે બધા દુષ્ટ છો. તમારો નાશ થશે! આ વાક્યો બોલતાં પહેલાં અજ્ઞાન સમાજ જીભ ના ખેંચી કાઢે?

આ બધું શું બતાવે છે? ભાની વિશાળ પ્રતિભા. જ્યારે બાળલગ્નના



વિનાશદાયક ઉત્સવમાં સમાજ અંધ હતો ત્યારે તેને સહેજે જાગૃત કરવો તે કેટલું કપરું કામ છે? અજ્ઞાનતાનો અંધકાર છવાયો હતો, અભ્યાસ પ્રત્યે આંતરિક વિરોધ હતો તે વખતે સરસ્વતીના ચરણોમાં આખા સમાજને નમાવવાની ઈચ્છા કેટલી હાસ્યાસ્પદ લાગે? પરંતુ જોતજોતામાં તો તે ઉપહાસ એક નવું ગંભીર સ્વરૂપ ધારણ કરી રહ્યો. તે અજ્ઞાન સમાજને સરસ્વતીના ચરણારવિંદમાં અર્ઘ્ય આપતો કર્યો.

ઘરે ઘરે જઈને બારણાં ખખડાવ્યાં. ઊંઘતા લોકોને જગાડ્યા. તેમને હાથ પકડીને ઢંઢોળ્યા. તેઓએ ભાને મારવાના પેતરા રચ્યા. તે કપરી કસોટીમાંથી હસતા, અજ્ઞાન લોકોને હસાવતા. જ્યારે પોતાની અનુપમ જ્યોતથી સંખ્યાબંધ જ્યોત સળગતી કરી ત્યારે જ તેમણે પોતાના કર્તવ્યની છાયામાં બેસી દીર્ઘ શ્વાસ લીધો. આખા ઉત્તર ગુજરાતના ગામડે ગામડે, ઘરે ઘરે જઈને સૌની અજ્ઞાનની ઊંઘ ઉડાડ્યા પછી જ પોતે ઊંઘ્યા. જ્યારે અસંખ્ય ભીરુ પુરુષોને સબળ બનાવ્યા; પ્રાણઘાતક પ્રણાલિકાઓનો સમૂળ નાશ કર્યો, આખા સમાજને જ્યારે વિદ્યાભિમૂખ કર્યો અને અકથ્ય શક્તિની ઝાંખી કરાવી ત્યારે જ તેઓએ આત્મશાંતિ અનુભવી.

એક સાંજ હતી. લગભગ છ નો સુમાર હશે. અમારા અમદાવાદના મકાનમાં રસોડા જોડે પાટલા ઉપર તે વિશાળ ભાલથી ચકચકિત કાન્તિમાં શોભતી વ્યક્તિ બેઠી હતી. તેમના મુખનો પ્રકાશ આછો ન થાય કે પછી તે મુખનું છેલ્લું દર્શન કરવા આકાશમાં સંધ્યારાણી રૂપાળો શણગાર કરીને, કેસરી સાડીમાં શોભતી, ભાને નીરખી રહી હતી. મારી બા પાસે અડદની દાળ અને બાજરીનો રોટલો કરાવ્યો. આખી જિંદગીમાં જાણે આ પ્રથમ વખતે જ નિરાંતે જમતા ન હોય તેમ પ્રસન્નચિત્તે અને આછા સ્મિતે ભોજન કરી રહ્યા હતા. તેઓ આજે આટલા બધા આનંદમાં કેમ વિરમી રહ્યા હતા? શું કર્તવ્યઆનંદ આટલો બધો ઉચ્ચ છે? જેમ એક અજાણી દુનિયાનો મુસાફર, લાંબી મુસાફરી કરીને પોતાના ઈચ્છનીય ધ્યેયની પ્રાપ્તિ કરે - ભલે તે ધ્યેયની પ્રાપ્તિ કરતાં પહેલાં પંથે અસંખ્ય કાંટા આવ્યા હોય - પણ તે બધા જ કાંટામાંથી જેટલા વીણીને દૂર થાય તેટલા દૂર કરે અને બાકી નગ્ન પણ ચંચળ પગમાં ભોંકાવા દે અને દુઃખની લહેરોમાં નાચતો જ્યારે પોતે કલ્પેલ વસ્તુને પ્રાપ્ત કરે ત્યારે તે મુસાફરને - તે સાધકને કેટલો બધો આનંદ થાય! શું તે આનંદ વર્ણવી શકાય? દુનિયામાં આ કર્તવ્યપૂર્ણ આનંદ એવો છે કે તેના માટે, તે નિઃશબ્દ આનંદને સ્વરૂપ આપવા, શબ્દ, પીંછી કે પછી સ્વર પણ અસમર્થ છે. શ્રુતિ સુધ્ધાં તે આનંદનું વર્ણન કરતાં 'નેતિ નેતિ' કરીને જ અટકી જાય છે.

ભોજન પતાવ્યા બાદ મારા બાપુજી પાસે ખાટલો પથરાવ્યો અને તેમાં તેમણે પોતાની સ્થૂળ, વર્ષોથી થાકેલી કાયાને આરામ આપવા સુવાડી. ઓશીકાના એક

તરફના છેડે મારા બાપુજી બેઠા ને બીજી તરફ પોપટભાઈ - ભાના શિષ્ય કહું તો પણ ચાલે - બેઠા. તેમની સાથે લગભગ રાતના બાર વાગ્યા સુધી વેદાંત તેમજ અન્ય વિષયોની ચર્ચા કરી. રાતના એકના સુમારે તેઓ બોલી ઊઠ્યા : 'ઓ! કોઈ દિવસ નહિ ને આજે પગ કેમ દુઃખે છે?' આટલું વાક્ય બોલતાં પણ ક્યાંય દુઃખની ઝાંખી નહિ. જાણે પગને તો દુઃખવાનો સ્વભાવ જ ન હોય? તેમ તેના તરફ જરાયે લક્ષ ન આપ્યું. મારા બાપુજીએ મારા મોટાભાઈને જગાડ્યા. તેમણે ઊઠીને પગ દબાવવા શરૂ કર્યા. 'અલ્યા ગોપાળ, તું તો મારા પગ દબાવે છે કે તારા?' પ્રશાંત ચિત્તે હસતાં હસતાં અમારી જોડે રહેતા ગોપાળભાઈને કહ્યું. આખી રાત્રિ હસતાં હસતાં અને અનુપમ આનંદમાં વિહરતાં જ, વિવિધ વાતોની પાંખોથી ઉડ્ડયન કરતાં પસાર કરી.

ઉષારાણી પૂર્વમાં નવો પ્રકાશ લઈને આ થાકેલા યોદ્ધાને શાંતિ આપવા આવી. સવારમાં શીતળ પવનની લહેરો શરૂ થઈ. સૂર્યનારાયણ હજી પોતાના સુવર્ણ પલંગમાંથી અડધું મુખ કાઢીને જ થોભ્યા હતા. તેઓ કોની વાટ જોતા હતા. 'ઘડિયાળમાં કેટલા વાગ્યા?' તે થાકેલા શાંત યોદ્ધાએ મારા પિતાજીને પૂછ્યું. તે જ વખતે અમારા જાપાનીઝ ઘડિયાળે સાડા છ નો શાંત ધ્વનિ કર્યો. થાકેલ પ્રશાંત યોદ્ધો જરા હસ્યો અને હાસ્યની લહેરોમાંથી જ પેલી શીતળ લહેરો પર સવાર થઈને, ઉષારાણીને હસાવતો અનુપમ પંથે ચાલ્યો ગયો. જીવનભરનો થાકેલો યોદ્ધો પોતાનું કર્તવ્ય પૂર્ણ કરીને અગમ્ય દિશામાં અદૃશ્ય થઈ ગયો, અને પાછળ મૂકતો ગયો એક જીવંત સ્મૃતિ.

ભા તો પોતાનું કર્તવ્ય પૂર્ણ કરીને અખંડ જ્યોતિર્મય પંથે ચાલ્યા ગયા. તેઓ આપણે માટે પાછળ મૂકી ગયા : સંસ્કાર અને કર્તવ્યની સમજ. આપણું - પાટીદાર સમાજનું - શું કર્તવ્ય છે તે તો તેઓએ આપણને સમજાવ્યું. હવે તેમને જો આપણે સાચી અંજલિ આપવી હોય તો તેમની ઘડેલી પ્રતિમામાં, તેમના સંપર્ક અને સંસ્કારથી જાગેલી જ્યોતને તે પ્રતિમામાં હળવે સિંચો–આત્મા મૂકો.

નર્મદને અંજલિ આપતાં જેમ વિશ્વનાથભાઈએ કહ્યું છે તેમ, આપણે પણ ના કહી શકીએ કે ભા આપણી વચમાં શું, પણ દુનિયાના ગમે તે કોઈ દેશમાં જન્મ્યા હોત તો કદાચ આથી પણ વધારે સારું કામ કરી શક્યા હોત? આપણો સમાજ તો વેંતિયાનો સમાજ. આપણે ઘણીવાર એવું કરવું પડે છે કે મહાપુરુષ ન હોય તે છતાં આપણામાં જે મહાપુરુષની ભૂખ સ્વાભાવિક હોય છે તે અનુસાર ગમે તેવાને મહાપુરુષ કરીને બેસાડી દેવા પડે છે. આ રીતે ભૂખ પોષવાથી શું આપણે સંસ્કારની છાયા મેળવી શકીશું? તે માટે તો પહેલાં આપણે સંસ્કારદીપ મેળવવો પડશે. પછી તે સંસ્કારદીપને યોગ્ય જ્યોતિ અને તે પણ ગમે તેવી રેંજીપેંજી નહિ, પણ તે પ્રદીપને અખંડ કરે તેવી અનુપમ અખંડ જ્યોતિ મેળવવી પડશે.



ભાની પ્રતિભાનાં શાં વખાણ કરું? તેમનું વિશાળ સ્વરૂપ તો કદાચ આથી પણ મહાન હશે. આ ભાવાંજલિના અંતમાં વિશ્વનાથભાઈના જ શબ્દો ફરી તાજા થાય છે કે, પ્રચંડકાય પુરુષ! તારા અદ્ભુત વ્યક્તિત્વનો વિચાર કરતાં તો એક જ ઉદ્ગાર નીકળી પડે છે -

શું શું સંભારું ને શી શી પૂજું પુણ્ય વિભૂતિઓ?
પુણ્યાત્માનાં ઊંડાણો તો આભ જેવાં અગાધ છે!

## જ્ઞાનનો પ્રકાશ ફેલાવનાર કર્મયોગી

લેખક : **છગનભાઈ કા. પટેલ**
આચાર્ય, શેઠ જી. સી. હાઈસ્કૂલ પિલવાઈ

સરઢવ ગામની ભૂમિમાં ઊછરેલા શ્રી છગનલાલ પીતાંબરદાસ પટેલ ઉત્તર ગુજરાતના 'છગનભા' બન્યા. સમાજનાં બાળકોને પોતાનાં ગણી તેમની કેળવણી માટે હરદમ ચિંતન કરતી તેમની આર્ષદૃષ્ટિને એક સ્વપ્ન લાધ્યું. સમાજને જાગૃત કરવો હોય તો કેળવણી એ જ એક માત્ર ઉપાય છે એવી એમને પ્રેરણા થઈ. એ પ્રેરણાના ફલરૂપે કડીની સંસ્થાના પોતે સ્થાપક, પોષક અને ઘડવૈયા બન્યા. એ સૂકલકડી અને જર્જરિત દેહવાળા, પરંતુ ભવ્ય આત્માવાળા 'છગનભા' ખરેખર ઉત્તર ગુજરાતના સમાજવિધાયક બન્યા. 'એકે હજારાંની' પ્રચલિત ઉક્તિ પ્રમાણે 'છગનભા' એક હોવા છતાં હજાર જેવા હતા, બલકે હજારો માનવીઓમાં જવલ્લે મળી આવે એવી એક વિરલ પ્રતિભાશાળી પુરુષ હતા. એમણે કરી દેખાડેલું કામ આ કથનની સાક્ષી પૂરે છે.

જગત ઉપર લાખોકરોડોની સંખ્યામાં મનુષ્યો અવતાર લે છે, અને દુનિયાના કયા ખૂણામાં તેઓ દેખાયા અને ક્યાં વિલીન થઈ ગયા તેની કોઈને ખબર સરખી પણ પડતી નથી. પરંતુ જેઓ પોતાનું જીવન લાખોના કલ્યાણ માટે ખર્ચે છે, પોતાના દિલમાં દીવો પ્રગટાવી બીજા અનેકના દીવા પ્રગટાવવાનો જેમનો જીવનઆદર્શ બનેલો હોય છે અને જગતની પ્રગતિમાં કુદરત જેનો પોતાના સાધન તરીકે ઉપયોગ કરે છે, એક પયગંબરની જેમ જગતના કોઈ અંધારા ખૂણામાં જે જ્ઞાનનો પ્રકાશ ફેલાવવા એક સંદેશાવાહક તરીકે વર્તે છે એવા વિરલ આત્માઓ તો હજારે, અરે લાખે એક જ હોય છે. 'છગનભા' એવા લાખોમાંના એક હતા. એવા દ્રષ્ટા પુરુષને અંજલિ અર્પવાનો આ પ્રસંગ પ્રાપ્ત થયો છે એ સમાજનું સદ્ભાગ્ય છે.

કોઈ કવિએ કહ્યું છે કે, એવા પુરુષો માટે મૃત્યુ નથી. કારણ કે A Man lives in his Deeds માણસનો દેહ નાશ પામવા છતાં તેના આત્માએ પ્રગટાવેલી જ્યોત

તો જલતી જ રહે છે. 'છગનભા'એ તો વળી એક જ્યોત પ્રગટાવી છે કે જે દેશમાં ઠેરઠેર અનેક બીજી જ્યોતો પ્રગટાવી અખંડ દીવડાનું કામ કરશે. સ્વર્ગસ્થે પોતાના જીવનનાં પાછલાં વર્ષોમાં જે પ્રવૃત્તિ પાછળ ભેખ લીધો અને જેને પોતે પોતાના આરાધ્ય દેવને સ્થાને બેસાડી હતી એવી આપણી કડીની સંસ્થા એ એમણે પેટાવેલી એવી જ્યોત છે કે જે કાયમ જ્ઞાનપ્રકાશ ફેલાવ્યા જ કરે છે અને અનેકના જીવનમાં નવી આશા, નવી ભાવના અને નવી દૃષ્ટિ આપ્યા જ કરી રહી છે. એથી કરીને જ એમ કહેવું વિશેષ ઉચિત થશે કે, 'છગનભા'ને માટે મૃત્યુ જ નથી એ તો મરવા છતાં જીવતા જ છે. તેમનો આત્મા તેમના કાર્ય દ્વારા સદા વિલસી રહ્યો છે. એ રીતે એઓશ્રી અમર જ બન્યા છે.

'છગનભા' ખરેખર એક કોયડારૂપ હતા. જે પુરુષને પોતાને આ જગત ઉપર કહેવાતું ભણતર પ્રાપ્ત નહોતું થયું એના દિલમાં ભાવના થાય કે, 'હું દેશના લોકોના ઉદ્ધાર માટે લોકોમાં કેળવણીનો પ્રચાર કરું, લોકોને કેળવણી પામવામાં સગવડ થાય તે માટે છાત્રાલયો ખોલું, અંગ્રેજી શાળાઓ, હાઈસ્કૂલો, ઉદ્યોગાલયો, કન્યાકુંજ ખોલું અને એથી પણ આગળ વધીને કોલેજો ઉઘાડું, ઉઘડાવું.' આ ભાવનાઓ નિરક્ષર માનવીના મનમાં જાગે એ બીના એક સમસ્યા જેવી છે. પરંતુ ત્યાં જ 'છગનભા'ના જીવનની ખૂબી રહેલી છે. કુદરતને જેવા દેશ અને કાળમાં કાર્ય કરાવવું હતું તેવા દેશ અને કાળને બંધબેસતો થાય એવો સંદેશવાહક કુદરતે પસંદ કરેલો હતો. બાહ્ય દૃષ્ટિએ અને દુનિયાની ગણતરીમાં 'છગનભા'નું શિક્ષણ શૂન્ય જેવું ગણાય. પરંતુ તેમને આત્માનો પ્રકાશ લાધેલો હોવાથી, આત્મજ્ઞાનનો દીપક ચેતાવેલો હોવાથી, સ્થૂલ બુદ્ધિવાળા સામાન્ય માનવીને ન સમજાય એવી ઝીણી બાબતો તેમના અંતરમાંથી પ્રગટતી. શાસ્ત્રીય ભાષામાં જેને Intuition (સ્વતઃપ્રેરણા) કહેવાય છે એવી રીતે તમને સહજ જ્ઞાન થતું અને કુદરતે જ જાણે કે આ કાર્ય શરૂ કરવા તેમને આ જગત ઉપર મોકલ્યા હોય એવી જ ઘટનાઓ તેમના જીવનમાં બની છે. તેમના જીવનનો એ એક ગૂઢ કોયડો નહિ તો બીજું શું?

કેળવણીની સંસ્થાના સુકાની બનનારા પુરુષમાં કેટલીક ખાસ લાયકાતો જોઈએ. કેળવણીસંબંધી જેને દૃષ્ટિ લાધી હોય, નવો વિચારપ્રવાહ ઝીલ્યો હોય તે જ માણસ કેળવણીની સંસ્થાનું સંચાલન કરી શકે. કેળવણીના અટપટા પ્રશ્નો સમજવા માટે ઝીણી બુદ્ધિની જરૂર પડે છે. ખુદ ઉચ્ચ કેળવણી પામેલા ઘણા માણસો પણ કેળવણીની સંસ્થાના સંચાલનની બાબતમાં તદ્દન નિષ્ફળ નીવડે છે. તો પછી બિલકુલ કેળવણી નહોતા પામ્યા એવા 'છગનભા' કડીની સંસ્થાને ઉચ્ચ ભૂમિકાએ લાવી શક્યા અથવા એના વિકાસમાં સાથ અને હૂંફ આપી શક્યા એમ શી રીતે બન્યું? આ પણ એક



કોયડો જ છે. એ કોયડાનો ઉકેલ પણ એક જ રીતે મળે તેમ છે. માણસની બુદ્ધિ ઉપર ઢોળ ચડાવનારી આજકાલની પુસ્તકિયા કેળવણી જ્યાં આગળ ઝાંખી પડે છે એવા એક પ્રદેશમાંથી પ્રેરણા મેળવવાની શક્તિ 'છગનભા'એ વેદાંતશાસ્ત્રના પોતાના અભ્યાસના પ્રતાપે મેળવી હતી. એમને કેળવણીપ્રચારનું કાર્ય કરવાની પ્રેરણા પણ એ જ પ્રદેશમાંથી મળેલી અને એ કાર્યને આગળ વધારવા માટે જોઈતી શક્તિ અને અટપટા પ્રશ્નો સમજવા માટે જરૂરી કુશાગ્ર બુદ્ધિ પણ એ જ અગમ્ય પ્રદેશમાંથી તેમને લાધી હતી. એ રીતે તેઓશ્રી એક મંત્રદ્રષ્ટા પુરુષ હતા. ભલે તેમના બાહ્યસ્વરૂપમાં તે ગામડિયા જેવા જણાતા હોય, ભલે તે વૃદ્ધ હોય, ભલે તે નિરક્ષર હોય, પરંતુ આંતરજીવનમાં એઓશ્રી એક ઋષિ હતા.

એવા ઋષિને માટે વંદન સિવાય બીજું શું હોય? એ પુરુષનું નામ સાંભળતાં જ મારું મસ્તક ભાવપૂર્વક તેમના અક્ષરદેહ આગળ નમી પડે છે. એ પુરુષે જેની પાછળ ભેખ ધારણ કર્યો હતો તે સંસ્થામાં સૂક્ષ્મદેહે એ કાર્ય સ્વરૂપે હાજરાહજૂર બેઠેલા મને તો જણાય છે. લીમડાના ઝાડ નીચે અવધૂતની જેમ ધૂણી ધખાવી બેઠેલા એ કર્મયોગીની છબી જ્યારે યાદ આવે છે ત્યારે તેમના તપની કઠોરતાનો ખ્યાલ આવે છે, અને એ ખ્યાલ સાથે મારું મસ્તક તેમના ચરણમાં નમી પડે છે. તેમણે જગાવેલી એ જ્ઞાનજ્યોતને સંકોરતા રહી, તેમાં વિશેષ ઘી પૂરી તેને અખંડ બળતી રાખવાની આપણી ફરજ છે. એ તપસ્વીને સ્નેહાંજલિ આપવાની સાચી રીત એ જ છે.

નમન છે એ ઋષિને, નમન છે એ પુણ્ય આત્માને, નમન છે એ કર્મવીરને, નમન છે એ ભેખધારી અને સાધુચરિત સ્વર્ગસ્થ 'છગનભા'ને. અસ્તુ.

## મારા 'ભા'

બાલ્યજીવનમાં ફોઈબાની દેખરેખ નીચે હું મોટો થયેલો. તે વખતે મોસાળ, ફોઈબાનું ઘર તેમજ સરઢવમાં મારી હેરફેર થતી. તેથી સ્થાયી કોઈપણ વ્યક્તિની અસર મારા ઉપર હતી નહિ. મારી કાશીફોઈ (ભાનીબહેન), મારાં માતા, બહેન આયાની ગરજ સારતાં. તેઓની માવજત નીચે હું સાત વર્ષનો થઈ ગયો અને પછી મારે સરઢવ રહેવાનું થયું.

સાત વર્ષ પછી મારે ભાનો પરિચય શરૂ થયો. મારાં ફોઈબા મારી કેળવણીમાં ફાળો આપી શકે તેમ નહોતાં. હવે તે જવાબદારી ભાએ સ્વીકારી.

તેઓની લગભગ પાંચ ફૂટ અને સાત ઈંચની ઊંચાઈ હતી. શરીરે સુદૃઢ, પાતળા હતા. શરીરે તેઓ મજબૂત હતા તેના કરતાં તેમનું મન બહુ જ મજબૂત હતું. તેમનો અવાજ તો પ્રચંડ જ હતો. તેઓ દરરોજ રાત્રે મને પાડા-આંક બોલાવતા. બાળાક્ષરી

લખાવતા. રાત્રે રામાયણ અને મહાભારતમાંથી વાર્તાઓ કહેતા. હું ભણવામાં પહેલેથી જ બહુ ઉત્સાહી હતો તેથી તેમને બહુ પ્રિય હતો. મને ભણાવવામાં તેમને આનંદ આવતો.

મારા ભા સફેદ ખાદીની ધોતી, ઝભ્ભો અને પાંચ ઈંચની દીવાલની ટોપી પહેરતા. તેમના પગમાં દેશી જોડા, એક હાથમાં સીસમની હાથીદાંતના હાથાની લાકડી અને બીજા હાથમાં રબર જેવી જાડાં કપડાંની થેલી તેઓ રાખતા. શરીર ઉપર કરચલીઓ પડી ગઈ હતી. કપાળમાં ચંદનનું લાંબું શિવપંથી તિલક કરતા.

મારા ભાની મારે દોસ્તી હતી. હું મારા બાપુજીથી બીતો હજુ પણ બીવું જ છું. મારી હૃદયની વાતો હું તેમની આગળ કહી શકતો નહીં. મારે ભાઈ કે બહેન તે વખતે હતા નહીં. મારી બધી જ લાગણીઓને ઠાલવવાનું અને ઇચ્છા અને આશાઓ પૂરી કરવાનું એ જ અંતિમ સ્થાન હતું. તેઓ મને પંપાળતા. વહાલથી બચીઓ કરતાં અને જ્યારે બહારગામથી આવ્યા હોય ત્યારે ઝોળીમાં મારે માટે ખાવાનું લાવ્યા જ હોય. એમની ઝોળી લેતાં જગુ કોઈ દિવસ નિરાશ થતો નહીં. સારી ય જ્ઞાતિની જ્ઞાનભૂખ એ ઝોળીએ ભાંગી હતી તેનો મને તે વખતે ખ્યાલ નહોતો. હું બહુ આનંદથી ખાતો.

રાત્રે જ્યારે હું સૂતો ત્યારે ઘણા દિવસની ભેગી થયેલી વાતો પૂછવા મંડી પડતો. ભા તમે ક્યાં ગયા હતા? ત્યાંથી વાતો શરૂ થતી. પછી દરરોજની એક વાત પ્રમાણે જેટલા દિવસ ગેરહાજર રહ્યા તેટલા દિવસની વાતોની ઉઘરાણી કરતો અને પઠાણની માફક તે પાછી વ્યાજ સાથે વસૂલ કરતો. તે દિવસે રાત્રે તેમને બાર વાગે જ સૂવા દેતો છતાં તેઓ ખિજાતા નહીં અને વાતો કર્યે જ જતા. મારા બાપુજી મારી વાતોથી કંટાળી જતા અને ખિજાતા એટલે એમની આગળ હું ખાસ બોલી શકતો નહીં. એટલે ભેગું થયેલું બધું જ બોલવાનું ત્યાં જ ઠલવાતું.

દિવસે દિવસે તેમની હૂંફાળી અને સાંસ્કારિક દેખરેખ નીચે મારી ઉંમર અને જ્ઞાન વધવા લાગ્યાં. શાળામાં ઘણુંખરું હું પ્રથમ જ રહેતો. ચાલુ અભ્યાસ કરતાં હું હંમેશાં, (ભા પાસેથી આગળથી શીખી લેતો એટલે) આગળ જ રહેતો. જ્યારે પરિણામ બહાર આવે ત્યારે તેઓ ખુશ થતા.

તેઓ બહુ જ ખુશમિજાજમાં રહેતા. તેમને લજ્જાપ્રથા ગમતી નહીં. તેઓ મારી બાને 'બેટા ગંગા' કહીને જ બોલાવતા અને તે લાજ કાઢે તો કહેતા, 'બેટા, તેં શું ખોટું કર્યું છે તે લાજ કાઢે છે? જે લોકો ખોટું કરે તેઓને શરમાવાનું હોય તે લાજ કાઢે. તું તો મારી દીકરી છે. પિતાની તેના પુત્રોએ લાજ વધારવાની છે. તું તો મારી પુત્રી. તારે લાજ કાઢવાની ન હોય, તારે તો મારી લાજ રાખવાની છે. વધારવાની છે.' એમ કહી તેઓ તેનો છેડો કાઢી નાંખતા.



અમે સાથે જમવા બેસતા. હું બાળપણમાં ખાસ દૂધ જ પીતો. દૂધ એ મારું જીવન હતું. તેઓને મારા પ્રમાણમાં થોડું ઓછું દૂધ મલતું એટલે ધીરે રહીને કહેતા: 'તું તો વહાલો છે એટલે તને વધુ દૂધ મળે છે. તું એનો દીકરો એટલે તને વધુ દૂધ મળે અને અમે ઘરડા ડોસા. હવે અમારી શી જરૂર?' મારી પાસેનો વાટકો હું લઈને આપવા જાઉં એટલે તરત જ એક બચી ભરી દે અને કહે: 'હું તો ગમ્મત કરું છું. એ મારી બાને કોઈ દિવસ ખોટું લાગવા ન દે.

હું નાનો હતો ત્યારે તે જમાનામાં લોકો કારજ કરતા - મરણ પાછળ જમવાનું. ભાને એ વાત ગમતી નહિ. જોકે મારા ગામમાં તો બહુ જ ભાગ્યે એવું થતું. પરંતુ તેમણે મને એવું સમજાવેલું કે, હું કોઈ દિવસ ત્યાં જાઉં નહીં. સ્વેચ્છાથી તે દિવસે મારી સ્વાર્થવૃત્તિને પોષવા ઘરે મિષ્ટાન્ન થયેલું જ હોય. તેઓ કહેતા : 'જો આ મગન, બિચારો પૈસેટકે ગરીબ છે. મોતીલાલ શેઠનો દેવાદાર છે. તેના બાપ મરી ગયા. હવે તેનું બારમું કરશે. દેવું વધશે. તે દુઃખી થશે. જે લોકો તેનો શીરો ખાય તેને એના દુઃખના ભોગી થવું પડે. બોલ, એ તને ગમે?' હું જવાબમાં ના કહું, અને પછી આ સિદ્ધાંતનો બીજા નાના મિત્રોમાં પ્રચાર કરવા પ્રયત્ન કરતો પણ ખાસ સફળતા પામતો નહિ.

ગામમાં કોઈ માંદું પડ્યું હોય, કોઈની ભેંસને અગર બળદને ખરવા આવ્યો વગેરે પ્રસંગે લોકો માતાની બાધા રાખે, ગરબાની માનતા માને, માતાજીનો થાળ માને. અનાયાસે તેમની ઇચ્છા પૂર્ણ થાય તો માતાએ સારું કર્યું માટે માન્યતા પ્રમાણે માતાને સંતોષ આપે અને નિષ્ફળ જાય ત્યારે કહે: 'હરિનું ધાર્યું થાય એમાં આપણો કાંઈ ઉપાય છે?' મને ખ્યાલ નથી કે, મારા ઘરની અંદર કોઈપણ પ્રસંગે કોઈએ કોઈ પણ બાધા રાખી હોય. બધા બાધામાં તેઓ માનતા જ નહીં. તેઓ કહેતા: 'આપણે કાંઈ ફરિયાદ હોય તો આપણે રાજા પાસે જવું જોઈએ. રાજા આપણને દાદ આપશે, કારણ કે તે સૌથી મહાન છે. આપણે સિપાઈને લાંચ આપીશું અને સિપાઈ રાજા પાસે લઈ જશે અને આપણી ફરિયાદ રાજા સાંભળશે એવું શા માટે કરવું? સીધા રાજા પાસે કેમ ન જવું? જેથી આપણું કામ વહેલું પતી જાય. માતા, મંદિર સિપાઈઓ જેવાં છે, તેમને શા માટે લાંચ આપવી? પરમાત્મા ઉપર શ્રદ્ધા કેમ ગુમાવવી? અને ઈશ્વર તો જગતનો નિયંતા છે. તેને શાની જરૂર છે કે તે તમારા ઘીના દીવા, શ્રીફળ અને થાળથી ખુશ થશે. જે આપવાનું છે તે તો તેનું જ છે. તમે કોણ કે તેને આપી શકો?' હજારો વર્ષોના વહેમ અને અજ્ઞાનતાના પડને તોડવા માટે આ શબ્દો જાદુઈ અસર કરતા.

મારા ભા જ્યારે બહારગામથી આવતા ત્યારે જે કાંઈ ખાવાનું લાવતા તેમાંથી અમારા પાડોશીના દરેક બાળકને થોડો હિસ્સો મળતો જ. તેઓ આમ કરતાં તેથી

મને જરા ગમતું નહિ. કારણ કે મારો ભાગ ઓછો થતો. તેમજ કેટલાકની સાથે હું તાત્કાલિક કટ્ટી કરી આવ્યો હોઉં અને તેને ખાવાનું મળે તે મને ન ગમતું પરંતુ તેઓ મને કહેતાઃ 'બેટા, જો દરરોજ તમે સાથે રમો છો, તો પછી તમારે સાથે ખાવું જોઈએ. તું એકલો ખાય તે તો સારું ન દેખાય. તેને ખાતો દેખી તે તેના બાપાને રગડશે અને તે બિચારો ક્યાં અત્યારે અંગુર, કેળાં અને મોસંબી લાવી આપશે?' મને તે સમજાતું અને પાછું મારે માટે શેષમાં રહેતું એટલે તેમની વાતમાં સંમત થતો.

તેઓ હતા ત્યારે અમારે ઘેર સંન્યાસી, મહાત્માઓ, સમાજસુધારકો, કાર્યકરો વગેરે આવતા. તેમનો પરિચય મને થતો. હું જ્યારે લગભગ દસ વર્ષનો હતો ત્યારે દરબાર ગોપાલદાસ વગેરેને રાત્રે પીરસવાનું કાર્ય મેં બજાવ્યું હતું. તેમની પરોણાગત એટલે હદ સુધી થતી કે ઘરમાં મારાં બા વગેરેને મૂંઝવણમાં મુકાઈ જવું પડે. દસ વાગ્યા સુધી કોઈને ખબર ના હોય કે મહેમાન આવવાના છે અને અગિયાર વાગે મોટરમાંથી તેઓ પાંચ-સાત માણસને લઈને ઊતર્યા હોય. બધું પાર ઊતરતું.' મારી બા તેમના આ સ્વભાવને જાણતી. તેથી હંમેશાં તેને તૈયાર જ રહેવું પડતું.

ગામમાં લોકોના છોકરાઓ નાનપણમાં ગૂંથાઈ જતા. તેમનો વિવાહ-સંબંધ નક્કી થતો. તેમને તે રુચતું નહીં. તેઓને જોકે તેમનાં બાળકોને (પુત્રોને) નાની ઉંમરમાં જ પરણાવી દેવાં પડ્યાં હતાં. પરંતુ તેનું ઘણું દર્દ હતું. તેઓ કહેતાઃ 'નારણ, જો હું મારા પિતાને સમજાવી શક્યો નથી અને તેથી તને નાનપણમાં પરણાવી તારી પ્રગતિને મેં રોકી છે, તેને માટે હું તારો ગુનેગાર છું. પરંતુ બેટા, મારા જેવી ભૂલ તમે ન કરતા. તમારાં બાળકોને ભણાવજો અને મોટી ઉંમરે લગ્ન કરાવજો.

મારા ભાને સાધુસંતો સાથે મહોબ્બત હતી. તેમની સાથે તેઓ મસ્તીમાં આવતા. વેદાંતની ચર્ચા, કબીરની સાખીઓ અને ભજનો લલકારતાં. તેમનાં મોં ઉપર કોઈ અનેરો જ આનંદ આવતો. તેઓ 'શિવોઙહમ' બોલતા. 'અહં બ્રહ્માસ્મિ' બોલતા. હું તે વખતે બહુ જ નાનો હતો. મને આમાં સમજણ પડતી નહીં. છતાં તેઓ મને સમજાવવાનું ચૂકતા નહીં.

તેઓ મને કહેતાઃ 'બોલ તું કોણ છે?'

હું કહુંઃ 'જગુ'.

તેઓ કહેઃ 'જગુ ક્યાં છે તે બતાવ?'

હું નાક, કાન ઈત્યાદિ બતાવતો.

ત્યારે તેઓ કહેઃ તે તો નાક છે, કાન છે વગેરે.

જ્યારે હું શરીરને બતાવું ત્યારે હસીને કહેતાઃ તું તો શિવોઙહમ્ છે. આ શરીર તો પંચભૂતથી બનેલું છે. આકાશ, પૃથ્વી, જળ, તેજ, વાયુ.



હું કહુંઃ 'મને તો કાંઈ દેખાતું નથી?'

તેઓ પાછા કહેઃ 'જો આ શરીરમાં હાડકાં છે તે પૃથ્વીનો ભાગ છે. લોહી તે જળનો ભાગ છે, વગેરે.'

વળી પાછા કહે : 'જો આ શરીર પંચભૂતનું બનેલું છે. તે શરીર તે તું નથી. કારણ કે શરીર વધે છે, ઘટે છે. આત્મા વધતો નથી, ઘટતો નથી. તારા શરીરને નામ આપ્યું છે તે વ્યવહારમાં તેને ઓળખવા પૂરતી સંજ્ઞા છે. તેને જગુને બદલે જગદીશ નામ આપ્યું હોત તોપણ તું તેનો તે જ રહેત; અને જો તું શરીર જ હોત તો તું એમ ન કહેત કે 'ભા મારું શરીર મેલું થયું છે મને નવરાવજો.'

એ રીતે પંચીકરણનો પ્રાથમિક પરિચય તેમણે લગભગ હું બાર વર્ષનો હતો ત્યારે આપેલો.

તેઓ ખાદી પહેરતા અને અમને બધાંને ખાદી પહેરાવતા. અમારા ઘરમાં રેંટિયો ચાલતો હતો. જોકે હાલ પણ અમારા કુટુંબમાં લગભગ સમજદાર દરેક વ્યક્તિને રેંટિયો આવડે જ છે અને તેમણે નાંખેલા સંસ્કાર પ્રમાણે ખાદી પહેરે જ છે.

૧૯૩૦ની લડતમાં મારા કાકા-નારણકાકાનો દેશપ્રેમનો જુસ્સો એટલો બધો હતો કે તેમનો જુસ્સો કુટુંબમાં એક ચિંતાનો વિષય થઈ ગયેલો. તેઓએ ઘરમાંથી બધાં જ વિલાયતી કપડાં કઢાવીને બાળી મૂકેલાં. તેઓને ભાનું વેદાંત ઠીક ઠીક વારસામાં મળેલું. શિવોઙહમની બૂમો અને મસ્તીમાં તેઓ રહેતા અને ગામમાં દરેક બાળક, વૃદ્ધ તેમજ યુવાન માણસને તેમને થયેલો વેદાંતજ્ઞાન તેમજ દેશપ્રેમનો પરિચય અનિચ્છાએ પણ કરાવતા. જો તેઓ બાળપણમાં લગ્નજીવનમાં ગૂંથાઈ ન ગયા હોત તો આજે પણ અમારાં વડીલોના કહેવા પ્રમાણે સંન્યાસી થઈ ગયા હોત.

આ તો મારા ભાનો મને મારા ઘરમાં બેસીને બાલ્યાવસ્થામાં થયેલો પરિચય છે.

મારું પ્રાથમિક શિક્ષણ પૂરું થતાં મારા પિતાજી કડી મુકામે મને મૂકી આવ્યા. હું કડી ગયો, પરંતુ ત્યાંથી પિતાજી વિખૂટા પડ્યા ત્યારે બીજા છોકરાઓની માફક મને રડવું ન આવ્યું. બીજા રડતા, તો હું સમજાવતો અને દોસ્તી કરી દઈ તેમને અભ્યાસમાં મદદ કરતો. અહીં પણ અભ્યાસની મારી ધગશ અને આવડતને લીધે વિદ્યાર્થીઓમાં અને શિક્ષકોમાં હું પ્રિયપાત્ર બની ગયેલો. મારા ભા મને લગભગ એક મહિનાના કડીના સહવાસ પછી કડી આવેલા ત્યારે મને સમજાયું : ભા કહેવાનો હક્ક મને એકલાને નથી. સંસ્થાની દરેક વ્યક્તિ તેમને ભા કહે છે. દરેકના તેઓ ભા છે. આપણા ઘરના ભા આપણા એકલાના હતા તેથી આપણી સારી સંભાળ રાખતા હતા. એ તો અહીં દરેકના ભા થઈને બેઠા છે એટલે આપણી ઉપર પક્ષપાત ન થાય એ તેમને જોવાનું રહેશે. એટલે સંસ્થામાં હું પૌત્ર મટી એક છાત્ર

બન્યો. બધા છાત્રોએ એ મારા હક્ક ઉપર તરાપ મારી મારા ભાને છીનવી લીધા. અલબત્ત, તેથી મને દાદાના વાત્સલ્યની ખોટ જણાઈ, પરંતુ મારા છાત્રો અને મિત્રોમાં 'ભાના જગુ'ના બિરુદથી ઓળખાવા લાગ્યો. ભાની ઓછી થયેલી દેખરેખ મને સાલી નહીં. છાત્રો, મિત્રો અને શિક્ષકોએ તે ખોટ પૂરી કરી અને સંસ્થામાં હું આગળ વધવા લાગ્યો.

લગભગ મને યાદ છે ત્યાં સુધી હું અંગ્રેજી ચોથા ધોરણમાં હતો ત્યારે પોષ સુદ ૭ને રવિવારને દિવસે સવારે સાત વાગે તેઓનો સ્વર્ગવાસ અમદાવાદ મુકામે થયેલો. હું તે વખતે કડી મુકામે હતો. રાત્રે પોપટભાઈ સાહેબે અમદાવાદથી આવી અને અમારા ગૃહપતિસાહેબને સમાચાર આપ્યા અને તેઓએ મને જણાવ્યું ત્યારે મારા દુઃખનો પાર નહોતો. હું ખૂબ રડ્યો. ધરાઈને તેમણે ભણાવેલા વેદાંતની પરવા કર્યા વિના, આત્મા મટી હું અજ્ઞાની જીવ બનીને ખૂબ રડ્યો અને આજે પણ તેમની યાદ આવે છે ત્યારે આંસુ આવે છે!

તેમના જીવન દરમ્યાન હું બાલ્યાવસ્થામાં હતો. તેમનું મૂલ્યાંકન કરવાની મારી શક્તિ નહોતી. જ્યારે હું મોટો થયો ત્યારે કમનસીબે હું તેમને ગુમાવી બેઠો. હું નહીં, પરંતુ કડીની સંસ્થા, કડવા પાટીદાર જ્ઞાતિ અને ગુજરાત આખું એમને ગુમાવી બેઠું છે.

તેમની મુરાદ કન્યાકેળવણી આપવાની, કડીમાં વિદ્યાલય સ્થાપવાની હતી. તેઓ ઘણી વખતે મારી સાથે વાતોમાં કહેતા હતા. વળી તેઓ કહેતા : 'હું મરી જાઉં, ત્યારે મારી પાછળ શ્રાધ્ધ કરશો નહીં. હું કર્મકાંડમાં માનતો નથી. હું જરૂર અમર છું. આત્મામાં આત્મા મળી જશે. મારી પાછળ બારમું કરશો નહીં. નહીંતર, મેં જે કાંઈ જિંદગી દરમ્યાન કર્યું છે તે બધું તમે ગુમાવશો. મારો પિતૃદ્રોહ કર્યો ગણાશે. તમારી પાસે પૈસા હોય અને તેને વાપરવા હોય તો કોઈ કેળવણીની સંસ્થામાં તેનો સદુપયોગ કરજો. બને તો સરઢવમાં અંગ્રેજી શાળા સ્થાપજો.'

હાલ શું શું સંભારું? વધુ સંભારું છું તેમ વધુ ભૂલું છું. 'પુણ્યાત્માનાં ઊંડાણો તો આભ જેવાં અગાધ છે!'

**જગુભાઈ રામદાસ પટેલ**
('ભા'ના પૌત્ર)

## જ્ઞાનદીપ પ્રગટાવ્યો

**ઈશ્વરભાઈ હ. પટેલ**

કોણ જાણે શાથી પણ એક દિવસ છગનભાના દિલમાં આ સંસાર ઉપર વૈરાગ્ય જાગ્યો. સંસારની મોહમાયા તેમને મન ખારીદવ લાગવા લાગી. આથી તે ચાલી



નીકળ્યા આત્મોદ્ધારના પુનિત પંથે. આવ્યા ભારતની પાવનનગરી કાશીના દ્વારે. કાશીના દ્વારે આવી શ્રી કેશવાનંદજી કરીને આતમજ્ઞાન પામેલા એક મુનિના ચરણોમાં માથું નમાવી કહ્યું :

'ગુરુ મહારાજ! ૫૦ વર્ષ સુધી માયામાં લપેટાયેલો રહ્યો છું. સંસારના અનેકવિધ ભોગ ભોગવી ચૂકેલો છું અને એ અનેકવિધ ભોગવેલા ભોગમાં મારા આત્માનું મને કંઈ શ્રેય થયું હોય એમ જણાતું નથી. એટલે આપની પાસે આત્માનું કલ્યાણ સાધવા આવ્યો છું.'

શ્રી કેશવાનંદજી મહારાજે જોયું તો પોતાની સામે એક વૃદ્ધ ગામડિયો ખેડૂત દેખાયો. તેના શરીર ઉપર આછીપાતળી કરચલીઓ વળવાની શરૂઆત થઈ હોય એમ સ્પષ્ટ દેખાતું હતું. પોતાના આશ્રમે આવેલા એ વૃદ્ધને પૂછ્યું : 'ક્યાંથી આવો છો?'

'મહેસાણા જિલ્લાના સરઢવ ગામથી.'

'નામ.'

'છગન.'

'શું તમો તમારા આત્માનો ઉદ્ધાર કરવા સારું અહીં આવ્યા છો?'

'હા, ગુરુમહારાજ!'

'છગનભાઈ! પોતાના વ્યક્તિગત આત્મોદ્ધાર કરતાં સારા સમાજનો ઉદ્ધાર કરવાનું કામ તમો કરો કે નહિ?' શ્રી કેશવાનંદજી મહારાજ કંઈક ગર્ભિત ભાવે બોલ્યા.

'એવાં ક્યાંથી ભાગ્ય, ગુરુમહારાજ!'

'તો છગનભાઈ! તમો આ કાશીનગરીમાં ચાલ્યા જાવ. તમારો સમાજ કે જે વહેમ, અંધશ્રદ્ધા જેવા ઊંડા અંધારામાં ગબડી પડ્યો છે તેને ઊંચો લાવવાનો પ્રયત્ન કરો. વ્યક્તિગત આત્મોદ્ધાર કરતાં, થોડો પણ સમાજોદ્ધાર કરવો એ વ્યક્તિ માટે મોટામાં મોટો આત્મોદ્ધાર જ છે, એમાં જ વ્યક્તિનું સાચું કલ્યાણ છે.' કારણ કે શાસ્ત્રો કહે છે કે, 'કર ભલા હોગા ભલા.'

શ્રી કેશવાનંદજી ગુરુ ભારેખમ તત્ત્વબોધ ભરેલી વાણી વદી ઊઠ્યા.

'પણ ગુરુમહારાજ! સમાજને અંધકારમાંથી ઊંચો લાવવાનો કોઈ ઉપાય?

'કેળવણીનો ફેલાવો કરો, જ્ઞાનદીપ પ્રગટાવો, એટલે આપોઆપ અંધકાર નાશ પામશે. આવતી કાલના શિષ્ટ સમાજના સર્જન અર્થે આજનાં બાળકોને ભણાવો. તેમને કેળવણીની ઉજાશકેડી ઉપર વિહાર કરતા કરો.' કેશવાનંદજી મહારાજે સમાજને અંધકારમાંથી ઉગારવાનો અમોઘ ઉપાય બતાવ્યો.

૫૦ વર્ષના વયોવૃદ્ધ છગનભાઈએ પોતાની આંખે જોયું હતું કે પોતાનો સમાજ

અંધકારમાં રખડે છે. એટલે કેશવાનંદજી મહારાજના શબ્દો તેમના દિલમાં બરાબર અસર કરી ગયા. પોતાનો સમાજ અંધકારમાં સબડ્યા કરે તે તેમના દિલમાં ખૂંચ્યું. તેમને અંતરવેદના થઈ અને અંતરવેદનામાંથી સમાજને અંધકારમાંથી પ્રકાશમાં લાવવાની પ્રબળ ઈચ્છા પ્રગટી. એ પ્રગટેલી ઈચ્છાની પૂર્તિ અર્થે ગુરુ કેશવાનંદજી મહારાજના આશીર્વાદ પામી તેમનો એક મહામંત્ર 'કર ભલા તો હોગા ભલા'. હૃદયમાં ઉતારી છગનભાઈ કાશીનગરી છોડી પાછા ફર્યા.

મંદમંદ વહેતી એ મંદાકિનીનાં પવિત્ર જળમાં સ્નાન કરી શુદ્ધિ મેળવી ધીરગંભીર અને સંસારરહિત એવા ગુરુ કેશવાનંદજી મહારાજના આશીર્વાદ પામી જડને પણ ચેતનવંતી બનાવતી બહુમાન પામેલી એવી એ કાશીની પવિત્ર વિદ્યાભૂમિમાંથી એ ખરેખર ચેતનવંતા થઈ આવ્યા પોતાની ગુર્જર ભૂમિમાં. એ વખતે ગુજરાતનો માનવ અંધકારમાં સબડતો હતો. એમાં ય ખેડૂતવર્ગની તો દશા ખરેખર માનવને કંપાવે તેવી હતી. આગગાડીના એન્જિનને કાળકામાતા માની તેની બાધા રાખનાર કેટલાક લોકો તે વખતે મળી આવતા હતા. બાર વર્ષે માતાનાં બારણાં ઊઘડે ત્યારે સૂપડામાં લગ્ન લેવાતાં. આવા આવા તો કેટલાક કુરિવાજ તે વખતે સમાજમાં ઘર ઘાલી ચૂક્યા હતા. આવા અંધકારમાં સબડતા સમાજને પ્રકાશ આપવાનું કામ આ વૃદ્ધ છગનભાએ હાથમાં લીધું. સ્વામી કેશવાનંદજી મહારાજની પ્રેરણા પામેલ છગનભાએ ૫૦ વર્ષની ઉંમરે અંધકારને છેદવા માટે કમર કસી. એમણે તપ આદરવું શરૂ કરી દીધું. એ ગુજરાતના ગામડે ગામડે એક પરિવ્રાજકની માફક ફરવા લાગ્યા. એમના મુખમાંથી એક જ નાદ આવતો હતો : 'કર ભલા તો હોગા ભલા.'એ મહામંત્ર સમાજ આગળ મૂકી આગળ કહેવા લાગતા : 'બાળકોને ભણાવો. સમાજને અંધકારમાંથી બચાવવા સારુ વહેમ, ધિકારમાંથી બચાવવા સારુ, વહેમ, કુરૂઢિ અને અંધશ્રદ્ધાની જડ ઉખેડવા માટે બાળકોને કેળવણી આપો. સંસ્કારરૂપી જ્ઞાન આપો. ભણતર રૂપી પ્રકાશ આપો.'

આ નાદ એમણે ઉત્તર ગુજરાતના ગામડે ગામડે ગુંજતો કર્યો. એ નાદની સફળતા સારુ એમણે લાંબો હાથ કરીને કહ્યું : 'તમારાં બાળકોને ભણાવવા સારુ મને સોંપો. તે બાળકોના અર્થે કંઈ પૈ-પૈસો આપો. મૂઠી ધાન આપો.

૫૦ વર્ષ વટાવી ચૂકેલા અને વૃદ્ધત્વના આરે આવેલા છગનભાના શબ્દો સાંભળી કેટલાક લોકો તેમની ટાયલાઈઓ કરવા લાગ્યા. કેટલાક લોકો તેમને ગાંડો તો કેટલાક તો તેમને માટે 'ચસ્કી ગયું છે.' એમ પણ વદવા લાગ્યા. પણ એ વૃદ્ધ છગનભાએ તે બોલ ઉપર ધ્યાન ન આપ્યું. તેમના હૃદયનો ધબકાર માત્ર એક જ ઝંખના સેવ્યા કરતો હતો : 'બાળકોને ભણાવવા સારુ એક આબાદ વિદ્યા શાળા ઊભી



કરું.' વિદ્યાર્થીઓને રહેવા સારુ એક આબાદ વિદ્યાર્થી આશ્રમની સ્થાપના કરું. તેમના હાથ હંમેશાં એક જ વસ્તુની ભીખ માટે લાંબા થતા હતા. સમાજનાં બાળકોના પોષણ માટે પાઈપૈસો કે મુઠી ધાન આપો. તેમના પગ હંમેશાં એક જ કામ માટે દોડાદોડ કરતા : 'મારા મરતાં પહેલાં હું સમાજનાં બાળકોના ભણવાનો પ્રબંધ કરતો જાઉં.' બસ, આ પ્રબળ ભાવના મનમાં રાખી છગનભાએ કડીસ્ટેશન સામેની ભૂમિ ઉપર ધૂણી ધખાવી તપ આદરવું શરૂ કર્યું. બબ્બે દાયકા સુધી એમણે સમાજનાં બાળકો માટે ટાઢ-તડકાની પરવા કર્યા વગર તપશ્ચર્યા કરી. સાચા તપથી તો દેવપતિ ઇન્દ્રનું સિંહાસન પણ ડોલી ઊઠે છે એ વાત છગનભાએ હૃદયમાં નોંધી રાખી હતી અને ખરેખર! એ વૃદ્ધના તપના પ્રભાવે ત્યાં આગળ જ્ઞાનદીપ પ્રગટ્યો. ત્યાં આગળ જ્ઞાન શાળા શરૂ થઈ. વિદ્યાર્થીઓને રહેવા માટે એક આબાદ વિશાળ છાત્રાલય થયું. ઉદ્યોગ શાળા થઈ, ગૌશાળા થઈ અને વખત જતાં પેલી જ્ઞાનશાળા સર્વ વિદ્યાલયમાં પરિણમી. એને એ શાળામાંથી આજ સુધીમાં હજારો યુવાનો જ્ઞાન પામી જુદા જુદા ક્ષેત્રે દીપાવી રહ્યા છે.

એ વૃદ્ધ છગનભાએ પ્રગટાવેલા જ્ઞાનદીપકના આધારે ઉત્તર ગુજરાતના પિલવાઈ વીસનગર, વડનગર અને બલોલ જેવા નાના ગામડાંમાં પણ આજે જ્ઞાન જ્યોતો જલતી થઈ ગઈ છે અને આથી એક વખતે ઘર અને કુટુંબના છગનભા આજે ઘર અને કુટુંબના જ નહિ પણ આખા સમાજના - ખાસ કરીને ઉત્તર ગુજરાતના 'ભા' બની ચૂક્યા છે.

આજે તો છગનભા હયાત નથી, પણ તેમના જીવનના પ્રતીક સમી અનેક જ્ઞાનશાળા - કૃતિઓ જીવંત છે.

એક અભણ માનવીના તપનો મહિમા જોવો હોય, એક વૃદ્ધની બબ્બે દાયકાની સતત તપશ્ચર્યાના લીધે જન્મ પામેલી કૃતિઓનાં દર્શન કરવાં હોય તો કો'કવાર કડીની જાત્રાએ જઈ આવજો! પણ આજે તો છગનભા માટે શ્રી કાકાસાહેબ કાલેલકરે ઉચ્ચારેલા શબ્દો યાદ કરવા જ રહ્યા.

''છગનભા ભલે અભણ હોય પણ એ હિંદની જીવતી જાગતી સંસ્કૃતિ છે.''

('**સંદેશ**'માંથી સાભાર)

## ''વિદ્યાર્થીના આશીર્વાદ!''

**ઈશ્વરભાઈ હ. પટેલ**

યોગ્ય સંચાલનબળ અને સમાજનાં આધારસ્તંભ જેવા અગ્રણી વિદ્યાગુરુઓ અને જનતાના સહકારથી સંસ્થા દરેક રીતે બળવાન બની રહી હતી.

દૂર દૂર ગામડાંઓના યુવાનો અભ્યાસ સારુ આશ્રમમાં આવી રહ્યા હતા. એકંદર

કેળવણીની ખુશબો ચારે બાજુ પ્રસરી રહી હતી. કેળવણી અંગે લોકોનો-સમાજનો આશાવાદ જન્મી ખેલતોકૂદતો થયો હતો; અને છગનભાએ તે ખેલતાકૂદતા આશાવાદને દોડતો કરવા માટે ચાલણગાડીનો આશરો આપ્યો હતો. એ ચાલણગાડી એટલે પ્રવાસ. રજાઓના દિવસો આવે એટલે વિદ્યાર્થીઓ ટુકડીઓમાં ફેરવાઈ જુદા જુદા ગામડાંઓના પ્રવાસે નીકળી પડે.

એ વિદ્યાર્થીઓનું વૃંદ કડી સંસ્થાનો પ્રચાર કરે, કેળવણીનો મહિમા ગાય અને સંસ્થા માટે મૂઠી મૂઠી ધાન ઉઘરાવી આશ્રમ ખાતેનું ભાથું તૈયાર કરે.

પ્રવાસે નીકળેલી વિદ્યાર્થીઓની ટુકડીઓનું કોઈ કોઈ ઠેકાણે સ્નેહથી રસભર સ્વાગત થતું; તો કોઈ કોઈ ઠેકાણે કાળા શબ્દોમાં જાકારો પણ મળતો.

પણ છગનભાને અને તેમના વિદ્યાર્થીઓને તો સ્વાગત અને જાકારો બંને સરખાં જ હતાં, કારણ કે સ્વાગત પણ સમાજ તરફથી થતું હતું અને જાકારો પણ સમાજ તરફથી મળી રહ્યો હતો. સમાજ એક હતો પણ તેમની ભાવનાઓ જુદી હતી એ વાત ચોક્કસ હતી; પણ છગનભાએ તો પેલા જોગી જગંદરની સુખ્યાત પંક્તિ ગોખી રાખી હતીઃ 'દે તો ભી તેરા ભલા, ન દે તો ભી તેરા ભલા' પછી ગમા-અણગમાના વેઢા ગણવા રહ્યા જ ક્યાં? અને આ વાતની સાક્ષી પૂરતો એક સુંદર પ્રસંગ આંખ આગળ આવીને ખડો થઈ જાય છે.

* * *

ઉનાળાની રજાઓ હતી. વિદ્યાર્થીઓની ટુકડી લઈ છગનભા સંસ્થા માટે ફંડ ઉઘરાવવા તથા સામાજિક પ્રચાર માટે ગામડે ફરવા નીકળ્યા હતા.

ભા સાથે જેમણે પ્રવાસ કર્યો છે તે તો જાણે છે કે, એમની સાથેનો પ્રવાસ એક ફરતી શાળા બની જતી. અત્યારનું શિક્ષણશાસ્ત્ર, ભલે જાત અનુભવના શિક્ષણને 'આધુનિક શિક્ષણ' તરીકે ઓળખાવતું હોય, પણ આ દીર્ઘ દૃષ્ટિવાન પુરુષે તો પોતાના જીવન થકી એ શિક્ષણને આશ્રમના પ્રારંભમાં જ અમલી બનાવ્યું હતું અને આવા પ્રાવાસિક કાર્યક્રમો દ્વારા વિદ્યાર્થીઓના જીવનમાં વહેવારિક દક્ષતા કેળવવાનું કામ, આશ્રમજીવનનું એક વિશિષ્ટ - નક્કર કાર્ય હતું.

પ્રવાસે નીકળેલા ભા રસ્તામાં પોતાની લાક્ષણિક અને તળપદી ભાષામાં પ્રસંગો કહી વિદ્યાર્થીઓને હસાવતા - ખીલવતા. જીવનઘડતરના રસ પ્યાલા પીતાં પીતાં વિદ્યાર્થીઓની ટુકડી એક ગામથી બીજે ગામ ઘૂમી રહી હતી.

ફરતાં ફરતાં આ ટુકડી એક ગામમાં આવી ચઢી. ગામનાં ગાંદરે આવેલા એક મંદિરમાં પોતાનો સરસામાન મૂકી વિદ્યાર્થીઓ સરઘસ આકારે ગામના મહોલ્લે મહોલ્લે ગીતો ગાતા ગાતા ફરવા લાગ્યા.



ગામનો મહોલ્લો મહોલ્લો ગીતોના સરોદોથી ગુંજવા લાગી ગયો હતો અને એ ગીતોના ગાનારને જોવા સારુ શેરીઓનાં છોકરાં ટોળાબંધ ઊભરાવા લાગ્યાં. જાણે આવતી કાલનું એ પોતાનું સ્વપ્ન જોઈ રહ્યાં હોય એમ ધારી ધારીને જોવા લાગ્યાં.

ઘરડાં ડોશીમાઓ પોતાના આંગણે ઊભાં ઊભાં આંખ આગળ હાથની હથેળીનું કપાળ આડું ઢાળિયું કરીને ઊંડી નજરોને તાણી તાણીને જોવા લાગ્યાં. રૂમઝૂમ કરતી પહેલાં કે બીજા આણે સાસરે આવેલી પણ સાસુસસરાના તાપથી મોંઢાને સંતાડીને ફરતી નવોઢા પણ મેડી ઉપર રહી રહી ઘૂંઘટમાંથી છાનું છાનું જોઈને કંઈના કંઈ આશાના મિનારા રચી નાખતી.

આમ, આખાએ ગામને ઘેલું કરતું સરઘસ થોડીવાર પછી મંદિરે - ઉતારે પાછું ફર્યું.

પ્રવાસના લીધે વિદ્યાર્થીઓ થાક્યા હતા, એટલે મંદિરના ઓટલા ઉપર આડા પડી થાક ઉતારતા હતા. મનમાં આશા હતી કે, સરઘસ આકારે ફર્યા છીએ એટલે ગામના લોકો ભોજનનો પ્રબંધ તો જરૂર કરશે. આવા વિશ્વાસ સાથે બેઠેલા વિદ્યાર્થીઓના માથે ખરા બપોરનો સૂર્ય તપ્યો. પણ ગામમાંથી કોઈએ જમવાનું આમંત્રણ તો શું, ખબર પણ ન કાઢી!

વિદ્યાર્થીઓના પેટમાં ભૂખે તો સંતાકૂકડીના ખેલ આરંભી દીધા, પણ વિદ્યાર્થીઓથી તો ભાની હાજરીમાં ચૂં કે ચાં બોલી શકાય તેમ હતું નહીં. કારણ કે તેમને ગળા સુધી વિશ્વાસ હતો કે, ભા કોઈને ભૂખ્યા નહીં રહેવા દે.

પણ વાત્સલ્યમૂર્તિ છગનભા સંજોગોને પારખી ગયા. તેમણે વિદ્યાર્થીઓ સામે નજર કરી અને તેમના મુખ ઉપર દુઃખભરી એક કરુણ રેખા પ્રગટી અને થોડીવારમાં અલોપ થઈ ગઈ.

વધુ દુઃખદાયક તો એ વાત બની કે ગામના કોઈ નાગરિકે વિદ્યાર્થીઓના ઉતારા તરફ નજર પણ ન કરી!

સાધુઓની જમાતને લાડુનાં જમણ અને ભવાઈ કરનાર ભવૈયાઓને સામાં નોંતરાં આપતો ગામડાનો ખેડૂ, ભૂખ્યા પેટે ગામના મંદિરે પડાવ નાખી બેઠેલા વિદ્યાર્થીઓના સામી નજર પણ ન રે! એ વાત છગનભા જેવા જાગૃતિકારની ધ્યાનબહાર ન ગઈ. તેમણે વિદ્યાર્થીઓને સંબોધ્યા :

''જાઓ! ગામમાં જઈને ટુકડા રોટલા માટે ઝોળી ફેરવો. ઘરઘરનાં બારણાં ઠોકી બોલજો : ''વિદ્યાર્થીના આશીર્વાદ. બ્રાહ્મણ, સાધુના આશીર્વાદની માફક આ ભણનાર વિદ્યાર્થીના આશીર્વાદ. આશીર્વાદનું ઉચ્ચારણ કરનાર કોઈ ખાલી હાથે ફરતું નથી.''

છગનભાના શબ્દોમાં અખૂટ શ્રદ્ધા ધરાવનાર વિદ્યાર્થીગણ જાણે ભાની આજ્ઞાની જ રાહ જોતો બેઠો હોય તેમ એકદમ ઊભો થઈ ગામમાં ફરવા લાગ્યો.

''વિદ્યાર્થીના આશીર્વાદ''નું ઉચ્ચારણ કરતાં કરતાં આ જોગીજગંદરના ચેલકાઓએ આખા ગામને ઢંઢોળી નાખ્યું.

ખેડૂના ઘરઆંગણે આવીને ટહેલ નાખનાર ટહેલીઓ એકાદ સાખી બોલીને પોતાના પેટ પૂરતું પામે છે, જોગી બાવો ''જે સીયારામ''નું ઉચ્ચારણ કરીને પોતાની ઝોળીમાં આટાની પાંચશેરી લઈ ચાલતી પકડે છે; એકાદ રાત થા થૈ થૈ થા કરી ''સિદ્ધરાજ જેશંગ''નો કે ''સતી સોનલ''નો રંગ-ખેલ ભજવીને નાણાંકોથળી તરગાળો ભરી જાય છે, ભાટ, પુરાણી કે બ્રાહ્મણ જનમ-પરણ કે મરણના સમયે આવા બેચાર શ્લોકો બોલી જઈને વરસે દા'ડે ખેડૂના ખળામાંથી મણમણ જુવાર-બાજરીનાં પોટલાં બાંધી લઈ જાય છે, દૂર દૂરથી આવતી સાધુઓની જમાતને લચપચતા લાડુનાં જમણ ખવરાવવામાં જે પુણ્ય પામ્યાનો મહા આનંદ અનુભવે છે અને જમીને ઊઠ્યા પછી મહોલ્લાનાં કૂતરાંને રોટલો નાખવાનું કદી ભૂલતો નથી એવા ઉદાર દિલના ખેડૂના ઘરઆંગણેથી ફૂલડાં જેવા વિદ્યાર્થીઓ ખાલી હાથે પાછા ફરે એ વાત કેમ બને?

ટુકડા રોટલા માટે ઝોળી ફેરવી રહેલા વિદ્યાર્થીઓની ઝોળી રોટલાઓથી છલકાઈ ઊઠી. ''બિચારા લૂખા રોટલા કેવી રીતે ખાશે?'' એવી દયા ખાઈને કેટલીક ગંગામાઈઓએ આથેલાં અથાણાં અને મરચાં પણ ઝોળીમાં આપ્યાં.

જોતજોતામાં તો છગનભા આગળ રોટલાનો ઢગ થઈ ગયો અને વિદ્યાર્થીઓએ ઘરઘરના રોટલાનો સ્વાદ આબાદ રીતે માણ્યો.

સુદામાના તાંદુલ અને વિદુરની ભાજીમાં શ્રીકૃષ્ણે પામેલો સ્વાદ આ રોટલાના ટુકડાઓમાં ઊતરી આવ્યો. પણ એ સ્વાદ કૃષ્ણ જેવા સદ્ભાગી હોય તે જ પામે ને?

('**ધરતી**'ના સૌજન્યથી)

## એક દીપ સે જલા દૂસરા

**ઈશ્વરભાઈ હ. પટેલ**

ભણતરનો ભાનુ સજાગ થઈ રહ્યો હતો.

લોકોનું મન ભણતર તરફ વળ્યું હતું.

અજ્ઞાનઘેરી રાતડીમાં કડીને આંગણે પ્રગટેલા જ્ઞાનદીપથી લોકો નવો વિચાર ભાળતાકરતા થયા હતા.

જ્ઞાનના ઉજાસ વિના જીવન નિરર્થક છે. જીવનમાં અનેકાવિધ વિટંબણાઓનું



મૂળ કારણ અજ્ઞાન છે; એમ માબાપની પાછળ બારમું કરી વટના માર્યા ફના થતા લોકો પણ સમજતા થયા હતા; અને તેથી કડીનો આશ્રમ વિદ્યાર્થીઓથી ઊભરાવા લાગ્યો હતો.

કડીને આંગણે પ્રગટેલા જ્ઞાનદીપનો ઉજાસ ગુજરાતના સીમાડાને પેલે પાર સૌરાષ્ટ્રના ખોરડાં સુધી પથરાઈ રહ્યો હતો.

એ પ્રગટેલા જ્ઞાનદીપમાંથી સન ૧૯૨૫માં આશ્રમના વિદ્યાર્થીઓ સ્વાવલંબી બને, કલા-કારીગરીમાં નિપુણ બને તે માટે હાથ ઉદ્યોગશાળા જ્ઞાનનો દીપ પ્રગટ્યો. એ પછી સને ૧૯૩૪માં કન્યાવિદ્યાલયનો દીપ પ્રગટ્યો; પણ કોણ જાણે શાથી એ બંને દીપ પોતાનો ઉજાસ લાંબો સમય ન પાથરી શક્યા અને સંજોગોવશાત્ કડીને આંગણે એ બંને દીપો ટૂંકી મુદત ભોગવી નિર્વાણ પામ્યા.

કોઈપણ કાર્ય નિર્માણ થાય કે નિર્વાણ પામે પણ કુદરત પર અખૂટ શ્રદ્ધા ધરાવનાર આશાવાદીઓ તો હંમેશાં તેમાં યશનાં જ દર્શન પામતા હોય છે. એમને મન જય-પરાજય બંને સરખાં જ હોય છે.

આમ ને આમ કડીની સંસ્થાને લગભગ બે દાયકાનો સમય વીતવા આવ્યો. આ બે દાયકામાં તો અનેક માનવંતા સદ્ગૃહસ્થો સંસ્થાને આંગણે પધારી સંસ્થાને પાવન કરી ગયા.

માનવતાવાદી પૂ. મહાત્મા ગાંધી, સંસ્કૃતિ પુરુષ કાકાસાહેબ કાલેલકર અને કેળવણીપ્રેમી રાજવી સયાજીરાવ ગાયકવાડ મહારાજાથી અનેક નાનામોટા સજ્જનોએ પધારી કડીના જ્ઞાનદીપમાં શ્રદ્ધાનું તેલ પૂર્યું.

એ વખતે ઉત્તર ગુજરાતના આંગણે આંગળીના વેઢે માંડ ગણીએ એટલી અને એ. વી. સ્કૂલો જ હતી. પછી હાઈસ્કૂલની તો વાત જ ક્યાં કરવાની રહી?

એ વખતે પિલવાઈમાં શેઠ જી.સી. એ.વી. સ્કૂલ ચાલે. એ સ્કૂલના ટ્રસ્ટીઓને કડી સંસ્થા માટે શ્રદ્ધા અને માન હતું અને તેથી સને ૧૯૩૯માં પિલવાઈની શેઠ જી.સી. સ્કૂલનો અને સને ૧૯૪૦માં શેઠ મંગળદાસ રણછોડદાસ છાત્રાલય, પિલવાઈનો વહીવટ કડી સંસ્થાને હવાલે કરી દીધો.

યોગ્ય સંચાલનબળ મળતાં પિલવાઈની સંસ્થાની પ્રગતિનો વેગ વધ્યો. આજે પિલવાઈની હાઈસ્કૂલ ગુજરાતની જ નહિ, પણ મુંબઈ રાજ્યની હાઈસ્કૂલોમાં પ્રથમ દરજ્જાનું મહામાન ભોગવી રહી છે.

એવા જ અરસામાં વીસનગર અંદરથી ઉત્તરાયણકર કરીને એક ભાઈ ન્યૂ ઈંગ્લિશ સ્કૂલ ચલાવે. તે ઉત્તરાયણકર ધીરેધીરે કડીની સંસ્થાના સંસર્ગમાં આવ્યા. સંસ્થાના કાર્યકર્તાઓના પરિચયમાં આવ્યા. કાર્યકર્તાઓની કાર્ય કરવાની શુભનિષ્ઠા

જોઈ, તેમના મનમાં સંસ્થા અને કાર્યકર્તાઓ પ્રત્યે શ્રદ્ધા બેઠી અને તેમને પોતાને લાગ્યું કે સદર સ્કૂલનો વહીવટ કડીસંસ્થાને હસ્તક જાય તો જ ઠીક છે. આ વિચારના અંતે તેમણે સને ૧૯૪૨-'૪૩માં તે ઇંગ્લિશ સ્કૂલનો વહીવટ કડી સંસ્થાને ચરણે ધર્યો.

વીસનગરની સ્કૂલનો વહીવટ હાથ ધર્યા પછી કડી સંસ્થાએ તે સંસ્થાનું નામ ન્યુ ઇંગ્લિશ સ્કૂલ રદ કરી તેના ઠેકાણે નૂતન સર્વ વિદ્યાલય નામ આપી વહીવટ ચલાવવાનો શરૂ કર્યો. એ પછી તરત જ વીસનગરની અંદર કડવા પાટીદાર વિદ્યાર્થી આશ્રમની પણ શરૂઆત કરી.

એ પછીનાં બે વર્ષ બાદ વીસનગરની પડખે આવેલા વડનગરની અંદર જ્ઞાનજ્યોત પ્રગટી.

વડનગરની અંદર શ્રીદેવી કરીને એક ગૃહસ્થ ખાનગી એ.વી. સ્કૂલ ચલાવતા પરંતુ વડનગરવાળા સદ્‌ગત દાનવીર શેઠ માનચંદભાઈ કુબેરદાસને લાગ્યું કે, સ્કૂલના યોગ્ય વિકાસના અભાવે કેટલાક વિદ્યાર્થીઓ ભણતર વગર રખડે છે. તેથી તેમણે શ્રીદેવી જે સ્કૂલ ચલાવતા હતા તે સ્કૂલનો વહીવટ, જો કડીની સંસ્થા સંભાળે તો તેના અંગે જે ખર્ચ થાય તે પોતે આપવા તૈયાર છે.

આ ઇચ્છાને માન આપી કડીસંસ્થાના સંચાલકોએ વડનગરની સ્કૂલનો પણ વહીવટ હાથ ધર્યો અને તે સ્કૂલનું નામ નવીન સર્વ વિદ્યાલય આપ્યું. નવીન સર્વ વિદ્યાલય છાત્રાલયનો વહીવટ પણ કડીસંસ્થાના હસ્તક સોંપાયો.

એ પછી આવ્યો બલોલનો અવસર.

બલોલની અંદર તો ત્રણત્રણ વખત ગામ તરફથી સ્કૂલ ચાલુ થઈ અને બંધ પડી. યોગ્ય સંચાલનને અભાવે કોઈ સંસ્થા વ્યવસ્થિત લાંબો સમય ચાલી શકતી નથી એ વાતની બલોલની સ્કૂલ સાક્ષી પૂરે છે.

પણ એને પુનઃસજીવન થવાનું ભાગ્યમાં આલેખાયેલું જ જાણે હોય તેમ પાછી શરૂ થઈ.

બલોલ ગામના કેટલાક રહીશો અમદાવાદમાં નોકરીધંધો કરતા વસે છે. તેઓએ અમદાવાદમાં શ્રી બલોલ મિત્રમંડળ નામનું મંડળ પણ સ્થાપ્યું છે. આ મંડળની સ્થાપના વખતે જ ગામમાં અંગ્રેજી સ્કૂલ ચાલુ કરવાની ખ્વાહેશ સભાસદોની અંદર હતી; પણ તેમના મનમાં અનુભવને આધારે એક વાતનો સ્પષ્ટ ખ્યાલ આવી ગયો હતો કે, યોગ્ય સંચાલનબળ મેળવ્યા વગર સ્કૂલ ચાલુ કરીશું તો પ્રથમની પુનરાવૃત્તિ જ થશે. પણ કુદરતને કરવું ને તેમની નજર કડીસંસ્થા પર પડી એટલે તરત જ અવસર જોઈ અમદાવાદના શ્રી બલોલ મિત્રમંડળે સૌપ્રથમ ગામની સ્કૂલના ખર્ચની



તમામ જવાબદારી ઉપાડી લઈ બલોલ ગામની અંદર કડીસંસ્થાના વહીવટ તળે શ્રી મિત્રમંડળ સર્વ વિદ્યાલય નામની સને ૧૯૫૨માં સ્કૂલ ચાલુ કરાવી.

અને ત્યારબાદ તો બલોલ ગામના નાગરિકોએ બલોલ કેળવણી મંડળની સ્થાપના કરી, સ્કૂલ માટે લગભગ ૭૦ હજાર ઉપરાંતનું ફંડ એકત્ર કર્યું અને નાણાકીય જવાબદારી ગામના નાગરિકોએ ઉપાડી લીધી. હાલમાં બલોલના આંગણે સ્કૂલનું આલીશાન સ્વતંત્ર મકાન આકાર લઈ રહ્યું છે.

શેરથા પ્રગતિ વિદ્યાલય પણ એક અનોખો ઇતિહાસ લઈને જન્મ્યું છે.

સને ૧૯૩૨માં ગુજરાતના સુપ્રસિદ્ધ સમાજસેવક અને પ્રખર સમાજસુધારક ડો. સુમંત મહેતા શેરથામાં આશ્રમ સ્થાપીને રહ્યા હતા. એ વખતે ગુજરાતમાં પ્રજામંડળની પ્રવૃત્તિ જોરશોરથી ગાજતી હતી. ડો. સુમંત મહેતા પણ એ પ્રવૃત્તિની અંદર પોતાનું પ્રોત્સાહન બળ સિંચી રહ્યા હતા.

એમના વસવાટ વખતે ત્યાં આગળ એ.વી. સ્કૂલ અસ્તિત્વમાં આવી. આ સ્કૂલનું સંચાલન એ વખતના પ્રખર કાર્યકર અંબાલાલ જોરદાસ પટેલ કરતા હતા. સ્કૂલ ઠીકઠીક ચાલતી હતી, પણ ત્યાં તો ત્રણચાર વર્ષના વસવાટ બાદ ડૉ. સુમંત મહેતાને શેરથા છોડવું પડ્યું. તે પછી સ્કૂલ ધીરેધીરે મંદ પડી અને આખરે એનું અસ્તિત્વ નામશેષ બની ગયું.

એ પછી લગભગ દોઢ દાયકાનો કાળપ્રવાહ વહી ગયો. ત્યારબાદ ગામની આબાદી થાય એ હેતુને લક્ષમાં લઈ શેરથા પ્રગતિમંડળ સ્થપાયું. આ મંડળે સૌપ્રથમ ગામમાં અંગ્રેજી સ્કૂલ સ્થાપીને પ્રગતિનો ચીલો પાડ્યો. સને ૧૯૫૪થી શેરથા પ્રગતિ વિદ્યાલયની જ્યોત ઝળહળવા લાગી.

પણ ભા'ના હૃદયની કન્યાવિદ્યાલય અંગેની પેલી ભાવના કડી સંસ્થાના સંચાલકોના હૃદયમાં એવી રીતે પ્રવેશી ચૂકી હતી કે, તે કાર્યની સિદ્ધિ વિના તેમના હૃદયને ચેન પડવું મુશ્કેલ હતું.

સને ૧૯૩૭માં કન્યાવિદ્યાલય બંધ પડ્યા પછી મરતાં મરતાં ય છગનભાનું હૃદય એ કાર્ય પોતે અધૂરું મૂકીને જઈ રહ્યા છે તેનું તેમને દુઃખ હતું અને તેનો ભારે અફસોસ તેમના ચહેરા ઉપર તરવરી રહ્યો હતો.

છગનભાનું અધૂરું કાર્ય (કન્યાવિદ્યાલય) પૂરું કરવા માટે અમદાવાદના પ્રતિષ્ઠિત લોકસેવક સ્વ. ડૉ. હરિપ્રસાદ દેસાઈએ છગનભા પાસે વચન લીધું હતું; પણ એ વચન તેઓ પાળી ન શક્યા અને વખત થતાં કુદરતના શરણે જઈ બેઠા.

પણ છગનભાના હૃદયની એ ભાવનાનો પડઘમ કડીસંસ્થાના કાર્યકર્તાઓના કાને હરદમ અથડાતો રહેતો. દરેક વહીવટદારના મનમાં એક ડંખ સદાય જાગૃત

હતો કે, ભા નું અધૂરું કાર્ય હજુ પૂરું થયું નથી. એ કાર્યની સિદ્ધિ સિવાય સમાજની સર્વાંગી ઉન્નતિ અશક્ય છે.

અને એ સતત જાગૃત ડંખ-ભાવનાનો પહેલો પડઘો સને ૧૯૪૯માં ઊંઝામાં ઉમિયામાતાના ચરણે મળેલી કડવા પાટીદાર પરિષદની એરણ ઉપર પડ્યો.

એ પરિષદના અધ્યક્ષસ્થાને સુપ્રસિદ્ધ સેવાભાવી ડૉ. ગણપતરામ પટેલ બિરાજમાન હતા.

એમના અધ્યક્ષપદેથી કન્યાકેળવણીની પ્રવૃત્તિ હાથ ધરવાનો પહેલો ઠરાવ પસાર થયો. એ ઠરાવનાં સાક્ષી હતાં કુળદેવી માતા ઉમિયાજી.

એમણે પોતાના બાળકોના ઠરાવને ઠરાવમાં ન રાખતાં અમલમાં મુકાવી દીધો - સને ૧૯૫૪માં.

લગભગ બે દાયકાના કાળપ્રવાહ વિત્યા બાદ બે વર્ષ પહેલાં માતા ઉમિયાજીની છત્રછાયામાં કન્યાવિદ્યાલયની જ્યોત પ્રગટી.

એ જ્યોતનો ઉજાસ પામવા સૌપ્રથમ માત્ર પાંચ બાળાઓ જ આવી હતી.

એમ તો કડીની સંસ્થા પણ પાંચ વિદ્યાર્થીઓથી જ શરૂ થઈ હતી ને!

એ દૃશ્ય સંસ્થાના સંચાલકોના સામે સદાય જાગૃત હતું. એટલે કન્યા છાત્રાલય ચાલશે કે કેમ એ શંકા જ ન હતી.

આજે ઊંઝા કન્યા વિદ્યાલય માટેનાં નાણાંની કોથળી છલકાઈ રહી છે. રૂ. ૬૦ હજાર ઉપરાંત ફંડ પહોંચી ગયું છે. કડીના જેવી જ સંસ્થા ઊંઝામાં ઊભી કરવાનાં ચક્રો ગતિમાન થઈ રહ્યાં છે. જાણે ભાનું અધૂરું કાર્ય પૂરું થવાનો વેશ ન સજી રહ્યું હોય!

અને છેલ્લી જ્યોત પ્રગટી વિદ્યાર્થી સહાયક સહકારી મંડળી લિ. ની.

અભ્યાસ કરવા માગતા વિદ્યાર્થીઓને માટે બેઘડી માટે તો 'બાપની મૂડી' જેટલી જ ગરજ સારશે.

આમ તો ગણાવીએ તો અમદાવાદનું વિદ્યાર્થીભવન અને વડોદરાની કારેલીબાગની બોર્ડિંગ એ જ્યોતમાંથી જ્યોત પ્રગટેલી છે.

ગુજરાત ગૌશાળા અને તેને અંગે ચાલી રહેલી પ્રવૃત્તિજ્યોત પણ એને આભારી છે.

આમ, એક જ્યોતમાંથી બીજી જ્યોત પ્રદીપ્ત થઈ છે અને હજુ કેટલી થશે એની આંકણી કરવી આપણી શક્તિ બહારની વસ્તુ છે.

પણ છગનભાની હયાતીમાં હુન્નરઉદ્યોગની જે જ્યોત જલતી હતી તે જ્યોત પુનઃ પ્રગટે એ આજના બેકારીના વિષમ યુગને માટે એક આશીર્વાદ સમાન અનિવાર્ય જરૂરિયાત છે.



આજે વિદ્યાર્થીઓને અક્ષરજ્ઞાન સાથે ઉદ્યોગજ્ઞાન આપવાની પ્રણાલિકાઓ અસ્તિત્વમાં લાવવાની હવા ચારેબાજુ ફૂંકાઈ રહી છે એવા સમયે કડીને આંગણે ઉદ્યોગશાળાની જ્યોત પૂનર ઝળહળી ઊઠે એવી આકાંક્ષા રાખવી જ રહી.

છગનભા વડોદરા, ભરૂચ, સુરત અને અમદાવાદ તેમજ તોરણામાં ચાલતી સંસ્થાઓ સાથે પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે જોડાયેલા હતા. શ્રી પુરુષોત્તમદાસ ફકીરભાઈ રાવસાહેબ, શ્રી ચુનીલાલ વનમાળીદાસ, શ્રી બેચરદાસ રાયજી., શ્રી મગનલાલ શ્રીધર તેમજ પુરુષોત્તમ લલ્લુદાસ (બાપા) વગેરે સાથે વિચારવિમર્શ કરતા. આ બધી સંસ્થામાં ત્યાં નાનુંમોટું દાન પણ આપતા અને તેમની કારોબારીમાં પણ અધ્યક્ષસ્થાન ધરાવતા.

સંસ્થાના મોવડી કાર્યકરોએ પોતપોતાના વતનમાં વિદ્યાલયો શરૂ કરવા કમર કસી. ગોઝારિયા જોટાણા, ચાણસ્મા, ડરણ, વામજ વગેરે સ્થળો એનાં જીવતાં દૃષ્ટાંત છે.

* * *

## અજબ કીમિયાગર

ભા એકલા વિદ્યાર્થીઓ આગળ જ બહારગામથી આવીને વાતો કરતા એટલું નહિ, શિક્ષકો ખાસ તેમની પાસે જાય તેમને 'ભા' ગામડાના અનુભવની અવનવી વાતો કરતા 'ભા'ની વાતોની પુસ્તિકા પણ શ્રી છ.કા. પટેલે તૈયાર કરેલી અને છપાઈ પણ હતી.

તે કહેતા કે ભણેલા છોકરાઓને અભણ કન્યાઓ મળે એ પણ મને તો ઠીક લાગતું નથી હો પોપટભાઈ!

પોપટભાઈ પોતે જ આ મહાવ્યાધિથી ઘેરાયેલા હતા. તેમણે પણ કન્યાઓ ભણે પુરુષ સમોવડી બંને વિચારોનું સામ્ય હોય એવી કન્યાઓ ભણેલા છોકરાઓને મળે તેવી કન્યા કેળવણી માટેનું ખાસ વલણ પોપટભાઈનું પણ હતું.

પોપટભાઈ સાથે ગામો ફરતાં ભાએ કહેલું જુઓ,

પોપટભાઈ, આમ ઉતાવળ કરે ના ચાલે જે ગામ જઈએ ત્યાં રાતવાસો કરવો પડે. તેના ઘરના માણસો સાથે ભમવું પડે. વાતોચીતો એના ઘરના સુખદુઃખની કરવી પડે. અરે એના ઘરની લાપસી ખાઈને પછી ફંડફાળાની વાત થાય. એ પણ ઊંચો નીચો થાય. બે જણની પાસે ઝટ લઈ જાય ને મનમાં એનેય થાય કે હવે આ લપ ઝટ રવાના કરો. 'ભા'ને બાળકો રમાડવાનો શોખ. પ્રેમથી માણસને વશ કરી દેતા. 'ભા'ની પૈસા કઢાવવાની રીતથી પોપટભાઈ ખુશ થતા ને 'ભા'ની સાથે બહાર

નીકળવાનું થાય ત્યારે ઉમંગથી નીકળતા. આ રીતે તો ઊંઝામાં કન્યા છાત્રાલયનાં મંડાણ થયેલાં 'ભા' વાતોમાં મોટાં સામ્રાજ્યો ઊભા કરતા. કડીની સંસ્થાઓ સામ્રાજ્ય નથી તો શું છે?

* * *

## ભાની ભવિષ્યવાણી સાચી પડી

આશ્રમનું બાંધકામ દિનપ્રતિદિન આગળ વધી રહ્યું હતું. બીજી બાજુ નાણાંકોથળી ખાલી હતી.

આ જોઈને આશ્રમના કાર્યકર્તા ત્રણમાંથી એક ભાઈએ કહ્યું પણ ખરું, 'ભા, આ સાલ નભે એટલી જ ઓરડીના પાયા ખોદાવો. બાકીની આગળ ઉપર જોઈ લઈશું.'

'આગળ ઉપરની વાત હંમેશાં આગળ ઉપર જ રહે.' ભાએ કહ્યું. 'પણ ભા, વિચાર તો કરો. સરસામાન વાળા આંટા ખાય છે. લાકડાવાળા ઈંટોવાળા અને અનાજવાળા લ્હેણીયાતો આવે છે અને ધક્કા ખાઈ પાછા જાય છે તેનું શું?'

પેલા ભાઈની વાત સાંભળી ભા - વિચારમાં પડી ગયા. વિચારનું વલોણું અંતરમાં ફરવા લાગ્યું અને વિચારને અંતે બોલ્યા; 'કંઈ ફિકર નહીં. આપણે બધાંના પૈસા દૂધે ધોઈ આપવા છે અને મારા પગ ઉપર વિશ્વાસ છે કે હું ગામડે ગામડે ફરી ટહેલ નાખીશ તો મારી ઝોળી ખાલી નહિ રહે.

'પણ ભા, તમારી વૃદ્ધા વસ્થાનો ખ્યાલ તો કરો. કૃશ કાયાને આટલું બધું કષ્ટ?'

'તમે આ કાર્યને કષ્ટ કહો છો? નાના આ કષ્ટ નથી પણ કર્તવ્યભરી છે. મને તો શ્રદ્ધા છે કે, આ ભૂમિમાં સેંકડો બાળકો જ્ઞાનના પ્રકાશ ઝીલશે. પછી આ માતૃ સંસ્થાને કઈ બળની ખામી રહેશે? ધનની? ધનની તો બિલકુલ કમી નહીં રહે. એક દિવસ એવો આવશે કે આ સંસ્થાના દીકરા પોતાની માતૃસંસ્થાના ચરણે ધનના ઢગલા કરશે, ધનની છોળો ઉડાડશે અને તેથી તો મારી નજર સમક્ષ અહીં મહાવિદ્યાલય, કન્યાશાળા, ઉદ્યોગનાં મોટાં કારખાનાં - ગૌશાળા, ખેતીવાડીની યોજનાઓ અને બીજી જ્ઞાતિઓનાં છાત્રાલયો હું જોઉં છું. મારી આ શ્રદ્ધા સફળ થઈ છે કે નહિ તેનો નિર્ણય ભાવિ પ્રજા કરશે ભાઈ?'

છગનભાના નિસ્વાર્થ છતાં આત્મશ્રદ્ધાના નિર્ણયો પર આશ્રમના પાયામાં ચણાયેલી એક ઈંટ આજે સ્વપ્નના વિકાસનું અમરગાન ગાઈ રહી છે!

**- બૃહસ્પતિ**

* * *

''અમે શરૂઆતમાં ગામમાં રહેતા. છોકરાંને ભણાવતા અને શાળા છૂટે રસોયા પણ હતા. તે વખતે 'ભા' આ ભૂમિ ઉપર સાધુની જેમ ધુણી ધખાવી પડી રહેતા. માથોડું ઊંચી અહીં વાડ હતી ને પૂળાનું ઝૂંપડું બાંધેલું હતું. આસપાસ એવું તો હતું કે રાત પડે ને કાળો કાગડોએ ન ફરકે. રાત્રે મોડા ટાઢી થઈ ગયેલી ખીચડી અમે ગામમાંથી 'ભા' માટે મોકલીએ 'ભા' તેને અમૃત માની આરોગે. સંસ્થાના મકાનના વિચારો કરે અને તેની જ માળા જપે. નહોતો ભય તેમને જીવજંતુનો કે ચોરીચપાટીનો. એ બધીએ બીકથી એમનો આત્મા પર હતો. એ તપસ્વીના તપરૂપ ને આ સુંવાળી સુઘડ સ્વચ્છ જગો. ખરે જ સાચાં સર્જન મહામૂલાં છે. ભાએ એ અનેક અમોલાં સર્જન કીધાં છે.

**પોપટભાઈ ગુલાબદાસ પટેલ**
આચાર્ય સર્વ વિદ્યાલય કડી.

* * *

## 'વાત્સલ્યમૂર્તિ 'ભા'

એક દિવસ આશ્રમના પ્રણેતા છગનભાના કાને વાત આવી કે, એક વિદ્યાર્થી માંદો પડ્યો છે.

'ભા તો દોડતા પેલા વિદ્યાર્થીની ઓરડી તરફ ગયા. જઈને જુએ તો વિદ્યાર્થી તાવનો માર્યો થથરી રહ્યો હતો. ભા, પાસે બેસી, વિદ્યાર્થીના બરડે પ્રેમભર્યો હાથ ફેરવવા લાગ્યા. તેના દુઃખનું કારણ પૂછવા લાગ્યા.

આ વખતે જ તાવથી થથરતા - પિડાતા વિદ્યાર્થીની બા પોતાના છોકરાને તાવ આવે છે તેવા સમાચાર સાંભળીને પોતાના છોકરાની ખબર કાઢવા સારું આશ્રમમાં આવ્યાં હતાં.

આ વિદ્યાર્થી જ્યારથી આશ્રમમાં ભણવા સારું દાખલ થયો ત્યારથી તે ઘેર ગયેલો નહિ એટલે તેને પોતાનું ઘર વારે ઘડીએ યાદ આવ્યા કરે પણ જ્યારે તેણે પોતાની સન્મુખ પોતાની માને જોઈ ત્યારે સાચે જ તેની આંખમાંથી લાગણીવશ આંસુ સરવા લાગ્યાં.

આ જોઈ બરડે હાથ ફેરવતાં છગનભા વિદ્યાર્થીને હૃદય સાથે દાબી બોલ્યા; 'માધુ તને તાવ આવ્યો અને તે સાંભળી તારી બા ખબર કાઢવા આવ્યાં, પણ સમજો અમને તાવ આવે તો અમારી બા ક્યાંથી ખબર કાઢવા આવવાનાં છે? માટે તું જ્યાં સુધી આશ્રમમાં રહી ભણે ત્યાં સુધી તારી બા અમે જ કહેવાઈએ. વારેઘડીએ ઘર સાંભરે એટલે રડવાનું કે ઘેર જવાનું ન હોય, હવે તારું ઘર અને અમે જ તારી બા, સમજ્યો!' છગનભાનાં આવા માતૃપ્રેમનાં વચનો સાંભળી વિદ્યાર્થીની ઘેર જવાની ઈચ્છા જતી રહી.

આ માધુ એટલે આપણાં આશ્રમમાં હિસાબનીસની સેવા આપનાર શ્રી માધવલાલ પટેલ)

* * *

સર્વ વિદ્યાલયની પહેલી મુલાકાતે રાષ્ટ્રીય શાયર ઝવેરચંદ મેઘાણીથી બોલાઈ ગયું : '**ભણતર તો અહીં જ છે**' આવું માની પોતાના બે પુત્રોને સૌરાષ્ટ્રના સીમાડા વટાવી અહીં ભણવા મૂક્યા તે ઘટના આ સંસ્થાના ભણતરની સાથે ચણતર અને ઘડતરની કેવી મોટી છબી કવિ મેઘાણીના મનમાં કોતરાઈ ગઈ હશે! એ મોંઘો ભૂતકાળ આ શાળાની મૂડી છે.

એ જ રીતે કવિ ઉમાશંકર જોષીને ઈ. સ. ૧૯૩૫માં સર્વ વિદ્યાલય જોઈ પોતાનું ઇડરિયું ગામ સાંભળ્યું. એમની શાળા અને છાત્રનિવાસ સાંભર્યાં. આવા કવિજનોને આ શાળાની તેજસ્વિતા માટે કેવી કિંમતી પ્રતીતિ થઈ હશે!

આ માત્ર શિક્ષણભૂમિ નથી, પણ છગનભા જેવા તપસ્વીનું ઋષિકુળ છે. તેમાં રામચંદ્ર અમીન અને દાસકાકા જેવા ભાને સેવકો મળી ગયા. આ સંસ્થા સાહિત્ય, સંસ્કાર અને સમાજસેવાનું ધામ છે. અનેક શિક્ષણપ્રેમીઓ અધિકારીઓ, લોકસેવકો અને સાહિત્યકારોએ આ સંસ્થાની મુલાકાત વખતે પ્રશંસાની મહોર મારી આપેલી છે. સર્વશ્રી જુગતરામ દવે, બબલભાઈ મહેતા, રવિશંકર મહારાજ, નારાયણ દેસાઈ, સ્નેહરશ્મિ, પુરુષોત્તમ માવલંકર જેવા પ્રખર કેળવણીકારો પણ આ સંસ્થાની કાર્યપદ્ધતિથી આકર્ષાઈને મુલાકાતે આવી ગયેલા. પ્રતિષ્ઠિત સાહિત્યસર્જકો કાકા કાલેલકર, સુંદરમ્, શ્રીધરાણી પન્નાલાલ પટેલ, ઈશ્વર પેટલીકર, ચં.ચી. મહેતા, ગુલાબદાસ બ્રોકર, યશવંત શુક્લ, ફાધર વાલેસ, અનંતરાય રાવળ, ચાંપશી ઉદ્દેશી અને અન્ય સાહિત્યકારોએ આ સંસ્થાની ધરતી ઉપર અવારનવાર આવી એમના સુંદર પ્રતિભાવ વ્યક્ત કર્યા છે. આ સાથે ''અનામી'' અને સદ્‌ગત પીતાંબર પટેલ જેવા પ્રસિદ્ધ લેખકોને કેમ ભુલાય?

## મને કેમ વિસરે રે

ઈ.સ. ૧૯૪૪-'૬૧નો સમયગાળો આ સંસ્થાનો સુવર્ણયુગ હતો. આચાર્યશ્રી બાપુભાઈના અવસાન બાદ શ્રી નાથાભાઈ ના. દેસાઈએ આ સંસ્થાઓનો કાર્યભાર સંભાળ્યો. તેમનામાં શ્રી છગનભા અને શ્રી બાપુભાઈના આદર્શો, નિષ્ઠા અને ધગશનાં આ પુણ્યાત્મામાં દર્શન થતાં હતાં.

શ્રી બાપુભાઈના અવસાન બાદ એક વર્ષ માટે સંસ્થાની બાગડોર શ્રી પોપટભાઈએ સંભાળેલી. સંસ્થામાં પૂર્ણ સમય આપી પ્રગતિ કરાવી શકે તે માટે



એન.એન. દેસાઈસાહેબને આચાર્યપદે નીમ્યા અને મુખ્ય ગૃહપતિ પણ બનાવ્યા. તેઓ પણ ઋષિ જેવા હતા. દરેક વિષયમાં પારંગત. અવેજી તાસમાં પણ વર્ગોમાં જઈ અભ્યાસ કરાવતા. આશ્રમમાં સવારે ઝાડ નીચે ખુરશી નાખીને બેસે. બાળકોને ન આવડતા પ્રશ્નો સરળતાથી સમજાવે. આશ્રમના રસોડામાં થતી રસોઈ ચકાશે. બાળકો જમી રહે પછી જ ઘેર જઈને જમે. પછી શાળામાં જાય. પ્રવાસના ખૂબ શોખીન. ભારતના પ્રત્યેક રાજ્યોનો પ્રવાસ રેલવે દ્વારા બાળકોને કરાવેલો. પ્રવાસનું આયોજન ઘણું સારું કરતા. એથી બાળકોનો પ્રવાસ સ્મરણીય બની રહેતો. સારી સંસ્કારી ફિલ્મો જોવા માટે નિર્દેશતા. આદર્શ અધ્યાપક, કુશળ વહીવટકર્તા અને વાત્સલ્ય અને લાગણીથી ધબકતું હૃદય સૌને તેમના કરી દેતું. ટી.બી.ના દર્દી હોવા છતાં ધોરણ ૧૧ના બંને વર્ગોને ભેગા કરીને લાઉડસ્પીકર દ્વારા ભણાવે.

સારાં પુસ્તકોનું વિશેષવાંચન કરાવતા. શિયાળા કે ઉનાળાની અમાસની રાત્રે આકાશદર્શન પણ કરાવતા અને ધ્રુવ તારાની આજુબાજુ ફરતા સપ્તઋષિના તારાઓ મારફત ઘડિયાળ જોતાં શીખવતા. હોજમાંથી ચાર પાંચ ડોલ પાણી શરીર પર રેડી ન્હાઈ લેવાની વૃત્તિ ધરાવતા મારા જેવા વિદ્યાર્થીને, પોતે એક ડોલથી નવડાવી ગાંધીજીનું ઘર્ષણસ્નાન શીખવતા. બીડી પિનારા વિદ્યાર્થીઓની બીડીઓ જપ્ત કરતા અને વિદ્યાર્થીને તલપ લાગે ત્યારે પોતાની પાસેથી લઈ જવાનું પણ કહેતા. ૪૦થી ૭૦ રોટલીનો કચરઘાણ વાળી નાખતા વિદ્યાર્થીઓ સાથે બેસી એમને ચાવવાનું શીખવતા. મોટા વિદ્યાર્થીઓ ચડ્ડી પહેરવાનો વિરોધ કરતા તો બીજા દિવસે રેડીમેડ ચડ્ડી પહેરી આશ્રમના વિદ્યાર્થીઓ આગળ પ્રગટ થતા. માંદા વિદ્યાર્થીને માથે બામ પણ ઘસી આપે. આર્થિક રીતે નબળા વિદ્યાર્થીઓને પૈસાની મદદ કરતા. સુનિતા વિલિયમ્સના પિતાશ્રી અને કાકાની ફી પણ એમણે ભરેલી. કર્મચારીના દીકરાઓનાં નાનાં બાળકોને રમાડવાં અને તેમનાં નાક સાફ કરવાં પણ ભૂલે નહિ. સહકાર્યકરો સાથે પણ સૌજન્યપૂર્ણ વ્યવહાર. ગુનો કબૂલો તો થોડી સજા - ક્યારેક માફ. બાકી એમની મોજડીનો સ્વાદ ચાખવા તૈયાર રહેવું પડે. પડેલી મોજડી અમને મૌન ધારણ કરવાની ફરજ પાડતી.

મારા મિત્ર પ્રા. ત્રિકમભાઈ પણ આચાર્યશ્રી દેસાઈસાહેબના વિદ્યાર્થી. એમણે કહેલો કિસ્સો પણ મૂક્યા સિવાય રહી શકતો નથી.

'ઉનાળાના દિવસો. શહેરમાંથી ભણવા આવતા સંપન્ન વિદ્યાર્થીઓને બપોરે તાપ લાગે. પાંચેક મિત્રો એ અંગે રજૂઆત કરવા દેસાઈસાહેબ પાસે ગયા. સાહેબે એમને ખૂબ જ ધીરજથી સાંભળ્યા અને કહ્યું. 'આપણે આ પછીના તાસમાં મળીએ છીએ.

તાસ શરૂ થયો. આચાર્યશ્રી પ્રવેશ્યા. પહેરેલો ઝબ્બો કાઢી બ્લેકબોર્ડની ખીંટી પર ભરાવ્યો અને એટલું જ બોલ્યાઃ 'આ રીતે ભણવાનું ફાવશે ને?'

પેલા વિદ્યાર્થીઓ તો એવા શરમાઈ ગયેલા કે સમગ્ર તાસ દરમ્યાન ઊંચું પણ જોઈ શકેલા નહીં.'

ટી.બી.ની સારવાર માટે પંચગની જવા નીકળવાના દિવસે સવારે પાંચ વાગે વસ્તુભંડાર આગળ ગવાયેલી પ્રાર્થના. 'ઊઠ જાગ મુસાફિર ભોર ભયો. અને પછી આશ્રમનું ગમગીન વાતાવરણ... - આશ્રમશાળાના વિદ્યાર્થીઓની તેમને અશ્રુભીની આંખે વિદાય.

સાજા થઈને આવ્યા ત્યારે પણ વિદ્યાર્થીઓ અને કર્મચારીઓની આંખોમાં અશ્રુધાર વહે. આખો આશ્રમ અને સ્ટેશન સુધીનો રસ્તો શણગારેલો. બેન્ડ સાથે તેમને આવકારેલા. આ બધું મને કેમ વિસરે રે?

એમને સારા શિક્ષકનો એવોર્ડ ધાર્યા કરતાં મોડો મળેલો. તેમને સન્માનવા અમદાવાદનો ટાઉનહોલ ચીકાર. ગુજરાત રાજ્યના પ્રથમ ગર્વનર શ્રી મહેંદી નવાજ જંગ પ્રમુખ પદે. વિદ્યાર્થીઓનો ગુરુ માટે સદ્ભાવ અને શિસ્ત જોઈ તેઓ પણ અચરત પામી ગયા હતા.

આજે તો કડી અને ગાંધીનગરની સંસ્થાઓ ૩૫ હજાર કરતાં વધારે વિદ્યાર્થીઓની સંખ્યા ધરાવે છે. વિદ્યાર્થી કે વિદ્યાર્થીનીઓ માટેનાં છાત્રાલયો; વિવિધ વિદ્યાશાખાઓ અને સંસ્થાને વિશ્વવિદ્યાલયનો દરજ્જો એ બધું આભારી છે સાંબેલાધારે વરસેલા સ્થાનિક અને એન.આર.આઈ. દાતાશ્રીઓશ્રી અને સંસ્થાના નિષ્ઠાવાન હોદેદારોને.

**થાકી પાકીને જ્યારે ભોંય ભેગા થઈ (સૂઈ) જાશું આપણે,**
**બીજા લોકો ઊભરશે જુવાન ને તરોતાજા;**
**જે પગલાં કાપી ચૂક્યા આપણે એ પંથે ચઢશે તેઓ;**
**જે કેડીઓ કંડારી હશે આપણે એ માર્ગે પર્વતો ખૂંદશે તેઓ**
**તેમને ખબર સુદ્ધાં ન હશે એ લોકોના નામોની**
**કે જેમણે નિર્માણ કર્યું હશે તેઓને માટેની પગદંડીઓનું.**

■ ■ ■

# પરિશિષ્ટ

## પરિશિષ્ટ - ૧

## સંસ્થાના ઈતિહાસની તારીખો

| | |
|---|---|
| તા. ૮-૬-૧૯૧૯ | સંસ્થાની સ્થાપના. |
| તા. ૨૨-૩-૧૯૨૦ | વિદ્યાર્થી આશ્રમની શરૂઆત. |
| તા. ૧-૩-૧૯૨૨ | ત્રણ ધોરણની અંગ્રેજી શાળાની શરૂઆત. |
| તા. ૧૫-૯-૧૯૨૩ | સંસ્થાના મકાનનું ખાત મુહૂર્ત. |
| જૂન ૧૯૨૫ | ઉદ્યોગ શિક્ષણની શરૂઆત. |
| તા. ૪-૧-૧૯૨૬ | કૈ. શ્રીમંત મહારાજા સાહેબની સંસ્થાની મુલાકાત. |
| તા. ૨૭-૭-૧૯૨૯ | પૂજ્ય મહાત્મા ગાંધીજીની સંસ્થાની મુલાકાત. |
| ૧૯૨૮ | ગુજરાત ગૌશાળાની શરૂઆત. |
| તા. ૧૬-૧૨-૧૯૩૩ | સંસ્થાના બાર વાર્ષિક (અર્ધરૌપ્ય) ઉત્સવ ઉજવાયો. |
| તા. ૧-૪-૧૯૩૫ | વિદ્યાલયમાં મેટ્રિકનો વર્ગ ખોલવામાં આવ્યો. |
| તા. ૨૨-૧૧-૧૯૩૫ | સર્વ વિદ્યાલયને અલગ સંસ્થા બનાવી. |
| તા. ૨-૫-૧૯૩૭ | સંસ્થાના આદ્યસંચાલક શ્રી છગનલાલ પીતામ્બરદાસ પટેલને સંસ્થાના નવાજૂના વિદ્યાર્થીઓ તરફથી માનપત્ર અર્પણ કરવામાં આવ્યું. |
| તા. ૨૨-૧૨-૧૯૪૦ | સંસ્થાના આદ્ય સંચાલક શ્રી છગનલાલ પીતામ્બરદાસનું અમદાવાદ મુકામે અવસાન થયું. |

## પરિશિષ્ટ - ૨

### સને ૧૯૨૮-'૨૯ માટે નીચે જણાવ્યા પ્રમાણે સભ્યોનું વ્યવસ્થાપક મંડળ બનશે

| | | | | |
|---|---|---|---|---|
| ૧. | જેઠાલાલ ચીમનલાલ સ્વામીનારાયણ. અમદાવાદ. | | ૮. શ્રી તુલસીદાસ ગોપાળદાસ પટેલ | કડી |
| | | | ૯. શ્રી ગોપાળભાઈ હરિભાઈ પટેલ. | લણવા |
| ૨. | છગનલાલ પીતાંબરદાસ પટેલ | સરઢવ | ૧૦. શ્રી ધનજીભાઈ મોતીભાઈ પટેલ. | લાડોલ |
| ૩. | ધનશા જેકરણદાસ પટેલ | આદરજ | ૧૧. શ્રી રામચંદ્ર જમનાદાસ અમીન | વિજાપુર |
| ૪. | હીરાલાલ વસંતદાસ પટેલ | અમદાવાદ | ૧૨. શ્રી ગંગારામ નથુભાઈ પટેલ | વિડજ |
| ૫. | પુરુષોત્તમદાસ લલ્લુભાઈ પટેલ | બાવળા | ૧૩. શ્રી પોપટલાલ ગુલાબદાસ પટેલ | સ્વંસેવક |
| ૬. | અંબાલાલ શિવલાલ પટેલ | ચાણસ્મા | ૧૪. શ્રી છગનલાલ કાળીદાસ પટેલ | ,, |
| ૭. | હરજીવનદાસ ભગવાનદાસ પટેલ | સુરત | ૧૫. શ્રી બાપુભાઈ વીઠ્ઠલદાસ પટેલ | ,, |

પ્રમુખ મંત્રી, તથા સહમંત્રીઓ નીચે પ્રમાણે નીમવામાં આવે છે.

પ્રમુખ પ્રો. જેઠાલાલ ચીમનલાલ સ્વામીનારાયણ.

મંત્રી શ્રી છગનલાલ પીતાંબરદાસ પટેલ.

સહમંત્રીઓ શ્રી પોપટલાલ ગુલાબદાસ પટેલ, શ્રી છગનલાલ કાળીદાસ પટેલ

અન્વેષકો (ઓડિટરો) ની નિમણૂક નીચે પ્રમાણે કરવામાં આવે છે-

૧. શ્રી જેઠાલાલ લાલદાસ પટેલ. મહેસાણા સહકારી બેન્કના મેનેજર.

૨. શ્રી સાંકળચંદ વનમાળીદાસ પટેલ. કડી

**નાણાં સમિતિના સભ્યો નીચે પ્રમાણે રહેશે.**

૧. શેઠશ્રી દુર્ગાપ્રસાદ શંભુપ્રસાદ લશ્કરી, ૨. પા. ધનશા જેકરણદાસ, ૩. પા. છગનલાલ પીતાંબરદાસ, ૪. પા. પોપટલાલ ગુલાબદાસ., ૫. પા. ગંગારામ નથુદાસ.

આ પૈકી પટેલ છગનલાલ પીતાંબરદાસ તથા પોપટલાલ ગુલાબદાસને મેનેજિંગ મંત્રીઓ તરીકે નીમવામાં આવે છે.

### શ્રી સર્વ વિદ્યાલય નિવેદન (૧૯૩૪-'૩૫)

સંસ્થાનું મુખ્ય કેન્દ્ર સર્વ વિદ્યાલય છે અને એ કેન્દ્રના આધારભૂત વિદ્યાર્થીઓ અને શિક્ષકો છે. પ્રચલિત કેળવણી સાથે વિદ્યાર્થીઓમાં કંઈક નવા વિચારો અને નવા પ્રાણબળનું સિંચન થાય એ માટે પ્રયત્નો કરવામાં આવે છે.

વર્ષ દરમ્યાન શાળામાં અને ઉદ્યોગ વિભાગમાં નીચેના શિક્ષકોએ કામ કર્યું છે :

| | | | | |
|---|---|---|---|---|
| ૧. | શ્રી બાપુભાઈ વિ. ગામી | બી.એ. | (ઓનર્સ) | આચાર્ય |
| ૨. | શ્રી પોપટલાલ ગુ. પટેલ | સ્નાતક | (ગુ.વિ.) | અધ્યાપક |
| ૩. | શ્રી છગનલાલ કા. પટેલ | ,, | ,, | ,, |
| ૪. | શ્રી ઉમેદભાઈ ર. પટેલ | ,, | ,, | ,, |
| ૫. | શ્રી સદાશિવ ઉ. મહેતા | બી.એસસી. | | ,, |
| ૬. | શ્રી વાલજીભાઈ કા. પટેલ | પ્રીવીયસ | | ,, |
| ૭. | શ્રી માણેકલાલ ઉ. રાવળ | મેટ્રિક | | ,, |
| ૮. | શ્રી રતિભાઈ ડા. અમીન | મેટ્રિક સુધી | ,, | |
| ૯. | શ્રી જોઈતારામ સાંકળચંદ મિસ્ત્રી | | સુથારી શિક્ષક | |
| ૧૦. | શ્રી સોમાભાઈ મથુરભાઈ પટેલ | | વણાટ શિક્ષક | |
| ૧૧. | શ્રી આત્મારામ ધનશાભાઈ પટેલ | | મુદ્રણાલય શિક્ષક | |

તા. ૩૧-૩-'૩૫થી છૂટા થયા)

### વર્ષ દરમ્યાન વિદ્યાર્થીઓની સંખ્યા નીચે પ્રમાણે રહી છે.

| ધોરણ | ૬ | ૫ | ૪ | ૩ | ૨ | ૧ | |
|---|---|---|---|---|---|---|---|
| વર્ષની શરૂઆતમાં | ૮ | ૧૩ | ૨૦ | ૩૨ | ૩૭ | ૩૩ | કુલ ૧૪૩ |
| વર્ષની આખરે | ૧૨ | ૧૩ | ૨૪ | ૩૨ | ૪૦ | ૩૬ | કુલ ૧૫૭ |

વર્ષ આખરે શાળામાં ૮ કન્યાઓ અભ્યાસ કરતી હતી.

## પરિશિષ્ટ - ૩ અ

### સને ૧૯૩૫-'૩૬ના વર્ષ માટે નીચે પ્રમાણે વ્યવસ્થાપક મંડળ, પ્રમુખ, મંત્રીઓ અને અન્વેષકો નીમવામાં આવ્યા છે.

| | | | |
|---|---|---|---|
| ૧. | પ્રો. જેઠાલાલ ચીમનલાલ સ્વામીનારાયણ | એમ.એ. પ્રમુખ. | |
| ૨. | શેઠશ્રી મફતલાલ ગગલદાસ | અમદાવાદ | |
| ૩. | શેઠશ્રી દુર્ગાપ્રસાદ શંભુપ્રસાદ | ,, | |
| ૪. | શેઠશ્રી સોમનાથ રૂપજીદાસ | ,, | |
| ૫. | શેઠશ્રી તુલસીદાસ ગોપાળદાસ | કડી | |
| ૬. | શ્રી અંબાલાલ શિવલાલ પટેલ | બી.એ.એલ.એલ.બી. | ચાણસ્મા |
| ૭. | શ્રી કાનજીભાઈ શિવાભાઈ પટેલ | બી.એ.એલ.એલ.બી. | ,, |
| ૮. | શ્રી શંકરલાલ પ્રભુદાસ પટેલ | બાર.એટ.લો. | વિસનગર |
| ૯. | શ્રી બબાભાઈ રામદાસ પટેલ | બી.એસ.સી.બી.ટી. | અમદાવાદ |
| ૧૦. | શ્રી પૂંજાભાઈ જેઠીદાસ પટેલ | બી.એ. એલ.એલબી. | કલોલ |
| ૧૧. | શ્રી રામદાસ હરગોવિંદદાસ પટેલ | વામજ | |
| ૧૨. | શ્રી છગનલાલ રામદાસ પટેલ | બી.એ. | લક્ષ્મણપુરા |
| ૧૩. | શ્રી આત્મારામ માલદાસ પટેલ | છત્રાલ | |
| ૧૪. | શ્રી ગોપાળભાઈ હરિભાઈ પટેલ | લણવા | |
| ૧૫. | શ્રી છગનભાઈ કાળીદાસ પટેલ | સ્નાતક (ગુ.વિ.) | કડી |



| | | | |
|---|---|---|---|
| ૧૬. | શ્રી બાપુભાઈ વિઠ્ઠલદાસ ગામી | બી.એ. (ઓનર્સ) | કડી |
| ૧૭. | શ્રી જોઈતારામ દેવકરણદાસ પટેલ | મેડા આદ્રજ | |
| ૧૮. | શ્રી ધનશાભાઈ જેકરણદાસ પટેલ | ,, | |
| ૧૯. | શ્રી મગનલાલ બાજીદાસ પટેલ | બલોલ | |
| ૨૦. | શ્રી રામદાસ ઉજમદાસ પટેલ | નારદીપુર | |
| ૨૧. | શ્રી વેણીદાસ ઉજમદાસ પટેલ | રાજપુર | |
| ૨૨. | શ્રી શકરાભાઈ બહેચરભાઈ પટેલ | અમદાવાદ | |
| ૨૩. | શ્રી જીભાઈ છબીલદાસ પટેલ | લાડોલ | |
| ૨૪. | શ્રી ગોકળદાસ પ્રાણદાસ પટેલ | શેરથા | |
| ૨૫. | શ્રી રામચંદ્ર જમનાદાસ અમીન | બી.એ.એલ.એલ.બી. | |
| ૨૬. | શ્રી છગનલાલ પીતામ્બરદાસ પટેલ | મંત્રીઓ | |
| ૨૭. | શ્રી પોપટલાલ ગુલાબદાસ પટેલ | સ્નાતક (ગુ.વિ.) | મંત્રીઓ |

#### અન્વેષકો

| | | | |
|---|---|---|---|
| ૧. | શ્રી જેઠાલાલ લાલદાસ પટેલ | (મેનેજર મહેસાણા સહકારી બેંક) | |
| ૨. | રણછોડલાલ અમૃતલાલ પરીખ | બી.કોમ. | કડી |
| ૩. | સાંકળચંદ વનમાળીદાસ પટેલ | કડી | |

## પરિશિષ્ટ - ૪

### સને ૧૯૩૬-'૩૭ના વર્ષ માટે વ્યવસ્થાપક મંડળ તથા હોદ્દેદારો

#### વ્યવસ્થાપક મંડળના સભ્યો

| | | | |
|---|---|---|---|
| ૧. | પ્રો. જેઠાલાલ ચીમનલાલ સ્વામીનારાયણ | એમ.એ. પ્રમુખ | અમદાવાદ |
| ૨. | શેઠશ્રી તુળશીદાસ ગોપાળદાસ | | કડી |
| ૩. | શ્રી છગનલાલ પીતામ્બરદાસ પટેલ | | સરઢવ |
| ૪. | ,, અંબાલાલ તુળશીદાસ પટેલ | | કડી |
| ૫. | ,, અંબાલાલ શિવલાલ પટેલ | બી.એ. એલએલબી. | ચાણસ્મા |
| ૬. | ,, પુરુષોત્તમ રણછોડદાસ પટેલ | હાઈકોર્ટ વકીલ | કડી |
| ૭. | ,, પૂંજાભાઈ જેઠાલાલ પટેલ | બી.એ. એલ.એલબી. | કલોલ |
| ૮. | ,, બાપુભાઈ વિઠ્ઠલદાસ ગામી | બી.એ. (ઓનર્સ) | કડી |
| ૯. | ,, બબાભાઈ રામદાસ પટેલ | બી.એસસી. બી.ટી. | અમદાવાદ |
| ૧૦. | ,, કાનજીભાઈ શિવાભાઈ પટેલ | બી.એ., એલ.એલબી. | મહેસાણા |
| ૧૧. | ,, ડૉ. માણેકલાલ છગનલાલ પટેલ | | કડી |
| ૧૨. | ,, નારણભાઈ અમીચંદ પટેલ | | મુંબઈ |
| ૧૩. | ,, ગોકળભાઈ પ્રાણદાસ પટેલ | | શેરથા |
| ૧૪. | ,, ગોપાળભાઈ હરિભાઈ પટેલ | | લણવા |
| ૧૫. | ,, રામદાસ હરગોવિંદદાસ પટેલ | | વામજ |
| ૧૬. | ,, જોઈતારામ દેવકરણદાસ પટેલ | | આદરજ |
| ૧૭. | ,, ધનશાભાઈ જેકરણભાઈ પટેલ | | આદરજ |
| ૧૮. | ,, વેણીભાઈ ઉજમદાસ પટેલ | | રાજપુર |
| ૧૯. | ,, રામચંદ્ર જમનાદાસ અમીન | બી.એ. એલ.એલબી., વિજાપુર | મંત્રીઓ |
| ૨૦. | પોપટલાલ ગુલાબદાસ પટેલ | એ. વિ., કડી | મંત્રીઓ |

#### અન્વેષકો

૧. શ્રી જેઠાલાલ લાલદાસ પટેલ મેનેજર : મહેસાણા પ્રાંત સહકારી બેન્ક લિ. મહેસાણા

૨. શ્રી સાંકળચંદ વનમાળીદાસ પટેલ

## પરિશિષ્ટ - ૫

### પૂ. છગનભાના અવસાન બાદ

### સને ૧૯૪૧-'૪૨ના વર્ષ માટેનું વ્યવસ્થાપક મંડળ તથા હોદ્દેદારો

| ક્રમ | નામ | પદવી/હોદ્દો | ગામ |
|---|---|---|---|
| ૧. | પ્રો. જેઠાલાલ ચીમનલાલ સ્વામીનારાયણ | એમ.એ. પ્રમુખ | અમદાવાદ |
| ૨. | શ્રી રામચંદ્રભાઈ જમનાદાસ અમીન | બી.એ.,એલએલ.બી., મંત્રી | વિજાપુર |
| ૩. | શ્રી છગનલાલ રામદાસ પટેલ | બી.એ., એલએલ.બી., મંત્રી | કડી |
| ૪. | શ્રી તુલસીદાસ ગોપાળદાસ પટેલ | | કડી |
| ૫. | શ્રી પુરુષોત્તમદાસ રણછોડદાસ પટેલ | હાઈકોર્ટ પ્લીડર | મહેસાણા |
| ૬. | શ્રી છોટાલાલ મગનલાલ પટેલ | | કડી |
| ૭. | શ્રી બાપુભાઈ વિઠ્ઠલદાસ ગામી | બી.એ. (ઓનર્સ) | કડી |
| ૮. | શ્રી પોપટલાલ ગુલાબદાસ પટેલ | અ.વિ. (ગુ.વિ.) | કડી |
| ૯. | શ્રી છગનભાઈ કાળીદાસ પટેલ | ભા.વિ. (ગુ.વિ.) | કડી |
| ૧૦. | શ્રી વેણીદાસ ઉજમદાસ પટેલ | | રાજપુર |
| ૧૧. | શ્રી શકરાભાઈ બહેચરદાસ પટેલ | | અમદાવાદ |
| ૧૨. | શ્રી ધનાભાઈ જીવાભાઈ પટેલ | | કડી |
| ૧૩. | શ્રી રણછોડદાસ જેસંગદાસ પટેલ | | વામજ |
| ૧૪. | શ્રી અંબાલાલ જોરદાસ પટેલ | | શેરથા |
| ૧૫. | શ્રી મગનલાલ બાજીદાસ પટેલ | | બલોલ |
| ૧૬. | શ્રી રામદાસ છગનલાલ પટેલ | | સરઢવ |
| ૧૭. | શ્રી અંબાલાલ એમ. પટેલ | | કરણનગર |
| ૧૮. | શ્રી જોઈતારામ દેવકરણદાસ પટેલ | | મેર્ડાઆદરજ |

#### અન્વેષકો

૧. શ્રી જેઠાલાલ લાલદાસ પટેલ — મેનેજર : મહેસાણા પ્રાંત સહકારી બેન્ક લિ. મહેસાણા

૨. શ્રી સાંકળચંદ વનમાળીદાસ પટેલ

## પરિશિષ્ટ - ૬

**કડીના આંગણે બે દિવસનો કાર્યક્રમ** (રવિ - સોમ : તા. ૨૯-૩૦ એપ્રિલ ૧૯૫૧)

#### તા. ૨૯-૪-'૫૧ રવિવાર

| સમય | કાર્યક્રમ |
|---|---|
| સવારે ૭-૦૦ | ધ્વજવંદન |
| ૭-૩૦ થી ૧૧-૦૦ | કડી સંસ્થાના નવાજૂના વિદ્યાર્થીઓનું સ્નેહસંમેલન |
| ૧૧-૦૦ | પરિષદના પ્રમુખનું સ્ટેશન ઉપર સ્વાગત. |
| બપોરે ૧-૩૦ થી ૩-૩૦ | પરિષદનું વ્યવસ્થાપક મંડળ તથા વિષય વિચારિણી સમિતિ. |
| ૪-૦૦ થી ૭-૦૦ | પરિષદનું ખુલ્લું અધિવેશન. |
| ૭-૦૦ થી ૮-૦૦ | પટેલ ભુવન તરફથી પરિષદના પ્રમુખશ્રીનું સન્માન. |
| રાત્રે ૯-૦૦ થી ૧૨-૦૦ | વિદ્યાર્થીઓનો મનોરંજનકાર્યક્રમ. |

#### તા. ૩૦-૪-'૫૧ સોમવાર

| સમય | કાર્યક્રમ |
|---|---|
| સવારે ૭-૩૦ થી ૧૧-૦૦ | છગનભાની પ્રતિમાનો ઉદ્‌ઘાટન સમારંભ |
| બપોરે ૨-૦૦ થી ૪-૦૦ | સ્નેહસંમેલનની બીજી બેઠક |
| ૪-૦૦ થી ૭-૦૦ | પરિષદનું ખુલ્લું અધિવેશન. |
| રાત્રે ૯-૦૦ થી ૧૨-૦૦ | વિદ્યાર્થીઓના વ્યાયામના પ્રયોગો. |

■ ■ ■